

# સ્મૃતિ અને સંસ્કૃતિ

## રાજરત્ન
## શ્રી નાનજી કાલિદાસ મહેતા
## સ્મૃતિગ્રંથ

# સ્મૃતિ અને સંસ્કૃતિ

(રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ)

## પ્રથમ ખંડ

•

एतंद् देश–प्रसूतस्य
सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्
पृथिव्यां सर्वमानवाः ।।
–मनुस्मृतिः



•

: પ્રકાશક :
રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ
પોરબંદર



॥ श्री गणेशाय नमः ॥


- સ્મૃતિ અને સંસ્કૃતિ :
  [ રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ ]
- પ્રકાશક :
  રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ,
  આર્યકન્યા ગુરુકુલ; પોસ્ટ બૉક્સ નં. ૧, પોરબંદર (ગુજરાત).
- મુદ્રક :
  શાંતિલાલ હરજીવન શાહ,
  નવજીવન મુદ્રણાલય,
  પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪.
- સાંસ્કૃતિક વિભાગ–સુશોભના : શ્રી જગન્નાથ અહિવાસી.
- આવરણ–મુદ્રણ : નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪.
- ત્રિરંગી ચિત્રમુદ્રણ : શ્રી કુમાર કાર્યાલય, કુમાર પ્રિન્ટરી લિમિટેડ, અમદાવાદ.
- હાફટોન–બ્લૉક : જીવન અને પ્રવૃત્તિ વિભાગ–આનુષંગિક મુદ્રણ : કુમાર કાર્યાલય, કુમાર પ્રિન્ટરી, લિમિટેડ, અમદાવાદ.
- લેખાનુષંગી રેખાચિત્ર અને હાફટોન મુદ્રણ : નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪
- આવરણ–આયોજન : શ્રી બિહારીલાલ, કુમાર પ્રિન્ટરી, અમદાવાદ : સહાયક : શ્રી મધુ કોટિયા, પોરબંદર
- આચ્છાદન–વસ્ત્ર : શ્રી મહારાણા મિલ્સ, પોરબંદર

# ગ્રંથ-પ્રાકટ્ય સમયે

સ્વ. પૂજ્ય બાપુજી અમારા સકલ પરિવારના પ્રાગ્વડ સમા હતા. એમની વત્સલ છાયામાં અમે સૌ ઊછર્યાં, સંસ્કાર પામ્યાં અને પોતપોતાની રીતે વિકાસ પામ્યાં. એમનાં અમે કેટલાં ગુણ–ઓશિંગણ છીએ, તેની વાસ્તવિક ખબર તો તેમના નિધન સમયે થઈ.

ખબર ન પડે તેમ, તેમણે એમના લાક્ષણિક વાત્સલ્યથી અમને સૌને છાયા કરી. એ પ્રેમ–અશ્વત્થનાં છાયા અને પ્રકાશે અમને પુલકિત કર્યાં. એમનાં નિષ્ઠા અને તપશ્ચર્યાએ કુટુંબને પ્રતિષ્ઠા આપી અને જીવનમાં આદર્શોની ઉચ્ચતાનું ભાન કરાવ્યું. સંસૃતિ અને સંસ્કૃતિ ઉભયને એકરૂપ કરવા તેઓ મથ્યા, અને એ મંથનનાં અમને સૌને સહભાગી બનાવ્યાં.

એમણે ખૂબ જ વહેલી વયે મહાસાગરો ખેડયા: આનંદવિનોદ માટે નહીં; નૈસર્ગિક પુરુષાર્થ વૃત્તિને વેગ આપવા; ઉદ્યોગો અને કૃષિ વિકસાવવા: સંસ્કાર અને સભ્યતાનાં નૂતન ધરતીમાં બીજ વાવવા. છેતાળીશ છેતાળીશ વાર સાગર–યાત્રાઓ ખેડી; અને પૂજ્ય કાકાસાહેબ કહે છે, તેમ 'સાગરવીર' બન્યા. એમના પુરુષાર્થથી યુગાન્ડા અને કેનિયાની ધરતી સાચા અર્થમાં વસુંધરા બની. અણપ્લાવિત ભૂમિને હૃદયનું હીર સીંચી પરિપ્લાવિત કરી અને નૂતન વસુઓ પ્રકટ્યા. જ્યાં સભ્યતાનું નામ નિશાન ન હતું, ત્યાં શ્રી આપાસાહેબ પંત કહે છે તેમ '"એક નૂતન પ્ર-ઔદ્યોગિક સભ્યતાનો યુગ પ્રકટાવ્યો.'

પૂ. બાપુજીએ પૂર્વ આફ્રિકાની ધરતીને અનન્ય ભાવથી આરાધી અને એ જ ધરતીને એમને એટલા જ અનન્ય ભાવથી અનંત હાથોએ આપ્યું. આપ્યું તેનો નિરવધિ સંગ્રહ ન કર્યો પણ માતૃભૂમિ અને કર્મદાત્રી ભૂમિના વિકાસ અર્થે મેળવ્યું તે વાપર્યું. યજ્ઞભાવનાનો આવો આરાધ ભાગ્યે જ અન્યત્ર પ્રગટ થયેલો હશે.

સાદગીના તો એ ઋષિજન હતા. સાદીભાષા, સાદો પહેરવેશ, સાદું લખાણ, સાદું ભોજનઃ અને ઉચ્ચ આચારવિચાર એમનાં જીવનનાં 'પંચશીલ' હતાં. ટાઢ ને તડકે, અંધારે ને અજવાળે પુણ્યમયી છાયા સમાં અમારાં પૂજ્ય બાને સથવારે, એમણે સંતપુરુષોને અર્ચ્યાં; રાષ્ટ્રપુરુષોનો સત્કાર કર્યો; રાજા મહારાજાઓ સાથે ફર્યાં, છતાં પોતે જે ગ્રામસમાજમાં ઊછર્યાં હતા, જેમની સાથે કિશોર–અવસ્થાનો નિર્મળ અને ઉચ્ચ આનંદ માણ્યો હતો, તે ગ્રામજનોને, ખેડૂતોને, સામાન્યજનને, તેઓ કદિ ન ભૂલ્યા. ઉત્સવમાં કે આપત્તિમાં, દુષ્કાળે કે સુકાળે, આનંદપર્વે કે જીવનને હલાવી નાખે એવા

દારુણ પ્રસંગોએ, તેઓએ તેમને હંમેશાં યાદ કર્યાં અને પોતાના હૃદયની મંજુષા એમને માટે ખુલ્લી મૂકી દીધી. પૂજ્ય બાપુજી સાથે અનેક વાર અમને સૌને તેમની જન્મભૂમિ ગોરાણા કે મોસાળની ભૂમિ વીસાવાડે જવાનું થતું, ત્યારે એમની અત્યંત પ્રૌઢ અને પાકટ વયે પણ "ઓરો આવ, બાપ ઓરો આવ"-કહેતાંકને પ્રેમાળ વૃદ્ધાઓ તેમનાં 'દુઃખણાં' લેવાને પડાપડી કરતી અને 'મારો નાનકો આઈ વિયો' એવા હેતાળ શબ્દોમાં જે ભાવ વ્યક્ત કરતી-એ દૃશ્ય તો આજેય હૈયામાં સંઘરાઈને સ્મરણીય બની જાય છે અને એમના નિધન સમયે જેમણે કેવળ એમનું નામ જ સાંભળ્યું હતું એવી સમવયસ્ક ગ્રામનારીઓ 'ધરમનો થાંભલો ખરી પડયો'-એમ કહેતાંવેંત ધ્રૂસકે ધ્રૂસકે રડી પડીને હૃદયવેધક ભાષામાં જે અંજલિ આપતી-એ સહુ સાંભળતાં આવા વહાલસોયા પિતાનાં સંતાન થયાનું ગૌરવ અનુભવતાં અને પૂ. બાપુજીના ત્યાગસભર જીવન-માર્ગ પર ચાલવાની અમને પ્રેરણા મળતી.

ભારતીય સંસ્કૃતિ અને હિન્દુ ધર્મના તેઓ સંરક્ષક અને સુધારક હતા. મહર્ષિ દયાનંદ અને પૂજ્ય ગાંધીજીના જીવનમાંથી પ્રેરણા લઈ હિંદુ સમાજ અને હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવામાં એમણે હૃદયપૂર્વક ભાગ ભજવ્યો; અને આપણી સાદી, અબૂઝ પણ પવિત્ર જીવન ગાળતી નારીઓના ઉત્થાન અર્થે પોતાની શક્તિનો ઉત્તમાંશ અર્પ્યો અને માતૃશક્તિનાં શિક્ષણ, ઉત્થાન અને સંરક્ષણના કાર્યમાં અનન્ય ભાવે તેઓ લાગી ગયા. ઉદ્યોગો વધતા ગયા; અર્થની છોળો ઉછળવા લાગી, પરન્તુ તેમણે સ્વીકારેલાં જીવનમૂલ્યો કે સેવાકાર્યમાંથી એ ન ચસ્યા! ઊલટી એમની કર્મવૃત્તિ અને દાનશીલતા ઉત્તરોત્તર પ્રબળ થતાં ગયાં. એમણે આર્યકન્યાગુરુકુલ અને મહિલા કૉલેજ જેવી સંસ્થાઓ સ્થાપી અને ઉભયને આત્માનાં અમૃતથી ઉછેરી. કીર્તિમંદિર સર્જી પૂજ્ય ગાંધીજીને રાષ્ટ્રીય અર્ઘ્ય આપ્યો. 'તારામંદિર'ની રચના કરી વિજ્ઞાન અને ઉદ્યોગ યુગના પુરસ્કર્તા મહામાત્ય પંડિત જવાહરલાલ નેહરુની સ્મૃતિને મૂર્ત કરી; ને ભારતમંદિરની સ્થાપના દ્વારા ભારતમાતા અને તેના વરેણ્ય સંતાનોએ-ઋષિકલ્પ પુરુષોએ અને સન્નારીઓએ જે સંસ્કૃતિનું સર્જન કર્યું તેને પુણ્ય વિનમ્ર પણ પ્રેરક અર્ઘ્ય આપ્યો. પૂર્વઆફ્રિકા અને હિંદની અનેક નાગરિક, સામાજિક, સાંસ્કૃતિક અને ધાર્મિક સંસ્થાઓને એમણે હૃદયપૂર્વક આપ્યું અને સતત ઉપાર્જનશીલ છતાં અખંડ અર્પણશીલ જીવન કેવું હોઈ શકે તેનો મૂક પણ પ્રત્યક્ષ સંદેશ તેઓ અમારા હૃદયમાં અંકિત કરી ગયા.

એમના સ્મૃતિગ્રંથને સ્મૃતિગ્રંથ સમિતિએ સંસ્કૃતિગ્રંથ કહ્યો છે તે એક રીતે યથાર્થ છે. જે સંસ્કૃતિને તેઓ અનન્ય ભાવે ચાહતા હતા, અને તેને યથામતિ સમજવા નિરંતર મથતા હતા, તે જ સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન પાસાંઓ ઉપર ગ્રંથના સાંસ્કૃતિક વિભાગમાં ઊંડો વિચારવિનિમય થયેલો છે. એટલે જ આ સ્મૃતિગ્રંથ વાચકને માત્ર એમનાં જીવન, સંવેદન અને સંસ્મરણની પ્રેરક રૂપરેખા આપશે એટલું જ નહીં પરંતુ આપણી સંસ્કૃતિનાં કેટલાંક ઉન્નત પાસાંઓ ઉપરનો ભિન્ન ભિન્ન મહાનુભાવોએ કરેલો વિચાર-વિનિમય પણ આપશે.

આ ગ્રંથને એનું યોજનાબદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકે એ માટે જે જે વડીલોએ, લોકનાયકોએ, રાષ્ટ્રપુરુષોએ, વિદ્વાનોએ, પૂજ્ય બાપુજીના સમવયસ્ક સ્નેહીઓએ અને મિત્રોએ જે ભાવ પ્રદર્શિત કરેલો છે, તે માટે તેમનો તથા ગ્રંથસમિતિનો આભાર માનીએ છીએ.

'નવજીવન ટ્રસ્ટ' – અમદાવાદ દ્વારા સંચાલિત નવજીવન મુદ્રણાલયના પ્રેમાળ અને સેવાભાવી સંચાલક શ્રી ધીરુભાઈ નાયક, તેમના સહકાર્યકર શ્રી રમણભાઈ પટેલ તથા 'કુમાર' કાર્યાલયના સંચાલક શ્રી બચુભાઈ રાવતે, મુદ્રણકાર્યની ભિન્ન ભિન્ન જવાબદારી સ્વીકારી જે શ્રમ ઉઠાવ્યો છે, તે માટે તેમનો સૌનો આભાર માનીએ છીએ. વિશેષમાં અમારા કુટુંબના સ્નેહી અને પૂજ્ય બાપુજીના આપ્તજન શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકે સ્મૃતિ-ગ્રંથ માટે બાપુજીની જીવનકથાનો સંક્ષેપ કરી આપ્યો; વિખ્યાત ભારતીય કલાકાર શ્રી જગન્નાથ મુરલીધર અહિવાસીએ 'રેખાંજલિ'નાં ચિત્રો સાંસ્કૃતિક વિભાગના શોભન અર્થે ઉપયોગમાં લેવા અનુમતિ આપી; અને બનારસની અમેરિકન ઍકેડેમી, ઑફ આર્ટ્સે એક શિલ્પ લેખ માટે ફોટોચિત્રોના ખાસ હક્ક બાજુએ રાખીને, તેનો ઉપયોગ કરવાની છૂટ આપી; તે સૌનો હૃદયપૂર્વક આભાર માટે માનીએ છીએ.

પૂજ્ય બાપુજીનાં, અમે સૌ બાળકો અને પારિવારિક જનો, આ સ્મૃતિગ્રંથ દ્વારા શુભેચ્છા અને સહાનુભૂતિની અતૂટ સ્નેહગ્રંથિથી સંકળાઈએ છીએ – અને એ પ્રેમ સંબંધ જ અમારે મન એક મોટી અસ્કયામત છે — એ માટે પુનઃ પુનઃ ઋણ વ્યક્ત કરીને વિરમીએ છીએ.

માર્ગશીર્ષ : ૨૦૨૮ : શુક્લ દ્વિતીયા, યુગાન્ડા રોડ, સ્વસ્તિક ભવન, પોરબંદર ● ● ●



# પુરોવચન

વીસમી સદીનો આરંભ એ જગતના મહાજનોના પ્રાકટ્યનો કાળ ગણાયો છે. તે સમય દરમિયાન નવઉત્થાન પામતા પ્રત્યેક દેશમાં મહાજ્યોતિઓ પ્રકટ્યા અને તેમના પ્રકાશમાંથી પોતાની આત્મજ્યોતિને પ્રકટાવી અનેક ધન્યનામ પુરુષોએ આ ધરતીને સ્થૂળ અને સૂક્ષ્મ વસુથી સમૃદ્ધ બનાવવા ભગીરથ પ્રયત્નો કર્યા. એમાં અનેક રાજપુરુષો, કલાકારો, સંસ્કાર-સ્વામીઓ, લોકનેતાઓ, રાષ્ટ્રભક્તો, સમાજસુધારકો, ધર્મસંસ્કારકો, વૈજ્ઞાનિકો અને ઉદ્યોગપતિઓનો સમાવેશ થાય છે. એશિયા અને આફ્રિકાના દેશો પણ ત્યારે દીર્ઘ નિદ્રામાંથી જાગીને, પડખું ફેરવતા હતા અને એક નવો ઉષઃકાળ આ દેશોમાં જન્મવાને તત્પર થઈ રહ્યો હતો. ઓગણીસમી સદીના પુરાણા સંસ્કારો આ ઉદય પામતા યુગના નૂતન સંસ્કારો સાથે તાલ મેળવવા પ્રયત્ન કરતા હતા અને સમસ્ત પૃથ્વી પર મંથન, સંઘર્ષ અને સમન્વયનો યુગ બેસી રહ્યો હતો.

ભારત તો ઠીક પણ સૌરાષ્ટ્ર જેવા, અનેક દેશી રાજ્યમાં વિભક્ત થયેલા, પ્રદેશમાં પણ એના ભણકારા સંભળાતા હતા. એક બાજુ વૈદિક આદર્શ અને વૈદિક સંસ્કારના પ્રથમ પ્રહરી તરીકે અર્વાચીનોમાં આદ્ય, ઋષિવર સમા સ્વામી, દયાનંદજીનો વેદ–ટંકાર સંભળાતો હતો, તો બીજી બાજુ પૂજ્ય મહાત્મા ગાંધીજી જેવી પરમ વિભૂતિના પ્રાકટ્યનું વિધાતા શુભ મુહૂર્ત લખી રહી હતી. ભારતની સાંસ્કૃતિક અને રાજકીય પરાધીનતા અસ્તિત્વના છેલ્લે ત્રાજવે તોળાઈ હતી. સાર્વત્રિક જાગૃતિના આ ઉષઃકાળે શ્રી નાનજીભાઈએ પોતાનો પુરુષાર્થ આદર્યો અને પોતાના કર્મયોગથી, દાનશીલતાથી, તેમજ સમાજ, ધર્મ, શિક્ષણ અને સંસ્કૃતિની કરેલી સેવાથી તેઓ વ્યક્તિમાંથી વ્યક્તિવિશેષ, અને વ્યક્તિવિશેષમાંથી સમષ્ટિના માનાર્હ પુરુષ બની ગયા. એમાં પ્રાચીન સંસ્કારોએ જેટલો ભાગ ભજવ્યો, તેટલો ભાગ નવા યુગના વાતાવરણે પણ ભજવ્યો. પોતાનાં સાહસ, શૌર્ય, વિચક્ષણતા, અર્પણવૃત્તિ અને સેવાભાવનાથી તેઓ એક સફળ ઉદ્યોગપતિ અને સંસ્કૃતિસેવક બની ગયા અને સ્વકીય આત્મતેજથી આફ્રિકા અને ભારતનાં અનેક ક્ષેત્રોને તેમણે ભિન્ન ભિન્ન રીતે અજવાળ્યાં.

બ્યાસી વર્ષની લાંબી અવધ સુધી આ સર્વક્ષેત્રીય પુરુષાર્થ ચાલુ જ રહ્યો અને તે છેક તેમના નિધન પછી જ અટક્યો. આવા પુરુષાર્થી, સાહસશૂર અને સમાજહિતૈષી પુરુષના સ્મૃતિગ્રંથને ‘સ્મૃતિ અને સંસ્કૃતિ’નું નામ એટલા માટે આપેલું છે કે તેમાં તેમના પ્રેરક જીવનની સ્મૃતિઓ તો છે જ, પણ વિશેષમાં ભારતીય સંસ્કૃતિનાં ભાતીગળ પાસાંનું અને તેના વિદ્યાસંસ્કારોનું સાંસ્કૃતિક–વિભાગોમાં પ્રતિબિંબ છે. અમને શ્રદ્ધા છે કે વિદ્યા-

વિષયક આ વિભાગ વિદ્વદ્જનોનો આદર પામશે અને સ્મૃતિ–વિભાગ આ પુરુષને સમજવાની અને તેમનો યથાયોગ્ય આદર કરવાની સામગ્રી તેમ જ દષ્ટિ પૂરી પાડશે. આટલું થશે, તોયે ગ્રંથસંપાદન સમિતિ તેનો શ્રમ કૃતાર્થ થયો માનશે.

સમગ્ર ગ્રંથને છ મુખ્ય વિભાગોમાં વહેંચી નાખવામાં આવેલ છે. પ્રથમ વિભાગ જીવન-વિભાગ છે અને તેમાં સ્મૃતિનાયકના જીવનનો પ્રેરક સંક્ષેપ આપેલો છે. બીજો વિભાગ સંવેદન-વિભાગ છે; જેમાં ચરિત્રનાયકના નિધન પ્રસંગે જે શોકોર્મિઓ વ્યક્ત થયેલી અને આપ્તજનોએ, સ્નેહીમિત્રોએ, સમવયસ્કોએ અને સમકાલીન પુરુષોએ વેદના અનુભવેલી તેના આલેખન રૂપે સંદેશાઓ, તારો, પત્રો તથા શોક પ્રસ્તાવોમાંથી પ્રતિનિધિ રૂપ ઊર્મિ-વિશેષોને સંકલન કરવાનો પ્રયત્ન કરેલો છે. બધા સંદેશાઓ સ્વાભાવિક રીતે એમાં સામેલ ન થઈ શકે; કારણ કે સમગ્ર ગ્રંથના આયોજનમાં વ્યાપની સમતુલા જાળવવી જોઈએ. ત્રીજો વિભાગ સંસ્મરણ-વિભાગનો છે. તેમાં ભિન્ન ભિન્ન ક્ષેત્રના પુરુષોનાં શ્રી નાનજીભાઈ વિષેનાં અનુભવ-સંસ્મરણો જાળવી રાખવા પ્રયાસ કરેલ છે. એ સંસ્મરણોમાંથી તેમના વ્યક્તિત્વની વિશિષ્ટતા અને પુરુષાર્થપ્રિયતા, ઋજુતા, સિદ્ધિ અને તપશ્ચર્યાની જીવનવસુ ઊપસી આવે છે. સંસ્મરણ-વિભાગ પછી આવે છે બૃહદ સંસ્કૃતિ વિભાગ : જે અનેક ઉપવિભાગોમાં વિભક્ત થઈ સંસ્કૃતિ, શિક્ષણ, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકળા, નૃત્ય, નાટ્ય, સંગીત, સાહિત્ય, વિવેચન, પ્રકૃતિ, પ્રવાસ, આયુર્વેદ ઇત્યાદિમાં પથરાઈ, સંસ્કૃતિનાં જુદાં જુદા પાસાંઓને આલેખે છે. સંસ્કૃતિ-વિભાગ પછી 'સર્જન અને પ્રદાન'નો વિભાગ આવે છે. તેમાં શ્રી નાનજીભાઈએ સર્જેલી, પોષેલી અને પ્રેરેલી સંસ્થાઓનો ઐતિહાસિક ઉલ્લેખ આવે છે; છેલ્લે 'ધ્વનિ-પ્રતિધ્વનિ' વિભાગમાં તેમનાં જીવન-પ્રસંગોની સંપૂર્ણ સૂચિ આપી ગ્રંથ સમાપ્તિને પામે છે. આ કઠિન કાર્ય પાર પાડવામાં જે લોકનાયકોએ, વિદ્વાનોએ, નિષ્ણાતોએ, સાક્ષરોએ, અને પોતપોતાના વિશિષ્ટ ક્ષેત્રના અભ્યાસીઓએ સહકાર આપેલો છે, તેમના પ્રત્યે આ ગ્રંથ-સમિતિ પોતાનું ઋણ વ્યક્ત કરે છે અને આટલી બધી પ્રજ્ઞાઓ સાથે આ વિશાળ-કાર્ય હાથ ધરતાં જે સંપર્ક અને સમાગમ થયો તે માટે પરમકૃપાળુ પરમાત્માનો આભાર માને છે.

આ ગ્રંથનાં ત્રિરંગી ચિત્રો શ્રી બચુભાઈ રાવત જેવી કલાપ્રેમી વ્યક્તિને આભારી છે. તેમણે શ્રી નાનજીભાઈના જીવન-પ્રસંગો અને પ્રવૃત્તિ સાથે સંલગ્ન એવી ઐતિહાસિક છબીઓનું હાફટોન મુદ્રણ તો કરી આપ્યું; પરંતુ તેના સંસ્કૃતિ-વિભાગને ત્રિરંગી ચિત્રોથી વિભૂષિત કરવા ગુજરાતના પ્રતિનિધિ ચિત્રકારોનાં ચિત્રોના બ્લૉક્સ સુપ્રાપ્ય કરી, ત્રિરંગી ચિત્રોનું મુદ્રણ કરી આપી, મિત્ર અને મુરબ્બી તરીકે 'કુમાર પ્રિન્ટરી' દ્વારા જે સહકાર આપેલો છે, તે માટે તેમનો આભાર માનીએ છીએ. ગ્રંથનું જૅકેટ 'કુમાર'ના કલાકાર ભાઈ શ્રી બિહારીલાલે તથા શ્રી મધુ કોટિયાએ કરી આપી, નવજીવન મુદ્રણાલયે છાપેલું છે, તેનો પણ ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય; પરંતુ અધિકતર આભાર અમારે માનવાનો છે નવજીવન ટ્રસ્ટનો અને નવજીવન મુદ્રણાલયના સંચાલક શ્રી ધીરુભાઈ નાયક તથા તેમના સહાયક શ્રી રમણભાઈનો કારણ કે તેમણે આ ગ્રંથનું સમગ્રનું મુદ્રણ કાર્ય સ્વીકારી,

લેખાનુષંગિક હાફટોન અને રેખાંકનો કરી સમયસર પૂરું કરવાનું બીડું ઝડપ્યું ન હોત તો આ ગ્રંથ જે સ્વરૂપે છે તે સ્વરૂપે જલદી પ્રકટ થઈ શકયો ન હોત.

પૂજ્ય ગાંધીજીની સદ્‌ગત શ્રી નાનજીભાઈના પરિવાર પ્રત્યે જે ભાવના અને મમતા હતી, તેનું જ જાણે અનુસરણ કરીને નવજીવન ટ્રસ્ટે એના મુદ્રણાલય દ્વારા આ ગ્રંથનું મુદ્રણ-કાર્ય અનેક વ્યાવસાયિક કામ હોવા છતાં સ્વીકાર્યું તે માટે કયા શબ્દોમાં આભાર માનવો? વળી શ્રી જગન્નાથ મુરલીધર અહિવાસીજી સમા ભારતીય કલાના શ્રેષ્ઠ ધુરંધરોમાંના એકે પોતાની 'રેખાંજલિ'માંથી સંસ્કૃતિ-વિભાગના પ્રત્યેક ઉપવિભાગને અનુરૂપ ધ્વન્યાત્મક રેખા-ચિત્રો લેવાની છૂટ આપીને આ ગ્રંથની સાત્ત્વિક શોભન–કલા–સંપત્તિમાં અધિક ઉમેરો કરેલો છે. તેમના લેખ સાથેનાં ફોટો ચિત્રો અને શ્રી નંદબાબુનું ચિત્ર પણ એમની જ સહૃદયતાનું ફળ છે. ભાઈ શ્રી યજ્ઞેશ્વર કલ્યાણજી શુકલ જેવા સર્વદેશીય કલાકાર–સ્નેહીએ પૂર્વની કલા વિષે ખાસ સમીક્ષા–લેખ લખી આપીને તેને સચિત્ર બનાવવા ત્રણ સુંદર ફોટો-ચિત્રો આપેલાં છે તે માટે તેમનો આભાર માનીએ છીએ. પ્રખ્યાત પુરાતત્ત્વવિદ અને કલાવિવેચક શ્રી મધુસૂદનભાઈ ઢાંકીએ પોતાના શિલ્પવિષયક લેખને સમૃદ્ધ કરવા પોતે જ્યાં નિયત થયેલા છે તે અમેરિકન ઍકેડેમી ઑફ આર્ટ્સ, વારાણસી, દ્વારા અધિકૃત ફોટોચિત્રો આપવાની વ્યવસ્થા કરેલી છે તે માટે તેમના તથા ઍકેડેમીના ખૂબ જ આભારી છીએ. વિશેષમાં સૌરાષ્ટ્રની લોકકલા ઉપરના પોતાના લેખ સાથે સુંદર વ્યંજનાત્મક રેખાંકનો દોરી આપવા માટે શ્રી ખોડીદાસ પરમારનો પણ આભાર માનીએ છીએ. છેવટે ગુજરાતના ખ્યાતનામ ફોટો-કલાકારોનો પરિચય આપવા અર્થે જે ફોટો-ચિત્રકારોનાં ભાઈ શ્રી બલવન્ત ભટ્ટે ફોટો-ચિત્રોની અસલ કલાત્મક પ્રતો અમારા ઉપયોગ માટે મેળવી આપી છે તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ.

સૌથી છેલ્લે અમારે આભાર માનવાનો રહે છે મુ૰ શ્રી નાનજીભાઈના સંસ્કૃતિપ્રિય પરિવારનો. તેઓએ પિતૃભક્તિથી પ્રેરાઈને, આ પ્રેરક સંસ્કૃતિકાર્ય કરવાનો મહત્ત્વનો સંકલ્પ કર્યો અને તેનું સંપાદન કરવાની આ ગ્રંથ-સમિતિને તક આપી; જો તેમ ન થયું હોત તો અમે સૌ આટલા બધા શબ્દસ્વામીઓ, કલાકારો અને મહાનુભાવોના સંપર્ક અને સમાગમમાં ક્યાંથી આવી શકયા હોત? 'સ્મૃતિ અને સંસ્કૃતિ' ગ્રંથ જેવો છે તેવો આટલા નિવેદન પછી વાચકોને કરકમલે ધરીએ છીએ.

પોરબંદર
માર્ગશીર્ષ, ૨૦૨૮
દ્વિતીયા, શુકલ પક્ષ
શનિવાર
તા. ૨૦–૧૧–૧૯૭૧

નિવેદકો,
રતિલાલ છાયા
રમણભાઈ ઉમરવાડિયા
રામનારાયણ ના. પાઠક
શંકરદેવ વિદ્યાલંકાર
હરજીવન થાનકી
સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિના સદસ્યો.

# अनुक्रमणिका

| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧. | ગ્રંથ-પ્રાકટ્ય સમયે | | ३. |
| ૨. | ગ્રંથ-સમિતિનું પુરોવચન | | ६. |

३. : : जीवन : :

| જીવનકથા : સંક્ષેપ | શ્રી રામનારાયણ ના. પાઠક | ૧ |
|---|---|---|

४. : : संवेदन : :

શોકસંદેશ, પત્રો તારો અને પ્રસ્તાવો :– ૪૯

(૧) ઑનરેબલ શ્રી એ. એમ. ઓબોટે,
(૨) માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈ,
(૩) મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી, પોરબન્દર.
(૪) શ્રી એસ. કે. પાટિલ, (૫) બૃહદ ભારતીય સમાજ, મુંબઈ, (૬) શ્રી જયસુખલાલ ભાઈ હાથી, (૭) માનનીય શ્રી ગોરધનદાસ ચોખાવાલા, (૮) માનનીય શ્રી શ્રીમન્નનારાયણજી (૯) શ્રી એલ. લ્યુબોવા, (૧૦) સર અમર મૈની, (૧૧) શ્રી કાકાસાહેબ કાલેલકર, (૧૨) શ્રી ઍડમિરલ નંદા, (૧૩) શ્રી જનરલ શાંતા શમશેર, (૧૪) શ્રી રીઅર ઍડમિરલ એમ. કે. હેબ્લે, (૧૫) શ્રી કોમોડોર જે. એસ. મહેરા, (૧૬) શ્રી ઉમાશંકર જોષી, (૧૭) શ્રીમતી સરલાદેવી સારાભાઈ, (૧૮) શ્રી એસ. એમ. દહાણુકર, (૧૯) માનનીય શ્રી નરેન્દ્રસિંહજી મહીડા, (૨૦) માનનીય શ્રી વીરેન્દ્રકુમાર શાહ, (૨૧) શ્રી એસ. ડી. શેઠિયા, (૨૨) શ્રી લાલચંદ હીરાચંદ, (૨૩) શ્રી ચીમનલાલ બી. પરીખ, (૨૪) શ્રી ફઝલ એ. ફઝલભાઈ, (૨૫) શ્રી પી. જી. માવલંકર, (૨૬) શ્રી નૈની એ. પાલખીવાલા, (૨૭) શ્રી એમ. વાય. માથુર, (૨૮) શ્રી પી. સી. મહેતા, (૨૯) શ્રી એમ. એ. માસ્ટર, (૩૦) શ્રી શાંતિકુમાર ટી. રાજા (૩૧) શ્રીમતી પૂર્ણિમા પકવાસા, (૩૨) શ્રી સોલી બાટલીવાલા, (૩૩) શ્રી કે. પી. ઝુંઝીવાલા, (૩૪) શ્રી નવીન ટી. ખાંડવાલા, (૩૫) શ્રી કે. યુ. અંતાણી, (૩૬) શ્રી પેસી જહાંગીર, (૩૭) શ્રી સી. વી. મરીવાલા, (૩૮) શ્રી અરવિંદ એન. લાલભાઈ, (૩૯) શ્રી એચ. એ. એ. વિશ્રામ, (૪૦) શ્રી માધુર્યજિતસિંહજી, (૪૧) શ્રી હરભાઈ ત્રિવેદી, (૪૨) ડૉ. ઓધવજી સોમાણી, (૪૩) શ્રી રામનારાયણ ના. પાઠક, (૪૪) શ્રી કલ્યાણરાય ન. જોષી, (૪૫) શ્રી ઉષા ન્હાનાલાલ

કવિ, (૪૬) શ્રી જી. ડી. બિરલા, (૪૭) માનનીય શ્રી મનુભાઈ શાહ, (૪૮) માનનીય શ્રી જીવરાજભાઈ એન. મહેતા, (૪૯) શ્રીમતી શારદાદેવી બિરલા, (૫૦) શ્રીમતી રામેશ્વરીદેવી બિરલા, (૫૧) શ્રી રાધાકિષ્ણજી બિરલા, (૫૨) શ્રી એમ. પી. બિરલા, (૫૩) શ્રી મહારાજા સાહેબ, ભાવનગર, (૫૪) શ્રી રહીમ કરીમ મિસ્ત્રી, (૫૫) શ્રી લીલાવતી કનૈયાલાલ મુનશી – કનૈયાલાલ મુનશી, (૫૬) શ્રી રામકૃષ્ણજી બજાજ, (૫૭) શ્રી ભવાનજી અરજણ ખીમજી, (૫૮) યુવરાજશ્રી પોરબંદર અને યુવરાજ્ઞી શ્રી, (૫૯) શ્રીમતી વિમલા રામકૃષ્ણ બજાજ, (૬૦) શ્રી બાબુભાઈ એમ. ચિનાઈ, (૬૧) શ્રીમતી સુમતીબહેન મોરારજી, (૬૨) શ્રી ધર્મસિંહ ખટાઉ, (૬૩) શ્રી જયંતીલાલ પ્રાણલાલ અને લલિતચંદ્ર, સી. ડી. ગાંધી, (૬૪) શ્રી રામનારાયણજી પોદ્દાર, (૬૫) શ્રી રોહિતભાઈ ચિનુભાઈ, (૬૬) શ્રી ઉછરંગરાયભાઈ ઢેબર, (૬૭) શ્રી ભાઈલાલ-ભાઈ પટેલ, (૬૮) શ્રી વજુભાઈ શાહ અને શ્રીમતી જયાબહેન શાહ, (૬૯) શ્રી રતુભાઈ અદાણી અને ડૉ. જનકરાય, (૭૦) શ્રીમતી ભારતીદેવી સારાભાઈ, (૭૧) શ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ અને શ્રીપાલ ચિનુભાઈ, (૭૨) શ્રી દેવી અને હર્ષવદન મંગલદાસ, (૭૩) શ્રી અરવિંદ મફતલાલ બ્રધર્સ ઍન્ડ ફૅમિલી, (૭૪) શ્રી મૂલજીભાઈ માધવાણી ઍન્ડ ફૅમિલી, (૭૫) શ્રીમતી પ્રેમલીલાબહેન ઠાકરસી, (૭૬) મહારાજા સાહેબ, ગોંડલ, (૭૭) શ્રી એચ. એમ. પટેલ, (૭૮) શ્રી કરમશી સૌમૈયા – પરિવાર, (૭૯) શ્રી ચિનુભાઈ ચીમનભાઈ, (૮૦) શ્રી પુરુષોત્તમભાઈ હઠીસિંગ, (૮૧) શ્રી ગુણવંત ગાંધી – હિંમતલાલ ગાંધી, (૮૨) શ્રી ગોવિંદજીભાઈ કોટક, (૮૩) રાજમાતા શ્રી કમલાબા – જસદણ, (૮૪) શ્રી કવિ દુલાભાઈ'કાગ', (૮૫) શ્રી મનસુખરામભાઈ જોબનપુત્રા, (૮૬) શ્રીનારણદાસ-ભાઈ ગાંધી અને પુરુષોત્તમભાઈ ગાંધી, (૮૭) શ્રી કનુભાઈ ગાંધી અને શ્રીમતી આભા ગાંધી, (૮૮) શ્રી નાકિબિંગે – મૅયૉર ઑફ કમ્પાલા, (૮૯) શ્રી કાકુભાઈ રાડિયા ઇસ્ટ આફ્રિકા લોહાણા સુપ્રિમ કાઉન્સિલ, (૯૦) શ્રી રમાકાન્તભાઈ મહેતા – ગાંધી મૅમરિયલ સોસાયટી, પૂર્વ આફ્રિકા, (૯૧) શ્રીમતી સોન્ઢી – વિમૅન્સ એસોસિએશન, મોમ્બાસા, (૯૨) શ્રીમતી ભાનુબહેન કોટેચા – ઈન્ડિયન વિમૅન્સ એસોસિએશન, જીંજા, (૯૩) શ્રી મોહનભાઈ સાવાણી અને પરિવાર, (૯૪) શ્રી કાસિમ લાખા – પરિવાર, (૯૫) શ્રી રામજીભાઈ દલાલ, (૯૬) શ્રી પી. આઈ. પટેલ, (૯૭) શ્રી કાકુભાઈ કાલિદાસ – પરિવાર, (૯૮) શ્રી અબ્દુલકરીમ રાણાવાવવાલા, કરાંચી, (૯૯) શ્રીનારણદાસ રાજારામ મારફતિયા, (૧૦૦) શ્રી પ્રતાપસિંહ નેણસિંહ ચંદ્રસિંહ સંપટ, (૧૦૧) શેરિફ્સ પબ્લિક મીટિંગ – મુંબઈ : શોકપ્રસ્તાવ (૧૦૨) શ્રી દિલ્હી ગુજરાતી સમાજ : શોકપ્રસ્તાવ, (૧૦૩) શ્રી લોહાણા મહાપરિષદ, મુંબઈ : શોકપ્રસ્તાવ, (૧૦૪) શ્રી પૂર્વ આફ્રિકા આર્ય પ્રતિનિધિ સભા – નૈરોબી: શોકપ્રસ્તાવ, (૧૦૫) શ્રી આર્યસમાજ – નૈરોબી : શોકપ્રસ્તાવ, (૧૦૬) શ્રી લોહાણા મહાજન, જીંજા : શોકપ્રસ્તાવ, (૧૦૭) શ્રી કાંગડી ગુરુકલવિશ્વ વિદ્યાલય : શોકપ્રસ્તાવ, (૧૦૮) શ્રી આર્ય કન્યા મહાવદ્યાલય, બરોડા : શોકપ્રસ્તાવ, (૧૦૯) મહર્ષિ દયાનંદ ટ્રસ્ટ – ટંકારા : શોકપ્રસ્તાવ, (૧૧૦) શ્રી સનાતન ધર્મપ્રજા મહાબીર દલ હરદ્વાર : શોકપ્રસ્તાવ, (૧૧૧) શ્રી મજૂર મહાજન, અમદાવાદ : શોકપ્રસ્તાવ (૧૧૨) શ્રી સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ – રાજકોટ : શોક પ્રસ્તાવ, (૧૧૩) જન્મભૂમિ ગ્રૂપ ઑફ ન્યૂસ – પેપર્સ મુંબઈ : શોકપ્રસ્તાવ, (૧૧૪) શ્રી ઈન્ડિયન સૉલ્ટ મૅન્યુફૅક્ચરર્સ પૅસોસિએશન – મુંબઈ : શોકપ્રસ્તાવ, (૧૧૫) શ્રી નગરજનોની શ્રદ્ધાંજલિ : શોકપ્રસ્તાવ અને સંકલ્પ – પોરબંદર.

## : ५. संस्मरण :


| | | |
|---|---|---|
| ૧. ધર્મ અને અર્થના સમન્વયકાર | શ્રી મોરારજીભાઈ દેસાઈ | ૯૩ |
| ૨. એકવચની પુરુષ | શ્રી મહારાણા શ્રી નટવરસિંહજી | ૯૩ |
| ૩. રાજ્ય અને પ્રજા વચ્ચેના સેતુ | શ્રી ઉછરંગરાય ઢેબર | ૯૪ |
| 4. Reminiscences | Hon'ble Shri Apa Saheb Pant | |
| ૫. પુરુષાર્થની પ્રતિભા | શ્રીમતી પ્રેમલીલાબહેન ઠાકરશી | ૯૭ |
| ૬. દેદીપ્યમાન સૂર્ય | શ્રીમતી જયાવતીબહેન પ્રા. દેવકરણ | ૯૮ |
| ૭. યુગાન્ડાના નૂતન જીવનના સર્જક | મા. શ્રી એ. બી. પટેલ | ૯૯ |
| 8. An Unforgettable Friend | Shri J. Tabuchi | |
| 9. He Left His Mark on Uganda | Shri B. K. Kauma | |
| ૧૦. પ્રખર તેજપુંજ | શ્રી પ્રવીણચંદ્રભાઈ ગાંધી | ૧૦૪ |
| 11. A Patriot and a Good Friend | Shri Vadilal L. Mehta | |
| ૧૨. બહુવિધ પ્રવૃત્તિઓના પ્રણેતા | શ્રી બાબુભાઈ ચિનાઈ | ૧૦૬ |
| ૧૩. ઋણાનુરાગી મહાજન | શ્રી તુલસીદાસ કિલાચંદ | ૧૦૭ |
| ૧૪. આયુર્વેદના ઉપાસક | ડૉ. પ્રાણજીવનદાસ મહેતા | ૧૦૯ |
| ૧૫. અનેક સંસ્થાઓના સર્જકપ્રેરક | શ્રી રતિલાલભાઈ નાણાવટી | ૧૧૦ |
| ૧૬. કન્યાકેળવણીના શિલ્પી | શ્રી ગિરધરલાલભાઈ કોટક | ૧૧૨ |
| ૧૭. વત્સલપિતા | શ્રીમતી પૂર્ણિમા પકવાસા | ૧૧૩ |
| 18. A Brother in Spirit | Shri Hassen Kassim Lakha | |
| 19. A Soaring Personality | Shri D. K. Marphatia | |
| ૨૦. જીવનસુગંધની ધન્ય પળો | શ્રી કાકુભાઈ રાડિયા | ૧૧૬ |
| ૨૧. સાચા અને સારા માનવબંધુ | શ્રી હરજીવનદાસ કા. મહેતા | ૧૧૮ |
| ૨૨. અનુભવસમૃદ્ધ વ્યક્તિત્વ | શ્રી શાંતિકુમાર ટી. રાજા | ૧૧૯ |
| ૨૩. અપૂર્વ શ્રોતા અને કર્મવીર | શ્રી ટી. જે. ઇનામદાર | ૧૨૦ |
| ૨૪. ઓજસ્વી સંસ્કૃતિપ્રિય પુરુષ | શ્રી પંડિત આનંદપ્રિયજી | ૧૨૧ |
| ૨૫. શ્રી નાનજીભાઈની શારદાગ્રામ પ્રત્યેની આત્મીયતા | શ્રી મનસુખરામભાઈ જોબનપુત્રા | ૧૨૪ |
| ૨૬. લોકહૈયાને સિંહાસને | શ્રી મધુકર રાંદેરિયા | ૧૩૦ |
| ૨૭. નમ્રતાના આરાધક | શ્રી ભોગીલાલભાઈ મ. શાહ | ૧૩૨ |
| ૨૮. દૈવી સંપત્તિના સાધક | શ્રી ભોગીલાલ બાલાભાઈ શેઠ | ૧૩૪ |
| ૨૯. આંતરપ્રેરણા અને અનુભવજન્ય વ્યક્તિત્વ | શ્રી જમનાદાસ લાદીવાળા | ૧૩૬ |
| ૩૦. મહાત્મા ગાંધી કીર્તિમંદિરના સ્વપ્નદ્રષ્ટા અને સર્જક | શ્રી શ્યામજી વીરાણી | ૧૩૭ |
| ૩૧. શ્રી, શક્તિ અને સંસ્કૃતિસંપન્ન ઉદ્યોગવીર | શ્રી વલ્લભભાઈ કારિયા | ૧૪૦ |
| ૩૨. પરમ આદરણીય વિભૂતિ | શ્રી મોહનલાલ સોનપાલ | ૧૪૩ |
| ३३. वे प्रेरक स्मृतियाँ | श्री शान्ताबहन वर्मा | १४६ |
| ३४. पूज्य बापुजीकी एक स्मृति | श्री सतीबहन भोजवाणी | १४७ |
| ३५. श्री बापुजीके सान्निध्यमें | श्री सुशीलाबहन पंडित | १४८ |
| ૩૬. થોડાંક નિકટનાં સંસ્મરણો | શ્રી મનસુખલાલ માણેક | ૧૫૩ |
| ૩૭. સંતવાણીના આરાધક | શ્રી નંદલાલ મો. ઠક્કર | ૧૫૪ |
| ૩૮. પ્રણામ અને અંજલિ | શ્રી ગોદાવરીબહેન પટેલ | ૧૫૭ |

## ૬. : : संस्कृति : :


| | | |
|---|---|---|
| ૧. મહાવડ (કાવ્ય) | શ્રી ઉમાશંકર જોષી | ૧૬૨ |
| 2. Qualities of Indianness | Dr. S. Radhakrishnan | |
| ૩. ભારતીય સંસ્કૃતિ અને શિક્ષણ | શ્રી કાકાસાહેબ કાલેલકર | ૧૬૮ |
| ૪. શ્રી નાનજીભાઈ મહેતા અને ભારતીય સંસ્કૃતિ | શ્રી કનૈયાલાલ મુનશી | ૧૭૦ |
| ૫. મહાભારતનાં તેજસ્વી સ્ત્રીપાત્રો | શ્રી કરસનદાસ માણેક | ૧૭૪ |
| ૬. નિયોજિત નચિકેતા | શ્રી સંતપ્રસાદ ભટ્ટ | ૧૭૯ |
| ૭. શ્રીકૃષ્ણપ્રેમની જીવનસાધના | શ્રી કિશનસિંહ ચાવડા | ૧૮૧ |
| ૮. ભારતીય સંસ્કૃતિ અને ચલચિત્ર | શ્રી વિજય ભટ્ટ | ૧૮૫ |
| ૯. સમન્વયની મહાસંસ્કૃતિ | શ્રી અમૃત વસંત પંડયા | ૧૮૮ |
| ૧૦. સમાજસુધારણાના ગુજરાતી જ્યોતિર્ધરો | શ્રીમતી વિનોદિની નીલકંઠ | ૧૯૪ |
| ૧૧. સંસ્કૃત સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિ | શ્રી અરુણ જોષી | ૧૯૭ |
| १२. हमारी संस्कृति और आधुनिकता | श्री रामधारिसिंह 'दिनकर' | २०१ |
| १३. भारतीय संस्कृति तथा विश्वमैत्री | श्री नित्यानन्द पटेल | २०४ |
| १४. दक्षिणपूर्व एशिया और आर्यसंस्कृति | डॉ. सीताराम सहगल | २०९ |
| १५. संस्कारका स्वरूप | श्री रामशंकर भट्टाचार्य | २१६ |
| १६. ऋग्वेदका उषासूक्त | डॉ. रामनाथ वेदालंकार | २२२ |
| १७. भारतीय संस्कृति और श्री अरविन्द | श्री देवदत्तजी | २२७ |
| १८. भारतके आंतरिक भयस्थान | श्री सन्तराम | २३० |
| १९. चार सींगोंवाला महान् वृषभ | श्री क्षितीश वेदालंकार | २३४ |


## ७. : : शिक्षण : :


| | | |
|---|---|---|
| ૧. સર્વાંગીણ શિક્ષણના પુરસ્કર્તા : સર સયાજીરાવ ગાયકવાડ | ડૉ. મંજુલાલ મજમુદાર | ૨૩૯ |
| ૨. થિયૉસૉફી અને શિક્ષણ | શ્રી હરજીવનદાસ મહેતા | ૨૪૩ |
| ૩. ગૂજરાત વિદ્યાપીઠનું રાષ્ટ્રને પ્રદાન | શ્રી મોહનભાઈ પટેલ | ૨૪૫ |
| ૪. ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં દક્ષિણામૂર્તિનો ફાળો | શ્રી હરભાઈ ત્રિવેદી | ૨૪૯ |
| ૫. શિક્ષકનું માન અને પ્રદાન | શ્રી પુરુષોત્તમ માવલંકર | ૨૫૧ |
| ૬. ઉચ્ચશિક્ષણનો નવો અભિગમ | શ્રી હરસુખભાઈ સંઘવી | ૩૫૬ |
| ૭. આધુનિક શિક્ષણ અને અંગ્રેજી ભાષા | શ્રી અમૃતલાલ યાજ્ઞિક | ૨૫૯ |
| ૮. સાચી કેળવણી | શ્રી રમણ વકીલ | ૨૬૪ |
| ૯. ફર્ગ્યુસન કૉલેજનું રાષ્ટ્રને પ્રદાન | શ્રી શશિન્ ઓઝા | ૨૬૭ |
| ૧૦. આજના સ્ત્રીશિક્ષણની ઊણપો | કુ. વિભાબહેન પારેખ | ૨૭૦ |
| ૧૧. એક નવી ક્રાંતિનાં પગરણ | શ્રી નલિનાક્ષ પંડયા | ૨૭૩ |
| १२. स्त्रीशिक्षाका वैदिक आदर्श | श्री धर्मदेव सिद्धान्तालंकार | २८२ |
| १३. मनु और शिक्षाका आदर्श | श्री आचार्य प्रियव्रतजी | २८७ |
| १४. प्राचीन भारतमें शिक्षणविधि | श्री उदयवीर शास्त्री | २९३ |
| १५. श्री अरविन्दका शिक्षणदर्शन | कु. अनुबहन पुराणी | २९९ |
| १६. श्री माताजीकी शिक्षणदृष्टि | श्री ऋषभचन्द | ३०१ |
| १७. गांधीजी और नारी जीवन | श्री कैलासचन्द भाटिया | ३१० |
| १८. भारतके पुनरुत्थानमें महर्षि दयानन्दका योगदान | श्री सत्यकाम विद्यालंकार | ३१७ |

| | | |
|---|---|---|
| १९. भारतका सांस्कृतिक समुत्थान और विश्वभारती | श्री रामबहाल तिवारी | ३२१ |
| २०. पूर्वीय भारतके दो प्राचीन विद्यापीठ | श्री सुभाषचन्द्र विद्यालंकार | ३२७ |
| २१. ताम्रलिप्तिका प्राचीन विद्यापीठ | कु. भारतीबहन देसाई | ३३० |
| २२. महात्मा गांधी और काँगड़ी गुरुकुल | श्री सत्यदेव विद्यालंकार | ३३३ |
| २३. महाराष्ट्रमें राष्ट्रीय शिक्षणके प्रवर्तक आचार्य वीजापुरकर | श्री आदित्यरंजन विद्यालंकार | ३३७ |
| २४. दयानन्द ऍंग्लो वैदिक कॉलेजके आन्दोलन पर एक दृष्टि | श्री आत्मानन्द विद्यालंकार | ३४० |
| २५. आचार्य और अन्तेवासी | श्री इन्द्र विद्यावाचस्पति | ३४६ |
| २६. भारतमें राष्ट्रीय शिक्षणका अरुणोदय और गुरुकुल काँगड़ी | श्री रामपाल विद्यालंकार | ३४९ |


## ८. : : धर्म : :


| | | |
|---|---|---|
| ૧. પરમહંસદેવની અનુભૂતિઓ | શ્રી મનસુખલાલ ઝવેરી | ૩૬૧ |
| ૨. ઋગ્વેદનો વિશ્વામિત્ર-નદી-સંવાદ | ડૉ. હરિવલ્લભ ભાયાણી | ૩૬૫ |
| ૩. જૈન ધર્મ અને ભારતીય સંસ્કૃતિ | શ્રી દલસુખભાઈ માલવણિયા | ૩૬૬ |
| ૪. પુનર્જાગરણના દેવતા : શ્રી દયાનંદ સરસ્વતી | શ્રી સત્યવ્રતજી | ૩૭૦ |
| ૫. આર્યસમાજ, ભુજ્યુની નૌકા | શ્રી દિનેશભાઈ ત્રિવેદી | ૩૭૫ |
| ૬. પોરબંદરને પુષ્ટિમાર્ગનું પ્રદાન | શ્રી પ્રેમલાલ મેવચા | ૩૭૭ |
| ૭. ધર્મસુધારણાના અર્વાચીન પ્રયત્નો | શ્રી દુષ્યંત પંડ્યા | ૩૮૪ |
| ८. रवीन्द्रनाथकी धर्मचिन्ता | श्री मोहनलाल बाजपेयी | ३८७ |
| ९. दिव्य जीवनके प्रेरणा स्रोत: वेद | श्री विनोदचन्द्र वेदालंकार | ३९५ |
| १०. वेदमें आर्यनारीका दर्शन | श्री प्रशान्तकुमार वेदालंकार | ४०१ |
| ११. भारतीय आचारशास्त्र | श्री दत्तात्रेय वाबले | ४०५ |
| १२. वेद एवं मंत्रपाठ | श्री वीरसेन वेदश्रमी | ४११ |
| १३. वेदिकरण | श्री विद्यानन्द विदेह | ४१६ |
| १४. अहिंसक तपस्वी तथागत | श्री ब्रह्मदेवजी | ४२० |
| १५. अर्वाचीन भारतीय जागृतिके प्रवर्तक: महर्षि दयानन्द सरस्वती | श्री अवनीन्द्रकुमार विद्यालंकार | ४२३ |
| १६. अमृतत्वकी अभीप्सा और मैत्रेयी | श्री धर्मदेव विद्यामार्तंड | ४५४ |
| १७. वैदिक देववाद | श्री सत्यकाम वर्मा | ४५७ |
| १८. महर्षि दयानन्द और वंगदेश | श्री दीनबन्धु वेदशास्त्री | ४६७ |


## ९. : : तत्त्वज्ञान : :


| | | |
|---|---|---|
| 1. Resettlement of Man | Hon'ble Shri Apa Saheb Pant | |
| 2. Destiny and Free Will | Maharaja Shri Natwarsinhji | |
| ૩. શ્રી શંકરાચાર્ય રચિત 'આત્મબોધ' | શ્રી રમેશ બેટાઈ | ૪૮૭ |
| ૪. ભારતીય દર્શનોની કેટલીક સમાનતાઓ | ડૉ. જિતેન્દ્ર જેટલી | ૪૯૮ |
| ૫. સમર્પણની ગતિ | શ્રી શાંતિલાલ જોષી | ૫૦૨ |
| ६. सत् और असत् | डॉ. रामदत्त भरद्वाज | ५०८ |
| ७. आत्माकी अभीप्सा और उपलब्धि | श्री भगवद्दत्त वेदालंकार | ५१० |
| ८. दर्शनकी यथार्थ भावना | डॉ. इन्द्रसेन | ५१३ |
| ९. तत्त्वदर्शी श्री अरविन्द | श्री नारायणप्रसाद बिन्दु | ५२० |

१०. स्त्री-पुरुष सम्बन्धकी आधुनिक मर्यादा — श्री हरिभाऊ उपाध्याय — ५२६
११. शक्ति–स्वरूपा नारी — श्री अगरचन्द नाहटा — ५२९
१२. नारीके कार्यक्षेत्र — श्री बाबूलाल कोठारी — ५३६
१३. अन्तःकरणकी तीन मूल वृत्तियाँ — श्री आत्मानन्द विद्यालंकार — ५३९

## १०. : : प्रकृतिदर्शन और प्रवास : :

૧. નળસરોવરની નિસર્ગ-સુષમાઓ — શ્રી વિજયશંકર કામદાર — ૫૪૯
૨. સૌરાષ્ટ્રની વિહંગ-સૃષ્ટિ — શ્રી પ્રદ્યુમ્નરાય દેસાઈ — ૫૬૫
૩. પક્ષી-તીર્થ પોરબંદર — શ્રી વિજયગુપ્ત મૌર્ય — ૫૭૧
૪. કેટલાંક પરિભ્રમણોનાં સંસ્મરણો — શ્રી પ્ર. ત્રિવેદી — ૫૭૬
५. मेरी सोवियत यात्रा — श्री रमणभाई चतवाणी — ५८१
६. कालिदासकी बलाकाएँ — डॉ. चंपतस्वरूप गुप्त — ५८३

## ११. : : विज्ञान : :

૧. વૈજ્ઞાનિક દાર્શનિક : શ્રી બર્ટ્રાન્ડ રસેલ — શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ — ૫૮૯
૨. પ્રાચીન ભારતીય જ્યોતિષશાસ્ત્ર — શ્રી છોટુભાઈ સુથાર — ૫૯૩
૩. વિજ્ઞાનીઓની પ્રભુતા — શ્રી મહેશભાઈ વૈષ્ણવ — ૫૯૭
४. विज्ञान : रवीन्द्रनाथकी दृष्टि — डॉ. शिवनाथजी — ६००
५. मुद्रणकलाके प्रवर्तक गुटेनवर्ग — श्री नरेन्द्रदेव विद्यालंकार — ६०३
६. भारतके प्राचीन साहित्यमें विमानरचना — श्रीमती सरोजकुमारी दीक्षा — ६११

युवा स्यात् साधु युवाध्यायकः
आशिष्ठो द्रढिष्ठो बलिष्ठः ।
तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् ।।
[तैत्तिरीय, २:८]

नौजवानको चाहिये कि वह साधुचरित, बहुत अभ्यासी, आशावान, दृढ़निश्चयी और बलसंपन्न बने । ऐसे नौजवानके लिए यह सारी पृथ्वी द्रव्यमय बन जाती है ।

[तैत्तिरीय उपनिषद्]

# જીવનકથા

સંક્ષેપકાર

શ્રી રામનારાયણ ના૦ પાઠક

स जातो
येन जातेन
याति वंशः समुन्नतिम् ।

## જીવન-કથા

જીવનદેવતાએ જેને અનેક હાથે સ્થૂળ અને સૂક્ષ્મ સંપત્તિનું પ્રદાન કરેલું હોય એવા ભાગ્યશાળી મહાજન શ્રેષ્ઠીઓમાંના એક શ્રી નાનજીભાઈ હતા. વ્યાપાર અને ઉદ્યોગ એ જેમ એમને મન જીવનનાં સ્થૂળ ઉપાર્જનનાં સાધન હતાં, તેમ દાનવૃત્તિ અને સમાજસેવા એમનાં સૂક્ષ્મ વ્યક્તિત્વની દેણગી હતાં. સાધનહીન, સંપત્તિહીન આ પુરુષે તેર વર્ષની કિશોર વયે પારકા ખંડમાં, પારકી ભૂમિમાં અને પારકી સંસ્કૃતિ વચ્ચે પુરુષાર્થ કર્યો : અઢળક સંપત્તિને વર્યા અને કરોડો રૂપિયા યજ્ઞવૃત્તિથી દાનમાં આપ્યા. પોતાના બહુવિધ વ્યક્તિત્વથી અને અનર્ગળ સ્વદેશીય કર્મનિષ્ઠાથી તેઓ પૂર્વ આફ્રિકાના તો વરિષ્ઠ પુરુષ બન્યા, પરંતુ ભારતના મહાજનોમાં પણ ગણનાપાત્ર કીર્તિ વર્યા. એમના જીવનની આ આછી રૂપરેખા એક મહાપ્રાણ વ્યક્તિત્વની સમર્થ ઘટનાની પ્રતીતિ આપે છે. એમનો જ્વલન્ત પુરુષાર્થ, ચિરસ્મરણીય દાનવૃત્તિ અને નારીઉદ્ધાર અર્થેની અનેકદેશીય ઉષ્મા આપણા સમાજહિતૈષી પુરુષોમાં તેમને અગ્રિમ શ્રેણીમાં મૂકી દે છે. ભારતીય જીવનદૃષ્ટિ અને ભારતીય પરંપરાના એ આજીવન પુરસ્કર્તા રહ્યા અને એ પરંપરાને પોતે સ્થાપેલી સંસ્થાઓ દ્વારા તથા એમના વ્યાપક લોકહિતૈષી સમાજસંપર્ક દ્વારા સ્વપ્રતિભાથી અને પ્રતાપથી તેને સર્વત્ર વ્યાપ્ત કરવામાં સદા પ્રયત્નશીલ રહ્યા. પોતે આર્યસમાજના અનુયાયી હોવા છતાં ધર્મ, સંસ્કૃતિ અને જીવનના પ્રશ્નો પ્રત્યે તેઓ નૈસર્ગિક ઉદારતાથી જોતા રહ્યા, વિચારતા રહ્યા અને તેનો ઉકેલ પણ શોધતા રહ્યા અને એક વિખ્યાત વ્યાપારવીર અને ઉદ્યોગપતિમાંથી ભારતીય સમાજના ઉત્થાનના તેઓ બૃહદ પ્રતિનિધિ બની ગયા. આપણા દેશના લોકનાયકો પ્રત્યેની તેમની ભક્તિ, પૃથગ્જન પ્રત્યેનો અસીમ આદર, લોકસાહિત્ય અને લોકજીવનની જાણકારી, તથા સમયનાં વહેણ પારખી પોતાની માન્યતાઓ અને સિદ્ધાન્તોને અકબંધ રાખીને ચાલવાની તેમની ગતિશીલતાએ તેમને દેશભક્ત, સમાજસુધારક, ધર્મસંરક્ષક અને ઉભય ખંડના– આફ્રિકા અને હિંદના– અગ્રિમ પુરુષોના પ્રિય પાત્ર બનાવી દીધા અને એ સર્વકાલ દરમિયાન અંજલિમાંથી પાણી સરી જાય એમ તદ્દન સ્વાભાવિક રીતે હિંદ અને આફ્રિકાની ભૂમિને કરોડો રૂપિયા મુક્ત મને દાનમાં આપીને જીવનને યજ્ઞભાવનાથી કૃતાર્થ કર્યું. એ મહાજન શ્રેષ્ઠીની જીવનકથાની આછી રૂપરેખા જોઈએ.

સમગ્ર લોહાણા કોમના આદિ પુરુષ અને ઇષ્ટદેવ શ્રી રામચંદ્રજી ભગવાન અને શ્રી સીતામાતા. તેથી જ લોહાણા રઘુવંશી ક્ષત્રિય કહેવાય છે. અસલ વતન અયોધ્યા. પૂર્વજો ગંગાયમુના ને સરયૂના કિનારા પર વસતા. ત્યાંથી નાનીમોટી જાગીરો મેળવી છેક સિંધુના મુખ સુધી આગળ વધતા ગયા. સિંધના નારાયણ કોટના રાજા દાહિર રઘુવંશી હતા. દાહિરની રાજધાની જૂના વખતનું નારાયણ કોટ, તે જ આજનું સિંધ હૈદ્રાબાદ.

અલાઉદ્દીન અને મીર કલોડાની ધર્માંધતા અને ત્રાસથી અનેક લોહાણા ક્ષત્રિયો સિંધ છોડી કચ્છ ને સૌરાષ્ટ્ર તરફ આવી વસ્યા, જ્યાં ખેતી અને વેપાર હાથ ધર્યાં. આશરે હજાર વરસ પહેલાં અફઘાન સરહદેથી સિંધમાં આવ્યા. ચારસો વરસ ઉપર સિંધમાંથી કચ્છમાં આવ્યા ને ત્રણસો વર્ષ પૂર્વે (કાઠિયાવાડ) સૌરાષ્ટ્રમાં આવી વસ્યા.

સમુદ્રમાં બેટ જેવી બનેલી હરસિદ્ધિ માતાની મનોરમ ટેકરીની સામે જ, ત્રણેક માઈલ દૂર રાવલ ગામ આવેલું છે. નદીનો કિનારો, સુંદર વૃક્ષરાજિ અને પાકથી લચી પડેલી વાડીઓ, હરિયાળી જમીન અને ઘટાદાર વૃક્ષોથી રાવલ ગામ બહુ રળિયામણું લાગે છે. જામનગર જિલ્લાના રાવલની બાજુમાં જ માતાની ગોદમાં બાળક રમતું હોય તેવું, પંખીના માળા જેવું–બે હજારની વસ્તીવાળું ગોરાણા નામનું નાનકડું ગામ આવેલું છે. રજપૂતાનાના મેરવાડા પ્રદેશમાંથી આવેલા મહેર ક્ષત્રિયોએ તે ગામ વસાવેલું. ત્યાંથી બરડો પ્રદેશ શરૂ થાય. એ જ શેઠ નાનજીભાઈની જન્મભૂમિ, એ જ એમનું વહાલું વતન.

શેઠશ્રી નાનજીભાઈના પરદાદા વીરજી શેઠ સલાયામાં રહેતા. એ વખતે જામનગરની ગાદીએ જામ રણમલ હતા. રાજ્યના ભાગના ઇજારા અપાતા. દાદા વીરજી શેઠ કલ્યાણપર મહાલનો ઇજારો રાખતા. એને માટે તેઓ કલ્યાણપર મહાલના મુખ્ય ગામ રાવલ આવ્યા. તેમણે આગળ જતાં ગોરાણામાં વસવાટ કર્યો, ને ધીમે ધીમે ત્યાં જ વેપાર-રોજગાર ખીલવ્યો અને સ્થિર થયા.

વીરજી દાદાને બે પુત્રો — વિશ્રામ અને રાઘવજી. વિશ્રામદાદાને ચાર દીકરા — જીવરાજ, કાલિદાસ, માધવજી અને લાલજી.

શેઠશ્રીનાં માતુશ્રી જમનાબાઈ રાજા કુટુંબનાં હતાં; તેમના નાના વેલજીબાપા વીસાવાડામાં રહેતા.

શેઠશ્રી નાનજીભાઈને ચાર ભાંડુઓ. ત્રણ ભાઈ અને એક બહેન. મોટાભાઈ ગોરધનદાસ, નાના મથુરાદાસ અને વચલા શેઠશ્રી નાનજીભાઈ. દેવકીબહેન સૌથી નાનાં અને એકનાં એક બહેન. બીજાં બહેન નાનપણમાં ગુજરી ગયાં.

ગોરાણામાં રાજ્યના વજે ભાગના ઇજારા ઉપરાંત ધીરધારનો ધંધો પણ શરૂ કરેલો. રાજ્યનું મોદીખાતું તેમને ત્યાં હતું. તેલીબિયાં, અનાજ વગેરે પરચૂરણ માલની દુકાન પણ ચાલતી. રૂની ખરીદી અને વેચાણ, ગામડાંમાંથી કપાસની ખરીદી, કપાસ લોઢાવવો ને પોરબંદર જઈને રૂ વેચવું એમ ધંધો ચાલતો. તે વખતે પોરબંદર વેપારનું મોટું પીઠું ગણાતું. તેથી શેઠશ્રીનો વેપારી સંબંધ મોટેભાગે પોરબંદર સાથે હતો ને આજે પણ પોરબંદર સાથે જ છે.

વેપાર ઉપરાંત શેઠશ્રીના બાપદાદાએ થોડી જમીન પણ રાખેલી. ખેતરમાંથી ખાવા જેટલું અનાજ આવતું. ઘેર ગાયો-ભેંશોનાં દુઝાણાં હતાં. વેપારરોજગારના કામ માટે ઘોડા પણ રાખતા. વરસે બે હજાર કોરીની પેદાશ થતી, એટલામાં ખૂબ આનંદ અને સંતોષથી રહેતા.

એમના કાકા ગોકળદાસ ભાટિયા ગૃહસ્થોના વેપારની વાતો સલાયામાં સાંભળતા. બીજા કેટલાક ઓળખીતા પણ ત્યાં જઈ વસેલા, તેથી તેમને વિચાર આવ્યો અને તેઓ જંગબાર જઈ પહોંચ્યા.

પાંચ વરસે થોડાઘણા પૈસા લઈ દેશમાં આવ્યા. તેમને ઘેર પુત્રપુત્રીઓનું બહોળું કુટુંબ થયું. બે વર્ષ દેશમાં રોકાયા. ત્યાર બાદ ફરી સંવત્ ૧૯૪૮ના અરસામાં સફરે ઊપડ્યા. સીધા જંગબાર ગયા. જંગબાર થોડો સમય રોકાઈ ત્યાંથી માડાગાસ્કર ગયા. શરૂઆતમાં એક વોરા ગૃહસ્થને ત્યાં બે વર્ષ નોકરીમાં રહ્યા પછી તેમણે પોતાની સ્વતંત્ર દુકાન કરી.

શેઠશ્રીના નજીકના કુટુંબીઓમાં સૌથી પહેલા પરદેશ જનાર શ્રી ગોકળદાસભાઈ જ હતા. તેમને લીધે જ બીજા સૌને અને કુટુંબીજનોને પરદેશ જવાની પ્રેરણા મળી.

☆ ☆ ☆

**બાળપણનાં સંભારણાં**

શ્રી નાનજીભાઈનો જન્મ સંવત્ ૧૯૪૪ના માગશર સુદ બીજના રોજ થયો હતો. તેઓ સમજણા થયા ત્યારથી છેવટ સુધીની બધી વાતો તેમને બરાબર યાદ હતી. માજી સવારે વહેલા ઉઠાડે, ઘંટીનો મીઠો રણકાર કાને સંભળાતો હોય, માજીનાં ગીત સાથે ગવાતાં હોય; ઊઠવાનું મન ન થાય. દળણું દળી લે, છાશ ફેરવી લે, પછી માજી ફરી ઉઠાડે : 'નનકા, બચ્ચા ઊઠોને, મા.'"

માજીનો હેતાળ અવાજ સાંભળતાં તેઓ ઊઠી જતા. દાતણ કરી, હાથમોં ધોઈ ઘરમાં જાય. ત્યાં બાજરાનો રોટલો, તાજું માખણ, તાંસળી ભરીને દહીં અને સાથે અથાણું હોય. તે શિરાવીને શાળાએ જતા.

એ જમાનાની નિશાળોનું ભણતર આજના કરતાં ઘણું ઊંચું હતું. ગણિત પાકું, આંક મોઢે કરાવાતા, લેખન ચોખ્ખું, અક્ષર મોતીના દાણા જેવા; વિદ્યાર્થીને વારંવાર શીખવવા છતાં ધ્યાન ન આપે અથવા તોફાનમસ્તી કરે તો તેને શિક્ષા કરતા. ભૂલ થાય ત્યારે સોટી પણ મારતા. છતાં શિક્ષકો ઘણા માયાળુ હતા. પેટના દીકરા જેટલું હેત રાખતા. વિદ્યાર્થીઓ તેમના તરફ પિતા જેટલું માન ધરાવતા. આજે તો તેમાંનું કશું રહ્યું નથી.

નવ વર્ષની ઉંમરે ગુજરાતી બે ધોરણ પૂરાં કર્યાં. સમજણ વધવા લાગી. દુનિયાના વિચારો આવવા લાગ્યા. રાત્રે વાળુ કર્યા બાદ બહાર આંગણામાં ખાટલા ઢાળી સૂતા હોય ત્યારે આકાશમાં તારા દેખાય, એ વખતે મનમાં કંઈક તરંગો સ્ફૂરે. માજી પાસે ગીત ગવડાવે, વાર્તાઓ કરાવે, નવ સાડા નવ વાગ્યે સૂઈ જાય.

અજવાળી રાતો ખીલે ત્યારે ચાંદનીમાં સરખેસરખા છોકરાઓ ગામને પાદર રમવા નીકળી પડતા.–મહાજનના અને મહેરના; એમ સૌ સાથે મોડી રાત સુધી રમતા. અધરાત થવા આવે ત્યારે માજી બોલાવવા આવે; રમતમાં જીવ એવો પરોવાયેલો હોય કે માજી ધખે, મારે તોય તે ન માને. બીજે દિવસે માજી ખૂબ પીટે. માનો સ્વભાવ બહુ ગરમ હતો. તેમનો સ્વભાવ પણ સામો એટલો જ ગરમ. અઠવાડિયામાં એકબે વાર માર ન ખાય ત્યાં સુધી સંતોષ ન વળે.

વીસાવાડાથી શેઠશ્રીના મામા વારંવાર ગોરાણે આવતા. મા તેમને આ તોફાનની વાતો કરતાં. મામા ધમકી આપતા પણ નાનજીભાઈ તેમને ગાંઠતા નહીં. રોજ નદીએ

નાહવા જતા, ત્યાં દૂર સુધી તરવા જતા, મારામારી કરતા. રોજ સાંજે એકાદ ફરિયાદ તો ઘેર આવે જ. પિતાજી તો પરમાત્માના ભક્ત હતા. તેઓ એક શબ્દ પણ ન કહેતા. પિતાજી રોજ રાતે 'બસો બાવન વૈષ્ણવ' વાંચતા. રાતના અગિયાર વાગ્યા સુધી બધાં ભેગાં મળી કથાકીર્તન કરતાં, નાનાં છોકરાંઓ સાંભળવા બેસતાં.

પારેવાંને ચણ નાખવાનો અને ગાયોને કડબ નીરવાનો તેમના પિતાશ્રીનો એક અખંડિત નિત્ય નિયમ હતો. દુષ્કાળ ને આપત્તિના પ્રસંગે તો તેઓ શેઠશ્રી પાસેથી આફ્રિકા-થી પણ રકમ મંગાવતા. એવાં પુણ્યકામ માટે શેઠશ્રી બનતી બધી જ મદદ કરતા હતા. પિતા હયાત હતા ત્યાં સુધી મૂંગાં પ્રાણીની એમણે ખૂબ જ સેવા કરી હતી. પૂર્વજોનાં આવાં પુણ્યો જ આપત્તિમાં આડાં આવે છે ને માનવી કોઈ અકળિત રીતે અનેરી આફતોમાંથી બચી જાય છે.

શ્રી નાનજીભાઈએ નવમે વરસે બે ચોપડી પૂરી કરેલી, તેથી મામા તેમને વીસાવાડા તેડી ગયા.

☆ ☆ ☆

## બાપાની સાથે વેપારમાં

શેઠશ્રી નાનજીભાઈના મોટા ભાઈ ૧૮૯૯ની સાલમાં તેમના કાકાના દીકરાઓ સાથે આફ્રિકા–માડાગાસ્કર ગયેલા, તેથી તેઓ બાપાની સાથે વેપારમાં જોડાયા.

વેપારીના દીકરા માટે પોતાના ઘરની દુકાન એ એક નિશાળ છે. જૂના જમાનામાં મોટે ભાગે દરેક જણ બાપદાદાનો વંશપરંપરાગત વારસામાં મળેલો ધંધો કરતો. નિશાળમાં જે ભણતર ન મળે તે એમને પોતાના પિતા પાસેથી મળી રહેતું. લોહીમાં જે સંસ્કાર ઊતર્યા હોય તે ધંધો તરત હાથ બેસી જતો. આ કુદરતી વસ્તુ હતી. પૂજ્ય મહાત્માજીએ નયી તાલીમની યોજના કરી તે આને મળતી છે.

શેઠશ્રી નાનજીભાઈને પોતાની દુકાને કામ કરવામાં બહુ મઝા પડતી. બાપાની સૂચના પ્રમાણે કાપડ ભરી આપવું, તેલગોળ, ખાંડ વગેરે તેઓ કહે તે પ્રમાણે જોખી દેવાં વગેરે કામમાં બહુ આનંદ આવતો.

કલ્યાણપર મહાલનો દરબારી વજેભાગ તેમના પિતાશ્રીને ત્યાં આવતો. જકાતનો ઇજારો પણ તેમની પાસે હતો. કપાસ, તેલ, અનાજ એમ મોસમ પ્રમાણે દરેક વસ્તુ લઈને પોરબંદર જવું પડતું. એ કામ નાનજીભાઈને ભાગે આવ્યું, એમાં તેમને ઘણી તાલીમ મળી.

દિવાળી પછી પોરબંદરનાં ગાડાં શરૂ થતાં. તે છેક વૈશાખ માસ સુધી ચાલુ રહેતાં. એક સાથે પંદર-વીશથી પાંત્રીસ-ચાળીશ ગાડાં પણ હોય. સાંજના પાંચ-છ વાગ્યે ગાડાં જૂતે. સૌથી છેલ્લા ગાડામાં નાનજીભાઈ રહેતા. માજીએ ગાડામાં સૂવા માટે એક ગાદી તથા ઓશીકું આપ્યાં હતાં. માજી દૂધનાં થેપલાં બનાવી આપતાં. સાથે ગોળ અને અથાણું આપતાં. સાંજના પાંચ–છ વાગ્યે ગોરાણાથી નીકળતા.

પોરબંદર જતાં રામવાવ નામની સુંદર જગ્યા છે ત્યાં રાતના નવેક વાગ્યે પહોંચી જતા. વાવમાં નિર્મળ નીર ભરેલું હોય ત્યાં ગાડાં છૂટે, બળદોને નીરણ નાખી સૌ ભાતાં-પોતાં ખાવા બેસતા. સવાર પડે ત્યાં પોરબંદરનું જ્યુબિલીનું જકાતનાકું આવી જાય. એક આનો જકાતનો 'ટોલ' આપવો પડતો. માલ આડતિયાને આપી દેતા ને બાપુજીની ચિઠ્ઠી પ્રમાણે ગોળ, કપાસિયા, તેલ, ખાંડ, ખજૂર, નાળિયેર વગેરે વસ્તુઓ ગાડામાં ભરી દેતા. માલ ભરવા બે ગાડાં રાખી બાકીનાં વહેલાં રવાના કરી દેતા.

ખીમો કરીને મેરનો એક છોકરો નાનજીભાઈનો પરમ બાલમિત્ર હતો. બન્ને સાથે ભણતા. એની પાસે જ દિલ ખોલીને વાત કરતા. એક દિવસ ખીમાને વાત કરી, 'ધ્રુવજીએ તપશ્ચર્યા કરી તેમ આપણે તપ કરી ભગવાનને પ્રસન્ન કરવા છે.' બરડા ડુંગરમાં મહાદેવનું એક મંદિર છે ત્યાં જઈ તપ કરવાનું નક્કી કર્યું.

છાનામાના રાતોરાત કોઈને ખબર ન પડે તેમ ભાગી જવાનું નક્કી કર્યું. ડોકની મોહનમાળા, ચાંદીનાં હાથનાં કડાં, પગના તોડા, કાનનાં ચાપ્પાં, ઠોળિયાં, વીંટી એ બધું સાચવીને પેટીમાં મૂક્યું. પટારામાંથી પંદરેક રૂપિયા લીધા. મંદિરમાંથી ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ લીધી. સાથે એક દોરીલોટો, એક જોડી કપડાં. મધરાતના સુમારે ગામ છોડીને બંને ચાલી નીકળ્યા.

કોઈ સામું મળે તો ઓળખી જાય, માટે ખેતરનો રસ્તો લીધો. ખીમો ચૌદ વર્ષનો. નાનજીભાઈ તેર વર્ષના.

સવાર થયું ત્યાં સુધી ચાલ્યા જ કર્યું. સૂરજ ઊગ્યો ત્યાં ભોમિયાવદરના પાદરમાં પહોંચ્યા. ગામમાં ન જતાં સીધો ડુંગરનો મારગ પકડ્યો. ડુંગરની તળેટીમાં ભુવનેશ્વર મહાદેવનું મંદિર છે. સુંદર નહેરું ચાલ્યું જાય. વડની ઘટા, શંકરની દહેરી, શાંત એકાંત સ્થળ જોતાં જ મન પ્રસન્ન થયું. મનમાં થયું, 'તપ કરવા માટે આ જગ્યા બહુ સરસ છે.' જઈને મંદિરને ઓટલે બેઠા.

બે દિવસ દૂધ પીને ચલાવ્યું. નાહીધોઈ પ્રાર્થના કરતા ને રાત્રે ભજન ગાતા. એક દિવસ લોટ લાવી ખાખરાના પાનમાં લોટ બાંધી અડાયા વીણી લાવી બાટી બનાવી. ગમે તે કષ્ટ પડે તે વેઠીને પ્રભુભક્તિ કરવાનો તેમનો દૃઢ નિશ્ચય હતો. રાતે મંદિરના ઘુમ્મટ નીચે સૂઈ રહેતા. ડુંગરમાં દીપડા રહેતા પણ તેમને કશાનો ડર ન હતો.. ભગવાન રક્ષણ કરશે એવો વિશ્વાસ હતો.

તેઓ ઘેરથી નીકળ્યા ત્યારે એક ચિઠ્ઠી લખીને મૂકતા આવેલા; તેમાં લખ્યું હતું, "અમારી ગોત કરશો નહીં. ભગવાનની ભક્તિ કરવા જઈએ છીએ. ઘરેણાં કાઢીને પેટીમાં મૂક્યાં છે. પંદર રૂપિયા સાથે લઈ જઈએ છીએ."

સવારમાં ચિઠ્ઠી વાંચી ઘેર દોડાદોડી થઈ પડી. ગામના પટેલો ઘોડા લઈને છૂટયા. તપાસ કરતાં કરતાં આઠ દહાડા પછી ભાણવડને રસ્તે ઝારેરા આવ્યા. તેમને પકડયા. ખૂબ ઠપકો દીધો. બાવડે થોભી ઘોડા ઉપર નાખ્યા. તેઓ ખૂબ રોયા. મનમાં ગભરામણ થઈ કે કાર્ય સિદ્ધ ન થયું.

વડીલોએ વિચાર કર્યો કે આ છોકરો હવે હાથ નહીં રહે. જો એને નહીં પરણાવીએ તો જરૂર ભગત થઈ જશે. એટલામાં સમાચાર આવ્યા કે બાપાએ ફટાણામાં તેમનું સગપણ કર્યું. નાનજીભાઈની ઉમ્મર તેર વર્ષની અને કન્યાની બાર વર્ષની. વૈશાખ માસમાં લગ્ન લેવાયાં.

બનવા કાળ તે ૧૮૫૬ની સાલમાં દુકાળ પડ્યો. છપ્પનિયો દુકાળ બહુ ભારે પડેલો. ઉઘરાણી પતી નહીં. ઘેટાંબકરાંવાળા ભાગી ગયા. ભેંસોવાળા ડુંગરમાં ચાલ્યા ગયા. બહુ ભીડમાં આવી ગયા.

એ અરસામાં મોટાભાઈનો કાગળ આવ્યો, "હું અહીં એકલો છું. રસોઇયો મળતો નથી. 'નેટિવો'ના હાથનું કેમ ખવાય? નાનાભાઈને મોકલો તો સ્વતંત્ર દુકાન કરીએ."

મોટાભાઈનો પત્ર વાંચી બાપાનું મન કંઈક પીગળ્યું. માએ પણ સંમતિ આપી. મામાએ પણ રાજી થઈને હા પાડી.

કાકાના મોટા દીકરા કાનજીભાઈ આફ્રિકાથી દેશમાં આવેલા, તે પાછા જવાના હતા. તેમની સાથે જવાનું નક્કી કર્યું. થોડો માલ સાથે લઈ જવા બાપાએ અમુક રકમ આપી.

સંવત્ ૧૯૫૭ના પોષ માસમાં સને ૧૯૦૦ના ડિસેમ્બરમાં જવાનું નિરધાર્યું. નાનજીભાઈના આનંદનો પાર ન હતો. પરદેશ જવાની તૈયારીઓ થવા લાગી.

## પહેલી સફર

☆ ☆ ☆

મુહૂર્ત નજીક આવવા લાગ્યું તેમ મનમાં અનેક જાતની કલ્પનાઓ રમવા લાગી. દરિયામાં વહાણ ચાલશે, દૂરના દેશો જોવા મળશે. મનમાં ખૂબ આનંદ થતો. ઘરમાં સૌ ઉદાસ બની ગયાં. તેમનાં બા અને ભાભીએ અઠવાડિયાથી ખાવાનું ઓછું કરી નાખ્યું. તેઓ રડ્યા કરતાં. પરદેશ જવા દેવા સાબાપનો જીવ કોઈ રીતે ચાલતો ન હતો. આજના જમાનાની જેમ હારતોરા લઈને વળાવવાનું ને કલાક સુધી ડેક ઉપરથી રૂમાલ ફરકાવવાનું ને હસતે મોઢે વિદાય આપવાનું તે વખતે ન હતું. એ વખતની સફરો એવી ભારે હતી કે દીકરાનું મોં ફરી ક્યારે જોવા મળશે એનો વિચાર થઈ પડતો.

આખરે શુભ મુહૂર્તનો દિવસ આવી પહોંચ્યો. સારા ચોઘડિયે ગાડાં જોડાવ્યાં. અર્ધું ગામ વળાવવા આવ્યું. વડીલોને પગે લાગી સૌના આશીર્વાદ લઈ ચાલી નીકળ્યા. સાથે એવાં શુકન ભેગાં લીધેલાં, એક બાવો, એક વાળંદ, બે મહેર, પાંચ લોહાણા. આમ એમની પચરંગી મંડળી જામી. એમાં ભાઈ કાનજી ગોકળદાસ અને વલ્લભદાસ મૂલા પણ હતા.

પોરબંદર પહોંચ્યા. ત્યાંથી સ્ટીમરમાં મુંબઈ જવાનું હતું. બાપુજી પોરબંદર સુધી વળાવવા આવેલા. તેઓ ડગલે ને પગલે "શ્રી કૃષ્ણ શરણં મમ"નો જાપ જપતા હતા.

સ્ટીમર ઉપર જતાં તેમને પગે પડી વિદાય લેતાં આંખ ભીની થઈ. તેમણે પ્રેમથી શુભાશિષ આપી.

પોરબંદર છોડીને સ્ટીમર ચાલી ત્યારે ઘડીભર મન ઉદાસ થઈ ગયું. ગોરાણા, વીસાવાડા બધું નજરે તરવા માંડ્યું. ફરી બધાંને ક્યારે મળવાનું થશે એ વિચારે મન ઊંડું ઊતરી ગયું.

મુંબઈને કિનારે ઊતરતાં મુરતમાં જ કૌતુક થયું. કાનજીભાઈ અને વલ્લભદાસ રેલવે રસ્તે મુંબઈ ગયેલા. પણ તેઓ સૌ અજાણ્યા હતા. વલ્લભદાસના સસરાએ તેમને લેવા માણસ મોકલેલ. તેણે તેમનો સામાન ગાડામાં ભરાવ્યો. ગાડાવાળા ઘાટી હતા. ગાડાવાળાને મરાઠીમાં ભલામણ કરી. તેમણે કહ્યું, "તમને વિઠ્ઠલવાડીમાં જાનકી કૂવા પાસે ઉતારશે. ત્યાં તમારી જમવા-રહેવાની સગવડ કરી છે." આમ કહી તે ચાલ્યો ગયો.

તેમનો રેંકડો ઊપડ્યો. મુંબઈની મહેલાતો જોતા તેઓ તો ચાલ્યા. મુંબઈના ઠગની વાતો સાંભળેલી. 'અજાણી ગલીમાં લઈ જઈ લૂંટી લે અને મારી નાખે.' ગાડું વિઠ્ઠલવાડી પહોંચતાં બહુ વાર લાગી. તેમને શંકા પડી. તેઓ બધા ગામડાના જ રહીશ હતા. તેમને થયું આ લોકો આડીઅવળી ગલીમાં લઈ જઈ તેમને મારી નાખશે અને માલ વેચી નાખશે. તેથી તેમણે ગાડાવાળાને પૂછવાનું શરૂ કર્યું. પણ કોઈ એકબીજાની બોલી સમજતા ન હતા. બોલાચાલી વધતી ગઈ. ગાડાવાળાએ બળદને ઉતાવળા હાંકવા માંડ્યા, એટલે મેર જુવાનો નીચે કૂદી પડ્યા ને બળદની નાથો પકડી હાક મારીને પૂછ્યું, "તું અમને ક્યાં લઈ જા છ?"

ગાડાવાળામાંથી એક નીચે ઊતર્યો ને મેર જુવાનોને ધક્કા મારી બાજુએ ખસેડી નાખ્યા. એટલે મેરોએ લાકડી ઉપાડી ને થઈ પડી બરાબરની મારામારી. એક ઘાટીનું માથું ફૂટ્યું. મેર જુવાનોના બરડામાં ચાબુકના સોળ ઊઠ્યા. જોતજોતામાં પચાસ માણસો એકઠાં થઈ ગયાં. નજીકની ચોકીએથી પોલીસ દોડી આવ્યા. ગાડીવાળાને અને તેમને પોલીસ ચોકીએ લઈ ગયા. બીજાને સળિયાવાળા પાંજરામાં પૂર્યા. નાનજીભાઈને છોકરું ગણી બહાર બેસાડ્યા. તેમને મનમાં થયું કે આ તો ભારે થઈ, હવે શું થશે?

ઉતારે પહોંચતાં બહુ મોડું થયું એટલે તેમના કાકાના દીકરા વિક્ટોરિયામાં બેસી શોધવા નીકળ્યા. નાનજીભાઈએ દૂરથી જોયા ને તરત જ ઓળખી લીધા. ભાંગીતૂટી હિંદીમાં પોલીસ સામે જોઈ બૂમ મારી, "વો હમારા ભાઈ જાતા હૈ."

પોલીસે સીટી મારી ગાડી ઊભી રખાવી. નાનજીભાઈને જોઈને તેઓ તુરત નીચે ઊતર્યા. મરાઠી ભાષામાં પોલીસ સાથે સમજૂતી કરી સૌને છોડાવ્યા. પારકા પ્રદેશમાં તકરાર કરવા બદલ ઠપકો આપ્યો.

ગાડાવાળાને સમજાવી ગાડું વીશીમાં લાવ્યા. થાક ખૂબ લાગેલો. ભૂખ પણ એવી જ લાગી હતી. સીધા વીશીમાં લઈ ગયા. એ વખતે વીશીમાં માસિક સાડા ચાર રૂપિયા લેતા. ઘી, દૂધ, દહીં, પોતાનું. પંદર દિવસ રહેવાનું હતું એટલે વીશી બાંધી લીધી.

જમવા બેઠા. સાંજ પડવા આવી હતી. સવારના ભૂખ્યા હોઈ કકડીને ભૂખ લાગી હતી. સ્ટીમરમાં ભાતાં ખાધેલાં. અહીં ગરમાગરમ દાળ, શાક અને રોટલીનાં ફૂલકાં આવવા લાગ્યાં. ચાર ફૂલકાંનું એક બટકું થાય. પચાસ પચાસ રોટલી ખાધી તોય પેટ ન ભરાયું. વીશીવાળા ખિજાણા. રોટલી બંધ કરી. ખીચડી કરી આપી. માંડ માંડ પેટ ભર્યાં. ગાડાવાળા સાથેનો કજિયો તાજો હોઈ વધારે ન બોલ્યા. છાનામાના સૂઈ રહ્યા. મેર ભાઈઓ અંદરોઅંદર કહે, 'ભૂખે મરે ગ્યા.' વીશીવાળાએ રાતે જ તેમને કહી દીધું, "તમે તમારા લબાચા ઉપાડી જજો. અમારે આવી કમાણીની જરૂર નથી."

એ વખતે (તેમ જ આજે પણ) માડાગાસ્કર સીધી સ્ટીમરો જતી ન હતી. જંગબારથી બદલીને બીજી સ્ટીમરમાં જવાતું. જંગબારની સ્ટીમરને વાર હતી એટલે મુંઝાયા. આટલી હોંશથી તૈયારી કરીને નીકળેલા તે પાછા કેમ જવાય?

તપાસ કરતાં એક વહાણ જંગબાર થઈ માડાગાસ્કર સુધી જવાનું હતું. તેમાં બંદોબસ્ત કર્યો. સૌ રાજી થયા. સ્ટીમરનું ભાડું આકરું હતું. મુંબઈથી જંગબારના જણદીઠ પાંત્રીસ રૂપિયા અને જંગબારથી મજંગાના છ પાઉન્ડ. જ્યારે આ વહાણમાં મુંબઈથી ઠેઠ મજંગાના ફક્ત દશ રૂપિયા. વહાણમાં જવાનું બહુ સસ્તું પડયું.

વહાણમાં માલ ભરી લીધો. એક હજાર ગૂણી એટલે એકસો ટન ભાર ભર્યો. રસ્તામાં ખાવાપીવાની ચીજો પૂરતા પ્રમાણમાં લઈ લીધી. રસોઈ કરવાનાં વાસણો તથા બીજો સામાન લઈ લીધો. પંદરેક દિવસ સુખેદુઃખે મુંબઈમાં ગાળી ભગવાનનું નામ લઈ વહાણમાં ચડયા. માલમે વહાણ અરબી સમુદ્રમાં હંકાર્યું.

વહાણના ફાટક ઉપર સાદડાં બાંધ્યાં. ત્યાં બિસ્ત્રા પાથરી સૂવા-બેસવાનું કર્યું. માલમ આપે તેટલું પાણી વાપરવાનું. રાંધવા, ખાવા ને પીવા પૂરતું જોઈ વિચારીને કરકસરથી વાપરવું પડે. રસોઈ માટે ભંડકમાં લોઢાની ગરેડીવાળા લાંબા ચૂલા રાખ્યા હતા. તેમાં પૂરી, બટાટા અથવા ડુંગળીનું શાક, રોટલી, કોઈ વાર દાળભાત, શાક પણ થાય. સૌ જુદા રાંધતા. સાથે જમવામાં આભડછેટનું પાપ માનતા.

સાંજે નાસ્તા માટે હલવો, ગાંઠિયા, પેંડા વગેરે ચારેક મણ ભાર સાથે લીધેલો. તેમાંથી માપસર ખાવાનું મળતું; કારણ વહાણ કેટલા દિવસે મોંબાસા પહોંચશે તેની કશી ખબર ન હતી.

શરૂઆતમાં પવન અનુકૂળ હતો, પણ સમુદ્ર ગરમ થયો એટલે મોટાં મોજાં વહાણ સાથે અથડાવા લાગ્યાં. જેને ફેર ચડતો તેઓ ઊલટીઓ કરવા લાગ્યા. તેમને આંખો મીંચીને પથારીમાં પડયા રહેવું પડતું. નાનજીભાઈને બિલકુલ ફેર ચડતો નહીં. કહે છે કે જેણે નાનપણમાં ખૂબ હીંચકા ખાધા હોય તેને ફેર ન ચડે. વહાણ મધદરિયે ચાલ્યું. ઊંચે આભ ને નીચે પાણી. જ્યાં નજર કરીએ ત્યાં ચોમેર પાણી જ પાણી!

રસોઈનાં કામ સૌને વહેંચી આપ્યાં હતાં. વાસણ ખારવા માંજી નાખતા. જમીને બે ઘડી આરામ કરતા. રામાયણ અને મહાભારત સાથે લીધેલાં. શ્રી વલ્લભદાસ મૂલા

બહુ મધુર કંઠે રામાયણ-મહાભારત વાંચતા. સમુદ્રમાં હવા તાજી ને ખુલ્લી હોવાથી ભૂખ ખૂબ લાગતી. બાએ બે મણ તલસાંકળી કરી દીધેલી. મણ દોઢ મણ ગોળપાપડી પણ આપેલી.

રોજ રાતે વાળુપાણી કરીને ભજનમંડળી જામતી. ખારવા સરસ ભજન બોલતા. તબલાં, મંજીરાં, કરતાલ સાથે લીધેલાં. ખારવાની મીઠી વાણીમાં હલકથી ગવાતાં ભજન કાનને અને મનને બહુ મધુર લાગતાં. નાનજીભાઈના સાથી વાળંદ અને બાવાજી પણ ભારે મીઠાં ભજન બોલતા. કોઈ વાર ભજનના રસમાં એવા એકતાર થઈ જતા કે મધરાત સુધી ધૂન મચતી.

રાતે વહાણ તારાની દિશા ઉપર ચાલતું, માલમ હોકાયંત્ર ઉપરથી દિશા પારખતો. મુંબઈથી કેટલા માઈલ ચાલ્યું, મોંબાસા કેટલા માઈલ રહ્યું વગેરે કહી દેતો. વહાણના માલમનું નામ મેઘો માલમ હતું. વહાણનું નામ ફૂલ ભાભી. મેઘો માલમ ત્રણ ચોપડી ભણેલો. સરળ, શાંત સ્વભાવનો, ઠરેલ આદમી હતો. મૂળ કચ્છનો રહીશ હતો, છતાં ગુજરાતી બોલી તેમ જ સમજી શકતો. મેઘા માલમનો દીકરો, નાનજીભાઈ જેવડો જ હતો, જેથી તેની સાથે સારી દોસ્તી બંધાઈ. એ પણ એના બાપા સાથે પહેલી જ વાર લાંબી સફરે નીકળ્યો હતો.

એમ કરતાં છવ્વીસમે દિવસે કિનારો દેખાયો. દૂર દૂર કાળી ભમ્મર કિનાર દેખાણી. જમીન જોતાં જ અમારા હરખનો પાર ન રહ્યો. સૌના જીવમાં જીવ આવ્યો, જાણે જમીન કદી જોઈ જ ન હોય! મેઘા માલમે જાહેરાત કરી કે મોમ્બાસા નજીક આવી પહોંચ્યા છીએ. આ સમાચારથી સૌ ઉલ્લાસમાં આવી ગયા.

☆ ☆ ☆

### મોમ્બાસા અને જંગબાર

દૂરથી મોમ્બાસા બંદર દેખાયું. મોમ્બાસાનો દેખાવ અપૂર્વ છે. મોમ્બાસાનું મૂળ નામ 'કીસી–વાચા–વીટા' એટલે 'યુદ્ધનો ટાપુ.' પૂર્વ આફ્રિકા પર સત્તા જમાવવા આ ટાપુમાં વારંવાર યુદ્ધો થતાં. મોમ્બાસા પૂર્વ આફ્રિકાનું પ્રવેશદ્વાર છે. દર અઠવાડિયે હજારો હિંદીઓ મોમ્બાસા બંદરે ઊતરે છે અને આફ્રિકામાં સમાઈ જાય છે.

વળતે દિવસે શહેરમાં ગયા. થોડા ગુજરાતી યુવાનો મળ્યા. જોડિયાના પોપટ માસ્તર જેઓ આજે લક્ષાધિપતિ બન્યા છે તેમને ત્યાં લોહાણા જ્ઞાતિના સૌ જમવા જતા. તેમણે ખૂબ પ્રેમથી દાળ, ભાત, શાક, રોટલી વગેરે જમાડયાં.

એ જમાનામાં મોમ્બાસામાં હિંદુઓની વસ્તી ત્રણસો-ચારસોની હતી. તમામ કોમના મુસલમાન ભાઈઓ હજાર-બારસો હતા. આજનું મોમ્બાસા તો ઇંગ્લંડનું નાનકડું બચ્ચું હોય તેવું લાગે છે. વિશાળ ડબલ રસ્તાઓ, વચ્ચે વચ્ચે બગીચા ને ફૂલઝાડ, આલેશાન બંગલાઓ, મોટી હોટલો, કલબો, સ્કૂલો, કૉલેજો, ઠેકઠેકાણે મનોહર બગીચાઓ, બેઠકો ને ફુવારાઓ. આખું શહેર સુંદર સુશોભિત વૃક્ષોથી ઢંકાયેલું છે.

મોમ્બાસામાં અત્યારે બે લાખની વસ્તી છે. પૂર્વ આફ્રિકાનું એ બારું છે. સૌથી મોટું બંદર છે. એક સાથે બાર સ્ટીમર ડોકમાં આવીને ઊભી રહે એટલી સગવડ મોમ્બાસાના બારામાં છે. કરોડોનો માલ ચડે-ઊતરે છે. પચાસ વર્ષમાં મોમ્બાસા સાવ નવું જ બની ગયું છે. એક આને વાર જમીન મળતી. આજે એક વારના પાંચસોથી હજાર રૂપિયા થયા છે.

મુંબઈથી મોમ્બાસા ૨,૪૦૦ માઈલ થાય.

મોમ્બાસાથી જંગબાર ૧૨૦ માઈલ થાય.

જંગબારથી મજંગા ૧,૦૪૦ માઈલ થાય.

અનુકૂળ પવન હોવાથી વહાણુ બીજે જ દિવસે જંગબાર પહોંચી ગયું. વહાણે લંગર નાખ્યું. સૌ કિનારે ઊતર્યાં.

જંગબાર ટાપુ ૭૨૦ ચોરસ માઈલમાં પથરાયેલો છે. જોડાજોડ આવેલા જંગબાર અને પેમ્બાના બે ટાપુ મળીને આખી દુનિયાને મોટા ભાગનાં લવિંગ પૂરાં પાડે છે. લવિંગનું પ્રથમ વાવેતર જંગબારમાં સને ૧૭૯૦માં થયું. જંગબાર પંચરત્નની ખાણુ છે. લવિંગ, મચુંગા (મોસંબી), કેળાં, નાળિયેર અને કેરી; આ પાંચ મુખ્ય ચીજ સિવાય કાજુ, તજ અને સોપારી પણુ થાય છે. આફ્રિકાનો હાથીદાંત અને બીજો માલ જંગબાર થઈ માંડવી બંદરે ઊતરતો. એ વખતે જંગબાર ઉપર ચોરાસી બંદરનો વાવટો ફરકતો હતો. જંગબારનું બજાર કચ્છી ભાટિયાઓના હાથમાં હતું. હિંદી વેપારીઓની પ્રામાણિકતા, સચ્ચાઈ અને સાહસિકતા ઉપર સુલતાનને ભારે ઇતબાર હતો.

હિન્દુસ્તાનની સ્ટીમર દર પખવાડિયે આવતી. જંગબારથી લવિંગ, કોપરાં, મજીઠ, શંખલાં, છીપ, લાકડાં, ફળ ભરીને સ્ટીમરો દેશાવર જતી. એ વખતે જંગબારમાં સાતેક હજાર હિંદીઓની વસ્તી હતી. અત્યારે પચીસ હજારની છે.

દુનિયાના સુંદરમાં સુંદર ટાપુમાં જંગબારની ગણુતરી થાય છે. ૭૨૦ ચોરસ માઈલમાં એ આવેલો છે. જંગબાર અને પેમ્બાની મળીને પાંચ લાખ માણુસોની વસ્તી છે. તે વખતના ભાવે ચાર કરોડનાં (અત્યારના ભાવે પચ્ચીસથી ત્રીસ કરોડનાં) લવિંગ પરદેશ ચડે છે.

જંગબાર શહેરની બાંધણી જૂની ઢબની છે. ત્યાં ઊંચાં મકાનો અને સાંકડી બજારો છે. શહેર ફરતા મોટા બગીચાઓ છે. માઈલો સુધી સમુદ્રકિનારો આવેલો છે. એંસી ઇંચ જેટલો વરસાદ પડે છે. કોઈ અલૌકિક ટાપુ છે. નંદનવન જોઈ લો. હવાપાણી ઉત્તમ છે.

અત્યારે જંગબાર ભાંગી પડ્યું છે. રાજધાની ચાલી ગઈ. વેપાર ભાંગી પડ્યા. મોટી મોટી હવેલીઓ તદ્દન ખંડિયેર જેવી ઊભી છે. કચ્છી ભાટિયાઓની ભારે જાહોજલાલી ચાલી ગઈ છે.

☆ ☆ ☆

### આકરી કસોટી

જંગબારના ખાડામાંથી વહાણ બહાર નીકળીને માડાગાસ્કર તરફ વળ્યું. પૂરા ચોવીસ કલાક વીત્યા. મધદરિયે વહાણ ચાલ્યું જતું હતું. એમાં પવન ફર્યો. ભારે મોજાં ઊછળવા લાગ્યાં. પહાડ જેવડાં મોજાં ઊછળે, વહાણને ઊંચું ઊપાડી લે અને પાછું પછાડે. એ જગ્યાએ આટલાંટિક, પૅસિફિક અને હિંદી મહાસાગર ત્રણેના પ્રવાહો મળતા હતા. તોફાન આઠ દિવસ સુધી બંધ ન પડયું ત્યારે માલમે કહ્યું, "હવે આપણું વહાણ બચે તેમ લાગતું નથી. વહાણ હલકું કરવા માલ દરિયામાં ફેંકી દેવો પડશે." અડતાળીશ કલાક કાળો વાવટો ચડાવી રાખ્યો પણ કોઈ મદદે ન આવ્યું.

આખરે દોઢેક મહિના પછી દરિયાનો પ્રવાહ ફર્યો. તોફાન એકાએક બંધ પડયું. તેમને જમીનનાં દર્શન થયાં. દૂર દૂર કાળી કિનાર દેખાઈ. સૌના આનંદનો પાર ન રહ્યો. જમીન દેખાયા પછી સાતમે દિવસે કિનારે પહોંચ્યા. તંપાસ કરતાં ખબર પડી કે એ આઈલ-દ-માયોને નામનો ફ્રેંચ ટાપુ છે.

કિનારાની નજીકમાં જ નાનકડું ગામ હતું. ત્યાં ખાઈપીને નિરાંતે સૂતા. પ્રભુની પ્રાર્થના કરી. પછી ઘસઘસાટ ઊંઘી ગયા. એ ટાપુમાં ચોત્રીસ દહાડા કાઢયા. હરવાફરવાની અને ખાવાપીવાની ખૂબ મજા પડતી. સૌ તાજા થઈ ગયા. પાંત્રીસમે દિવસે વહાણ હંકાર્યું. મજંગા જતાં ત્રણ દિવસ લાગે છે પણ આ વહાણને પવન નડયો ને ચૌદ દિવસે મજંગા પહોંચ્યા.

લાંબી મુસાફરી, ભયંકર દરિયાઈ તોફાન અને દિવસોની જહેમત, થાક ને ઉજાગરાથી સૌની સિકલો ફરી ગઈ હતી. તેથી પોર્ટ ઑફિસરે કારણ આપ્યા સિવાય કે કોઈનો જવાબ સાંભળ્યા વિના સૌને એક માસની ક્વૉરેન્ટીન આપી. ત્યાં ખાવાપીવાની અને રહેવાની મજા હતી. તાજાં ફળ, ટીન્ડફ્રૂટ, દૂધના ડબ્બા, કેરીના કરંડિયા વગેરે ખાવાનું શહેરમાંથી ખૂબ આવતું. મછવો ભરીને ફળફળાદિ, મિષ્ટાન્ન વગેરે આવતું. ત્રણ ટંક પેટ ભરીને જમતા. ટાપુમાં ફરવાની મઝા હતી. રાતે દુહા, કથા, ભજન ચાલતાં. દરિયાનાં દુઃખ વીસરાયાં. ખાઈપીને સૌ તાજા થયા.

☆ ☆ ☆

### માડાગાસ્કર

આફ્રિકામાં માડાગાસ્કર એ મોટામાં મોટો ટાપુ છે. આશરે સાડા ત્રણ લાખ ચોરસ માઈલમાં એ આવેલો છે. લગભગ સાઠ લાખની વસ્તી છે. ત્યાં ફ્રેંચ સરકારની હકૂમત હતી; પરંતુ અત્યારે સ્વતંત્ર થયેલો છે. હાલમાં ત્યાં દસેક હજાર હિંદીઓ વસે છે. આખો ટાપુ રસકસથી ભરેલો છે. પુષ્કળ વરસાદ પડે છે. ફળઝાડ એટલાં બધાં છે કે ખરી જાય છતાં લેનાર કે ખાનાર કોઈ ન મળે. કાજુ, લવિંગ, રફિયો (ઘાસ), ચાવલ, ખાંડ, મગફળી, સૉયાબીન, સોનું, સીસમ, ઇમારતી લાકડું તથા પશુધન ખૂબ છે.

ત્યાંના મૂળ વતનીઓ ભલા, દેખાવડા, મિલનસાર અને સશક્ત હોય છે. તેમની ભાષા મલગાસ બહુ મીઠી છે. ફ્રેંચ ગવર્મેન્ટ સ્વચ્છતામાં બહુ જ કડક હોય છે. ગંદાં કપડાં

પહેરીને કોઈ બહાર નીકળે તો પકડીને જેલમાં પૂરી દે અથવા બાંધીને ફટકારે. ફ્રેંચ લોકોને અંગ્રેજની જેમ રંગભેદની સૂગ હોતી નથી.

☆ ☆ ☆

**દેશાટન**

આફ્રિકાથી આવ્યા પછી નાનજીભાઈનું મન કશા કામમાં લાગતું ન હતું. ક્યાં આફ્રિકાનો ધમધોકાર વેપાર અને ક્યાં દેશનું માંડ માંડ ચાલતું હટાણું! ક્યાંય ન ગમતું હોવાથી થોડા દિવસ મામાને ઘેર વીસાવાડા ગયા. ત્યાં મૂળ દ્વારકાના મંદિરમાં જઈને બેસતા. સેંકડો યાત્રાળુઓના સત્સંગનો લાભ મળતો. દેશાટનથી અનુભવ વધે, ઇતિહાસ-ભૂગોળનું જ્ઞાન મળે, દેશભક્તિ કેળવાય, સાહસ અને હિંમત આવે, શરીર ને મન ખડતલ થાય. આવા વિચારોથી દેશાટનનો નિર્ણય પાકો કર્યો. ગોરાણા આવી રામ-ભગવાનના સુંદર મંદિરે જઈ પ્રાર્થના કરી, "પરદેશ જઈ પૈસા કમાવા અથવા દેશાટન કરી અનુભવ લેવો" એવો નિશ્ચય કરી તેઓ ઘેર આવ્યા.

આ વખતે નાનજીભાઈની ઉંમર સોળ વર્ષની હતી. રાત પડી. સૌ સૂઈ ગયાં. તેમણે તૈયારી કરી. મોહનમાળા, સોનાનાં બટન, વીંટી, સોનાનું ઘડિયાળ તથા પચાસ રૂપિયા રોકડા લીધા. ભગવાનને પગે લાગી રાતોરાત એકલા ચાલી નીકળ્યા. પોરબંદરથી સવારની ટ્રેનમાં મુંબઈની ટિકિટ લઈ બેસી ગયા.

મુંબઈ પહોંચ્યા ને તપાસ કરી તો દક્ષિણ આફ્રિકાની સ્ટીમરને બહુ વાર હતી. તપાસ કરતાં એક સ્ટીમર કરાંચી તરફ જતી હતી તેમાં ચડી ગયા.

એ વખતે કરાંચીની જાહોજલાલી ખૂબ હતી. મધ્ય એશિયા, એડન, અરબસ્તાન, ઇરાન વગેરે દેશો સાથે તેનો ધીકતો વેપાર ચાલતો. કરાંચી શહેર સ્વચ્છ અને સુંદર હતું. સાંજને વખતે કોઈ વાર બાગમાં જઈને બેસતા. ન પરદેશ જવાયું, ન માબાપ પાસે રહી શકાયું. મન મૂંઝાતાં યાત્રાનો રસ્તો લીધો.

હરદ્વાર, કાશી, મથુરા, વૃંદાવન, દિલ્હી, જયપુર, અજમેર, નાથદ્વારા, ઉદયપુર, ચિતોડ, આબુ વગેરે સ્થાનોમાં ફર્યા. કાશીવિશ્વનાથ મહાદેવનાં દર્શન કર્યાં. મથુરા અને ગોકુળ જઈ શ્રીકૃષ્ણ પરમાત્માનું લીલાસ્થાન જોયું.

ભારતની રાજધાની દિલ્હી જોયું. કૌરવ-પાંડવના સમયથી આજ સુધી આપણી એ જ રાજધાની રહી છે. દિલ્હી જોઈને જયપુર ગયા. જયપુરથી અજમેર થઈ ચિતોડ ગયા. ચિતોડથી નાથદ્વારા જતાં પહેલાં, એક મારવાડી વણિક મિત્રનો સંગાથ થતાં બન્ને માટે એક જ લોટામાં નદીકિનારે દાળભાત લાડુનો સ્વયંપાક બનાવ્યો.

શ્રીનાથદ્વારા એ વૈષ્ણવ સંપ્રદાયનું મોટામાં મોટું તીર્થધામ. નાથદ્વારાથી ઉદયપુર થઈ આબુ ગયા. આબુમાં દેલવાડાનાં દહેરાં, અચિચળગઢ, દત્તાત્રય શિખર, વસિષ્ઠાશ્રમ, અદ્ધરદેવી વગેરે રમણીય સ્થાનો જોયાં.



### આફ્રિકાની બીજી સફર

શ્રી નાનજીભાઈની આ બીજી સફર હતી. વહાણને અનુકૂળ પવન હતો. અનુકૂળ પવન હોય ત્યારે તે સ્ટીમર જેટલો વેગ પકડે છે. નિર્વિઘ્ને લામુ પહોંચ્યા. લામુમાં દરિયે નાહવા ગયા. ઓટ થયાની ખબર ન રહી ને તણાવા માંડ્યા. મનમાં થયું, "આજે સોએ વરસ પૂરાં થવાનાં." પણ ઈશ્વરની દયાથી કિનારે પડેલાં વહાણમાંથી કોઈની નજર જતાં હોડી લઈ ખારવા છૂટયા, જોતજોતામાં પહોંચી ગયા. હોડીમાં લઈ લીધા. રડવા જેવા થઈ ગયા. પ્રભુનો પાડ માન્યો.

કાકાને યુગાન્ડા પત્ર લખેલો. તેમણે શ્રી નાનજીભાઈને વાપરવા સારુ પચીસ રૂપિયા શેઠ કેશવજી આણંદજીની પેઢી પર મોકલી આપ્યા. પરંતુ તેમને પૈસાની જરૂર ન હતી. બહુ જ કરકસરથી રહેતા. કશું વ્યસન ન હતું. થોડી બચત થઈ હતી. કાકાના પૈસા મનીઑર્ડરથી પાછા મોકલી આપ્યા.

નાનપણથી શ્રી નાનજીભાઈને કરકસરથી રહેવાની ટેવ હતી. એ સદ્ગુણ તેમને વારસામાં મળ્યો હતો. ત્રેવડ ત્રીજો ભાઈ છે. આવક કરતાં ખર્ચ હંમેશાં થોડું રાખવું એ બધાં સોનેરી સૂત્રો તેઓ નાનપણમાં શીખેલા. સાદાઈ ને કરકસર ઘરમાં તથા વેપારમાં બહુ બરકત પૂરે છે. કરકસરથી જીવન ગાળનાર કોઈ દિવસ પાછો પડતો નથી. આગળ જતાં તેમની પાસે પ્રભુએ આપેલો પુષ્કળ પૈસો થયો છતાં તેમને કોઈ વ્યસન વળગ્યું નહીં. જરૂર પડી ત્યાં લાખો ખર્ચ્યા પણ પાઈનો દુરુપયોગ થવા ન દીધો.

આ રીતે તેમને દક્ષિણ આફ્રિકામાં જવાની ઇચ્છા હતી પણ "મનુષ્ય જાણે હું કરું, હરિ કરે સો હોય."

એ અનુભવની વાણી પ્રમાણે દેશમાંથી દક્ષિણ આફ્રિકા જવા નીકળેલા, પરંતુ ભાગ્ય તેમને પૂર્વ આફ્રિકા ભણી દોરી ગયું. જંગબારથી સ્ટીમરમાં મોમ્બાસા ગયા. મોમ્બાસાથી ટ્રેનમાં બેસી સીધા યુગાન્ડા જવા રવાના થયા.



### કેનિયા-યુગાન્ડામાં વેપારની શરૂઆત

એ વખતે યુગાન્ડા રેલવે તાજી જ બંધાયેલી હતી. એ બાંધવામાં હિંદીઓનો મોટો ફાળો હતો. કેનિયા-યુગાન્ડા રેલવે, ત્યાંનો વેપાર, એ પ્રદેશનાં શહેરો ને ગામડાં — દરેક વસ્તુના વિકાસમાં હિંદી વેપારીઓ, ઇજનેરો, કારીગરો, મજૂરો — એમ સૌએ સાહસ ખેડીને ભાગ ભજવ્યો છે.

કેનિયા-યુગાન્ડા રેલવે બાંધવાની શરૂઆત મોમ્બાસાથી થઈ. આ રેલવે બાંધવામાં ત્યારે જોખમો ખેડવાનાં હતાં. આખો રસ્તો પહાડી અને જંગલોથી ભરપૂર હતો. તેમાં વસતા જંગલી લોકો વહેમ અને ઝનૂનથી ભરેલા હતા. જંગલનાં પ્રાણીઓ પણ તેવાં જ ભયંકર હતાં. કેનિયાના જંગલવાસીઓ તો એંજિનની સીટી સાંભળતાં જ દૂરના જંગલમાં નાસી જતા અને 'નાંદી' જાતિના લોકો રાતોરાત આવીને પાટા ઉખેડી નાખતા.

રેલવે લાઇન ઉપર કામ કરતા ઇજનેરો તથા મજૂરો જંગલભરમાં તંબૂ, રાવટીઓ નાંખી પડ્યા હોય. દિવસના કામ ચાલતું હોય કે રાતે તંબૂમાં સૂતા હોય, ગમે ત્યારે, ઓચિંતા જંગલમાંથી સિંહો. ગેંડા કે ચિત્તા આવી પહોંચે અને સિંહ એકએ મજૂરને ઉપાડી જાય. સંત્રી ભરીબંદૂકે પહેરો દેતો હોય, તોપણ પાછળથી તંબૂ ચીરીને ઘૂસી જાય. મજૂરોનાં દિલમાં ફડક રહેતી કે સવારની ગણતરી વખતે તેમનામાંના કોઈ એકને સિંહ ઉપાડી ગયો હશે. જંગલમાંથી કોઈ વાર પાંચસાત સિંહનું ટોળું એકદમ નીકળી આવતું. મજૂરોનાં રહેઠાણ ઉપર હુમલો કરી, તંબૂ ફાડી, ઊંઘતા મજૂરોને ખેંચી નજીકના જંગલમાં નાસી જઈ ટોળામાંનાં સિંહો નિરાંતે મજૂરોને ફાડી ખાતા.

મજૂરોએ કામ બંધ કર્યું; હડતાળ પાડી. સરકારને ખાસ જણાવ્યું, "અમે કામ કરવા આવ્યા છીએ, સિંહનો શિકાર બનવા નથી આવ્યા." સરકારે તેમના રક્ષણની પૂરી બાંહેધરી આપી, સમજાવીને પાછા કામે વળગાડ્યા.

આવી રીતે કેનિયા–યુગાન્ડા રેલવે લાઇને સેંકડો હિંદીઓના ભોગ લીધા છે. જૂના વખતમાં ત્યાં વસતા આપણા ભાઈઓ વાત કરે છે કે વોઇથી સિમ્બા સ્ટેશન સુધીના રેલના પાટા હિંદી મજૂરોનાં હાડકાં ઉપર પથરાયેલા છે. એ સો માઇલની લાઇનમાં વધારેમાં વધારે હિંદીઓ ખપી ગયા છે. એ સ્થાન સિંહનું ઘર ગણાય છે. સ્ટેશનનું નામ પણ સિમ્બા રાખેલું છે. સ્વાહિલી ભાષામાં સિંહને 'સિમ્બા' કહે છે. કેનિયા–યુગાન્ડાનો વેપાર ખીલવવામાં જે રેલવેએ મોટો ફાળો આપ્યો છે તે રેલવે બાંધવામાં અનેક હિંદીઓનાં કીમતી બલિદાન અપાયેલાં છે.

☆ ☆ ☆

### કમલીમાં દુકાન

જિંજાથી પિસ્તાળીસ માઇલ દૂર કમલી નામનું ગામ આવેલું છે. એ જમાનામાં જિંજાથી કમલી પગપાળા જવું પડતું. આસપાસ ઝાડી અને જંગલ હતાં. ગામ સાવ નાનું, ઝૂંપડાંથી વસેલું હતું. ત્યાં બહેરામખાન નામના બલોચની એક દુકાન હતી. કાકાએ નાનજીભાઈ માટે ત્યાં નોકરી નક્કી કરેલી હતી. બેચાર દિવસ જિંજા રોકાઈ તેઓ કમલી ગયા.

કમલીમાં દુકાનનું કામ સંભાળી લીધું. શેઠ બહેરામખાન બહુ ભલા માણસ હતા. નાનજીભાઈ તેમને શેઠ કહેતા. તેઓ નાનજીભાઈને મહેતાજી કહીને બોલાવતા. નાનજીભાઈ કહે તે વાત શેઠ કબૂલ રાખતા. શેઠ હુકમ કરતા નહીં પણ હુકમ ઉઠાવતા, તેમ કહીએ તો ચાલે. કદી ઊંચે સાદે બોલાવતા નહીં. તેઓ મોટા શિકારી હતા. હાથીનો શિકાર કરી હાથીદાંત લઈ આવતા. રાતે તેમની ભાષામાં તંબૂરા ઉપર સુંદર ભજનો બોલતા. તેઓ પાંચ વખત નમાજ પડતા. બહુ ધર્મચુસ્ત હતા.

શેઠનો વેપાર ચામડું, હાથીદાંત, તલ, ઝીણી મરચી વગેરેનો હતો. આસપાસના પ્રદેશોમાંથી આ ચીજો ખરીદી જિંજા મોકલતા. માસિક હજાર-બે હજારનો વેપાર હતો. શ્રી નાનજીભાઈએ થોડા દિવસમાં જ વેપાર હાથ કર્યો. વેપાર વધવા લાગ્યો. દુકાન જામવા માંડી. શેઠને સંતોષ થયો. શેઠે નાનજીભાઈ ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકચો. તેઓ

સવારથી સાંજ સુધી દુકાનના કામમાં રચ્યાપચ્યા રહેતા. ઘરતી દુકાન હોય તેમ રાત-દિવસ કામ કરતા.

બેત્રણ મહિને એકાદ વાર જિંજા જવાનું થતું. એ વખતે રસ્તો બહુ વિકટ હતો. પહાડી રસ્તો, ખાડાટેકરા, નદીનાળાં વચ્ચે આવે. પિસ્તાળીશ માઈલ પગે ચાલીને જવાનું એટલે વહેલી સવારે પાંચ વાગ્યે તૈયાર થઈ જતા. ખાખી પોષાક, હોલ બૂટ. આગળ ચાલે તેમના હાથમાં ભાલાં હોય. ઘણે ભાગે સાંજના સાત વાગ્યે જિંજા પહોંચી જતા. ચડતું લોહી એટલે થાક ન જણાતો. કામકાજ પતાવી પાછા કમલી પહોંચી જતા. કાચા માલની ખરીદી માટે તેમને વારંવાર જંગલમાં જવું પડતું. એક વાર તૈયાર થઈને નીકળતા હતા તે વખતે શેઠે કહ્યું, "મહેતાજી, તમે સાચવજો. એ જંગલમાં ચોરીનો બહુ ભય છે. એ લોકો જાદુગર હોય છે, માટે સાવચેત રહેજો."

શેઠની ચેતવણી નાનજીભાઈએ ગણકારી નહીં. કમલીથી દૂર ભરજંગલમાં રાતના એક ગામડે તેઓ પહોંચ્યા. નેટિવ ચીફ (પટેલ)ને ઘેર મુકામ કર્યો. નાનજીભાઈ સાથે તેમનો મુકાદમ સૂતો. સાથે પાંચ પગાજી (મજૂર) હતા. તેઓ બાજુના ઝૂંપડામાં સૂતા. નાનજીભાઈ સાથે પેટીમાં કપડાં હતાં. ફોલ્ડીંગ ખાટલા ઉપર મચ્છરદાની નાખીને સૂતા હતા.

મધરાતના સુમારે ચોર આવ્યા. તેઓ થાક્યાપાક્યા ઘસઘસાટ ઊંઘતા હતા. ચોર લોકોએ કોઈક જાતના ઝાડના છોલનો ભૂકો છાંટ્યો, જેથી સૌ ઘેનમાં સપડાયા. બિસ્ત્રો, બ્લૅન્કેટ, પેટીઓ વગેરે તમામ સામાન લઈ ગયા. સૌને એવું ઘેન ચડી ગયું કે સવારના દસ વાગ્યા તોય કોઈની આંખ ન ખૂલે. આ જાતની ચોરીની રીત નાનજીભાઈ માટે નવી હતી તેથી તેમને પણ નવાઈ લાગી. મુકાદમને જગાડ્યો. એણે મજૂરોને ઉઠાડ્યા.

મુકાદમે નાનજીભાઈને સ્વાહિલીમાં કહ્યું, 'મુરબ્બી શેઠ, ચોર આપણું બધું ઉપાડી ગયા છે. આ પ્રદેશમાં ચોર બહુ હોય છે. નાનજીભાઈએ મુકાદમને મોકલી ત્યાંના મામી (સરદાર)ને બોલાવ્યો. નાનજીભાઈને જોઈ સરદાર ગભરાયો. હિંદીઓથી એ દબાતા સરદારને નાનજીભાઈએ ધમકાવ્યો ને કહ્યું "આ બાબતની ફરિયાદ હું કમિશનરને કરીશ. ચાર દિવસમાં ચોરાયેલો તમામ માલ હાજર નહીં કરે, તો તારા મોટા સરદાર પાસે ફરિયાદ કરીશ અને તારો પણ દંડ કરાવીશ."

આખા પ્રાંતનો મુખ્ય રાજા, જે લાખની વસતિનો સરદાર ગણાતો, તેને નાનજીભાઈએ ફરિયાદ કરી. સરદારે તરત પોલીસ મોકલ્યા. તાકીદ કરી, "શેઠનો બધો માલ મળી જવો જોઈએ; નહીંતર દશ ગાયો ને બસો માણસો લઈ તમે અહીં હાજર થાઓ. આમાં કસૂર કરશો તો જેલમાં પૂરશું."

આ હુકમ મળતાં જ નાનો સરદાર બસો મજૂર, શેઠનો ચોરાયેલ સામાન તથા ચોરને બાંધીને હાજર થયો. જેમણે ચોરી કરેલી તેમને સરદારે ફટકા મારવાનો હુકમ કર્યો. એ લોકોને ઊંધા સુવડાવી, ઉઘાડા કરી પચાસ ફટકા માર્યા; પછી જેલમાં પૂર્યા. મોટા સરદારને નાના સરદારે પાંચ ગાયો ભેટ આપી.

એકવાર શેઠે નાનજીભાઈને કહ્યું, "તમે જાતે ઇગાંગા જાઓ. ચારપાંચ વેપારી અને ત્યાંના નેટિવ ચીફને કહી, લેણુદેણુના સંબંધમાં એક દેણદારને તેને દેશ જતો રોકો." આ રીતે ચીફને રોકવાનો અધિકાર હોય છે.

શ્રી નાનજીભાઈ છ મજૂર સાથે પ્રથમ જિંજા ગયા. સાંજ પડવા આવી. ઇગાંગા હજી ત્રીસ માઈલ દૂર હતું. જિંજામાં વાળુપાણી કરી રાતોરાત ઇગાંગાનો રસ્તો લીધો. ખહેરામખાન શેઠની બંદૂક નાનજીભાઈએ સાથે રાખેલી. મજૂરો પાસે ભાલાં હતાં. એક મજૂર હાથમાં લાલટેન લઈને આગળ ચાલતો હતો. વચ્ચે ડોળી અને પાછળ ભાલાંવાળા મજૂરો ચાલતા હતા.

જિંજાથી વીસેક માઈલ ચાલ્યા. મધરાત વીતી ગઈ હતી. ક્યારેક જંગલી પશુઓની ત્રાડ સંભળાતી. એ જંગલમાં સિંહનો ભય હતો. એ દિવસોમાં એકલદોકલ મુસાફરને દિવસે પણ જાનવરો ફાડી ખાતાં.

તેઓ સૌ ઇગાંગાથી દશેક માઈલ દૂર હતા. મુકાદમ હાથમાં બે નંબરનું લાલટેન લઈને આગળ ચાલતો હતો. એવામાં એણે રસ્તા પર સિંહ અને સિંહણને ઊભેલાં જોયાં. બત્તી જોઈને સિંહણે ત્રાડ નાખી. અચાનક હુંકાર સાંભળીને મુકાદમ ચમક્યો. લાલટેન રસ્તા પર મૂકીને ભાગ્યો. ડોળીવાળા તો એવા બી ગયા કે નાનજીભાઈને ઊંચેથી પડતા જ મૂક્યા. કપાળમાં ડોળીનું લાકડું વાગ્યું. ઊંઘમાંથી ઝબકીને જોયું તો સિંહ સિંહણ સામે જ હુંકારા કરે. લાલટેન રસ્તાની વચ્ચે હોવાથી પાસે આવતાં ડરે અને ત્રાડો પાડે. વિચાર કરવાનો વખત ન હતો. દોડીને સામેના ઝાડ પર ચડવા ગયા પણ ઝાડ કાંટાળું હોઈ ઉપર ન ચડાયું. સિંહ અને સિંહણ રસ્તાની બંને બાજુ આમથી તેમ આંટા મારતાં ગર્જનાઓ કરતાં હતાં. 'પ્રભુની જેવી મરજી' એમ મનમાં વિચાર કરતા ને ઈશ્વરસ્મરણ કરતા શ્રી નાનજીભાઈ ત્યાં જ ઊભા રહ્યા. મજૂરો બાજુના જંગલમાં જઈ રાડો પાડવા લાગ્યા. તેઓ જુદા જુદા અવાજ કરવા લાગ્યા. સિંહ સિંહણ ધીમે ધીમે ઘાસમાં સામસામા અવાજ કરતાં દૂર દૂર ચાલ્યાં ગયાં, એટલે મજૂરો પાછા આવ્યા. મુકાદમ દોડી આવ્યો ને ફાનસ હાથમાં લીધું. નાનજીભાઈએ તેમને કશું ન કહ્યું. ચૂપચાપ ડોળીમાં બેસી ગયા. મજૂરો ડોળી ઊઠાવીને ઉતાવળા ચાલવા લાગ્યા. રાતના ત્રણેક વાગ્યે ઇગાંગા પહોંચ્યા.

રાણાવાવવાળા શેઠ વિઠ્ઠલદાસ હરિદાસ ઇગાંગામાં રહેતા હતા. તેમને એ વખતે ઉઠાડ્યા. બધી વાત કરી. સાહસ કરવા બદલ તેમણે ઠપકો આપ્યો: "આ જંગલમાં રાતના કોઈ નીકળતું નથી. તમે જોખમ ખેડ્યું." એ વખતે તેમણે ચા બનાવી. ચાપાણી પીને પરોઢિયું થવા આવ્યું ત્યારે સૂતા.

બહેરામ શેઠ આ સફરની વાત સાંભળીને તાજુબ બન્યા અને શાબાશી આપી. વળતી વખતે કમલી જવાનો બીજો રસ્તો લીધો. પચાસેક માઈલ થયા. રાતના દશેક વાગ્યે કમલી સુખરૂપ પહોંચી ગયા.

બહેરામખાન શેઠની દુકાને શ્રી નાનજીભાઈએ એક વર્ષ નોકરી કરી. સને ૧૯૦૪માં જોડાયા ને ૧૯૦૫માં છૂટા થયા. શેઠે ઘણો આગ્રહ કર્યો પણ તેમની ઇચ્છા સ્વતંત્ર દુકાન કરવાની હતી. તેથી શેઠે રાજીખુશીથી રજા આપી, અને ૨૦૦ રૂપિયા બક્ષિસમાં આપ્યા.

*

સને ૧૯૦૫માં કમલીમાં સ્વતંત્ર દુકાન કરી સ્વતંત્ર વેપારના શ્રી ગણેશ માંડ્યા. ત્યાંની ભાષા આવડી ગઈ હતી. લોકોને ઓળખતા થયા હતા ને નાનામોટા વેપારીઓનો પરિચય થયો હતો. મનથી નક્કી કર્યું, "હિંમતે મરદા તો મદદે ખુદા."

દુકાનમાં બધું એકડે એકથી શરૂ કરવાનું હતું. મકાન જાતે બનાવવાનું હતું. પાતળી સોટીઓ બાંધી ઉપર માટીની થાપ કરી લીંપણ કર્યું. માથે પતરાંનું છાપરું નાખ્યું. પતરાના દરવાજા પણ હાથે બનાવ્યા. આ રીતે કામચલાઉ મકાન બનાવી લીધું. દુકાન ચાલુ કરી ૨૪૦ રૂપિયાની મૂડી અને આબરૂ પર વેપાર શરૂ કર્યો.

દેશમાં શું કે પરદેશમાં શું, આબરૂ – આંટ એ ખરી મૂડી છે. પૈસો એ ખરી મૂડી નથી, પણ પ્રતિષ્ઠા એ મૂડી છે. જીવનના દરેક ક્ષેત્રમાં આપેલો વિશ્વાસ કે વચન પાળી બતાવવાથી આંટ વધે છે, આબરૂ બંધાય છે ને આગળ વધી શકાય છે. એ વાત નાનપણથી અને શરૂઆતથી જ શ્રી નાનજીભાઈના હૃદયમાં દૃઢપણે વસી હતી.

☆ ☆ ☆

### જંગલમાં વેપાર

કમલીની દુકાનને એક વર્ષ પૂરું થયું. વર્ષ આખરે સરવૈયું કાઢ્યું. સારો નફો દેખાયો. ૧૯૦૭માં દેશમાં પત્ર લખ્યો. એકસો રૂપિયા મોકલ્યા. એ જમાનામાં દેશમાં સો રૂપિયા હજાર જેવા ગણાતા. પૈસા સાથેના પત્રમાં લખ્યું હતું, "હું સુખી છું. ઘરની દુકાન કરી છે. વેપાર સારો ચાલે છે. મારી કશી ફિકર ન કરશો."

શ્રી જીવનકાકાને જિંજા કાગળ લખ્યો, "તમે અહીં આવી જાઓ. આપણે સાથે વેપાર કરીએ. હજાર-બે હજાર પેદા કરશું. તમારે કશી ઉપાધિ નહીં રહે." પરંતુ તેમનો જવાબ આવ્યો કે તેમની આફ્રિકામાં રહેવાની ઇચ્છા ન હતી. તેઓ દેશમાં ચાલ્યા ગયા. કાકાએ જ શ્રી નાનજીભાઈને રસ્તે ચડાવ્યા ને જાણીતા કર્યા. કાકાનો તેમના ઉપર ઘણો ઉપકાર હતો જે જિંદગીભર તેઓ ભૂલ્યા નહીં.

દુકાન જામવા લાગી. આંટ વધવા માંડી. સૌ બોલાવી બોલાવીને માલ આપવા માંડ્યા. પાંચ-દસ હજાર ઉધાર રાખવા લાગ્યા. જંગલમાંથી કાચો માલ ખરીદી લાવવો અને જિંજા મોકલવો એ બધા કામને પહોંચી વળવું મુશ્કેલ બન્યું. તેથી ગોરાણાના લોહાણા ભાઈ જીવન શામજીને ખાવુંપીવું ને વરસના બસો રૂપિયા ઠરાવી સાથે રાખ્યા. દુકાનનું કામ તેમને સોંપી કાચા માલની ખરીદી માટે પોતે છૂટા રહ્યા.

જિંજામાં જે શેઠને શ્રી નાનજીભાઈ કાચો માલ આપતા તેમને વાત કરી કે, "અમારે બીજા ડિસ્ટ્રિક્ટમાં જઈ વેપાર વધારવો છે. ત્યાં તલ, મરચી, હાથીદાંત વગેરે

પુષ્કળ મળે છે. એ મુલકમાં મોતી, કાપડ, પિત્તળના તાર વગેરે વસ્તુઓની ખપત છે."
આ વાત સાંભળી શેઠશ્રી કેશવજી આણંદજી દેવાણી બહુ રાજી થયા. તેમણે પંદર હજાર રૂપિયાનો માલ ધીર્યો. પંચોતેર જેટલા મજૂર અને બે મુકાદમ સાથે શ્રી નાનજીભાઈ કમલી પહોંચ્યા. કમલીથી જંગલમાં જવાની તૈયારી કરી. જંગલમાં દોઢસો બસો માઈલ જેટલે દૂર જવાનું હતું.

યુગાન્ડા એ કોઈ નાનો પ્રાંત નથી. સૌરાષ્ટ્રથી લગભગ ચારગણો મોટો, એક લાખ ચોરસ માઈલના વિસ્તારનો વિશાળ પ્રદેશ છે. આશરે સાઠ લાખની વસતિ છે. નાનામોટા અનેક જિલ્લાઓ આવેલા છે. બુસોગા જિલ્લો વિક્ટોરિયા સરોવરથી કિયોગા સરોવર સુધી ફેલાયેલો છે. કિયોગા સરોવરને સામે પાર ટેસો અને લાંગો ડિસ્ટ્રિક્ટ આવેલ છે. કમલીથી ટેસો સો માઈલ અને લાંગો દોઢસો માઈલ દૂર થાય. સુદાન અને કોંગોની હદ ત્યાં લાગેલી છે. એ જિલ્લાઓમાં શ્રી નાનજીભાઈને જવાનું હતું.

એ જમાનામાં વાહનની કશી સગવડ ન હતી. દરેક મજૂરને માથે બે મણના મજીકા (સામાનના કોથળા) મૂકેલા. તેમાં મોતી, કાપડ, પિત્તળના તાર, ચા, ખાંડ તથા અંગત વપરાશનો સામાન–ફોલ્ડીંગ ખાટલો, ગાદી, બ્લૅન્કેટ, બિસ્ત્રો, કપડાંની પેટી, ઓવરકોટ, રસોઈનાં વાસણો, સીધુંસામાન વગેરે હતું.

મુસાફરીમાં શ્રી નાનજીભાઈનો પોશાક ખાખી કપડાંનો રહેતો. ખાખી પાટલૂન, શર્ટ, કોટ, બ્રાંડીસ ને માથે હેટ. ડુડુથી બચવા પગમાં કાયમ હોલબૂટ, અંગુઠામાં પેસી જતા ડુડુનો એ જમાનામાં બહુ ત્રાસ હતો. આજે ડુડુનો મોટેભાગે નાશ થયો છે. તેમને જવાનું હતું તે ટેસો અને લાંગો ડિસ્ટ્રિક્ટ એ જમાનામાં તદ્દન અજ્ઞાન અને પછાત હતાં. સ્ત્રી, પુરુષ, બાળકો કોઈ કપડાં પહેરતાં નહીં. સ્ત્રીઓ કેળનાં પાનનો કંદોરો કરી એક કટકો લટકાવતી. કોઈ કોઈ વલ્કલનો ઉપયોગ કરતા. ઘણાંખરાં નગ્ન ફરતાં. કુદરતી જીવન હોવાથી તેમને માટે એ સ્વાભાવિક હતું.

એ પ્રદેશના લોકો મોટેભાગે માંસાહારી હતા. કેળાં, મોગો વગેરે પણ ખાતા. પશુધન પુષ્કળ પ્રમાણમાં હતું. બકરાં તથા ગાયો હજારોની સંખ્યામાં હતાં. ત્યાંના વેપારમાં સોએ સો ટકા કમાણી હતી. હિંદુઓ મોટેભાગે તલ, ઝીણી મરચી, ઘી, મધ, મીણ અને હાથીદાંતની ખરીદી કરતા.

પ્રભુનું નામ લઈ લાંબો ને જોખમી પ્રવાસ હિંમતથી શરૂ કર્યો. સૌથી આગળ મુકાદમ તથા ભાલાવાળા બે સિપાઈઓ, પછી મજૂરોનો કાફલો. તેની પાછળ શ્રી નાનજીભાઈની ડોળી (પાલખી). અને સૌની પછવાડે ભાલાવાળા ચાર મજૂરો. આમ વણઝાર ઊપડી. રોજના વીસ માઈલ ચાલવાનો નિયમ રાખ્યો હતો. ત્યાંના ચીફોએ રસ્તામાં આરામ લેવા માટે 'રેસ્ટ હાઉસ' બનાવેલાં. ઘાસનાં સુંદર ઝૂંપડાં એ જંગલનાં રેસ્ટ હાઉસ!

ટેકરી ઉપર સહેજ ઊંચાણમાં રેસ્ટ હાઉસ આવેલું હતું. સફરનો પોશાક ઉતારી હાથ-પગ ધોઈ રાતનો પોશાક પહેર્યો. પાંચ શેર દૂધ મંગાવ્યું. બોય પાણી ને લાકડાં લઈ આવ્યો.

જાતે રસોઈ કરી. ખીચડીશાક બનાવ્યાં. ખીચડીમાં ચડતી વખતે જ અર્ધો શેર ઘી નાખી દીધું. પાંચ શેર દૂધ કઢીને બશેર રહ્યું ત્યારે ઉતાર્યું. ખીચડી, શાક, દૂધ નિરાંતે જમી લીધું. મજૂરોએ પોતાને માટે કેળાં બાફ્યાં.

રાતે જમ્યા પછી મજૂરોએ એકઠા મળી નાચગાન શરૂ કર્યાં. તેમને પહેરવા શેઠ તરફથી ચડ્ડી અને ખમીસ અપાયાં હતાં.

ચારેક માઈલ ચાલ્યા એટલામાં બે મજૂરોને તાવ ચડ્યો. તેમને બદલે ત્યાંના બે મજૂરો બોલાવી લીધા. તેઓ સામાન ઉપાડવા ટેવાયેલા નહીં તેથી ચારપાંચ માઈલ ચાલ્યા બાદ બોજો ફેંકી દઈને ભાગ્યા. મુકાદમે તેની પાછળ દોડીને તેમને પકડ્યા અને ખૂબ માર્યા. તેઓ ઉશ્કેરાયા. તેમણે મોઢા આડો હાથ રાખી એક પ્રકારનો ખાસ અવાજ કર્યો. જોતજોતામાં આસપાસના જંગલમાંથી પાંચસો જેટલા નેટિવ દોડી આવ્યા. તેમના હાથમાં ભાલાં અને તીરકામઠાં હતાં. તેઓ સૌ ફરતા ઘેરી વળ્યા.

પરંતુ શ્રી નાનજીભાઈએ જરા પણ ગભરાયા વિના તેમના મુકાદમને કહ્યું, "આ લોકોના મામી (ચીફ)ને બોલાવો."

મામી ઊંચો ને પડછંદ હતો. હાથમાં ભાલો, ખભે ચામડાની ઢાલ, મોટી ભયંકર આંખો, કેડે કેળનો કંદોરો ને ચામડું વીંટાળેલું. ઉશ્કેરાટથી તેનો ચહેરો લાલ થઈ ગયો હતો. આસપાસ ઊભેલા જંગલી લોકો કિકિયારીઓ કરતા હતા. તેમની ભાષામાં "મારો, મારો" એવા અવાજો કરતા હતા. એ લોકોની ભાષા જુદી હતી. મુકાદમ બન્ને ભાષા જાણતો હતો. નાનજીભાઈએ મુકાદમને કહ્યું, "ચીફને સમજાવો કે તમારા મજૂરો ગુનેગાર છે. તમે અમને મારશો તો અમે સાંખી નહીં લઈએ. આ હિંદી કપડાં અને દાગીના લાવ્યો છે તે તમને અને તમારી સ્ત્રીઓને આપશે. તમે સામા થશો તો એ ગોરા યુરોપિયનોને બોલાવશે. તમારી ગાયો અને બકરાં લૂંટી લેશે. તમે બધા માર્યા જશો."

મજૂરો પોતાનો સામાન નીચે મૂકી તેની ઉપર બેસી ગયા હતા. સાથેનું ટોળું ઉશ્કેરાઈને બોલી ઊઠ્યું, "અમારે કપડાં ને ઘરેણાં જોઈતાં નથી. જેણે અમારા માણસોને માર્યા છે તેને અમે મારીશું."

દુભાષિયા મારફત ચીફને પૂછ્યું, "હવે આનું શું કરવું?"

ચીફ અને બીજા બેચાર આગેવાન જેવા સાથે મુકાદમે મસલત કરી. વાટાઘાટને અંતે નક્કી થયું કે, "જેમણે મજૂરોને માર્યા છે તેમનો બે ગાયો દંડ કરવામાં આવે છે."

પણ જંગલમાં ગાયો ક્યાંથી લાવી આપવી? ટોળાના માણસો બૂમબરાડા પાડતા હતા કે, "ગાયો લાવી આપો નહિતર લડાઈ કરો." એકસો મોતીની એક એવી સો સેરો, પિત્તળનો વાળો અને રંગીન કાપડના બે કકડા ચીફને આપ્યા. આગેવાનની સ્ત્રી સાથે હતી તેને બશેર ખાંડ આપી. જે મજૂરોને માર પડેલો તેમને મોતીની સેરો તથા વાળો આપ્યાં. આમ સૌને શાંત કર્યાં. મોતના પંજામાંથી છૂટ્યા. અંતે સૌ આનંદના પોકારો કરતા જંગલમાં ચાલ્યા ગયાં.

થોડે દૂર ગયા ત્યાં એક મોટો વોંકળો આવ્યો. તેમાં કેડ સમું પાણી હતું. વોંકળા-માં પડીને એક માઈલ કાપીને સામે પાર ઊતર્યાં. છ માઈલ ચાલ્યા ત્યાં સાંજ પડી ગઈ. ચીફનું ગામ આવ્યું. તેણે પાંચ ઝૂંપડાં ખાલી કરી આપ્યાં. દરેક મજૂરને દૂધ પાયું. દશ મણ દૂધ મંગાવ્યું. પોતે પણ કઢેલું દૂધ ને પૂરીશાક જમ્યા.

મજૂરો લહેરમાં રહેતા. એક મજૂરનો માસિક બે રૂપિયા પગાર હતો. માસિક ખોરાકના આઠ આના ખર્ચ થતો. ત્રણ મહિને એક સુરવાલ, એક ખમીસ અને ઓઢવામાં એક બ્લૅન્કેટ આપતા. આજે ખોરાક સાથે ૧૫૦ શિલિંગ આપવા છતાં કામ કરતા નથી.

આ સફર ચારેક મહિના ચાલી. હાથીદાંતના થોડા ટુકડા મળ્યા, તેમાંથી હજાર રૂપિયા પેદા કર્યા. કાપડ, મોતી, તાર વગેરે બધો માલ ખલાસ કર્યો. દશ હજારના માલ-માંથી પંદર હજારના તલ ખરીદ કર્યા.

અનાજ ખૂટી ગયું એટલે મજૂરોને જિંજા મોકલ્યા. પગરસ્તે જિંજા દોઢ સો માઈલ થાય. મજૂરો પાછા ન આવ્યા. રસ્તામાંથી નાસી ગયા. શકરિયાં ને દૂધ પુષ્કળ મળતાં તેથી હરકત ન આવી. બશેર દૂધ ગરમ કરી શેર રહે, ત્યાં સુધી ઉકાળીને લેતા. રોજનું બશેર દહીં જમવામાં વાપરતા. મહેનત ખૂબ કરતા તેથી ભૂખ પણ ખૂબ લાગતી. કલાકીથી બંદર બાર માઈલ દૂર થાય. અઠવાડિયે એક વખત ત્યાંથી નાનજીભાઈ જતા. સાંજે આઠ વાગ્યે પગે ચાલીને પાછા ફરતા. અગાઉની આવી વાતો સંભારવામાં પણ તેમને મજા આવતી. રાજકવિ કલાપીએ સાચું જ કહ્યું છે,

"માણ્યું તેનું સ્મરણ કરવું, એય છે એક લ્હાણું."

☆ ☆ ☆

### કપાસનો વેપાર

સને ૧૯૦૮માં કમલીથી બાર માઈલ દૂર જંગલમાં બીજી દુકાન કરી. ભાઈ જીવન શામજીને એ દુકાન ઉપર મૂક્યા.

એક વાર દુકાન ઉપર બેઠા બેઠા એકાએક વિચાર આવ્યો, "સરકાર દેશમાં કપાસના વાવેતરના પ્રયોગ કરે છે તો આપણે શા માટે ન કરવા?" આવો વિચાર આવતાં દેશમાંથી દસ શેર કપાસિયા અને શાકભાજીનાં બી પણ મંગાવ્યાં.

દેશમાં પત્ર લખ્યો. બાપુજીને ચારસો રૂપિયા મોકલ્યા. વિશેષમાં લખ્યું, "જે નફો થશે તે અહીંનો વેપાર ખીલવવામાં રોકીશ. દર વરસે સો-બસો રૂપિયા હાથખરચી માટે મોકલતો રહીશ."

સરકારનો પ્રયોગ ચાલુ હતો. ડિસ્ટ્રિક્ટ કમિશનર શ્રી નાનજીભાઈને ત્યાં ગયા. તેઓ દર ત્રણ મહિને ફરવા નીકળતા. તેમને કપાસનો અખતરો બતાવ્યો. કમિશનર બહુ રાજી થયા. તેમણે કહ્યું, 'સરકાર ઇજીપ્શ્યન કોટનનો પ્રયોગ કરે છે.' શ્રી નાનજીભાઈએ કહ્યું, "અમને જો રજા આપવામાં આવે તો ખાનગી અખતરા વહેલા સફળ થાય.' પણ કમિશનરે નિખાલસતાથી જવાબ આપ્યો કે, "સરકાર પોતે પ્રયોગ કરે છે ત્યાં સુધી તમને બી

નહીં આપે." આમ છતાં હિંદી કપાસનો તેમનો પ્રયોગ ચાલુ જ હતો. સને ૧૯૦૯માં 'યુગાન્ડા કું. લિ.' નામની પેઢીની જિનરી થઈ. તેમાં યુરોપિયન, હિંદી અને નેટિવ સૌએ શૅર ભર્યા. મૅનેજીંગ ડિરેક્ટર યુરોપિયન હતા. કપાસની ખરીદી શરૂ કરી. કપાસ પીલીને રૂ ઇંગ્લંડ મોકલવામાં આવતું.

બુસોગા ડિસ્ટ્રિક્ટમાં કપાસનું વાવેતર મોટા પ્રમાણમાં કરવામાં આવ્યું. એ પ્રદેશ નાઈલ નદીના કિનારાનો હોવાથી ઘણો ફળદ્રુપ હતો. કપાસનું વાવેતર થવાથી એ પ્રાંત સારી પેઠે વિકસ્યો. આજે યુગાન્ડામાં ચારથી પાંચ લાખ રૂની ગાંસડી થાય છે.

આજે કંપાલા બે લાખની વસતિવાળું યુગાન્ડાનું પાટનગર બન્યું છે. છેલ્લામાં છેલ્લી ઢબનાં મોટાં મકાનો, બંગલાઓ, સરકારી કચેરીઓ, ઇસ્પિતાલો, શાળા-કૉલેજો, જુદી જુદી ટેકરીઓ ઉપર સુંદર મકાનો બંધાયાં છે. ફરતા સુંદર મનોહર બગીચાઓ છે. પહોળા રોનકદાર રસ્તાઓથી કંપાલા શોભીતું શહેર બન્યું છે.

કપાસનું વાવેતર વધવાની સાથે જ કેટલીક યુરોપિયન પેઢીઓ અને હિન્દી વેપારીઓ કંપાલામાં આવી વસ્યાં. કપાસનો વેપાર શરૂ કર્યો, એટલે શ્રી નાનજીભાઈને કપાસની ખરીદી માટે વારંવાર ડિસ્ટ્રિક્ટમાં જવું પડતું. કામની ખેંચ પડતાં દેશમાં લખ્યું, "જો અત્યારે બેત્રણ જણ અહીં આવી જાઓ તો બહુ સારું." તેમનો પત્ર વાંચીને નાના ભાઈ મથુરાદાસ તથા બીજો એક માણસ રસોઈ માટે આવ્યા.

તેમના આવ્યા બાદ કમલી ગામમાં બીજી એક દુકાન શરૂ કરી. ત્યાં ચાર ચીજની મુખ્ય પેદાશ હતી: માખણ, તલ, મરચી અને કપાસ. માખણમાંથી ઘી બનાવી ડબ્બા ભરી દર અઠવાડિયે જિંજા મોકલતા ને ત્યાંથી જોઈએ તે માલ મંગાવતા.

☆ ☆ ☆

### મિલનો વિચાર ને યાદગાર પ્રસંગો

જિંજાના સ્ટેશન માસ્તર સોમાભાઈ પટેલ શેઠશ્રી નાનજીભાઈથી ત્રણેક વરસ મોટા હતા. એક બીજાને જોયા વિના ચેન ન પડે એવો સંબંધ બંધાયો. તેઓ ખૂબ માયાળુ હતા. સને ૧૯૧૦ની સાલમાં સોમાભાઈ સાથે જિંજાથી દેશમાં આવવા શ્રી નાનજીભાઈ નીકળ્યા. મુંબઈ હીરાબાગમાં ઊતર્યા. એ વખતે મુંબઈના શેઠ ભગવાનદાસ માવજી સાથે વેપારી સંબંધ બાંધ્યો.

મુંબઈથી તેઓ બંને અમદાવાદ ગયા. ત્યાં સોમાભાઈના ભાઈ ભગુભાઈ તેલની મિલમાં નોકરી કરતા. તેમને સારો પગાર મળતો. બીજે દિવસે તેઓ કાપડની મિલ જોવા ગયા. ખૂબ રસથી બધું જોયું. મશીનરી ચાલે, સંચા ચાલે, મજૂરો દોડાદોડ કરે. એ જોઈ મનમાં ઉમળકા આવે. હૃદયમાં કોઈ ઊંડા ભાવો દબાણ કરી રહ્યા હોય તેમ લાગતું હતું.

મિલના ચોગાનમાં પીપળાનું એક સુંદર વૃક્ષ હતું. ફરતો મજાનો ઓટલો બાંધેલો. બારની વિસલ થઈ. નાનજીભાઈ ધ્યાનમગ્ન હતા. મજૂરો ત્યાંથી પસાર થવા લાગ્યા. ચીમની સામે જોઈ હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા: "જો ભગવાન પૈસા આપે તો આવી એક મિલ ઊભી કરું!" દશ-પંદર હજારની મૂડી પાસે ન હતી, છતાં મનમાં ભારે

મોટા મનસૂબા ઘડયા. સોમાભાઈએ બોલાવ્યા ત્યારે શ્રી નાનજીભાઈ વિચાર-સમાધિમાંથી જાગ્યા.

અમદાવાદમાં ત્રણ દિવસ રોકાઈ પોરબંદર થઈ ગોરાણા પહોંચ્યા. કુટુંબને મળ્યા. સૌને ખૂબ આનંદ થયો. થોડા દિવસો ગોરાણામાં શાંતિથી ગાળ્યા બાદ યાત્રા-પ્રવાસે ઊપડયા. પહેલાં આબુ ગયા. અગાઉ જોયેલાં સુંદર સ્થળો ફરીથી જોયાં. આબુથી સિંધની ભૂમિ જોવાની ઇચ્છા થઈ. ત્યાંથી પગરસ્તે સૂઈ ગામ ગયા. સૂઈ ગામથી થરપારકર પહોંચ્યા. થરપારકરથી હૈદરાબાદ ગયા. સિંધુની મોટી નહેરો જોઈ. માણસ ધારે તો મરુ-ભૂમિને નંદનવન બનાવી શકે છે. બુદ્ધિ-શક્તિનો સદુપયોગ થાય તો માણસજાત કેટલી સુખી થાય!

સિંધ હૈદરાબાદથી કરાંચી ગયા. છ વર્ષમાં કરાંચીની સિકલ બદલાઈ ગઈ હતી. સિંધથી મુલતાન થઈ લાહોર ગયા, ત્યાંથી રાવળપિંડી. સને ૧૯૨૬માં ત્યાં હિન્દુ-મુસલ-માનનું હુલ્લડ હતું. નૈરોબીવાળા શેઠ અલીભાઈ મુસા જીવણજીના સગા લુકમાનજી શેઠ રાવલપિંડીના જે. પી. હતા. તેમને ફોન કરીને ખબર આપ્યા એટલે તુરત જ શેઠના દીકરા મોટર લઈને તેડવા આવ્યા ને આખું ગામ ફરીને બતાવ્યું.

રાવળપિંડીથી તક્ષશિલા ગયા. ત્યાં પુરાણા કાળની સુપ્રસિદ્ધ વિદ્યાપીઠનાં ખંડેરો જોયાં. ત્યાં દશ હજાર વિદ્યાર્થીઓ દૂરદૂરથી વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. તક્ષશિલાથી પંદર દિવસ માટે પોરબંદરના ખેરાજભાઈ લાદીવાળા સાથે કાશ્મીર ફરવા ગયા. કાશ્મીરનો નંદનવન જેવો આ પ્રદેશ ભારતનું સ્વર્ગ ગણાય છે. સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી તો ત્યાં લાખો માણસો ફરવા જાય છે. દિલ્હીથી પ્લેનમાં બે કલાકમાં જઈ શકાય છે.

એકાદ માસ એ બાજુ ફરી મુંબઈ થોડું રોકાઈ રેશમી કાપડની ખરીદી માટે મદ્રાસ જવાનું થયું. મદ્રાસની મુખ્ય બજારમાં બાળબોધ લિપિમાં "ઉપાહાર ગૃહ" એવું પાટિયું વાંચ્યું. ત્યાં હિન્દી ભાષા સમજે તેવું કોઈ ન હતું. ઇશારતથી નાહવું અને જમવું છે તેમ સમજાવ્યું. પાટલા ઉપર બેઠા ત્યાં ઊંચો, જાડો ને કાળો રસોઇયો મચ્છી લાવ્યો ને ઝટ કરતો થાળીમાં પીરસવા ગયો. નાનજીભાઈ ચમકયા ને આડો હાથ ધર્યો. ત્યાં રસોઇયાનો મિજાજ સાતમે આસમાન ગયો. મારામારી થઈ પડી. નાનજીભાઈએ પાટલો ઉપાડી રસોઇયાને ઝીંકયો ને તેમને પણ દંડા પડયા. દંગલ જોઈ કૉન્સ્ટેબલ આવી પહોંચ્યો. તેને વાત કરી તો તે હસી પડ્યો. કહે, "આ તો ભાષાની ગેરસમજૂતીનું દંગલ." રસોઇયો કહે, "મને અભડાવ્યો. મારી બે રૂપિયાની મચ્છી બગાડી." તેને બે રૂપિયા આપી કૉન્સ્ટેબલ સાથે ગાડીમાં બેસી શાહુકાર પેઠ તરફ ગયા. ત્યાં કાઠિયાવાડી બ્રાહ્મણની વીશીમાં ઊતર્યા ને જમ્યા.

મદ્રાસથી પાછા મુંબઈ જઈ ત્યાંથી નાસિક ત્ર્યંબક દેવદર્શન કર્યાં. પંચવટીતીરે ગોદાવરીમાં સ્નાન કર્યું. નાસિકથી દેશમાં આવી આફ્રિકા જવાની તૈયારી કરી. આ વખતની સફરમાં કુટુંબીઓમાંથી ત્રણચાર ભાઈઓને તૈયાર કર્યા.

☆ ☆ ☆ **હિંદી વેપારીઓના હક્કની લડત**

યુગાન્ડાનો શ્રી નાનજીભાઈનો વેપાર વધતો જતો હતો. દર વર્ષે દશથી વીસ હજાર રૂપિયા પેદા થવા લાગ્યા. દેશમાંથી બીજા ચાર-પાંચ ભાઈઓને બોલાવ્યા. બુગેન્ડો ને સરોટી પ્રાન્તમાં પણ દુકાનો નાખી. દુકાનો વધતી ગઈ. વેપાર વધતો ગયો તેમ તેમ દેશમાંથી માણસો બોલાવતા ગયા.

યુગાન્ડામાં કપાસનું ઉત્પાદન વધતું ગયું તેમ તેમ એ વેપાર પણ હિન્દીઓ પોતાને હાથ કરતા ગયા. સરકારને બીક લાગી કે બીજા વેપારની જેમ કપાસનો વેપાર પણ હિંદીઓના હાથમાં ચાલ્યો જશે; તેથી સરકારે કાયદો કર્યો, "જિનરો સિવાય કોઈ કપાસ ખરીદી ન શકે."

કપાસના હિંદી વેપારીઓ એકઠા મળ્યા ને તેમનું મંડળ સ્થાપ્યું. એ મંડળ મારફત છેક વિલાયત સુધી અવાજ પહોંચાડ્યો. એક વકીલ રોકી તેને વિલાયત મોકલ્યો. તેણે હિંદી વેપારીઓનો કેસ કુશળતાપૂર્વક રજૂ કર્યો. ભારે લડત ઉપાડી. યુરોપિયન વેપારીઓ સમજી ગયા. સરકાર પણ સમજી ને વિમાસણમાં પડી. આખરે એ કેસમાં હિંદી વેપારીઓનો વિજય થયો. સૌથી મોટી ખરીદી બુસોગા ડિસ્ટ્રિક્ટની થતી. એ વખતે તેમની પાસે બે લાખની મૂડી થયેલી.

☆ ☆ ☆ **માંદગી અને વતનમાં આરામ**

વધેલા કામને પહોંચી વળવા ખૂબ દોડાદોડી કરવી પડતી. પરિણામે શરીર બગડ્યું. તેમનાં પત્નીને પણ ત્યાંનાં હવાપાણી માફક આવતાં ન હતાં. આમ થોડા વખત દેશમાં જવાનો વિચાર કર્યો.

આ વખતે દેશમાં ચાર છ મહિના નિરાંતે રહેવાનો વિચાર હતો, તેથી કુટુંબમાં સૌ રાજી થયાં. ધારવાળી વાવે જ્યાં ડાંગરવડ, ખીરસરા, અડવાણા, ભેટકડી અને ગોરાણા એમ પાંચેય ગામનાં ઢોર પાણી પીવા આવતાં ત્યાં એક તળાવ ઊંડું ગળાવ્યું હતું. વાવ નવી શરૂ કરાવી હતી. એ કામને અંગે ત્યાં મુકામ રાખ્યો. મજૂરોની મોટી વસાહત થઈ.

રાતે વાળુપાણી કરી ભજનમંડળી જામતી. દેશની હવા, જનમભોમનું અમૃત જેવું પાણી ને માજીના હાથના રોટલા, ઘરની વાડીનું અનાજ, તાજાં ઘી, દૂધ, દહીં વગેરે વસ્તુથી તબિયત સુધરી. નવું લોહી આવ્યું. તાજગી આવી ને થાક બધો ઊતરી ગયો.

*

૧૯૧૪ના ઑગસ્ટમાં યુરોપમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું. બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા અને જર્મન ઈસ્ટ આફ્રિકા વચ્ચે લડાઈ સળગી. યુગાન્ડાથી તાર ઉપર તાર આવતા હતા: "માલ મોકલો. અમે સૌ સલામત છીએ. ફિકર ન કરશો." માલના ભાવ ખૂબ ચડી ગયેલા, છતાં બે લાખનો માલ ખરીદ્યો. વીમો ઉતરાવીને વહાણમાં માલ ચડાવ્યો. દોઢ મહિને માલ આફ્રિકા પહોંચ્યો.

આટલું સાહસ ખેડી માલ મોકલ્યો તો તેનો બદલો પૂરતો મળ્યો. સો ટકા નફો રહ્યો. એના ચાર લાખ થયા. તારથી ચાર લાખ રૂપિયા પાછા આવ્યા, એટલે અમે છ લાખનો માલ ખરીદ કર્યો. વહાણ તેમ જ સ્ટીમરમાં વીમો ઉતરાવીને રવાના કર્યો.

શેઠશ્રી નાનજીભાઈ ૧૯૧૪ના ડિસેમ્બરમાં મોમ્બાસા પહોંચ્યા. રસ્તામાં તેમને કપ્તાને રાડર દ્વારા સીસલ્સના ટાપુઓ બતાવ્યા. સીસલ્સના ટાપુઓ મોમ્બાસાથી ૯૦૦ માઈલ દૂર આવેલા છે. ૫૦થી ૬૦ નાના ટાપુઓનો સમૂહ છે. તેમાં એક ટાપુ બધાથી મોટો છે. વસ્તી ૩૦,૦૦૦ માણસોની છે જેમાં હિંદીઓ ૫૦૦ છે. બીજી પ્રજા ફ્રેંચ અને નેટિવોની મિશ્રિત હોઈને રંગે સફેદ છે.

ત્યાંની પેદાશમાં મનીલાની સીંગ છે. તે ૩૦થી ૪૦ રૂપિયે રતલ વેચાય છે. તેનો અર્ક કાઢવામાં આવે છે જે બહુ જ સુગંધીદાર હોય છે. જાયફળ અને જાવંત્રીની પેદાશ પણ ખૂબ થાય છે. નાળિયેર અને ગોવાનું (ખાતર) પુષ્કળ થાય છે. એ ખાતર ત્યાં જતાં સફેદ પક્ષીઓની ચરક છે. એ પક્ષીઓ માછલીઓ પુષ્કળ ખાય છે તેથી એ કીમતી ખાતરના દર વરસે ૧૫થી ૨૦ લાખ રૂપિયા આવે છે. ૧૮૭૦માં આ ટાપુ ફ્રેંચ લોકો પાસેથી અંગ્રેજોએ લઈ લીધો.

આર્યસમાજ તરફ શેઠશ્રી નાનજીભાઈનું આકર્ષણ ૧૯૦૪માં જંગબાર હતા ત્યારથી જ હતું. ત્યાર બાદ સને ૧૯૧૧માં ‘સત્યાર્થ પ્રકાશ’ વાંચેલું. તેમાંના ઘણાખરા સિદ્ધાન્તો તેમને ગમ્યા. તેમાં આર્ય સંસ્કૃતિના રક્ષણની ભાવના હતી.

શેઠશ્રી નાનજીભાઈ મોમ્બાસા તો પહોંચ્યા પણ હવે તેમને જિંજા જવાની અધીરાઈ વધી. લડાઈ જોસભેર ચાલુ હતી, તેથી મિલિટરી ટ્રેનો યુગાન્ડા જતી હતી. યુગાન્ડાના એક ડૉક્ટર અને પોસ્ટ માસ્તર યુગાન્ડા જતા હતા. તેમની સાથે ખાખી પોશાક પહેરીને ટ્રેનમાં બેસી ગયા. યુગાન્ડા રેલવેના સ્ટેશન માસ્તરો ઓળખીતા હતા, તેથી રસ્તામાં કશી અડચણ ન પડી.

આવા સમયમાં આ રીતે શેઠશ્રી નાનજીભાઈ જિંજા પહોંચશે એવું કોઈએ ધાર્યું ન હતું. તેમને અચાનક આવેલા જોઈ સૌને ભારે નવાઈ લાગી. સફરની વાતો સાંભળી નિર્વિઘ્ને પહોંચવા બદલ પ્રભુનો પાડ માન્યો.

☆ ☆ ☆

### અજોડ સાહસ

લડાઈને લીધે રૂના ભાવ વધતા જતા હતા. ઇન્કમટૅક્સ ન હતો તેથી નફો સારો થતો. સરકારે શ્રી નાનજીભાઈ શેઠને કપાસ ખરીદવા આગ્રહ કર્યો. બંદરકાંઠે માર્કેટમાં કપાસ ખરીદવાનું શરૂ થયું. ડિસ્ટ્રિક્ટ કમિશનર ત્યાં આવ્યા. તેમને શેઠશ્રીએ વિનંતી કરી, “મારા માણસોને માલ ઉતારવા મછવાની સગવડ આપવા નેટિવ ચીફને આપ ભલામણ કરો” ચીફ કમીશનરે ભલામણ કરી ને શેઠશ્રી બોયને રવાના કરી પોતે જમવા બેઠા.

રસ્તો કાચો ને માંડ ચારફૂટ પહોળો હતો. બન્ને બાજુ દશ દશ ફૂટ ઊંચું હાથી ઢંકાય તેવડું એલિફન્ટા ઘાસ ઊગેલું હતું. બૉયની સાઇકલને ચીલે ચીલે તેમણે જગ્યા પછી સાઇકલ મારી મૂકી. લગભગ અગિયાર વાગ્યે તેઓ ચીફના ઝૂંપડા પાસે પહોંચ્યા.

ખરે બપોરે પણ એ જગ્યા વિકરાળ લાગતી. જગ્યા જોતાં ધાસ્તી લાગે. બેત્રણ પંજાબી મિત્રોએ ચેતવણી આપેલી, "એ જગ્યાએ સાવચેત રહેજો. ત્યાં નરમાંસભક્ષી નેટિવો રહે છે. માણસનું માંસ એમને દાઢે લાગ્યું છે. ખાસ કરીને હિંદીઓનું માંસ એમને બહુ ભાવે છે."

શ્રી નાનજીભાઈએ ચોમેર નજર ફેરવી તો પોતાના બૉયને ક્યાંય ન દીઠો. તેમને દગાની ગંધ આવી. ચીફ પાસે આવ્યા. તેને પૂછ્યું, "કેમ મછવો તયાર છે કે? મારો બૉય ક્યાં છે?"

જવાબમાં ઠાવકું મોઢું રાખીને એ બોલ્યો: "બાના, તમારો બૉય અહીં આવ્યો નથી. મછવો સામે કિનારે ગયો છે. બપોરના બે ત્રણ વાગ્યે આવશે."

આવો ઉડાઉ જવાબ સાંભળી શેઠની શંકા દઢ થઈ. તેમના મનમાં થયું, "આમાં કંઈક ગંભીર કાવતરું છે." તેમની પાસે હથિયારમાં રિવૉલ્વર, ૫૦ કારતૂસ અને મોટી છરી હતાં. શેઠશ્રીએ સમય પારખી લીધો. દઢતાથી ચીફને કહ્યું, "મને જલદી મછવો મંગાવી આપ, નહિતર કમિશનરને ફરિયાદ કરીશ; એ તને બરતરફ કરશે." ફરીથી ચીફને મછવો આપવા કહ્યું ત્યારે તે બોલ્યો: "બાના, આજે તમે સામે કાંઠે નહીં જઈ શકો. તાપ સખત છે. શાંતિથી આપણા ઝૂંપડામાં સૂઈ જાઓ ને આરામ કરો." ચીફે શેઠશ્રીની બાઇસિકલ લેવાનો પ્રયત્ન કર્યો એટલે તરત પોતે ઊભા થઈ સાઇકલ લઈ લીધી અને ખિસ્સામાંથી રિવૉલ્વર કાઢી એના ઝૂંપડાંના દરવાજા ઉપર બાર કર્યો. ગોળીબાર થતાં જ એ ચમક્યો. એણે સિગ્નલ આપ્યો. ગોળી ઝૂંપડીમાંથી ગઈ તેવું જ ઝૂંપડું સળગ્યું. બીજો ફેર કર્યો, તેવા બે ભાલાંવાળા અંદરથી નીકળ્યા. ચીફે એમને કંઈક નિશાની કરી. રિવૉલ્વરના બાર ચાલુ જ રાખ્યા. ત્રીજો ફેર કર્યો એટલામાં ત્રણે જણ ઘાસમાં આડા પડી, ભાગ્યા.

શેઠશ્રી નાનજીભાઈ એક હાથે સાઇકલ દોરીને ચાલતા થયા. બીજે હાથે રિવૉલ્વરના બાર ચાલુ હતા. એકાદ માઈલ ગયા પછી સાઇકલ ઉપર બેઠા. સાઇકલ ઝપાટાબંધ મારી મૂકી. લેઈક કિયોગાને બંદરે પહોંચ્યા.

લેઈક કિયોગાના એ કિનારા ઉપર સરકારે નાનું 'ટેમ્પરરી' બંદર બંધાવેલું. એ બંદર ઉપર એક ગોવાનીઝ ક્લાર્ક, ચાર-પાંચ હથિયારબંધ પોલીસ અને માલ ચડાવવા-ઉતારવા પચાસ-સાઠ નેટિવ મજૂરો રહેતા. તેમણે શેઠની ફસાઈ પડવાની વાત સાંભળી ત્યારે કહ્યું: "એ લોકોએ ઘણા માણસો મારી ખાધા છે; તમે બચી શક્યા તે ભાગ્યશાળી."

શેઠશ્રીની આવી ચેતવણી તેમ જ અનુભવ છતાં કેશવ અને વિઠ્ઠલ નામના બે જુવાનો બીજે જ દિવસે એ રસ્તે નીકળ્યા. તેમને ક્લાર્કોએ ચેતવ્યા: "ભાઈ ખોટું સાહસ ન કરો. એ રસ્તે જવામાં જોખમ છે. મહેતા શેઠ માંડ બચ્યા છે. તમે ભલા થઈને ન જતા."

પણ એ ચડતા લોહીવાળા જુવાનો ન માન્યા. તેમણે કહ્યું, "જવાય ત્યાં સુધી જઈએ. પછી ભય જેવું જણાશે તો પાછા ફરશું."

જુવાનોએ ચીફને પૂછ્યું: "સામે કાંઠે જવા હોડી ક્યારે મળશે?"

ખંધા ને ક્રૂર ઠગ ચીફે બનાવટી જવાબ આપ્યો: "હોડી તૈયાર છે, બાના, હમણાં જ મળશે. તમે મારી સાથે ચાલો." આવી રીતે ફોસલાવીને બંનેને લઈ ગયો. બીજા હલેસાંવાળાને સાથે લીધા. બંને જુવાનોને બેસાડ્યા. અધવચ્ચે લઈ જઈ કાપી નાખ્યા.

આ બંને જુવાનો વખતસર પાછા ન ફર્યાં, તેથી તેમના ભાઈઓને ફિકર થઈ. તેમણે પોલીસને ખબર આપ્યા. ડિસ્ટ્રિક્ટ કમિશનરને આ બધી હકીકત મળતાં તેમણે ચીફને બોલાવી નાના ચીફને હુકમ કર્યો કે: "એ લોકોને પકડી હાજર કરો."

ડિસ્ટ્રિક્ટ કમિશનર તથા ખાસ પોલીસ કમિશનરની નિમણૂક કરીને તપાસ હાથ ધરી.

એકાદ મહિના બાદ એવું બન્યું કે લૂંટનો માલ વહેંચવામાં તકરાર થઈ. એક જણને બે બૈરીઓ હતી. તેણે એક સ્ત્રીને કપડાં કરાવી આપ્યાં અને બીજીને કશું ન આપ્યું. એમાંથી ઝઘડો ઊભો થયો. એ સ્ત્રીએ જઈને મોટા નેટિવ ચીફને બધી હકીકત જણાવી દીધી.

એ ચીફે ખાસ નિમાયેલા કમિશનરને જાણ કરી. એ લોકોને ફરીથી પકડવામાં આવ્યા. સખત માર્યા. આ વખતે તેઓ બધું માની ગયા. પૈસા તેમણે કાઢી આપ્યા. બાઇસિકલો અને માણસોનાં હાડકાં દરિયામાં નાખી દીધેલાં, એમ ન્યાયાધીશ પાસે કબૂલ કર્યું. વધુમાં કહ્યું કે, "અમે સત્તર માણસો ખાધાં છે. તેમાં હિંદીઓ, આરબો અને નેટિવ હતા. એક પણ મજુંગુ – ગોરાને ખાધો નથી."

એમાં જે પાંચ મુખ્ય ગુનેગાર હતા તેમને દશ હજાર માણસની વચ્ચે, જાહેરમાં ફાંસી આપવામાં આવી. તેમની ગાયો તથા માલમિલકત જપ્ત કરવામાં આવ્યાં.

ત્યાર બાદ સરકારે એ રસ્તો બંધ કર્યો અને જગ્યા ઉજ્જડ કરી.

☆ ☆ ☆

## જિનરીઓ નાખી

સને ૧૯૧૬માં જર્મન ઈસ્ટ આફ્રિકા બ્રિટિશોએ જીતી લીધું. તેથી વેપારમાં સ્થિરતા આવી. વેપાર ખીલવા લાગ્યા. કમાણી વધતી ગઈ. હિંદીઓ યુગાન્ડામાં આવવા લાગ્યા. દુકાનો માટે તથા રહેવા માટે સારી સગવડ કરી.

એ સાલમાં દેશમાંથી તેમનાં પત્નીને તેડાવી લીધાં. ૧૯૧૫માં મોટા પુત્રનો જન્મ થયો હતો. તેની સાથે તેમનાં પત્ની આફ્રિકા જઈ પહોંચ્યાં. હિંદી વેપારીઓએ પોતાનાં કુટુંબને દેશમાંથી તેડાવેલાં, એટલે સ્ત્રીઓને જરૂરી પાડોશ પણ હતો.

હવે વેપારમાં એક પગલું આગળ વધવાનો સમય આવી પહોંચ્યો. શેઠ મોટી કલમનો કપાસ ખરીદતા; પરંતુ જિનરો પિલાઈના ભાવ વધારે લેતા, તેથી પોતાની માલિકીની જિનરીઓ કરવાનો વિચાર કર્યો.

પ્રથમ કમલીમાં બાર સંચા નાખી, જિનરી તૈયાર કરી. બુસંભાટિયા માટે બ્રિટિશ કોટન ગ્રેઈંગ કંપની પાસેથી સો જિન ઉછીનાં લીધાં અને જિનરી તૈયાર કરી.

શેઠશ્રીની જિનરીઓ ચાલુ થઈ. બન્નેમાં થઈને બે હજાર ગાંસડી રૂ એસોસિએશનને આપ્યું. તેમણે શેઠશ્રીને દશ લાખની મદદ કરેલી. બન્ને જિનરીમાં મળીને સાડા ત્રણ લાખનો નફો રહ્યો. બન્ને જિનરી બાંધવાનો ખર્ચ બે લાખ રૂપિયા થયો હતો. એક વર્ષમાં જ વળતર મળી ગયું.

સને ૧૯૧૭ની સાલમાં જિનરીઓમાં સાડા ત્રણ લાખ અને કાપડમાં બે લાખ રૂપિયા પેદા કર્યા.

યુગાન્ડામાં ઇન્ફ્લુએન્ઝાનો રોગ ફેલાયો. એ તાવમાં શેઠશ્રીનાં ત્રણ સ્વજનો સપડાયાં. ત્રેવીસ વર્ષના તેમના મામાના પુત્ર, પચીસ વર્ષના કાકાના દીકરા વિષ્ણુદાસ અને તેમનાં પત્ની. સારવાર કરવામાં કશું બાકી ન રાખ્યું. પણ એ ઝેરી તાવે એ ત્રણેનો કારમો ભોગ લીધો!

આ વહાલાં કુટુંબીજનોના અકાળ અવસાનથી શેઠશ્રીને ભારે આઘાત લાગ્યો. માનસિક વ્યથા ભોગવેલી તેથી શરીર ઉપર અસર થઈ ને પોતે પણ બિમાર પડ્યા. મોટા ભાઈને પણ ઇન્ફ્લુએન્ઝા થયો. ચિ. ખીમજીભાઈની ઉંમર માત્ર ત્રણ વર્ષની હતી. તેમને પરદેશમાં સાચવવાનું બને તેમ ન હતું. તેમને મૂકવા ને આરામ લેવા શેઠશ્રી દેશ આવવા ઊપડ્યા.

સને ૧૯૧૯માં શેઠશ્રીએ જિનરીઓ માટેના અગિયાર પ્લૉટો સરકાર પાસેથી લીઝ કર્યા. આટલી બધી જિનરીઓ તેમને બાંધવી ન હતી પણ થોડી પોતા માટે અને બીજી હિંદી ભાઈઓને આપવાની ગણતરીથી લીઝ ઉપર પ્લોટ્સ લીધા. હવે પછીથી લીઝ ઉપર દેવાનું સરકાર બંધ કરવાની હતી.

સારી સારી પેઢીઓને આફ્રિકામાં વેપાર કરવા કાગળો લખ્યા અને મુંબઈ જઈ રૂબરૂ આમંત્રણ આપ્યું. કેટલાક મોટા વેપારીઓ આવવા તૈયાર થયા. તેમાં સર હોમી મહેતા, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, શેઠ અંબાલાલ સારાભાઈ, શેઠ મફતલાલ ગગલભાઈ વગેરેએ સને ૧૯૨૦માં ભાગીદારીમાં જિનરીઓ કરી. પરિણામે હિંદી વેપારીઓ જિનરીમાં કરોડો રૂપિયા કમાયા.

☆ ☆ ☆

### નવી ભાગીદારી

શેઠશ્રીના કુટુંબમાં ભાણવડના શ્રી ઝીણાભાઈ વકીલ હતા. તેમણે શ્રી નાનજીભાઈને પૂછ્યા વિના તેમના દીકરાની સાળી વેરે તેમનું સગપણ કરી નાખ્યું. આ બાબતનો શેઠશ્રીને સ્વપ્નેય ખ્યાલ ન હતો. ઉમ્મરમાં તફાવત હતો. શેઠશ્રીની બત્રીસ વર્ષની ઉંમ અને તેમનાં પત્નીની સોળ વર્ષની. લગ્નજીવન સ્વીકારવાની મુદ્દલ તૈયારી ન હતી. સગપણની વાત સાંભળીને શેઠને ભારે આઘાત લાગ્યો. પંદર દિવસ રકઝક ચાલી. આખરે પિતાજીના દબાણથી વડીલોની ઇચ્છાને માન આપવું પડ્યું. પંદર દિવસમાં લગ્ન થઈ ગયાં.

માણસ ગમે તેટલી કોશિશ કરે, પણ પૂર્વનાં ઋણાનુબંધન છૂટતાં નથી. ઈશ્વરની લીલા અકળ છે. માનવીને તેની ખબર પડતી નથી.

લગ્ન કરીને તરત શેઠશ્રી નાનજીભાઈ મુંબઈ ગયા.

શેઠશ્રી નાનજીભાઈ મુંબઈના મથુરાદાસ ગોકળદાસ શેઠને મળ્યા. તેમણે બૅન્કમાં પૂછાવીને ખાતરી કરાવી લીધી. શેઠ મથુરાદાસ નાનજી કું. ને એક કરોડ સુધી ધીરધાર કરવાની નેશનલ બૅન્ક ઑફ ઇન્ડિયાની ક્રેડિટ ખોલાવી આપી. રૂપિયા પાંત્રીસ લાખનો પહેલો હપ્તો મોકલી આપ્યો.

અને તેટલી જિનરીઓ બાંધવાનો નિર્ણય કર્યો. મુંબઈમાં એક સો ચરખા લીધા હતા. આફ્રિકા જઈને હિંદી વેપારીઓ સાથે મળીને કપાસ ખરીદવો, જિનરીઓ ઊભી કરવી, યુગાન્ડાના યુરોપિયન વેપારીઓને બતાવી આપવું કે હિંદીઓ વેપાર કરી જાણે છે.

આવા વિચારો સ્ટીમરમાં કરતા શેઠશ્રી મોમ્બાસા ઊતર્યા. નેશનલ બૅન્કની શાખામાંથી ૩૫ લાખ રૂપિયા ટ્રેનમાં રવાના કર્યા. યુગાન્ડામાં એ વખતે એટલા કૅશ રૂપિયા બૅન્કો રાખતી નહીં. જિંજા જતાં નૈરોબી ઊતર્યા. મેસર્સ ગેલી ઍન્ડ રૅાબર્ટ મારફત આઠ એન્જિનના ઑર્ડરો મૂકયા. બીજે દિવસે જિંજા પહોંચ્યા.

શેઠશ્રીની કંપનીએ મોટા પાયા ઉપર ખરીદી શરૂ કરી. ૧૨૦૦ રૂપિયે ખાંડીના ભાવનું ૧૨,૦૦૦ ગાંસડી રૂ શેઠ મથુરાદાસ ગોકળદાસની મિલોને આપ્યું. બીજે પણ વેચ્યું.

*

જિંજાથી કમ્પાલા પચાસ માઈલ દૂર છે. રસ્તામાં સુંદર ટેકરીઓ આવે છે. એ રસ્તેથી પસાર થતાં શેઠશ્રીના મનમાં થતું, અહીં એક મકાન બાંધ્યું હોય તો શનિ-રવિની રજામાં આરામથી રહેવાય. કુદરતી રીતે જ તેમનું મન ત્યાં ખેંચાતું હતું.

જમીન માટે તપાસ કરી. એક નેટિવ ચીફની માલિકીની બે હજાર એકર જેટલી જમીન ત્યાં હતી. હિંદીઓને એ જમીન લેવાની છૂટ હતી. એ વખતે જમીન ઘણી સસ્તી હતી. બે હજાર એકર ફ્રીહોલ્ડ ૩૬,૦૦૦ રૂપિયામાં વેચાતી લીધી. જમીન તેમની અંગત માલિકીની હતી.

☆ ☆ ☆

### ટંગાનિકામાં સાહસ

માંઝા જર્મન ઈસ્ટ આફ્રિકાનું વિકટોરિયા સરોવરને કિનારે આવેલું સુંદર બંદર છે. માંઝાના ડિસ્ટ્રિક્ટ કમિશનર શેઠશ્રીના ઓળખીતા હતા. તેઓ પહેલાં યુગાન્ડામાં હતા. તેમને જોતાં જ સામા આવ્યા. 'હલ્લો મિ. મહેતા તમે ક્યાંથી?' એમ કહીને હાથ મેળવ્યા. શેઠશ્રીએ કહ્યું, 'તમે જો મદદ કરો તો તમારા પ્રાંતમાં જિનરીઓ નાખીએ.'

મિલકતના વેચાણ કરનારા કસ્ટોડિયન ઑફિસર મિ. હેગ અને મિ. મોઇનાક શેઠશ્રીના મિત્રો હતા. તેમણે સલાહ આપી કે જૂનની છઠ્ઠી તારીખથી અઠ્ઠાવીસમી સુધી લીલામ થવાનું હતું. લિંડી તરફ સારા પ્લાંટેશન છે. તમે જઈને જુઓ.'

દારેસલામથી લિંડી સુધી સ્ટીમર કિનારે કિનારે જ ચાલતી. આખરી સિઝન હોઈ દરિયામાં પવનનું જોર હતું. સ્ટીમર નાની હોવાથી તોફાનની વધારે અસર જણાતી. ત્રણ દિવસે સલામત પહોંચાડયા ખરા !

ભાટિયા તથા વાણિયાની દુકાને જઈ પ્લાંટેશન બાબત પૂછપરછ કરી. તેમણે માહિતી આપી. ત્રણ-ચાર સારાં પ્લાંટેશન છે. લિંડીથી પચીસ માઇલને અંતરે આવેલાં છે. શેઠશ્રી તે જોવા ગયા. સાથે ઈશ્વરભાઈ પટેલ પણ હતા. માઈલો સુધી કેતકીનાં આંખ ઠારે તેવાં લીલાંછમ વાવેતર હતાં.

લિંડીથી મિકિન્ડાની દરિયા કિનારે કિનારે જવાનું હતું. તેમણે ડોળીઓ કરી લીધી. ત્યાંના પ્લાંટેશન ખૂબ ગમ્યાં. તેમની પાસે સ્ટીમરની રિટર્ન ટિકિટ હોવા છતાં અને કૅપ્ટને વળતાં લિંડીથી તેમને દારેસલામ લઈ જવાનું વચન આપેલું છતાં સ્ટીમર સીધી દારેસલામ ઊપડી ગઈ.

મિકિન્ડાનીમાં તાર-ટેલિફોન કશું ન હતું. પગરસ્તે પાછા લિંડી જવા રવાના થયા. જે રસ્તે આવેલા તે જ રસ્તે બે દિવસમાં સાઠ માઇલ પાછા લિંડી પહોંચ્યા. લિંડી તો પહોંચ્યા પણ ત્યાંથી દારેસલામ શી રીતે જવું ? જંગલમાં જવું સલામત ન હતું. પગરસ્તે જવાની હિમ્મત કરે તોપણ વધારે દિવસો લાગતાં લીલામ પૂરું થઈ જાય.

રાતે ભાટિયા શેઠની દુકાને બેઠા હતા. તેમને પૂછ્યું : "અહીંથી દારેસલામ વહાણ જાય કે નહીં ?" ભાટિયા ગૃહસ્થે એક નાખુદાને બોલાવ્યો. તેને બધી વાત સમજાવી. એણે એકદમ ધડાકો કર્યો : "અરે મારા સાહેબ, જૂન મહિનો તો શું જુલાઈમાંય લઈ જાઉં."

લિંડીથી દરિયા-રસ્તે દારેસલામ ૨૪૦ માઇલ થાય. વહાણ બે દહાડા ને બે રાત ચાલ્યું. ત્રીજે દિવસે સાંજના પાંચ વાગ્યે દૂરથી દારેસલામનું લાઈટ હાઉસ દેખાયું. ત્રીસેક માઈલ દૂર હશે ત્યાં વહાણ નાંગર્યું. શેઠશ્રીએ નાખુદાને કહ્યું : "જો કાલ બપોરના બાર વાગ્યા પહેલાં બારામાં દાખલ કરી દઈશ, તો જ પૉર્ટ ઑફિસર મળી શકશે. અને તો જ કિનારે ઊતરી શકીશું." આમ કહી એને શાબાશી આપી. એ ખુશ થઈને બોલ્યો, 'હેવલા બાના, હાથાના ફિકિરી' ( સાહેબ, હવે પહોંચી ગયા સમજો. ફિકર ન કરો. )

દારેસલામનું બારું બહુ સાંકડું છે. શેઠશ્રીને થયું, આજે વહાણમાંથી કિનારે નહીં ઉતરાય તો પોર્ટ ઑફિસર મળી શકશે નહીં. રવિવારે રજા હોય, સોમવારે સવારે સાડા નવે લીલામ હતું. દળી દળીને ઢાંકણીમાં ઉઘરાવવા જેવું થાય. શેઠશ્રીએ હૃદયથી પ્રભુને પ્રાર્થના કરી, 'તું સહાય કર તો થાય.' આંખ મીંચીને ઉઘાડી; સામે જોયું તો કિનારા ઉપર એક મોટર દોડી જાય. એ મોટરમાં જંગબારના જૂના દોસ્ત શેઠ મહમદ પીરભાઈ દેખાયા. મછવામાં ઊભા થઈ હાથ ઊંચો કર્યો અને સાદ પાડ્યા. એમણે બૂમ સાંભળી. શેઠશ્રીની હાલત જોઈ ઘડીભર તાજુબ બન્યા. ત્રણ દહાડાની હજામત ચડેલી. નાહેલા નહીં, કપડાં મેલાં, સામસામા હસીને સલામી લીધી. તેમણે કહ્યું, 'ગમે તેમ કરો, અમને જલદી કિનારે ઉતારો. પોર્ટ ઑફિસરને બોલાવી લાવો. પછી બધી વાત કરીશ. ત્રણ દહાડાના લિંડીથી નીકળ્યા છીએ. હું ખૂબ થાકયો છું."

ઓફિસ બંધ થવાની તૈયારી હતી. ઓફિસરને વાત કરી મોટરબોટ લઈને તાબડ-તોબ તેઓ સામે આવ્યા. મોટરબોટ સાવ નજીક લાવી શેઠશ્રી તથા ઈશ્વરભાઈને તેમાં લઈ લીધા. તેમનો વેશ જોઈ સૌ હસી પડ્યા. 'આ શું કર્યું?' કહી હેતથી ભેટી પડ્યા.

સહીસલામત ને વખતસર કિનારે ઊતર્યાં. નાખુદાને શાબાશી આપી અને ઇનામ આપી ખુશ કર્યાં. બી. આઈ.ની સ્ટીમરને તેમ જ શેઠ કાવસજીની સ્ટીમરને એક જ પેસેન્જર માટે દશ હજાર રૂપિયાની ઑફર કરેલી. ગમે તેમ પણ ખુદાએ મહેર કરી. જીવતા પહોંચી ગયા. મહેફિલમાં અનેક દોસ્તોને મળ્યા. સાંજ સુધી મિજલસ ચાલી. રાતના એક વાગ્યા સુધી આનંદ કર્યો.

બરોબર સાડા નવ વાગ્યે લિલામ શરૂ થયું. થોડીઘણી હરીફાઈ પછી શ્રી નાનજીભાઈ શેઠે સાઈસલ પ્લાન્ટેશન લીધાં. એક દારેસલામમાં અને ત્રણ લિંડીમાં. ઉપરાંત લિંડીમાં એક જિનરી, બે મકાન તથા ઠાંગામાં પ્લાન્ટેશન ખરીદ કર્યાં. ફેક્ટરીઓ સાથે ૨૦ હજાર એકર જમીન લીધી. બધી મળીને દશેક લાખની મિલકત રાખી.

☆ ☆ ☆

### કૉન્ગ્રેસ અને શાંતિનિકેતન

૧૯૨૧ના ઑગસ્ટમાં શેઠશ્રી નાનજીભાઈ હિન્દ આવ્યા. ખાંડનાં કારખાનાં જોવા પ્રથમ કાનપુર ગયા. ગોળમાંથી ખાંડ બનતી તેમ જ શેરડીમાંથી સીધી ખાંડ બનતી. યુગાન્ડામાં ખાંડનું કારખાનું ચલાવવાની ઘણી શકયતા હતી. ત્યાં વરસાદ પુષ્કળ પડે છે. શેરડી માટે જમીન તથા પાણીને સારો મેળ છે.

બિહારથી પાછા ફરતાં તેઓએ એવા પવિત્ર સ્થળનાં દર્શન કર્યાં કે જ્યાં ભગવાન બુદ્ધને પરમજ્ઞાન પ્રાપ્ત થયું હતું. ગયાજીમાં શ્રાદ્ધ કર્યું. ગયાજીમાં હતા ત્યારે છાપાં દ્વારા ખબર પડ્યા કે કલકત્તામાં લાલા લાજપતરાયના પ્રમુખપદે કોંગ્રેસનું અધિવેશન મળવાનું હતું. સને ૧૯૧૫માં મુંબઈની કોંગ્રેસ જોયેલી તે યાદ આવ્યું.

કોંગ્રેસની ખુલ્લી બેઠક માટે ભવ્ય મંડપ બાંધ્યો હતો. આફ્રિકાથી તેઓ પ્રતિનિધિ તરીકે આવેલા છે એવો તાર કોંગ્રેસના સેક્રેટરીને મળી ગયો હતો. તેમને આફ્રિકાના પ્રતિનિધિ તરીકે પ્રમુખશ્રીની નજીકમાં ખુરશી મળી. ટિકિટના સો સો રૂપિયા જુદા ભર્યા હતા.

ગંગાકિનારે ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસનો આશ્રમ જોયો. પૂજ્ય શારદામણિદેવી અને સ્વામી વિવેકાનંદજીની સમાધિઓનાં દર્શન કર્યાં. ચિત્તને પરમ શાંતિ આપનારું સુંદર મનોહર સ્થળ છે.

કલકત્તામાં શ્રી નાનજીભાઈને ખબર મળ્યા કે નરસિંહભાઈ પટેલ તથા ઍન્ડ્રૂઝ સાહેબ શાંતિનિકેતનમાં છે, તેથી તેમને મળવા તેમ જ શાંતિનિકેતન જોવા તેઓ ગયા.

કલકત્તાથી સોએક માઈલ દૂર બોલપુર સ્ટેશન નજીક શાંત, મનોરમ જગ્યાએ ગુરુદેવ ટાગોરનો આશ્રમ આવેલો છે. બેઠા ઘાટનાં, ઘાસ છાયેલાં રૂપાળાં મકાનો, સપ્તપર્ણનાં ઘટાદાર વૃક્ષો, પ્રાચીન સમયનાં ગુરુકુળોની યાદ તાજી કરાવે એવો કવિશ્રીનો આશ્રમ હતો.



પ્રૌઢાવસ્થામાં શેઠશ્રી નાનજીભાઈ મહેતા
તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી ખીમજીભાઈ મહેતા સાથે

શાંતિનિકેતનમાં બીજો અમૂલ્ય લાભ મળ્યો. કૉંગ્રેસમાં પધારેલા નેતાઓ, શાંતિનિકેતન પધારે છે, એવા અમને સમાચાર મળ્યા. તેમાં પૂજ્ય બાપુજી પણ હતા. પૂ. લાલાજી, આ. કૃપાલાનીજી વગેરે આગેવાનો પધાર્યાં. કૉંગ્રેસમાં ભાષણો સાંભળેલાં. અહીં નજીકથી દર્શનનો લાભ મળ્યો. પૂજ્ય બાપુજીને મળવા અનેક નેતાઓ પધાર્યાં. બસો જેટલા અતિથિઓથી આશ્રમ ઊભરાઈ ગયો. ઘણા દેશનેતાઓનાં દર્શનનો લાભ મળ્યો. આવાં સ્થળોની યાત્રાથી જીવનમાં પવિત્રતા, ઉલ્લાસ, દેશભક્તિ વગેરે ભાવના કેળવાય છે, તેનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો.

શાંતિનિકેતનમાં સત્તર દિવસ ગાળી નરસિંહભાઈ તેમ જ સ્નેહીઓની રજા લઈ કાશી ગયા. કાશીમાં પંડિત માલવીયજીએ સ્થાપેલી બનારસ હિન્દુ યુનિવર્સિટી જોઈ. પંડિતજીનો આત્મા આ મહાન સંસ્થામાં મૂર્તિમંત થયેલો જોયો. તેઓશ્રીના દર્શનનો લાભ મળ્યો. ચાર દિવસ કાશીમાં રહ્યા.

ખાંડનું કારખાનું કરવાના વિચારો હિન્દુસ્તાનમાં દૃઢ થયા હતા. પણ આ વર્ષે પાક નિષ્ફળ જતાં ભીડ આવી. ૧૯૨૨માં બે લાખ રૂપિયાની ખોટ મૂકી. એક વાર સાથીદારો વચ્ચે બેસી વાતચીત ચાલતી હતી ત્યાં મુંબઈથી તાર મળ્યો, 'શેઠ મથુરાદાસ ગોકળદાસની કંપની ફેઈલ.'

શેઠશ્રી નાનજીભાઈ રાતના દસ વાગ્યે મોટરમાં નીકળી ૧૭૫ માઈલ દૂર કિસુમુ પહોંચ્યા. કિસુમુથી ગાડી પકડી મોમ્બાસા પહોંચ્યા. મોમ્બાસાથી બીજે દિવસે સ્ટીમર ઉપડવાની હતી. ટ્રેન સવારે નવ વાગ્યે મોમ્બાસા પહોંચી. પોતાની ઑફિસે જઈ, જરૂરી સૂચનાઓ આપી, અગિયાર વાગતાં સ્ટીમર ઉપર પહોંચી ગયા. આટલી ઝડપથી સ્ટીમર પકડી શકાઈ તેથી મનને સંતોષ થયો. મુંબઈ જે હૂંડીઓ લખેલી તે પાછી ફરે તો આબરૂ જાય, તેથી સિકારી દેવા મોટાભાઈને તેમણે તાર કરી દીધો.

દશમે દિવસે મુંબઈ પહોંચ્યા. શેઠશ્રી નાનજીભાઈ મહેતા મથુરાદાસ ગોકળદાસની ઑફિસે ગયા. જે ઑફિસમાં ત્રણ સો નોકરો કામ કરતા, તે સૂનકાર પડી હતી. જોતાં જ ભારે દુઃખ થયું. શેઠ મથુરાદાસ એટલે શૅરનો રાજા, રૂનો રાજા, મિલોનો રાજા, રેઈસનો રાજા ! સો વરસની જૂની પેઢી. શેઠ મથુરાદાસ ગોકળદાસ માધવજી ત્રણ ખંડમાં પ્રખ્યાત હતા. મોટું કુટુંબ હતું.

શેઠ મથુરાદાસ ગોકળદાસની પેઢીના અગિયાર લાખ રૂપિયા શ્રી નાનજીભાઈ પાસે લેણા નીકળતા હતા. એક ભાગીદાર મિત્ર તરીકે તેઓ પોતાની ફરજ સમજતા હતા.

મોટાભાઈને તેમણે દશ લાખ રૂપિયા આફ્રિકાથી મોકલ્યા હતા, તેમાંથી આ રકમ ભરવાનો નિશ્ચય કર્યો. મોટાભાઈ પાસે પૈસા માગ્યા, ત્યારે જાણવા મળ્યું કે તેમણે રૂનો વેપાર કરેલો. તેમાં પાંચ લાખની ખોટ મૂકેલી. શેઠશ્રી નાનજીભાઈને આ વાતની કશી ખબર ન હતી. પાંચ લાખ બાકી હતા તે તથા છ લાખ રૂપિયા આફ્રિકાથી મંગાવી ભરપાઈ કર્યાં. વકીલો મારફત ફારગતી કરી આપી. એમના મુનીમે બંધાવેલી બે જિનરીઓ તેમને આપી દીધી. બાકીની મિલકત અને ઉઘરાણી શેઠશ્રી નાનજીભાઈને ભાગે આવી.





જાપાન સાથે શેઠશ્રી નાનજીભાઈને વ્યાપારી સંબંધ હતો. તેઓ જાપાનમાં રૂ મોકલતા, 'જાપાન કોટન કંપની', 'ટૉયો મેંકા કીશા', 'મિત્સુબિશિ ગોશો ટ્રેઇડિંગ કંપની' વગેરે પેઢીઓને તેઓ રૂ મોકલતા. શેઠશ્રીનાં નામ અને કામથી તેઓ પરિચિત હતા. તેમની સાથે એવો કરાર કર્યો કે 'મૂડી તમારી, જોખમદારી અમારી. એવી ગોઠવણ કરીએ, જેથી મૂડી સલામત રહે અને બંનેનો વેપાર સારી રીતે ચાલે.' શેઠશ્રીની દરખાસ્તથી તેમને સોનેરી તક સાંપડી. આફ્રિકામાં વેપાર વધારવાની તેમની ઇચ્છા હતી. તેઓ ખૂબ રાજી થયા. આ રીતે રૂની ખરીદીમાં જાપાનિઝ પેઢીને સારો લાભ મળ્યો. શેઠશ્રીને જિનરીઓમાં ૧૯૨૩માં દશ લાખ શિલિંગનો નફો થયો. ૧૯૨૪-'૨૫માં ઉપર પ્રમાણે દશ લાખ પેદા કર્યા.

આર્થિક સ્થિતિ સુધરતાં શેઠશ્રીએ શુગર ફૅક્ટરી તરફ ધ્યાન આપ્યું. લુગાઝીની જમીન વીશ રૂપિયે એકર લેખે ખરીદી હતી. એક સુંદર ટેકરી ઉપર મકાન તો બાંધ્યું જ હતું. હજારો એકર જમીન સાવ પડતર પડેલી. વરસાદ ખૂબ પડતો. એમાં શેરડીનું વાવેતર કરાવ્યું. આજે તે જમીનની એકરની કિંમત ચારપાંચ હજાર ગણાય. હવે તો કોઈ બહારનાને જમીન વેચી ન શકાય એવો કાયદો થઈ ગયો છે.

સને ૧૯૨૪ના ઑક્ટોબરના વિજયાદશમીના શુભ દિને યુગાન્ડાના નામદાર ગવર્નર સર જોફ્રી આર્થરના શુભહસ્તે ફૅક્ટરીની ઉદ્ઘાટનવિધિ થઈ. તે પ્રસંગે મોટો સમારંભ યોજવામાં આવ્યો. પચાસેક હજારની માનવમેદની મળેલી. આમંત્રિત મહેમાનોથી મંડપ ઊભરાઈ ગયો. એ પ્રસંગે એક શુભ સંકેત રૂપે શ્રી ધીરેન્દ્રભાઈના જન્મનો શેઠશ્રીને તાર મળ્યો.

- શેઠશ્રીને હાથે બધી મળીને ૨૯ જિનરીઓ બંધાઈ. કોઈ પણ જિનરીમાં ખોટ ખાધી નથી. પછી શુગર ફૅક્ટરીના સાહસને કોઈ પણ ભોગે સફળ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. આ કારણે તેમને વિચાર આવ્યો કે મોરીશિયસમાં શેરડી પુષ્કળ થાય છે અને ત્યાં મોટાં મોટાં ખાંડનાં કારખાનાં છે. એ જોવા તેમણે મોરીશિયસ જવાનું નક્કી કર્યું.

સને ૧૯૨૭ના જુલાઈ માસમાં 'મેસેઝીઝ મેરી' નામની ફ્રેંચ સ્ટીમરમાં મોરીશિયસ જવા મોમ્બાસા બંદરેથી રવાના થયા. સાથે શેઠશ્રીના મૅનેજર શ્રી રતિલાલ દોશી હતા.

મજંગાથી તેઓ નુસબે બીજે દિવસે પહોંચ્યા. નુસબે માડાગાસ્કરનું મોટામાં મોટું બંદર છે. નુસબેના ચીફ ઑફ કસ્ટમને ત્યાં તેમના ખાસ આમંત્રણથી જમવા ગયા. બીજે દિવસે શેઠશ્રીએ તેમને સ્ટીમર ઉપર લંચ લેવાનું આમંત્રણ આપ્યું. તાનાનારીવ સુધી રેલવે જાય છે. ત્યાં લવિંગ, મરી, તજ, જાયફળનો પુષ્કળ પાક થાય છે. ટોમેટાઈથી દિગોસ ગયા. દિગોસથી બે દિવસે મોરીશિયસ પહોંચ્યા.

મોરિશિયસ ૮૪૦ ચોરસ માઈલમાં આવેલો સુંદરમાં સુંદર ટાપુ છે. ત્યાં ૪૦ થી ૧૦૦ ઈંચ સુધી વરસાદ પડે છે. ત્યાં પંચાણુ ટકા શેરડીનું વાવેતર થાય છે. દર વરસે પાંચ લાખ ટન ખાંડનું ઉત્પાદન થાય છે. અઢાર સુગર ફૅક્ટરીઓ છે.

આશરે પાંચ લાખની વસ્તી છે જેમાં સાડા ત્રણ લાખ હિંદીઓ છે. એક લાખ નેટિવ, પચીસ હજાર ફ્રેન્ચ, અંગ્રેજ વગેરે યુરોપિયન, પંદરથી વીસ હજાર ચીના વગેરે વિવિધ પ્રજા ત્યાં વસે છે. હિંદી ભાઈઓને પોતાની માલિકીની જમીનો છે. સુખી છે. હિંદુ, મુસ્લિમ, ક્રિશ્ચિયન દરેક ધર્મના ભાઈઓ હળીમળીને રહે છે. એક બીજાનાં ધર્મસ્થાનોમાં તહેવારોને દિવસે પ્રાર્થના અને મેળાવડામાં સૌ હાજરી આપે છે. દરેક ધર્મનાં મંદિરો છે.

આવી એકતાનો સુંદર દાખલો શેઠશ્રીને આજથી ત્રીસ વર્ષ પહેલાં દેશમાં કાલાવડમાં જોવા મળ્યો. નદીકાંઠે શીતળા માતાનું મંદિર છે. વિશાળ કમ્પાઉન્ડમાં ઘટાદાર વૃક્ષો છે. ત્યાં હિંદુ-મુસલમાન એક પંગતે બેસી જમે છે. આવી એકતા જોઈ શેઠશ્રી તાજ્જુબ બનેલા. તેમને મોરીશિયસમાં આવી એકતા જોવા મળી. આજે તો મોરીશિયસ સ્વતંત્ર બન્યું છે ને તેના વડા પ્રધાન રામગુલામ બે વાર ભારતની મુલાકાતે આવી ગયા છે.

મોરીશિયસથી પાછા આવી શેઠશ્રીએ સુગર ફૅક્ટરીમાં ઘણા સુધારા કર્યા. પરિણામે સને ૧૯૨૮માં પચાસ હજાર ગૂણી ખાંડ ઊતરી અને સને ૧૯૨૯માં પંચોતેર હજાર ગૂણી સુધી પહોંચ્યા.

આ દિવસોમાં શેઠશ્રી ઉપર કામનો બોજો વધારે હતો. તેઓ લગભગ અઢાર કલાક ફૅક્ટરીમાં કામ કરતા. ઊંઘ અને આરામ માટે બહુ ઓછો સમય મળતો. પરિણામે આંતરડાં બગડ્યાં, અંદર સોજો થયો. ખોરાક લેવાય નહીં, લેવાથી ઊલટી થાય. ડૉક્ટરની સલાહ મુજબ બર્લિનમાં સારવાર અને આરામ લીધાં.

યુરોપનાં હવાપાણી, નિષ્ણાત દાક્તરોની સારવાર, આનંદમય વાતાવરણ, મગજ ઉપર કશો બોજો નહીં, નવું નવું જોવા–જાણવાનું, આમ સાત માસમાં શરીર પહેલાં કરતાં સરસ થઈ ગયું. પંદર રતલ વજન વધ્યું.

યુગાન્ડા આવીને સુગર ફૅક્ટરીમાં મન પરોવ્યું. આજ સુધીમાં ઘણો અનુભવ મળ્યો હતો. સાધનો વધ્યાં હતાં. કુશળ માણસો મળવા લાગ્યા એટલે ફૅક્ટરીને સારા પાયા ઉપર મૂકવાની સંપૂર્ણ આશા હતી.

*

લુગાઝી સુગર ફૅક્ટરી ને વાર્ષિક છ લાખ ગૂણી કાઢે તેવી મોટા પાયા પર આજે ચાલી રહી છે. લુગાઝી સુગર ફૅક્ટરી પાસે બાવીસ હજાર એકર જમીન છે. સવા સો માઈલની રેલવે છે. સાતસો-આઠસો ટ્રક્સ છે. પંદર લોકોમોટિવ એન્જિનો છે. ત્રીસ ટ્રૅક્ટર છે, ત્રણ-ચાર યુરોપિયનો, સાડા ત્રણ સો હિંદીઓ ને દસ-બાર હજાર નેટિવો ત્યાં કામ કરે છે. કારખાનાના સ્ટાફ તથા મજૂરો માટે પાકાં મકાનો છે. એક સો વીસ ખાટલાવાળી હૉસ્પિટલ છે. સુંદર નિશાળો છે. શાળામાં પાંચસો બાળકો ભણે છે. ક્રિકેટ ગ્રાઉન્ડ, ક્લબો, પોલીસ સ્ટેશન, તાર-ટપાલ ઑફિસ વગેરે તમામ સગવડ લુગાઝી ટાઉનશિપમાં છે. સ્ટેશનનું નામ કાવલો છે. જિંજા અને કંપાલાના મધ્ય ભાગમાં મુખ્ય રસ્તા ઉપર લુગાઝી સુગર ફૅક્ટરી આવેલી છે.





શેઠશ્રી નાનજીભાઈને બચપણથી જ દેશાટનનો ભારે શોખ હતો, અને તેમની જિંદગીમાં ઇશ્વરે તેમને ઘણા દેશો જોવાનો લાભ આપ્યો છે. યુરોપના પ્રવાસમાં તેમની નજર હમેશાં તેમના વ્યવસાયને લગતાં ક્ષેત્રો તરફ ખેંચાતી. જ્યાં જ્યાં તેઓ ફર્યા તે તે સ્થળોનાં વેપાર, હુન્નરઉદ્યોગ, ખેતી અને કારખાનાંઓએ તેમનું પ્રથમ લક્ષ ખેંચ્યું છે.

યુરોપની પ્રજાઓ પાસેથી આપણે શીખવાનું હોય તો તે સંપ, સ્વમાન, સૌજન્ય, વ્યવહારકૌશલ, શૌર્ય, સાહસ, દેશદાઝ, ચોકસાઈ, નિયમિતતા, પ્રમાદ કે આળસનો અભાવ, સ્વાશ્રય આદિ અનેક ઉચ્ચ લક્ષણો છે જે આપણે તેમની પાસેથી શીખીને આચરીએ તો તેમાં આપણને પારાવાર લાભ જ છે.

કેરો એ દુનિયાનું એક અતિ પ્રાચીન અને ઐતિહાસિક નગર છે. કેરોની વસ્તી ૨૫ લાખ માણસોની છે. કેરોનું જગવિખ્યાત મ્યુઝિયમ જોવા ગયા. જગતના ગૌરવરૂપ મનાતા મિસરના પિરામિડો ૪૦૦ ફૂટ ઊંચા અને દરેક બાજુએ ૮૦૦ ફૂટ ચોરસ બાંધેલા છે. તેના ચણતર પાછળ ૩૦ વરસ જેટલો વખત લાગેલો. લાખો ગુલામોને તેના ચણતર કામમાં લગાડેલા. ઇજિપ્તમાં દર સાલ ૧૫થી ૨૦ લાખ ગાંસડી રૂ થાય છે. તે આખી દુનિયામાં પ્રથમ પંક્તિનું રૂ ગણાય છે. ઇજિપ્ત અથવા મિસર એ નાઈલના પાણીથી સોનું પેદા કરનાર નંદનવન જ છે.

સ્થાપત્ય અને શિલ્પકળામાં રોમ આખા જગતનું મુગટમણિ છે. કલા, કારીગરી અને સંગીતમાં રોમ જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. રોમના પ્રખ્યાત 'ઍમ્ફી થિયેટર'માં સાઠ હજાર માણસો સમાઈ શકે તેવી સગવડ છે. દશ મિનિટમાં દાખલ થઈ શકે અને એટલા જ સમયમાં બહાર નીકળી શકે એવી એની રચના છે. રોમનું 'સેંટ પિટર'નું દેવાલય એ એક ભવ્ય ઇમારત છે. દેવળ ૨૪૦ ફૂટ લાંબું, ૧૮૦ ફૂટ પહોળું અને ૯૦ ફૂટ ઊંચું છે.

સ્વિટ્ઝર્લેંડનું નૈસર્ગિક સૌંદર્ય જગતભરના દેશોમાં અપૂર્વ છે. ત્યાંની કુદરતી રમણીયતા આપણા દેશમાં કાશ્મીર સાથે સરખાવવામાં આવે છે. બરફના ઊંચા ઊંચા પહાડો પર રેલવેઓ કાઢવામાં આવી છે. બારથી ચૌદ હજાર ફૂટની ઊંચાઈએ 'રોપ-રેલવે' દોડે છે. આ દેશનો ખાસ મોટો ઉદ્યોગ ઘડિયાળો બનાવવાનો છે. સ્વિસ ઘડિયાળો દુનિયાભરમાં વખણાય છે.

બાવેરિયાના રાજાનો મહેલ જોયો. એ મહેલમાં ૪૯૦ ઓરડા છે ને તેમાં કીંમતી ઊંચી કારીગરીનું ફર્નિચર છે. મ્યુનિચ છોડી જર્મનીના પાટનગર બર્લિનમાં ગયા. ક્રુપના કારખાનામાં અત્યારે પંચાસી હજાર માણસો કામ કરે છે. પગારના બે કરોડ શિલિંગ દર મહિને બે વખત ચૂકવાય છે. બધું કામ સરસ વ્યવસ્થાપૂર્વક ચાલે છે. જર્મની વિજ્ઞાન બાબતમાં અગ્રસ્થાન ધરાવે છે. જર્મનીમાં હુન્નરઉદ્યોગ અપાર છે.

ડેન્માર્કમાં મફત શિક્ષણ મળે છે. ભણતર સાદું અને સસ્તું છે. પોલાન્ડ, નોર્વે અને સ્વીડનની પ્રજા મજબૂત અને ખંતીલી માલૂમ પડી. લીપઝીકમાં રંગનાં કારખાનાંઓ જોયાં.

શેઠશ્રીના મૂળવતન ગોરાણા ગામની પ્રાથમિક શાળા
(જ્યાં તેમણે શિક્ષણ લીધું હતું)





શેઠશ્રી નાનજીભાઈ મહેતા સ્વ. શ્રી ગોકુલદાસ રાયચુરાજી તથા
ગઢવીજી શ્રી મેરુભાભાઈ સાથે



લુગાઝી ફેક્ટરીનાં કાવલો હિલ્સ ઉપરનાં આરોહ-અવરોહના
સંગીતથી ઉલ્લસિત બનેલાં શેરડીનાં ખેતરો



લુગાઝીની યુગાન્ડા સૂગર ફેક્ટરી અને તેની આસપાસની સન્નિધિ





યુગાન્ડા સૂગર ફેક્ટરીની સમીપે બાંધેલો ટેકરી ઉપરનો બીજો નિવાસ

લુગાઝીના સામીપ્યમાં આવેલી ચાહના વાવેતર નજદિકની ટી-ફેક્ટરી



લુગાઝીની યુગાન્ડા સૂગર ફેક્ટરી અને યુગમ સ્ટીલ ફાઉન્ડરીની
સંયુક્ત ઔદ્યોગિક વસાહતો



બ્રિટિશ સમ્રાટના પ્રિન્સ ઑફ વેઈલ્સ (અત્યારના ડ્યૂક ઑફ વિન્ડસર) અને શ્રી નાનજીભાઈ
લુગાઝી સૂગર ફેક્ટરીની ઑફિસમાં · ઈ. સ. ૧૯૨૮ (સાથે યુગાન્ડાના ગવર્નર શ્રી વિલિયમ ગોવર્સ)



લુગાઝીની યુગાન્ડા સૂગર ફેક્ટરીના કર્મચારીઓ સાથે શેઠશ્રી નાનજીભાઈ · તા. ૧૩-૧૦-૨૮

શેઠશ્રી નાનજીભાઈ મહેતા ગુજરાત રાજ્યના
મુખ્ય પ્રધાન શ્રી જીવરાજભાઈ મહેતા સાથે





એમણે સ્થાપેલા સૌરાષ્ટ્ર સિમેન્ટ ઍન્ડ કેમિકલ્સ ઇન્ડસ્ટ્રીઝ પબ્લિક
લિમિટેડ (રાણાવાવ)ના ઉદ્‌ઘાટન-પ્રસંગે · ઈ. સ. ૧૯૬૧



સ્વાતંત્ર્યોત્તર કાલમાં ભારતમાં સૌરાષ્ટ્ર સિમેન્ટ ઍન્ડ કેમિકલ્સ ઇન્ડસ્ટ્રીઝ પબ્લિક
લિમિટેડ (રાણાવાવ)ની સ્થાપના · ઈ. સ. ૧૯૬૧

યુગાન્ડા સૂગર ફેકટરીની છેલ્લી મુલાકાત પ્રસંગે બાળકોની કુંકુમ-અર્ચા



ઈ. સ. ૧૯૬૧



શેઠશ્રી નાનજીભાઈની સાથે તેમના મધ્યમ પુત્ર શ્રી મહેન્દ્રભાઈ મહેતા



લુગાઝીની છેલ્લી મુલાકાતના પ્રસંગે માતૃસમુદાય વતી
અંજલિ સ્વીકારતા શ્રી નાનજીભાઈ



યુગાન્ડા સૂગર ફેક્ટરી (લુગાઝી) ની છેલ્લી મુલાકાત સમયે આફ્રિકાવાસીઓનું
ભાવપૂર્ણ સ્વાગત ઝીલતા શ્રી નાનજીભાઈ



છેલ્લી મુલાકાત પ્રસંગે યુગાન્ડા સૂગર ફેક્ટરીના આફ્રિકન કારીગરને
ક્રીડાસ્પર્ધાનું પારિતોષિક આપતા શ્રી નાનજીભાઈ

જર્મની રંગકામ માટે જગમશહૂર છે. રંગના કારખાનામાં ૩૫ લાખ માણસો કામ કરે છે.

શ્રી નાનજીભાઈ મહેતાની ઇંગ્લંડની આ સફર બીજી વારની હતી. અંગ્રેજ પ્રજા સ્વદેશાભિમાન, નિશ્ચયબળ, શિસ્ત, સહનશીલતા અને વિવેકથી ભરેલી છે. જર્મનીથી હોલાન્ડ અને બેલ્જિયમ થઈ તેઓ ઇંગ્લંડ પહોંચ્યા. બેલ્જિયમ કાચના કારખાના માટે જાણીતું છે. અરીસાઓ વગેરે કાચની વસ્તુઓ ત્યાં ઢગલા બંધ થાય છે, અને આખી દુનિયાને તે પૂરી પાડે છે.

ડેન્માર્કમાં યુરોપના બીજા બધા દેશો કરતાં શિક્ષણનું પ્રમાણ વધારે છે.

લંડનની પુલીસની ધીરજ, કુશળતા, નમ્રતા, હસતે મોઢે તમામ માહિતી આપવાની રીત વગેરે સદ્ગુણોથી છક થઈ જવાય છે. લંડનમાં બ્રિટિશ મ્યુઝિયમ અને લાયબ્રેરી, બકિંગહામ પેલેસ, પાર્લામેન્ટ હાઉસ, વેસ્ટમિન્સ્ટર એબી, ઇન્ડિઆ ઑફિસ, મેડમ ટુસોંનું એક્ઝિબિશન જોઈ પંદર દિવસ ગાળી ખાંડના કારખાનાંની મશીનરી જોવા હરબી ગયા. લુગાઝીની સુગર ફેક્ટરીની લગભગ ૨૦ લાખ રૂપિયાની મશીનરી એ પેઢીમાંથી જ ખરીદેલી છે. મેસર્સ જ્યૉર્જ ફ્લેચરની મોટર તેઓને લેવા લંડન ગઈ હતી. તેમાં બેસી લંડનથી ડરબી પહોંચ્યા. રસ્તામાં ઘેટાંનું ટોળું જોયું, જેને માત્ર બે કૂતરા જ આગળ પાછળ રહી સંભાળપૂર્વક દોરી જતા હતા.

☆ ☆ ☆

### કૌટુમ્બિક આપત્તિ

સને ૧૯૩૧માં શેઠશ્રીના મોટાભાઈનું અવસાન થયું. આ સમાચારથી તેમને ભારે આઘાત લાગ્યો. કુટુમ્બ સહિત દેશમાં પહોંચ્યા. પૂ. માતુશ્રી તથા ભાભી ઘણાં દુઃખી હતાં. મોટાભાઈનું દુઃખ હજી હળવું થયું ન હતું તેવામાં કાકાના એકના એક પુત્ર, બાવીસ વર્ષના યુવાન ભાઈ ઓધવજીનું બ્લૅક વૉટર – કાળા તાવથી–આફ્રિકામાં અવસાન થયું. જે કાકાએ તેમને યુગાન્ડા બતાવ્યું, જેમણે સાથ આપી ભવિષ્યનો ઊજળો માર્ગ બતાવ્યો, વળી સદ્ગત ભાઈને પોતાની પાસે જ રાખેલા ને અભ્યાસ કરાવીને રસ્તે ચડાવેલા તેમનું આ રીતે અણધાર્યું મૃત્યુ થતાં ભારે આંચકો લાગ્યો.

આ વખતે કૌટુંબિક કારણે લાંબો વખત દેશમાં રહેવાનું થયું. તે અરસામાં સને ૧૯૩૨માં નાના પુત્ર શ્રી મહેન્દ્રભાઈનો જન્મ પોરબંદરમાં થયો.

☆ ☆ ☆

### દક્ષિણ આફ્રિકાની મુસાફરી

શેઠશ્રી નાનજીભાઈ મહેતાનાં અનેક કુટુંબીઓ દક્ષિણ આફ્રિકામાં વસે છે. તેમની જામેલી પેઢીઓ ત્યાં છે. ઉપરાંત ત્યાગી ભાઈ સોરાબજી, ખાન બહાદુર કાસમ આદમ કાળા વગેરે મિત્રોની મુલાકાત થઈ. પોરબંદરના રહીશ, સજ્જનતાની મૂર્તિરૂપ શ્રી ઉમ્મરભાઈ ઝવેરીને મળવાનું વારંવાર બન્યું. તેમણે ઘેર પ્રેમપૂર્વક સૌને જમાડ્યા. શ્રી ઉમ્મરભાઈ પૂ. બાપુના સાથીદાર અને પ્રામાણિક વેપારી હતા. તેમની ઉપર બહુ મોટું કરજ થઈ

ગયેલું. તે ભરપાઈ ન થાય ત્યાં સુધી તેમણે ઉઘાડે પગે ચાલવાની, ઘી ન ખાવાની તેમ જ મોટરમાં ન બેસવાની પ્રતિજ્ઞા લીધી હતી. દશ વરસે કરજ ચૂકવી આપ્યું અને પ્રતિજ્ઞા પૂર્ણ કરી.

શેઠશ્રી નાનજીભાઈના મોટાભાઈ પાંચ વર્ષ દક્ષિણ આફ્રિકામાં રહેલા. પૂ. મહાત્માજીની લડત ત્યાં ચાલતી, તેમાં તેમણે ભાગ લીધો હતો. દક્ષિણ આફ્રિકામાં સાડા ત્રણ લાખ હિંદીઓ, દશેક લાખ મલાયન, ત્રીશ લાખ યુરોપિયન અને એક કરોડ જેટલા નેટિવની વસતિ છે. ત્યાં ઊન જથ્થાબંધ પેદા થાય છે. દુનિયાનું ચાળીશ ટકા સોનું, પાંસઠ ટકા હીરા, ત્રીસ ટકા તાંબુ ઉપરાંત ધનધાન્ય ફળફળાદિનો પાર નથી. હજી ઘણો મુલક અણખેડાયેલો જ પડ્યો છે.

દક્ષિણ આફ્રિકામાં શેઠશ્રી જ્યાં જ્યાં ગયા, ત્યાં સ્નેહી સંબંધીઓ મળ્યાં. સૌએ ભાવભર્યું સ્વાગત કર્યું. ઘણાં કુટુંબી હોવાથી ઘર જેવું જ લાગ્યું.

શ્રી સંતોકબેનના ભાઈઓ ત્યાં વરસોથી વસવાટ કરીને રહ્યા છે. દક્ષિણ આફ્રિકાનાં હવાપાણી ઉત્તમ હોવાથી શ્રી નાનજીભાઈની તબિયત એકદમ સુધરી. નવું લોહી આવ્યું. તાઝગી આવી.

સને ૧૯૩૫માં વડોદરા આર્યકન્યા ગુરુકુળની વિદ્યાર્થિનીઓ તેમના સંચાલકો સાથે પૂર્વ તથા દક્ષિણ આફ્રિકામાં પ્રવાસે નીકળેલી. બંને જગ્યાએ તેમણે સુંદર છાપ પાડી. વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ અમેરિકા હતા. તેમણે વર્તમાનપત્રોમાં સમાચાર વાંચી ત્યાંથી ધન્યવાદ પાઠવ્યા. આ પ્રવાસમાં ગુરુકુળમાં અભ્યાસ કરતાં નાનજીભાઈનાં પુત્રી સવિતાબહેન પણ હતાં. જિંજાની એક સભામાં વ્યાખ્યાન થયું તેમાં શ્રી નાનજીભાઈએ જાહેર કર્યું, 'કાઠિયાવાડમાં આર્યકન્યા ગુરુકુળ સ્થપાય તો મારે રૂપિયા બે લાખ આપવા.' ચિ. સવિતાબહેને તથા તેમનાં એક બહેનપણી ચિ. મંજુલાબહેને આવી સંસ્થા થાય તો તેમાં પોતાની સેવા આપવાની ખાતરી આપી. આ રીતે 'પોરબંદર આર્યકન્યા ગુરુકુલ'ના વિચારનું બીજ જિંજાની સભામાં રોપાયું.

દક્ષિણ આફ્રિકાવાળા લૉર્ડ હૉફમેયર સેટલમેન્ટના કામ અંગે હિંદ આવેલા ત્યારે ના. મહારાણા સાહેબના આગ્રહથી પોરબંદર આવ્યા હતા. તેમણે પૂ. બાપુનું જન્મસ્થાન જોઈ, ત્યાં સ્મારક રચવાનો વિચાર રજૂ કર્યો. શ્રી નાનજીભાઈના મનમાં એવી ભાવના પ્રથમથી હતી, તેને આ વિચારથી બળ મળ્યું.

☆ ☆ ☆

### આર્યકન્યા ગુરુકુળ

સને ૧૯૩૯માં આર્યકન્યા ગુરુકુલનું ખાત મુહૂર્ત કરવામાં આવ્યું. રાજવાડી બગીચા પાસે આવેલી વિશાળ જગ્યા ઉપર ગુરુકુલનાં મકાનો બાંધવાની શરૂઆત કરી. છાત્રનિવાસ, વિદ્યાલય, પાકગૃહ, સરસ્વતી મંદિર, શિક્ષકનિવાસ, પુસ્તકાલય, ઔષધાલય, સ્નાનગૃહ એમ એક પછી એક સુંદર, સુઘડ અને સંપૂર્ણ સગવડવાળાં મકાનો બનવા લાગ્યાં. ૧૯૪૦ની સાલમાં કુ. સવિતાબહેન પોતાનો અભ્યાસ પૂરો કરી આવી ગયાં. તેમણે કરેલા

નિર્ણય અનુસાર ગુરુકુલને જીવન અર્પણ કર્યું. બે સ્નાતિકા બહેનો તેમની મદદમાં આવ્યાં. ૫૦ લાખ રૂપિયાનાં ટ્રસ્ટો કરી સંસ્થાને અર્પણ કર્યાં. સંસ્થા કોઈનું દાન લેતી નથી. સરકારી ગ્રાંટ પણ લેતી નથી. શેઠશ્રીના કુટુંબને માટે ગુરુકુલ તીર્થ સમાન અને વિશાળ ઘર જેવું બન્યું છે. પોતાનાં બાળકોને જોઈને જે આનંદ થાય તેવું તેમનું ગુરુકુલને વિષે બન્યું છે.

સને ૧૯૨૪માં હિંદમાં કાપડની મિલ કરવા વિચાર આવ્યો. સદ્‌ગત પૂ. પટ્ટણી સાહેબે આગ્રહ કરેલો, 'ભાવનગરમાં મિલ કરો.' એ વાત નામદાર મહારાણા સાહેબ પાસે જતાં તેમણે કહ્યું, 'તમે પોરબંદરમાં જ મિલ કરો. જોઈતી સગવડ આપીશ.' સને ૧૯૨૫માં મિલના મકાનનું કામ શરૂ થયું. જૂના સાથી એન્જિનિયર ભાઈ ઈશ્વરભાઈ પટેલને કામ સોંપ્યું. ૧૯૨૭માં પૂ. ઠક્કરબાપાના પ્રમુખપદે કાઠિયાવાડ રાજકીય પરિષદની ચોથી બેઠક પોરબંદરમાં મળી હતી. પૂજ્ય બાપુની હાજરીમાં પરિષદ ભરાઈ. મિલનું મકાન તૈયાર હતું, એટલે પરિષદના મંડપ તરીકે તેનો ઉપયોગ કર્યો. તપસ્વીઓનાં પગલાં થયાં એ શ્રી. નાનજીભાઈને મન તેમનું સાહસ સફળ થવાની નિશાની હતી.

નામદાર મહારાણા સાહેબ, તે વખતના દિવાન તાઝિમી સરદાર શ્રી ત્રિભોવનદાસ જે. રાજા વગેરેએ સારી મદદ કરી. અમદાવાદની રોહિત મિલવાળા શેઠ વાડીલાલભાઈ તથા તેમના મોટાભાઈ શ્રી ચુનીલાલભાઈ સાથે શેઠશ્રીને સ્નેહસંબંધ હતો. શેઠ ભોગીભાઈ તો મિલ-ઉદ્યોગના નિષ્ણાત ગણાય. તેમણે પણ ખૂબ મદદ કરી.

જાપાનની સફરનો નિર્ણય થતાં જ તેમની સાથે જનાર મંડળ તૈયાર થયું. શેઠશ્રી વાડીભાઈએ કહ્યું, 'બાપાજીને તમારી સાથે લઈ જાઓ. તેમની તબિયત ઠીક રહેતી નથી. તમે છો તેથી જ મોકલું છું.' આમ શ્રી વાડીભાઈના પિતાજી શેઠ લલ્લુભાઈ, ચતુર્ભુજ-ભાઈ દોશી, શ્રી ભોગીભાઈના ચિ. બકુભાઈ તથા એમના મામા શ્રી પોપટભાઈ કોટક સહકુટુંબ તૈયાર થયા. શ્રી મોરારજીભાઈ દેસાઈના નાના ભાઈ શ્રી અમુભાઈ, જેઓ એક બાહોશ મૅનેજર તથા વીવિંગ માસ્ટર હતા તેઓ મશીનરીના જાણકાર તરીકે શેઠ લલ્લુભાઈ સાથે આવ્યા. રોહિત મિલના મૅનેજર ભગવતીભાઈ પણ સાથે હતા. શ્રી નાનજીભાઈ પણ કુટુમ્બસહિત જવા તૈયાર થયા. આમ ૩૫-૪૦ જણની મંડળી તૈયાર થઈ.

સને ૧૯૧૦માં ફક્ત પંદર હજારની પૂંજી હતી ત્યારે શેખચલ્લી જેવા વિચારો કરેલા. પ્રભુએ ૩૪ વરસે એ કેવી રીતે પાર પાડ્યા! જે મિલના વૃક્ષના ઓટા ઉપર બેસીને ઇચ્છાઓ કરેલી એ જ મશીનરી મહારાણા મિલમાં ૩૪ વરસે જાદુની માફક કેમ આવી ગઈ એ ન સમજાયું. આનું નામ પ્રભુની દયા.

☆ ☆ ☆

### જાપાનની સફર

મુંબઈથી વિક્ટોરિયા સ્ટીમરમાં જાપાન જવા રવાના થયા. મિત્રોએ શુભ વિદાય આપી. ત્રીજે દિવસે સિલોન આવ્યું. સિંગાપોર એ પૂર્વનું બારું ગણાય છે. મહારાણા મિલ્સનો તેમ જ અમદાવાદની મિલોનો માલ ત્યાં જતો. એટલે ઘણા હિંદી વેપારી મિત્રો હતા.

પાંચ લાખની વસતીવાળું સુંદર શહેર છે. ત્રીજે દિવસે સિંગાપોરથી રવાના થયા. સિંગાપોરથી મલાયા શહેરની રાજધાની પિનાંગ જવાય છે. સિંગાપોરથી ફિલિપાઈન ગયા અને મનીલા ઊતર્યા; મનીલાથી ઊપડીને હોંગકોંગ પહોંચ્યા. ત્યાં બે દિવસ રોકાયા. હોંગકોંગ એશિયાનું સુંદરમાં સુંદર શહેર છે. હોંગકોંગમાં પચરંગી પ્રજા વસે છે. હજારો બંદરોના વાવટા હોંગકોંગના બારામાં ફરકે છે. હોંગકોંગમાં ઘણા શીખો વસે છે; જમીનદાર છે અને ત્યાંના વતની થઈ ગયા છે.

નાગાસાકી એ જાપાનનું એક મુખ્ય બંદર છે. હીરોશીમા થઈ ને તેઓ બીજે દિવસે કોબે પહોંચ્યા. સવારે નવ વાગ્યે જાપાનના કિનારે પગ મૂક્યો. હિન્દી અને જાપાનીઝ મિત્રો સામે લેવા આવ્યા હતા.

સુઘડતા, સ્વચ્છતા, નમ્રતા, પ્રામાણિકતા અને મિતભાષીપણું આ પાંચ જાપાનના મહાગુણો છે. ચોરી, જૂઠ કે બીકને તો ત્યાંના લોકો ઓળખતા નથી. જેના ઘરમાં નોકરી કરે તેના પરમ સેવક બનીને રહે. તેમની ઊંચી ભાવના જોઈ ને આપણે પ્રેમથી ગદ્‌ગદ થઈ જઈએ. કોબેમાં વસતાં હજારેક હિંદી કુટુંબોમાં જાપાનીઝ સ્ત્રીઓ રસોયણ તથા આયા તરીકે કામ કરે છે. એ સ્ત્રીઓ આપણાં બાળકોને જે રીતે ઉછેરે છે તે જોઈ ને છક્ક થઈ જઈએ. જાપાનીઝ આયામાં પ્રેમાળતા ખૂબ હોય છે. આપણાં બાળકો તેને જ 'મા' કહે છે, તેની ઉપર મા કરતાં પણ વિશેષ પ્રેમ રાખે છે.

જાપાનીઝ મિત્રોએ શેઠશ્રી નાનજીભાઈ મહેતાના જાપાન જવાના સમાચાર જાપાનીઝ પ્રજાને છાપાં દ્વારા આપ્યા. તેમાં તેમનો પરિચય આપતાં લખ્યું: "શ્રી નાનજીભાઈ મહેતા, જાપાનમાં સૌથી પહેલા આફ્રિકાનું રૂ મોકલનાર, અમને આફ્રિકા લઈ જનાર, રૂનો વેપાર કરતી જાપાનીઝ કંપનીઓના માર્ગદર્શક, જાપાનના કાપડના વેપારીઓને સગવડ આપનાર, જાપાનના મિત્ર અને યુગાન્ડાના કપાસના મોટા વેપારી છે. જાપાન દેશ ઉપર એમનો ઘણો મોટો ઉપકાર છે. તેઓ જાપાનમાં આવ્યા છે. જે હોટેલમાં, કારખાનામાં અથવા રેલવેમાં જાય ત્યાં તેમને દરેક સ્થળે સંપૂર્ણ સગવડ આપવી એવી અમારી ભલામણ છે. શ્રી મહેતા જાપાનના પરમ મિત્ર છે." આ રીતે દરેક વર્તમાનપત્રમાં છપાવ્યું અને પોતાની એજન્સીઓમાં પણ લખી નાખ્યું.

જાપાનમાં સૌ સરકારી કાયદાથી બહુ ડરે. કોઈ પણ માણસ ગમે તેવો મોટો હોય પણ ગુનામાં હોય તો એને સખત સજા થાય.

આપણા દેશમાં એક પુરુષ મજૂર ૧૨થી ૧૬ ઑટોમેટિક લુમ ચલાવે છે. જ્યારે જાપાનમાં એક મજૂર ૪૦થી ૬૦ લુમ ચલાવે છે. પુરુષો વીશ ટકા અને સ્ત્રીઓ એંશી ટકા મિલોમાં અને ફેક્ટરીઓમાં કામ કરે છે. જાપાનની પ્રજા મિતભાષી છે. વગર જોઈતું કોઈની સાથે બોલે નહીં. બજારમાં પણ અવાજ અને ઘોંઘાટ નહીં. એક મિલ જોઈ, બધી સાળ તપાસી પણ કોઈ બહેને અમારી સામે ન જોયું, પોતાના કામમાં દરેક મશગૂલ હતી.

જાપાનમાં ત્રણ મહિના ગાળ્યા. થોડા દિવસ બાકી રહ્યા ત્યારે મિત્રોએ વિદાય-સમારંભો યોજ્યા.



આર્યકન્યા મહાવિદ્યાલય (વડોદરા)નાં બહેનો દીક્ષાન્ત સમારોહમાં
ગુરુકુલની 'ભારતી' પદવીધારિણી બહેનોનું સ્વાગત કરતાં



પૂ. શ્રી કૃષ્ણશંકરજી શાસ્ત્રીની ગુરુકુલમાં રામાયણ-કથા

અ. સૌ. મેધાવિનીબહેન અને શ્રી ધીરેન્દ્રભાઈ મહેતા





રામાયણ કથાસમારોહ પ્રસંગેની 'આરતી'-વિધિ



પૂ. કૃષ્ણશંકરજી શાસ્ત્રી સાથે માનનીય શ્રી મંગલદાસ પકવાસા અને શ્રી નાનજીભાઈ ભારતમંદિરની ઉદ્યાનવીથિમાં



શોભાયાત્રામાં અભિવાદન ઝીલતા શ્રી નાનજીભાઈ મહેતા



સમસ્ત પરિવારનાં અભિનંદન સ્વીકારતા શ્રી નાનજીભાઈ



શ્રી નાનજીભાઈના એક્યાસીમા જન્મોત્સવ પ્રસંગેનો યજ્ઞવિધિ



આર્યકન્યા ગુરુકુલની બહેનોનું એક્યાસીમા જન્મસમારોહમાં
અભિવાદન-અર્ધ્ય સ્વીકારતા શ્રી નાનજીભાઈ

શેઠશ્રી નાનજીભાઈના એક્યાસીમા જન્મોત્સવ-પ્રસંગે મહારાણા મિલ સમસ્ત તરફથી ભવ્ય અભિવાદન

મહારાણા મિલ પોરબન્દરની બૃહદ પ્રતીકાત્મક રાપ્ય આકૃતિ



શેઠશ્રી નાનજીભાઈના એક્યાસીમા જન્મોત્સવ પ્રસંગે મિલના કર્મચારીઓ તથા કારીગરો તરફથી ભાવપૂર્ણ ભેટ

શેઠશ્રીના એકયાસીમા જન્મોત્સવ પ્રસંગે મહાલક્ષ્મી
મિલના કલાત્મક વસ્ત્રપ્રદર્શનના ઉદ્ઘાટન પ્રસંગે





શ્રી મહેશભાઈ ઉમરવાડીઆ · શ્રી મહેન્દ્રભાઈ મહેતા
શ્રી ધીરેન્દ્રભાઈ મહેતા



શેઠશ્રીના એકયાસીમા જન્મોત્સવના સમારંભ પ્રસંગે
વયોવૃદ્ધ કારીગરને પારિતોષિક પ્રદાન

જાપાનના જેવી કલાકારીગરી ભારતમાં કે યુરોપમાં નથી જોઈ. દરેક વસ્તુ અત્યંત કલામય છતાં સસ્તી.

સને ૧૯૩૭માં શેઠશ્રી નાનજીભાઈનાં બાળકો જાપાનના પ્રવાસે ગયેલાં. એક વાર કોબેના એક બગીચામાં સૌ બેઠાં હતાં. પાકીટ બહાર કાઢેલું તે ભૂલથી બાંકડા ઉપર પડ્યું રહ્યું. તેઓ હોટેલમાં ચાલ્યાં ગયાં. પાછળથી બાગના રખેવાળને પાકીટ હાથ આવ્યું. રખેવાળે પોલીસને ટેલિફોન કર્યો: 'કોઈનું પાકીટ બાગમાં પડી રહ્યું છે. તેની અંદર ઘણી મોટી રકમ છે.' પાકીટમાં નામઠામ વગેરે હતું. બીજે દિવસે સવારે છોકરાંઓ ઊઠયાં, ચા પીવા બેઠા ત્યાં વેઈટરે પૂછ્યું, 'આપનું પાકીટ કયાં? જરા ખિસ્સાં તપાસી જુઓ.' છોકરાઓએ ખિસ્સાં જોયાં પાકીટ ન હતું. ફાળ પડી. પાકીટમાં પાંત્રીશ હજાર યેન, થોમસ કૂકના ચેકો, રિટર્ન ટિકિટો અને નોટો હતાં. પોલીસે સામેથી પુછાવ્યું, 'એ ગૃહસ્થ અહીં આવીને લઈ જશે કે પોલીસની સાથે મોકલું?' 'અહીં આવીને આપી જાય તો ઉપકાર' પોલીસ પાકીટ લઈને આવ્યો. છોકરાઓ રાજી થઈ ૧૦૦ યેન આપવા લાગ્યા ત્યારે પોલીસે કહ્યું 'આપનો આભાર. બક્ષિસ લેવાથી મારા દેશનું અપમાન થાય છે. સેવા એ ધર્મ છે, ફરજ છે. અમારે ત્યાં કોઈને તકલીફ પડી એમ ન લાગવું જોઈએ,' આમ કહી નમન કરી પોલીસ ચાલ્યો ગયો.

☆ ☆ ☆

### હિમાલય યાત્રા (બદરીકેદાર – ઉત્તરકાશી)

હિમાલય ભારતવાસીઓને માટે આત્માની શાંતિનું સ્થળ છે. દરેક ભારતવાસીના હૃદયમાં હિમાલય વસેલો છે. હિમાલયનાં સર્વ તીર્થસ્થળોમાં શ્રી બદરીનાથનું ધામ સૌથી મોટું અને પવિત્ર મનાય છે. પ્રવાસની મુશ્કેલીઓ કુટુમ્બ સમક્ષ રજૂ કરી છતાં ભાવિક યાત્રાળુઓની પેઠે સૌ, ગમે તેવી અગવડ વેઠવા તૈયાર થયાં. અ. સૌ. સંતોકબહેન, પુત્રો શ્રી ધીરેન્દ્ર તથા શ્રી મહેન્દ્રભાઈ તથા પુત્રીઓ સવિતાબહેન, નિર્મળાબહેન પ્રવાસમાં આવવા તૈયાર થયાં. 'શારદા' માસિકના તંત્રી રાયચુરાજી તથા છત્રાવાના રહીશ ગઢવી મેરુભા પણ જોડાયા.

હરદ્વારથી ચૌદ માઈલ મોટર રસ્તે હૃષીકેશ પહોંચ્યા. હૃષીકેશમાં સ્વર્ગાશ્રમ અને 'કાલી કમલીવાલા' એ નામ પ્રસિદ્ધ છે. હિમાલયના પ્રદેશમાં 'કાલી કમલીવાલા'ની સેવા જાણીતી છે. તેમનાં સદાવ્રતો, ધર્મશાળાઓ, ઔષધાલયો, પિયાવાઓ વગેરેની પ્રવૃત્તિથી એ નામ સારાએ ભારતમાં જાણીતું છે.

હૃષીકેશથી દેવપ્રયાગ, કીર્તિનગર થઈને સૌ આગળ વધ્યાં. જેમ જેમ કેદારનાથ તરફ જતા ગયા તેમ તેમ હિમાલયનાં બરફઢાંક્યાં સુંદર શિખરો દૂરદૂરથી દેખાતાં ગયાં. ગૌરીકુંડથી સાત માઈલનો રસ્તો બરફના ઢગલાઓથી ઢંકાયેલો હતો. સાંજે ચાર વાગ્યે ગંગાને કિનારે પોણા બસો માઈલનું અંતર કાપીને ૧૧,૭૬૦ ફૂટની ઊંચાઈએ કેદારનાથમાં જઈ પહોંચ્યા.

અલકનંદા નદીને સામે કાંઠે બાણાસુરનો કિલ્લો ખંડેર હાલતમાં ઊભો છે. શોણિતપુર હજી ભાંગેલી હાલતમાં છે. થોડાં ઝૂંપડાં છે. ઓખી મઠથી જોશી મઠ અને ત્યાંથી

બદરીનાથ તરફ પ્રયાણ કર્યું. એક પહાડ તો એવો આવ્યો કે જેની પાસે જતાં સેંકડો જાતનાં અત્તરો એક સામટાં મહેકતાં હોય, અત્તરના જાણે ફુવારા ઊડતા હોય એવી સુગંધ ફેલાઈ રહી હતી. તપાસ કરતાં જણાયું કે આ પહાડનાં જંગલોમાં કસ્તૂરી મૃગો વસે છે અને ત્યાં એવી વનસ્પતિ છે કે જેમાંથી અહોરાત સુવાસ નીકળ્યા કરે છે.

મનુ ભગવાનનો આશ્રમ અહીં જ હતો. શ્રીકૃષ્ણ પરમાત્મા આ આશ્રમે આવ્યાની હકીકત મહાભારતમાં છે. પાંડવો વનવાસ વખતે અહીં આવ્યા હતા. પાણિનિ મુનિનું વ્યાકરણ આ સ્થળે રચાયેલું. વ્યાસ ભગવાન બદ્રિકાશ્રમમાં જ રહેલા. મહર્ષિ વસિષ્ઠે અહીં તપ કરેલું. બદરીનાથમાં પદ્માસન વાળેલી વિષ્ણુ ભગવાનની મૂર્તિ છે. મંદિર બહુ પુરાણું નથી. બે હજાર વર્ષનું જૂનું હશે. હજારો યાત્રાળુઓ માટે આ મંદિર સાંકડું લાગે.

શેઠશ્રી નાનજીભાઈના હૃદયોદ્ગાર નીકળ્યા : 'મારા જીવનમાં તપોભૂમિ બદરીકેદારની યાત્રા સદાયને માટે યાદગાર બની છે. મને જ્યારે જ્યારે તક મળે છે, ત્યારે ત્યારે ચિત્તની શાંતિ અર્થે હું હિમાલયની ગોદમાં પહોંચી જાઉં છું.' સને ૧૯૫૨ના ઑક્ટોબર માસમાં આફ્રિકાની સફરેથી આવીને ફરી વાર, તેઓ હિમાલયની યાત્રાએ ગયા. એ વખતે શેઠશ્રીની સાથે ભાણવડના બાલપંડિત ચંદ્રમૌલીશ્વર, તેમના પિતા તથા કાકા અને લોહાણા મહાપરિષદના મહામંત્રી શ્રી છગનભાઈ પારેખ તેમ જ ભાઈ કેશવજી વિઠલાણી હરદ્વારમાં મળ્યા હતા.

☆ ☆ ☆

### મહાત્મા ગાંધી કીર્તિમંદિર

સને ૧૯૩૫માં શેઠશ્રી નાનજીભાઈ દેશમાં આવેલા, ત્યારે પૂ. બાપુને મળવા સેવાગ્રામ ગયા હતા. અ. સૌ. સંતોકબેન પણ સાથે હતાં. તેઓ શેઠશ્રી જમનાલાલજીને ઘેર ઊતરેલાં. પૂ. વિજયાલક્ષ્મી પંડિત પણ ત્યાં હતાં. તેઓ મળવા ગયાં તે દિવસે બાપુજીને મૌન હતું. પ્રણામ કરી બેઠા. બાપુએ ચિઠ્ઠીમાં લખ્યું, 'રોકાશો ને?' તેમણે હા પાડી કહ્યું, 'અમે આપનાં દર્શને આવ્યાં છીએ,' બાપુ હસ્યા. રોજ સાંજે પ્રાર્થના થતી, તેમાં તેઓ જતાં. અ. સૌ. સંતોકબેન પૂ. કસ્તૂરબાને રસોડામાં મદદ કરતાં. આ દિવસો તેમના જીવનમાં યાદગાર બન્યા. ત્યાર બાદ શેઠશ્રી નાનજીભાઈને દક્ષિણ આફ્રિકા જવાનું થયું. ત્યાં લૉર્ડ હોફમેયરની તેમને મુલાકાત થએલી. તેઓ સેટલમેન્ટ માટે હિંદ આવેલા. ત્યારે ના. મહારાણા સાહેબના આગ્રહથી પોરબંદરમાં પૂ. બાપુનું જન્મસ્થાન જોઈ તેમને હર્ષ અને શોક બંને થયાં. તેમણે કહ્યું, 'તમને આ મહાપુરુષની મહત્તાની કિંમત નથી. બીજો કોઈ દેશ હોત તો અહીં કરોડો રૂપિયા ખર્ચી નાખ્યા હોત; તમારા દેશને એમણે શું આપ્યું છે અને શું આપી રહ્યા છે તેની કિંમત નથી. આ સ્થળે સુંદર ચિરંજીવ સ્મારક થવું જોઈએ.' આ સાંભળી શેઠશ્રીના મનમાં બહુ લાગી આવ્યું. તેમણે મનમાં નિશ્ચય કર્યો કે પૂ. બાપુ રજા આપે તો સ્મારક કરવું.

પંચગનીમાં શેઠશ્રીના પુત્રો ભણતા. એ મકાન પૂ. બાપુ માટે ખાલી કરાવ્યું. તેઓશ્રી પોતાની મંડળી સાથે આવી પહોંચ્યા. એ વખતે તેમને પૂ. બાપુની સેવાનો અણમૂલો લાભ

મળ્યો. પૂ. બાપુ ખુશખુશાલ રહેતા. આનંદના ફુવારા ઊડતા. વહેલી સવારે ચાલીને ફરવા જતા. સવારસાંજ પ્રાર્થનામાં તેઓશ્રીનાં પ્રવચન સાંભળવા મળતાં. આપણા દેશમાં જેમ પર્વતરાજ હિમાલય જગતમાં અજોડ છે, એવી જ રીતે આપણા મહાપુરુષો પણ અજોડ છે.

સને ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયું. છ મહિના પછી સૌરાષ્ટ્રનું એકમ થયું, એટલે કીર્તિમંદિરની વાતને ફરી વેગ મળ્યો. સૌરાષ્ટ્ર કૉંગ્રેસના પ્રમુખ પૂ. દરબારશ્રી ગોપાળદાસભાઈના હાથે શિલારોપણવિધિ કરાવી.

પૂ. બાપુનો દેહાન્ત થતાં કીર્તિમંદિરનો વિચાર પાછો આગળ વધ્યો. પૂ. સરદારસાહેબે નકશો પાસ કર્યો. બાપુ જેટલાં વર્ષ જીવ્યા તેટલા ફૂટ (૭૯) ઊંચું શિખર બાંધ્યું. પૂ. બાપુને પ્રિય એવી રચનાત્મક પ્રવૃત્તિઓ થઈ શકે તેવી યોજના કરી. પૂ. સરદારસાહેબ એના ઉદ્ઘાટન માટે નાદુરસ્ત તબિયત હોવા છતાં સૌરાષ્ટ્રમાં પધાર્યા. માનનીય વડા પ્રધાન, શ્રી ઢેબરભાઈ, અન્ય પ્રધાનો, ના. મહારાણા સાહેબ, ના. રાજપ્રમુખ, સૌરાષ્ટ્રના સંભાવિત ગૃહસ્થો એ પ્રસંગે હાજર રહ્યા. લાખોની માનવમેદની સમક્ષ પૂ. સરદારસાહેબે કીર્તિમંદિરનું ઉદ્ઘાટન કર્યું.

☆ ☆ ☆

### સંતોનાં દર્શને

દક્ષિણ ભારતમાં આપણા ત્રણ મહાન સંતો વસતા હતા. શ્રી રમણ મહર્ષિ, શ્રી અરવિંદબાબુ અને સ્વામી રામદાસજી. તેમનાં દર્શને જવાનો શેઠશ્રીનો વિચાર ઘણા સમયથી હતો. મુંબઈથી વિમાનમાં બેંગલોર પહોંચ્યા. બેંગલોરથી મોટરમાં ભગવાન શ્રી રમણ મહર્ષિના આશ્રમે ગયા. પોરબંદરના એન્જીનિયર શ્રી મણિભાઈ જીવરાજાનીના પુત્ર યુવાન વયથી ત્યાં રહેલા હતા. યુરોપિયનો, ગુજરાતીઓ, સૌરાષ્ટ્રવાસીઓ ત્યાં પર્ણકુટિઓ બાંધી રહ્યા છે.

ત્યાંથી તેઓ પોંડિચેરી ગયા. મહર્ષિ અરવિંદબાબુ અમુક નક્કી કરેલા દિવસે જ દર્શન આપતા. તેથી તેમનાં દર્શનનો લાભ ન મળ્યો. શ્રીમાતાજીનાં દર્શન થયાં.

મહર્ષિ રામદાસ સ્વામીનું નામ સૌરાષ્ટ્રમાં જાણીતું છે. તેમનાં દર્શન અનેક ભક્તોએ કર્યાં છે. પોરબંદરના ના. મહારાણા સાહેબ તેમના પરમ ભક્ત. સ્વામી રામદાસજીએ ભારે સંકટો વેઠી તપશ્ચર્યા કરી છે.

કન્હડગઢ ઊતરી ગામમાં ગયાં. ગામથી ત્રણ માઈલ દૂર ઊંચી ટેકરી ઉપર આશ્રમ આવેલો છે. શાંત મનોરમ સ્થાન છે. પૂ. સ્વામીજીનાં દર્શને ગયા. તેમણે હસીને કહ્યું, 'તમારો ભૂલા પડયાનો તાર મળ્યો તેથી બીજાઓને દિલગીરી થઈ, પણ મને ખાતરી હતી કે તમે આજે આવશો.' રાત્રે સહુ ભજનમાં જોડાયા. ભજન સાંભળી અપૂર્વ આનંદ થયો. ગૌશાળા અને આશ્રમનો બાગ સરસ છે. આશ્રમનાં માતાજી પૂ. કૃષ્ણાબાઈ સૌની સંભાળ રાખે છે. સાંજસવાર ભજન અને રામધૂન ચાલે છે.

મેંગલોરથી મહીસૂર થઈ બેંગલોર પહોંચ્યા. હોટેલમાં ભોજન લઈ એક વાગ્યે વિમાનમાં ચડયા. સાંજે પાંચ વાગ્યે મુંબઈ પહોંચ્યાં. આમ દક્ષિણની યાત્રા પૂરી થઈ.

## આસામનો પ્રવાસ

☆ ☆ ☆

શેઠશ્રી નાનજીભાઈના પરમ મિત્ર શેઠ શિવજીભાઈ શેઠિયા અને લોહાણા મહા પરિષદના ઉપપ્રમુખ શેઠ ખટાઉભાઈ શેઠિયા સાથે કચ્છના પ્રવાસ દરમિયાન આસામના પ્રવાસનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. તે અનુસાર શેઠશ્રી કલકત્તા પહોંચ્યા. ત્રણ દિવસ મિત્રોની મહેમાનગતી માણી આસામ ઊપડ્યા.

સહુ પ્રથમ દિબ્રૂગઢ ગયા. હિંદમાં ચાની મોટામાં મોટી કંપની ઍન્ડ્રુસ ઍન્ડ કું. ના મૅનેજરે તેમને બધું બતાવ્યું. ચાનું વાવેતર જોઈને શેઠશ્રીને આફ્રિકામાં સુધારોવધારો કરવાનું મન થયું.

દિબ્રૂગઢથી ગોહત્તી વિમાન દ્વારા જઈ શકાય છે. વિમાન દિવસમાં પાંચ વાર જાય-આવે છે. ગોહત્તીમાં કામાક્ષી દેવીના મંદિરમાં દર્શને ગયા. દરિયાઈ સપાટીથી શિલોંગ ૫,૫૦૦ ફૂટ ઊંચું છે. સરકારી હોટેલ બહુ સરસ. સવાસો કુટુંબ રહી શકે એટલી સગવડ હતી.

આસામની રાજધાની શિલોંગ યુરોપના કોઈ સુધરેલા શહેર જેવી લાગે. ખ્રિસ્તી મિશનરીઓએ વર્ષોથી ત્યાં પગદંડો જમાવ્યો છે. ખ્રિસ્તી ધર્મનો ફેલાવો ખૂબ છે. ત્રણથી અઢાર વર્ષની ઉંમર સુધી જીવનમાં સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા, નિયમિતતા, પ્રામાણિકતા, નિર્ભયતા તેમ જ સત્ય અને ધર્મના પાયા ઉપરની સંસ્કૃતિની તાલીમ ઉપર ભાર મૂકવાની ખાસ જરૂર પડે છે. શેઠશ્રી નાનજીભાઈએ જગત આખાનો પ્રવાસ કરી સ્વાનુભવે તારવેલું આ સત્ય છે.

શેઠશ્રીને મણિપુરનું નૃત્ય જોવું હતું. ભારતભરમાં તેમ જ પરદેશોમાં મણિપુરી નૃત્યનાં ખૂબ વખાણ સાંભળેલાં. મહારાજાની હાજરીમાં એક હજાર જોડાં એકતાલ ને એકરાગથી નૃત્ય કરે છે. જ્યારે એ લોકો નૃત્ય કરે છે, ત્યારે સોળે કળાએ ખીલી નીકળે છે. ત્યાંની એક શાળામાં ઉત્સવ અને નૃત્યના સમાચાર મળતાં શાળાના લાભાર્થે 'ચૅરિટીશોમાં' વધારે પૈસા આપ્યા અને નૃત્ય જોયું. એના હાવભાવ, વેશભૂષા અને નાદસૂર જોવા મળ્યાં.

## અમરનાથની યાત્રા

☆ ☆ ☆

ધાર્મિક દૃષ્ટિએ અમરનાથની યાત્રાનું મહત્ત્વ છે. પ્રવૃત્તિપ્રેમીઓ માટે પણ અમરનાથની યાત્રા જીવનનો એક અનુપમ લહાવો બની રહે છે. દેશવિદેશના અનેક પ્રવાસીઓ અમર-નાથના સૃષ્ટિસૌંદર્યનાં મુક્તકંઠે અનેકવિધ વર્ણનો કરી ગયા છે. આ રહ્યા એ શબ્દો: "આ સ્થળના કણેકણમાં સૃષ્ટિસર્જકના અસ્તિત્વની સાક્ષી ભરેલી છે." આવા અદ્‌ભુત, ભવ્ય પવિત્ર સ્થળની યાત્રાએ જવાની શેઠશ્રીની ઘણા સમયથી તીવ્ર ઇચ્છા હતી. છેવટે ૧૯૫૫ના ઑગસ્ટ માસમાં એ યોગ બની આવ્યો.

અમરનાથની યાત્રાનો માર્ગ અતિશય કઠિન છે. અમરનાથ જવાનો રસ્તો આષાઢ મહિનાથી ભાદરવા સુદ ૧૫ સુધી સારો રહે છે. યાત્રાને માટે સારામાં સારો સમય શ્રાવણ સુદનો ગણાય છે. શ્રાવણ સુદ પુનમને દિવસે અમરનાથની ગુફામાં ભગવાનનું બરફનું

શિવલિંગ સંપૂર્ણ આકારમાં રચાઈ જાય છે. શેષનાગ તળાવની પાછળના ભાગમાં બરફના ત્રણ ઊંચા પહાડો છે જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના નામે ઓળખાય છે.

શેષનાગ તળાવ, તેની પાછળના બરફના પહાડો, બરફની નદી, બરફથી છવાયેલા બીજા પહાડો ઉપરથી પડતાં પાણીનો ધોધ વગેરે દૃશ્યો ખરેખર અદ્ભુત છે. ઈશ્વરની શક્તિ કેટલી અગાધ અને માનવી કેવો પામર છે તે સત્યની અહીં પ્રતીતિ થાય છે. આ પ્રવાસમાં ઊંચામાં ઊંચો મહાગુણ ઘાટ ૧૬,૦૦૦ ફૂટ ઊંચે આવેલ છે. સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૫ ને બુધવાર, તા. ૩જી ઑગસ્ટ ૧૯૫૫નો દિવસ શેઠશ્રીના જ શબ્દોમાં, 'આ દિવસ મારા જીવનમાં ચિરસ્મરણીય બની રહેશે.' કારણ કે તે દિવસ તેઓશ્રીએ ભારતની એક અતિ કઠિન ગણાતી યાત્રા પરિપૂર્ણ કરીને ભગવાન અમરનાથનાં દુર્લભ ગણાતાં દર્શન કર્યાં.

☆ ☆ ☆

### એક્યાસીમો જન્મોત્સવ

ઈ. સ. ૧૯૬૯માં શેઠશ્રીનો એક્યાસીમો જન્મોત્સવ ઉજવાયો અને ચાર દિવસના એક વિશાળ સમારોહમાં તે ફેરવાઈ ગયો. તે માત્ર તેમના પરિવારનો જ નહીં, પરંતુ પોરબંદરની સમસ્ત સંસ્થાઓના જન્મોત્સવમાં જાણે ફેરવાઈ ગયો. અનેક સંસ્થાઓએ આ પ્રસંગે તેમનું અભિવાદન કર્યું. આર્ય કન્યા ગુરુકુલ અને મહિલા કૉલેજે બહુવિધ સાંસ્કૃતિક અને શૈક્ષણિક સમારંભોનું પ્રભાતથી રાત્રિ સુધી આયોજન કરીને એક મહોત્સવના રૂપમાં તેને ફેરવી નાખ્યો. ઉત્સવના વિધાનમાં, તેના આયોજનમાં, તેના શોભાશૃંગારમાં અને સમસ્ત ભાવની અભિવ્યક્તિમાં ભારતીયતાનું ભારોભાર દર્શન થયું. યજ્ઞસમારંભથી માંડીને નૃત્યનાટ્યની શ્રેણી સુધી જે અપ્રતિમ હિલ્લોલ, આનંદ અને સંસ્કારિતાની ભાવમય અભિવ્યક્તિ થઈ, તે ખરેખર અજોડ અને અવિસ્મરણીય હતી. પૂજ્ય કાકાસાહેબ કાલેલકર જેવા ઋષિકલ્પ પુરુષે અને સંસ્કૃતિપ્રેમી વિદ્વાને નટરાજ પ્રાર્થના મંદિરના ઉદ્ઘાટન પછી એક પ્રેરણાત્મક વ્યાખ્યાન આપતાં શ્રી નાનજીભાઈને 'ધર્મરત્ન' કહી આશીર્વાદ આપ્યા. રવિશંકર રાવળ જેવા ગુજરાતના કલાગુરુએ ખાસ વિનંતિથી પધારી ગુરુકુલની બહેનોના ચિત્રકલા પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું અને ચિત્રકલા અને સંસ્કૃતિ ઉપર એક મનનીય વ્યાખ્યાન આપીને શુભેચ્છા વ્યક્ત કરી. ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન અને હાસ્યકાર શ્રી જ્યોતીન્દ્ર દવેના સભાપતિપદે સ્થાનિક કવિઓ તથા બહારના નિમંત્રિત કવિઓનું કવિ-સંમેલન ભરાયું. મહિલા કૉલેજ તથા ગુરુકુલની બ્રહ્મચારિણી બહેનોએ એક 'ભાવયાત્રા' યોજી ભારતીય ઢબે પોતાના કુલપિતાને અર્ધ્ય આપ્યો અને પરમાત્મા પાસે તેમની કુશળતા અને શુભેચ્છાની પ્રાર્થના કરી. વિશેષમાં શ્રી નાનજી કાલિદાસ મહેતા ટ્રસ્ટ તરફથી રચાયેલા મહર્ષિ દયાનંદ સરસ્વતી વિજ્ઞાન મહાવિદ્યાલયના ભવ્ય મકાનનું શ્રી રણવીરભાઈ ખટાઉને હાથે ઉદ્ઘાટન થયું. અનેક સમાજસેવકોએ, લોકનેતાઓએ, વિદ્વાનોએ, વ્યાપારીઓએ તેમ જ ઉદ્યોગપતિઓએ, તેમ જ શેઠશ્રીનાં સંબંધીઓએ અને મિત્રોએ આ સમારંભમાં પધારી તેનાં પ્રત્યેક અંગને વિશેષ શોભા અને દીપ્તિ સમર્પ્યાં. આ મહાસમારોહમાંથી આસપાસનાં ગ્રામજનો પણ બાકી ન રહ્યાં. ભૂતકાળમાં શેઠશ્રીએ કાળેદુકાળે કરેલી

લોકસેવાના બદલારૂપે જાણે તેઓએ મોટી સંખ્યામાં હાજર રહી પોતાનાં ભાવ અને શુભેચ્છા વ્યક્ત કર્યાં. પરંતુ આ આ સર્વ સમારંભોને કળશ ચઢાવે એવો સમારંભ તો મહારાણા મિલ્સ પ્રાઇવેટ લિમિટેડના ત્રણ હજાર મજૂરો અને કર્મચારીઓએ પોતાના પ્રિય અને માનાર્હ ઉદ્યોગપતિનું એક બૃહદ્ સમારોહ દ્વારા સંમાન કર્યું, તે હતો. મૂડી અને મજૂરીના આ સંઘર્ષયુગમાં ટ્રસ્ટીશિપની ગાંધી-ચીંધી ભાવનાથી લક્ષ્મી ઉપાર્જન કરનાર અને તેનો લોક-સંગ્રહાર્થે વિનિયોગ કરનાર આ વયોવૃદ્ધ પુરુષને એકેએક કર્મચારીએ અને કારીગરે હૃદયભાવનાપૂર્વક એ ભવ્ય અને હૃદયસ્પર્શી સમારંભમાં નમસ્કાર કરી બહુમાન કર્યું અને પોતાનાં મમતા અને આદરના પ્રતીકરૂપે મહારાણા મિલ્સ અને તેની સમસ્ત સન્નિધિને મૂર્ત કરતી એક મહાત્મ્યપ્રતીક સમી પોરબન્દરના સુવિખ્યાત કલાકાર શ્રી જીવનભાઈ ગજ્જરે તૈયાર કરેલી પ્રતિકૃતિ તેમને અર્પણ કરી. મિલના પ્રત્યેક કારીગરે અને કર્મચારીએ શેઠશ્રીના દીર્ઘાયુષની પ્રાર્થના ભાવનાત્મક ચન્દ્રકો દ્વારા કરી અને તેમને માનપૂર્વક આ ઉત્સવ દરમિયાન પોતાના હૃદય ઉપર ધારણ કર્યા. સાથોસાથ તે પ્રસંગે મહારાણા મિલના ખાતમુહૂર્તથી માંડીને એની અદ્યતન પ્રગતિશીલતાને વ્યક્ત કરતી 'એક સ્મરણિકા' પણ બહાર પાડી અને વિદ્યુત રોશની અને સ્વાગત-દ્વારોના કલાત્મક વૈભવ વચ્ચે મહારાણા મિલ્સના કાપડની ઉચ્ચ અને કલાત્મક રચનાનું બહુ જ કલાપૂર્ણ પ્રદર્શન ભરીને મિલની પ્રગતિ અને ઉત્પાદન-સમૃદ્ધિનો પરિચય કરાવ્યો. તે ઉપરાંત સ્વાતંત્ર્ય પછીના કાલમાં પોરબન્દરથી દશેક માઇલ દૂર બરડા પર્વતની તળેટીમાં આવેલા સૌરાષ્ટ્ર સિમેન્ટ ઍન્ડ કેમિકલ્સ ઇન્ડસ્ટ્રીઝ પબ્લિક લિમિટેડની શેઠશ્રીએ સ્થાપના કરેલી, તેના કર્મચારીઓએ તેમ જ કારીગરોએ પણ આ જન્મસમારંભને ઊજવ્યો. પોરબન્દર ચેમ્બર ઑફ કૉમર્સ તથા ઇન્ડસ્ટ્રીઅલ ઍસોસિયેશને પણ તે જ વર્ષમાં અનુકૂળતાએ એક ખાસ સમારંભ યોજીને આ જન્મોત્સવ નિમિત્તે પોતાના અગ્રિમ પુરુષનું ભાવપૂર્ણ અભિવાદન કર્યું. આ બધા સમારંભો દરમિયાન એમની લથડતી તબિયતે, કેવળ લોકહૃદયના ઉમળકાને માન આપવા પ્રત્યેક સમારંભમાં શેઠશ્રીએ હાજરી આપીને જે શ્રમ ઉઠાવ્યો છે, તેને કેવળ પ્રેમભરી તપશ્ચર્યા જ કહી શકાય. એમને બદલે બીજા કોઈ પુરુષ હોત તો આ અખંડ હાજરીનો શ્રમ સહન કરી ન શક્યા હોત. આમ, એક્યાસીમા વર્ષનો ભાવપૂર્ણ મહાસમારોહ હેમખેમ પાર પડ્યો અને તે પછી ઔષધ-ઉપચારથી એમનું આરોગ્ય સુધરતું પણ ગયું. તા. ૨૪ ઑગસ્ટ ૧૯૬૯ની રાત્રિએ તેમની તબિયતમાં એકાએક પલટો આવ્યો અને તા. ૨૫ ઑગસ્ટ ૧૯૬૯ના દિને સવારના ૯–૪૫ કલાકે આર્યકન્યા ગુરુકુલની સમીપમાં પોતે જે 'શાન્તિકુટિર' બંધાવેલી હતી અને જીવનની ઉત્તરાવસ્થાનો મોટો ભાગ ત્યાં રહીને ધર્મચિન્તન અને પોતાના આધ્યાત્મિક પરિવાર સમી આ પ્રિય સંસ્થાની દેખભાળમાં ગાળ્યો હતો, તે પુણ્ય ભૂમિમાં જ તેમનો દેહાન્ત થયો. બપોર પછી તેમના દેહને યુગાન્ડા રોડ ઉપર આવેલા 'સ્વસ્તિક ભવન'ના નિવાસસ્થાને આર્યકન્યા ગુરુકુલ અને ગુરુકુલ મહિલા કૉલેજના અન્તેવાસી-ઓની અશ્રુપૂર્ણ વિદાય વચ્ચે લાવવામાં આવ્યો; અને સફેદ છત્રથી સંરક્ષિત એ દેહને પોરબંદરની પ્રજાના દર્શન અર્થે રાખવામાં આવ્યો. સમસ્ત નગરમાં તે પ્રસંગે ભારે શોકનું મોજું ફરી વળ્યું. તારીખ ૨૫મીના બપોરના બે વાગ્યાથી છેક સવારોસવાર ચાર વાગ્યા સુધી

નગરનાં આબાલવૃદ્ધ સહુએ વ્યવસ્થિત અને શિસ્તપૂર્ણ રીતે અખંડ કતાર રચીને એમને છેલ્લી પુષ્પાંજલિ આપી. તા. ૨૬ ઑગસ્ટ ૬૯ના રોજ સવારના દશ કલાકે એમના મૃતદેહને આ ઉદાત્ત પુરુષના વ્યક્તિત્વને છાજે એવી રીતે હૃદયસ્પર્શી સ્મશાનયાત્રા દ્વારા સમુદ્ર અને અસ્માવતીના સંગમ સ્થળે સોમનાથ મહાદેવની સન્નિધિમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં અગ્નિસંસ્કાર આપવામાં આવ્યો. આ સ્મશાનયાત્રાને ભજનમંડળીઓ, ગીતાના શ્લોકોચ્ચાર, મિલિટરી બૅન્ડ, અબીલ – ગુલાલ – અર્ચા, પુષ્પમાળાઓના ઠેરઠેર અર્પણ દ્વારા અત્યંત ભાવપૂર્ણ બનાવી દેવામાં આવી અને સેંકડો નગરજનોએ તેમાં હાજરી આપીને તેમ જ લોકસમુદાયે સ્મશાનયાત્રાના લગભગ એક માઇલના રસ્તા ઉપર બન્ને બાજુ માનપૂર્વક ઊભા રહીને તેમ જ હજારોની સંખ્યામાં જોડાઈને પોતાના પ્યારા નગરશ્રેષ્ઠીને અને આજીવન દાનવીરને અશ્રુપૂર્ણ અંજલિ આપી, સમસ્ત નગરના અન્તર-ભાવને વાચા આપી. હિંદના છેડે છેડેથી શ્રી નાનજીભાઈનાં સંબંધીઓ, સ્નેહીઓ, મિત્રોએ અને અનેક સંસ્થાના પ્રતિનિધિઓએ આવી હાજરી આપી અને તેમને પ્રજા સમસ્તે આપેલા અંતિમ માનમાં જોડાયાં. નગરની પ્રત્યેક શૈક્ષણિક સંસ્થાએ, ગુરુકુલ તથા મહિલા કૉલેજના સમસ્ત પરિવારે વિદ્યાની ઉપાસના અર્થે ઠેરઠેર દેશપરદેશમાં પરબો બાંધનાર આ વિદ્યાપુરુષને અંજલિ આપી અને શિસ્તપૂર્ણ રીતે શાંતિ ધારણ કરી વ્યવસ્થિત રીતે આ સ્મશાનયાત્રામાં જોડાયા. પત્રો, ઠરાવો અને તારોનો દેશપરદેશમાંથી શોક વ્યક્ત કરતો જાણે વરસાદ વરસ્યો અને ભારે શોકના આઘાતથી નખશિખ આવૃત્ત થયેલા પરિવારે પંદર દિવસ સુધી લાગલગાટ જાતે કાર્ય કરીને પ્રત્યેકને ઉત્તર આપવાનું અને પ્રતિ આશ્વાસન પાઠવવાનું કાર્ય કર્યું. જે સ્થળેથી દરિયાલાલની સાક્ષીએ આફ્રિકા જવાને માટે એમણે પ્રથમ પ્રયાણ કર્યું હતું અને લગભગ પિસ્તાળીશ યાત્રાઓ દ્વારા જેમની સાથે મહોબ્બત બાંધી હતી એ સમુદ્રના સાન્નિધ્યમાં એમના નશ્વર દેહને અગ્નિદેવતાને વેદો-ચ્ચારની ઘોષણા વચ્ચે બપોરના બાર વાગ્યે અર્પણ કરવામાં આવ્યો. છતાં તેમના યશઃ-શરીરને એ અગ્નિશિખાઓ અડકી શકી નહીં. પોરબંદરની પ્રજાએ સુદામાચોકમાં ગોસ્વામી શ્રી ગોવિંદલાલજી મહારાજ જેવા વિદ્વાન ધર્મ પુરુષના સભાપતિપદે વિશાળ સમુદાયમાં એકત્ર થઈને આ ધર્મપુરુષની શોકાભિવ્યક્તિ સાથે વિદાય થયેલા ધર્મપુરુષ અને મહાનગર-જનને અંજલિ આપી અને રૂપિયા ત્રીશ લાખના ખર્ચે પોરબંદર મેડિકલ રિલીફ સોસાયટી દ્વારા શેઠશ્રી નાનજીભાઈની સ્મૃતિને જાળવી રાખવા વિશિષ્ટ દર્દોનાં નિદાન અને ઉપચાર માટે ભવ્ય હૉસ્પિટલ સ્થાપવાનો સંકલ્પ કર્યો.

સ્વ. નાનજીભાઈના પુત્રો શ્રી ખીમજીભાઈ મહેતા અને શ્રી ધીરેન્દ્રભાઈ મહેતાએ સપરિવાર ભારતનાં મહત્ત્વનાં પુણ્ય સ્થળોની યાત્રા કરી તેમનાં 'અવશેષ ફૂલો 'ને ભિન્ન ભિન્ન તીર્થસ્થળે પધરાવ્યાં. દરિયાપાર પૂર્વ આફ્રિકામાં યુગાન્ડા પ્રદેશમાં તેમના વચેટ પુત્ર શ્રી મહેન્દ્રભાઈ મહેતાએ અને તેમના પરિવારે જે નદીની યુવાનીમાં તેમણે મહોબ્બત કરી હતી તે નદીમાં જ સ્નેહીજનોની અશ્રુપૂર્ણ હાજરી વચ્ચે નાઈલને અર્પણ કર્યાં અને નાસિક પાસે ગોદાવરી તીરે, પ્રયાગના ત્રિવેણી સંગમે, હરિદ્વાર પાસે ભાગીરથીનાં પુણ્યોદકે, દ્વારિકા સમીપે ગોમતી તટે, જૂનાગઢ પાસેના દામોદર કુંડમાં તેમ જ રામેશ્વરના સાગર

સંગમે એમના પરિવારે અસ્થિઓ પધરાવ્યાં. વિશેષમાં તેઓ જે સ્થળે 'શાંતિ કુટિર'માં રહેતા હતા, તે કુટિરને ભારતીય સ્થાપત્ય અને ભાસ્કર્યનો સંસ્પર્શ આપીને મૂળ કુટિરને યથાવત્ જાળવીને એક નિર્વાણમંદિર રચવાનું વિધાન કર્યું તેમાં શ્રી નાનજીભાઈની કાંસ્ય પ્રતિમા, નીચેના હૉલમાં તેમના જીવનપ્રસંગોને વ્યક્ત કરતાં ચિત્રો મૂકાવવાનું અને ઉપરના ભાગમાં એમના જીવન સાથે સંબંધ ધરાવતું એક મ્યુઝિયમ રચવાનો પ્રબંધ કરવા સંકલ્પ કર્યો. વળી આ જ શાંતિ કુટિરની કલાબદ્ધ સન્નિધિ વચ્ચે એક કલાત્મક આરસનું નાનું પણ દ્યોતક સમાધિમંદિર ભારતીય ઢબે નિર્માણ કરવાનું નક્કી કરવામાં આવ્યું અને તેનું કાર્ય સૌરાષ્ટ્ર-ગુજરાતની પ્રાચીન શિલ્પકલા અને સ્થાપત્યકલાના આજીવન વિશારદ વયોવૃદ્ધ કલાકાર શ્રી પ્રભાશંકરભાઈ સોમપુરાને સોંપવામાં આવ્યું. તારીખ ૨૫ ઑગસ્ટ, ૧૯૭૦ના રોજ આ સમાધિમંદિરનું એક વિશિષ્ટ સમારોહનું આયોજન કરીને ખાતમુહૂર્ત કરવામાં આવ્યું અને એક વિશાળ સુશોભિત સિમેન્ટ મંજૂષાને પાયામાં ઉતારીને તેમાં એક સુખડની પેટીમાં કુંભને આરૂઢ કરીને શેઠશ્રીની રૂપા ઉપર મીનાકારી કરેલી છબિ મૂકીને અને તેને સુવર્ણ દાબડીમાં સ્વસ્તિક ચિહ્ન સાથે સુરક્ષિત રાખીને પાયામાં ઉતારવામાં આવી અને એ પેટીની અંદર ત્રણ બાજુએ ગુજરાતી, હિન્દી અને સંસ્કૃતમાં શ્રી નાનજીભાઈની જીવનની રૂપરેખા તામ્રપત્રો ઉપર આ ખાતમુહૂર્તના ઉલ્લેખ સાથે અંદરની બાજુએ સંલગ્ન કરવામાં આવી. આ પ્રસંગે હાજર રહેલા પ્રત્યેક આપ્તજને અને નિમંત્રિતે તેમ જ મહિલા કૉલેજ અને ગુરુકુલના વિદ્યાપરિવારે છેવટની પુષ્પાંજલિ સમર્પણ કરી અને ધર્મવિધિ અને વેદોચ્ચારની મંત્રઘોષણા વચ્ચે શ્રી નાનજીભાઈના જ્યેષ્ઠ પુત્ર શ્રી ખીમજીભાઈ તથા મધ્યમ પુત્ર શ્રી ધીરેન્દ્રભાઈએ આ સ્મૃતિમંજૂષાને ખાતમુહૂર્તથી ધરતીમાતાને સુરક્ષિત રાખવાની ભાવના સાથે અર્પણ કરી; અને પોરબંદરના એક નરરત્નના જીવન-ઇતિહાસને, ભાવિ પેઢીની પ્રેરણા અર્થે, વસુન્ધરાની સુરક્ષિત અને પ્રેમાળ ગોદને સોંપી દીધો.

अमृतं चैव मृत्युश्च
द्वयं देहे प्रतिष्ठितम् ।
मृत्युरापद्यते मोहात्
सत्येनापाद्यतेऽमृतम् ॥

—महाभारत

# *Messages*

## Hon. A. M. OBOTE,
## PRESIDENT OF UGANDA'S CONDOLENCE MESSAGE

President's Office,
Parliamentary Buildings,
P. O. Box 7168,
Kampala, Uganda
26th August, 1969

DEAR MR. MEHTA,

I have learnt with deep regret the news of the death in India of your father, Mr. Nanjibhai Kalidas Mehta, and wish to extend to you and all your family my heartiest condolences.

In the passing away of Mr. Mehta, Uganda has lost a true friend and a man who made tremendous contributions in laying the foundations of our economy. It is sad to see the passing of a man of Mr. Mehta's stature, but he will, I am sure, be long remembered for his charitable acts, not only in Uganda and East Africa but also in India.

Although this must be a very sad time for you and your family, I am sure you must draw great consolation from the knowledge that the late Mr. Mehta had a long and full life and during that life achieved far more than most ordinary man.

Yours sincerely,
*A. Milton Obote*
President

નાનજીભાઈના અવસાનથી તમને સૌને જે દુઃખ થાય તે હું સમજી શકું છું અને તેમાં હું સહભાગી છું.

નાનજીભાઈએ આપણા સમાજ માટે જે કાંઈ કર્યું છે તેને કારણે તમારા દુઃખમાં સહભાગી થનારાઓનો બહુ મોટો વર્ગ છે.

નાનજીભાઈ એક આદર્શ ઉદ્યોગપતિ હતા. તેમણે સાહસો ખેડીને ઉદ્યોગોને વિકસાવ્યા અને પોતાની સંપત્તિનો સમાજને માટે સદુપયોગ કર્યો. ધર્મને સાચા અર્થમાં સમજવા તેઓ સતત પ્રયત્નશીલ રહ્યા અને તેમણે જીવનના સઘળા આશ્રમો શોભાવ્યા.

દેશે એક ઉમદા સજ્જન, દાનવીર, ઉદ્યોગપતિ અને સમાજસેવક ગુમાવ્યા છે. મેં મારા એક શુભ-ચિંતક મિત્રને ગુમાવ્યા છે.

ઈશ્વર આ દુઃખ ધૈર્યથી સહન કરવાની શક્તિ તમને સૌને આપે અને તેમના સદ્‌ગુણો તમારામાં સિંચે અને વિકસાવે એ મારી પ્રાર્થના છે. તેમના આત્માની સદ્‌ગતિ થાય એવી પરમકૃપાળુને મારી પ્રાર્થના છે.

લિ. મોરારજી દેસાઈ
(ભૂતપૂર્વ નાણામંત્રી અને નાયબ વડા
પ્રધાન – ભારત સરકાર)

૫, ડૉ. રાજેન્દ્રપ્રસાદ રોડ,
નવી દિલ્હી–૧
દિનાંક ૨૬ ઑગસ્ટ, ૧૯૬૯

## MESSAGE OF CONDOLENCE FROM
## H. H. THE MAHARAJA SAHEB OF PORBANDAR

We had left London on the 20th of August to return to India after visiting some places in Spain, South of France, Italy, Greece and Iraq, when at Baghdad, the day before yesterday, we received the sad news of the passing away of your revered father Raj Ratna Nanjibhai, who, to us, was our beloved Nanjibhai. Her Highness and I were more deeply grieved to hear this very sad news.

Nanjibhai was a unique person of so many virtues, that it would be no easy work to enumerate them. Just as unique a person was he in his philanthropy and generosity, that it would not be easy to list the countless good deeds that were done at his august hands. To Porbandar, he was a Raj Ratna, but to India, he was a Bharat Ratna. We were therefore consoled to know that the people of Porbandar, from the youngest to the oldest, paid to his remains a befitting homage before they were taken away from our midst. To you and to your respected mother and all the members of the family we send our most heartfelt condolences and sympathies in your great and irraparable loss, and we pray that God may grant eternal peace to the noble soul of the departed.

Yours very sincerely,
*Natwarsinhji*
(H. H. The Maharaja Saheb of Porbandar)

Royal Bombay Yacht Club
6th of September '69

Very much grieved to learn about the sad death of your father. He was stalwart among men. He served mankind with love and dedication. His shining example will ever remain a source of inspiration to many. Please, convey my sincerest condolences to members of the family.

New Delhi
28th August, '69

*S. K. Patil*

Grieved to learn of the sad demise of your revered father Sheth Nanji Kalidas Mehta. He was a pioneer of industries particularly in East Africa. As philanthropist he helped several good causes including The Brihad Bhartiya Samaj with munificent donations. In his death India has lost a noble son, a pioneer industrialist, and great philanthropist. On behalf of the Brihad Bhartiya Samaj and on my personal behalf I send my heartfelt sympathies to you and to the members of the family in your sad bereavement. May God help you to carry forward his illustrious tradition and give you enough strength to bear his loss with courage and fortitude.

*S. K. Patil*
President
(Brihad Bhartiya Samaj, Bombay)

Bombay, 25th, August, 1969

## MESSAGE FROM HONOURABLE MINISTER OF LABOUR AND REHABILITATION, GOVERNMENT OF INDIA

I am extremely grieved to learn of the sad demise of Sheth Nanjibhai Kalidas Mehta. It is a personal loss to me. Shri Nanjibhai was a personal friend, a social reformer and a religious-minded person. From a very humble position, he rose to a very high position in society by sheer dint of his ability and earned a name for himself as a businessman and industrialist in India and abroad. He has donated large amounts for charitable purposes and charitable institutions in the cause of education especially the female education. The Gurukul at Porbandar is a living monument of his love of education in general and female education in particular. Please, accept my sincere condolences in your bereavement. With regards,

Yours sincerely,
*J. L. Hathi*
(Minister of Labour and Rehabilitation)
Government of India)

New Delhi
26th August, 1969

આપના પિતાશ્રી શેઠ નાનજીભાઈ કાલિદાસના દુ:ખદ અવસાનના સમાચાર છાપા દ્વારા જાણ્યા હતા. સ્વ. શેઠ નાનજીભાઈ સાહસિક વેપારી હોઈ સારું કમાયા પણ તે સાથે એટલી જ ઉદારતાથી સન્માર્ગે દ્રવ્ય વાપર્યું. તેમનો વિદ્યાપ્રેમ અને ભારતીય સંસ્કૃતિ માટેનો પ્રેમ અજોડ હતો.

તેમના અવસાનથી આપને તથા આપના કુટુંબને તો મોટી ખોટ પડી જ છે પણ સમસ્ત ગુજરાતને તેમની ખોટ સાલશે.

લિ. ગોરધનદાસ ચોખાવાલા
મંત્રી, શિક્ષણ અને નગરપાલિકાઓ,
ગુજરાત રાજ્ય.

સચિવાલય, અમદાવાદ–૧૫
તા. ૧–૯–૧૯૬૯

DEEPLY GRIEVED TO KNOW THE SUDDEN PASSING AWAY OF YOUR ESTEEMED FATHER SHRI NANJI KALIDAS MEHTA. WE CONVEY OUR HEARTFELT SYMPATHIES ON THIS SAD OCCASION.

SHRIMAN NARAYAN
H. E. the Governor of Gujarat
India

Ahmedabad 26
26th August, '69

My wife and I wish to express our heartfelt condolences to the bereaved family of the late Nanji Kalidas Mehta.

He was a man who loved to promote human happiness. He worked hard for others. In that he was serving God's creatures on earth.

People in Uganda knew him and indeed loved him.

May his children follow his foot steps.

May God rest his soul in PEACE.

Kyagwe, Uganda
26th August, '69

*L. Lubowa*

It was with deep regret that we heard this morning from Kampala about the passing away of Sheth Shri Nanjibhai. My wife, I and our children hasten to send you and your family our sincerest condolences in your bereavement. We also join in prayers for the departed soul. Sheth Nanjibhai will be remembered in many fields. He was a God's man, a munificent benefactor, a true patriot, a great father and a friend, many will remember in honour and gratitude. My recollections go back to my childhood in Nairobi, when the friendship of Sheth Shri Nanjibhai with my late father brought his personality into our family circle. My memory at once clutters with happy remembrances from that time on. We shall treasure his name as philosopher, guide and true elder. His many works of wisdom and encouragement in Nairobi, Kampala, Lugazi and Bombay stand out as land marks. As a devotee of the Geeta, Sheth Nanjibhai would like us not to mourn too much the loss of a body which performed well and honourably in this mortal existence but to pray for the soul to find integration with the Maker. His bulb has fused out but the current he transmitted will shine for ever to guide us all. May God grant Moksha to this great soul, peace and courage, to you all to so bear his torch forward is our prayer. We send our affectionate regards to you all, with our assurance of our continuing esteem and good wishes. We share your grief at this irreparable loss, and would in our humble fashion honour the departed soul by trying to emulate the great truths Sheth Nanjibhai so richly tried to personify.

5 Vicarage Road
East Sheen
London S.W.
30th August, 1969

Yours sincerely,
*Amar Maini*
(Former Mayor
Kampala, Uganda, East Africa)

हमारे उभय मान्य, सर्वमान्य श्री अप्पासाहेब पंतके द्वारा नानजीभाईका परिचय घनिष्ठ हुआ । पहले ही परिचयसे विश्वास हो गया कि ये अेक देशभक्त, समाज-सेवक, उदार पुरुष हैं । उनकी व्यवहार कुशलता तो सर्व-विश्रुत थी ही लेकिन मैंने समुद्र-वीर के तौर पर ही पहचानना पसन्द करता था ।

हमारे प्राचीन पूर्वज समुद्रवीर थे ही, लेकिन कई अदूर-दृष्टि सनातनी धर्ममार्तंडोंने समुद्र-यात्राका निषेध किया । और हमारी जातिका और राष्ट्रका महान नुकसान किया । समुद्रका आमन्त्रण सुननेकी जगह लोक समुद्रसे डरने लगे ।

इस निषेधका निषेध करके जिन भारतीयोंने हिंमत-पूर्वक समुद्रयात्रा चलाई उनमें नानजीभाईका नाम सुवर्ण अक्षरोंमें लिखा जायगा । जमीनके दर्शन किये बिना महीनों तक समुद्रमें रहना अुनके साहसका परिचय देता है ।

काका कालेलकर
गुजरातके सुप्रसिद्ध लेखक, आर्षद्रष्टा, शिक्षणकार और
पू० गाँधीजीके अन्तेवासी सज्जन

नई दिल्ली,
ता. २८-८-६९

We were deeply shocked to hear of the sad demise of your revered father Seth Shri Nanjibhai Kalidas. My wife joins me in expressing our heartfelt condolences to you and all members of the family of Seth Nanjibhai.

Seth Nanjibhai was an illustrious son of the country. His life and his work have been a source of inspiration to millions of people in India and abroad. He had become a legend in his life time. His love and affection for his fellowbeings, especially the downtrodden; his single mindedness of purpose and above all, his transparent integrity will continue to show the path to the generations to follow.

May God give you courage to bear this irreparable loss.

Western Naval Command
Mint Road,
Bombay-1
28th August, 1969

Yours most sincerely,
*S. M. Nanda*
(Vice Admiral)

Extremely sorry to learn about the sad demise of your beloved father Please accept my heartfelt condolences in your bereavemnt.

Bombay
26th August, 1969

GENERAL SHANTA SHAMSHER

My wife and I have been deeply grieved to hear the sad news of the passing away of your father, Shri Nanji Kalidas Mehta, and wish to extend to you and your family our heartfelt sympathy and sincere condolences in your bereavement.

New Delhi
30-8-69

*Rear Admiral M. K. Heble*



શેઠશ્રી નાનજીભાઈના નિવાસ-સ્થાન સ્વસ્તિકભવનમાં નાગરિકોની અખંડ-અંજલિ
૨૫ ઑગસ્ટ ૧૯૬૯



સ્મશાનયાત્રાની છેલ્લી વિદાય વેળાની હૃદયસ્પર્શી પળો
૨૬ ઑગસ્ટ ૧૯૬૯



સંવેદના અને શોકથી ભરપૂર નાગરિકો-સ્મશાનયાત્રામાં
૨૬ ઑગસ્ટ ૧૯૬૯



સ્મશાનયાત્રાનો શિસ્તબદ્ધ વિષાદગ્રસ્ત માનવસમુદાય
૨૬ ઑગસ્ટ ૧૯૬૯



પૂજ્ય નાનજીભાઈની સ્મૃતિમાં રચાયેલ 'નિર્વાણમંદિર'ના પાયામાં ઉતારેલી સિમેન્ટની
મહામંજૂષામાં મૂકેલાં તામપત્રો, કુંભ અને સ્મૃતિચિહ્નો

ॐ

॥ श्री गणेशाय नमः॥

शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।
वक्ता दश सहस्रेषु दाता भवति वा न वा ॥





दानवीरस्य राज्यरत्नस्य श्रेष्ठी श्री नानजी कालिदास महेता महाभागस्य

समाधि-मंदिरम्

गोराणा ग्रामसंस्थे रघुपतिकुलजे लोहक्षत्रिय वंशे,
कालीदासाख्यसुज्ञः सुतमणिमज निष्ठात्म निष्ठा समेतम् ।
जमनाबाई च साध्वी विविध व्रतरति मध्यमं नानजी तं
पुत्रं लब्ध्वा सुचिह्नैः प्रगुणितसुषमं प्रीतिमाप्नोत्परां वै॥

सागराब्धि ग्रहोर्वीके, विक्रमार्कस्य वत्सरे ।
मार्गशीर्षे तयोर्गेहे, बालो भाग्य मिवाभवत् ॥

नाभूद् द्रव्यं विशालं शिशु सकलसुख प्रापकं तातगेहे,
नासीद् विद्याप्रवृत्तिर्न च तरलमते र्योग्य वाणिज्यवृत्तिः ।
इत्येवं नानजेर्हि विरलमतिमनः साहसैक प्रवृत्तेः,
आफ्रिका खंडदेशान् प्रति सबल मनो गन्तुमुद्युक्त मासीत् ॥

द्विक्रांत्या नौस्तदीया जलनिधिनिकरे मासषट्कं दधार,
उद्धुच्छ ऋिस्तरङ्गैर्बहु जलपटलैस्ताड्यमाना ऽब्धि कुक्षौ ।
नासीदन्तोऽपि लक्ष्यं तदपि नहि जहौ नानजी धैर्य माशां,
वालोऽपि सिंहसत्वोऽगमद् परिचितां क्लिष्टभूमिं परेशाम् ॥

गत्वा देशं युगाण्डामित परिकरेणार्जयित्वा विशालां,
भूमिं कृत्वेक्षुवापं बहुगुणममलान् सर्करा राशी माप्नोत्,
यस्त्राद्युद्योगगेहान् श्रमधन पृथुलान् स्थापयित्वाथ नैकान्
लब्धं सम्राट पदत्वं धनिगण महितं ख्यात नाम्ना जगत्याम् ॥

उद्योगेषु च वाणिज्ये चक्रवर्तित्वमाप सः ।
अपारा तस्य समृद्धिः कीर्तितुल्या विदिद्युते ॥
प्रभूतं द्रव्यराशिं तं व्ययुंक्त लोकहेतवे ।
सञ्चयो हि विसर्गाय सतां वारिमुचामिव ॥

समृद्धिः सा विनियुक्ता ऽऽसीत् शिक्षा-प्रसृतिहेतवे ।
नारीगृहेभ्यो रुग्णानामालयेभ्यश्च भूरिशः ॥
भारतस्य पश्चिमायां दिशि सौराष्ट्र नाम भाग् ।
प्रदेशो वर्तते रम्यः प्राकारीकृत सागरः॥
सुदाम्नो जन्मनाख्यातं गांधेश्च जन्मपावितम ।
पोरबन्दर संज्ञं च पत्तनं तत्र राजते ॥
तत्राये नानजी श्रेष्ठी निवासं स्थं स्थिरो व्यधात् ।
तस्यासीज् जन्मनो भूमौ भावना प्रवणं मनः ॥

स निर्ममे तत्र समुद्र तीरे विशाल भूमौ गुरु वास्तुकर्म ।
कन्याकुलं यत्र सहस्र संख्यं विद्यार्जनाया भवदेक नीडम् ।
सीतादि साध्वीगण शील शिक्षा यत्राभवं विचक्षणा लक्ष्यभूता ।
अतोऽगृही तत्र विनेतृ वर्यान् श्रद्धावतो धर्म विचक्षणान् बुधः ॥

संस्थाप्यै तादृशं कन्याकुलं सौराष्ट्र मण्डनम् ।
नारी शिक्षा प्रकारे स दृष्टान्तं समपादयत् ॥
गांधे र्महात्मनो जन्म पवित्रं लोक संस्तुतम् ।
यत्राभूत् निर्ममे श्रेष्ठी गृहं तत् कीर्तिमंदिरम् ॥

यै र्भारतं भाति हि दीप्तियुक्तं विद्याकला संस्कृति धर्म चिह्नैः ।
तेषां प्रतिष्ठाप्य च दुग्धविग्रहान् विनिर्ममे भारत मंदिरं बुधः ॥
तत्सम्मुखं राशिग्रह र्क्ष संस्थिति प्रदर्शकं खेचर मन्दिरं शुभम् ।
व्यधाच्च यत्र स्थितमानवो खगान् पश्यन्त्यदूराद् गृहसंस्थितानिव ॥

समाप्य चैवं विविधाकृतिं बुधः समर्प्य चैनां जनताहिताय हि ।
चिकीर्षिता तेन च धर्म संविदा सलोकपत्न्या सह धर्मयात्रा ॥
अत्रोत्तु आशैलगुरो र्निवेतं श्रद्धाधनः सोऽभिजगाम श्रेष्ठी ।
जीर्णान् सुरागारगणान् नदीतटान् शीर्ण प्रधट्टान् विदधे नवीनान् ॥

विभिन्न विद्यागृह रुग्ण संस्था वितीर्य वित्तं बहुलक्षकल्पम् ।
समुद्र धाराय मुदारचेताः प्रदर्शयन् वित्तवतां सुमार्गम् ॥
अमेय वित्तोऽपि विनम्र मूर्तिः त्यागी, विरागी, परमेश प्रीतिः ।
सकर्मयोगी, कृतिनां वरेण्यः पूतान्तरात्मा तपसा बभूव ॥

स्त्री शिक्षणस्यानुमः प्रदेष्टा दीनार्तबन्धुर्नृवराग्रणीः सुधीः ।
धर्मानुरागी शमशीलशोभी द्व्यशीतिवर्षेषु जगाम नाकम् ॥

शरनेत्र खनेत्रे च विक्रमाब्दे तु श्रावणे ।
शुक्लपक्षे त्रयोदश्यां सोमे, प्रातः प्रसन्नधीः ॥
पुण्यार्जनैक पात्रं तच्छरीरं यज्ञसाधनम् ।
वितीर्णं येन तस्मै तत् समर्प्य, त्रिदिवं ययौ ॥

अथ वह्नि समर्पिता ऽभवत् तनुरस्या ऽमरवर्त्मपद्रके ।
जलधेस्तट संस्थिते सुतैर्विधिज्ञा वेदविदर्शितेन वै ॥
वितय गृहीतभस्य तत्सुतास्तदनु पुण्यमय स्थित संचयन्
व्य सृजन् सरितां जलेषु चाम्बु निधेर्हि विहंग [illegible]
गोदावरीदण्डकस्थायां प्रयागे पुण्यसङ्गमे
हरद्वारे च गङ्गायां आफ्रिका नील वारिणि
द्वारिका गोमती तीर्थे रामेश्वर महार्णवे ।
जूनागढस्थ कुण्डे च दामोदरे निमज्जिते
दीनानाम् परिपालको बुधजनस्या नन्ददे नृत्यविद्
हा! हा! हन्त! गतोऽयमित्थं चिरतन् [illegible]
लोकाना गुणिनो गुणानुकथने सक्तिः [illegible] भूत् ।
दत्तस्तैश्च प्रशस्तिवाद पृथुलेऽनन्ते [illegible] ॥

यशस्वि-धीरेन्द्र-महेन्द्र सयुत श्रीरतिलाल ज्येष्ठसुतनन्दनैः
विनिर्ममे बन्धुजनैः समन्वितः स्मर्तव्य तातस्य हि मंदिरं [illegible]

लघुमन्दिरमेतत् तस्य धर्मप्रियस्य पुण्य स्मृतौ तस्य पारिवारिकैः जनैः निर्माणितम् ॥ मन्दिरस्य शिलान्यास विधिः सम्पन्नतांगतः विक्रमाब्दे २०२६ श्रावण कृष्णस्य नवम्याम् ॥ शकाब्द: १८९२ ॥ख्रीष्टाब्द: १९७०, ओगष्ट मासस्य पंचविंशति तिथौ मंगलवासरे ॥ [illegible] २४९६ ॥ युधिष्ठिराब्द: ५०७० ॥



સંસ્કૃત-તામ્રલેખ

## મહર્ષિ દયાનંદ સ્મારક ટ્રસ્ટ : ટંકારા

### શોકઠરાવ

મહર્ષિ દયાનંદ સ્મારક ટ્રસ્ટ, ટંકારા કે સંસ્થાપક પૂજ્ય શ્રી શેઠ નાનજીભાઈ કાલિદાસ મહેતા કે ૨૧ અગસ્ત ૧૯૬૯ કો હુએ સ્વર્ગવાસ કે દુ:ખદ સમાચાર સે મહાલય મેં શોકકા વાતાવરણ છા ગયા. સર્વં મહાલય કે સબ કાર્યકર્તાઓં, ઉપદેશક, વિદ્યાલય કે બ્રહ્મચારીયોં તથા ટંકારા કે લોગોંકી એક શોકસભા હુઈ. જિસમેં શ્રી પૂજ્ય શેઠજી કે પ્રતિ શ્રદ્ધાંજલિયાં અર્પિત કી ગઈ, ઔર ઉનકી દિવંગત આત્મા કી શાંતિ એવં સુગતિ કે લિયે પ્રાર્થના કી ગઈ.

શ્રી પૂજ્ય શેઠજી જહાં અનેક સંસ્થાઓ કે સંસ્થાપક ઔર સંચાલક થે વહાં મ. દ. સ્મા. ટ્રસ્ટ, ટંકારા કે જન્મદાતા ભી થે. ઉન્હોંને હી દેઢ લાખ રૂપયેમેં મહારાજા મોરબીકા ભવ્ય પ્રાસાદ જો ટંકારાસ્થિત હૈ, ખરીદ કર ઔર પચ્ચીસ હજાર રૂપયેમેં ક્લોક ટાવર બનવા કર ટ્રસ્ટકી સ્થાપના કી થી.

ઉનકી દુ:ખદ મૃત્યુ ઇસ સંસ્થા કે લિયે એક બહુત બડા આઘાત હૈ. પરમાત્મા કરેં કિ શ્રી પૂજ્ય શેઠજીકી આત્મા કો શાંતિ પ્રાપ્ત હો ઔર ઉનકે પરિવાર કે લોગ ઇસ મહાન દુ:ખકો સહન કર સકેં ઔર શેઠજીકી ચલાઈ પવિત્ર પરંપરાઓંકો ચાલુ રખ સકેં.

—મહર્ષિ દયાનંદ ટ્રસ્ટ : ટંકારા

શ્રી સનાતન ધર્મ પંજાબ મહાબીરદલ હરિદ્વાર તથા ઇસકે અંતર્ગત સંસ્થાએં શ્રી ગીતા ભવન, સપ્ત-ઋષિ આશ્રમ, શ્રી જગદેવસિંહ સંસ્કૃત વિદ્યાલય, શ્રી સનાતન ધર્મ મહાબીરદલ ગૌશાલા તથા શ્રી મિથિલેશ સનાતન ધર્મ હાયર સેકેન્ડરી સ્કૂલ કનખલ કે સદસ્ય ઔર કાર્યકર્તા, સમાજસેવી દાનવીર શ્રી શેઠ નાનજીભાઈ કાલિદાસ મહેતા પોરબંદર કે આકસ્મિક નિધન પર હાર્દિક શોક પ્રગટ કરતે હૈં. શ્રી શેઠજી કે નિધન સે દેશ, જાતિ ઔર ધર્મ કો જો હાનિ હુઇ હૈ ઇસકી પૂર્તિ હોના કઠિન હૈ, યહ સભા ઈશ્વરસે પ્રાર્થના કરતી હૈ કિ દિવંગત આત્મા કો સદ્‌ગતિ પ્રાપ્ત હો, સ્વર્ગીય શ્રી શેઠકે શોકસંતપ્ત પરિવાર કો ધૈર્ય પ્રદાન કરેં.

હરદ્વાર,
૨૫–૮–'૬૯

શ્રી સનાતન ધર્મ પંજાબ
મહાબીરદલ

પૂ. મુ. શ્રી નાનજીભાઈના સ્વર્ગવાસના સમાચાર જાણી દુ:ખ થયું છે.

સામાન્ય માનવીમાંથી ઘણી ઊંચી કક્ષાએ પહોંચ્યા તેમ છતાં સામાન્ય માનવી જેવું જીવન જીવવાનો અને આમજન માટે કંઈક કરી છૂટવાનો તેમનો ભાવ હતો. સ્ત્રીઓના ઉત્કર્ષ માટે તેમણે લીધેલાં પગલાં સૌને માર્ગદર્શન આપે એવાં છે. તેમના આત્માને ઈશ્વર શાંતિ અર્પે અને આપને તેમણે કરેલું કાર્ય આગળ વધારવા વધુ શક્તિ આપે એવી પ્રાર્થના છે.

લિ.
અરવિંદલાલ બૂચ
મંત્રી
મજૂર મહાજન

અમદાવાદ,
૨–૯–'૬૯

મુ. શ્રી નાનજીભાઈના સ્વર્ગવાસના સમાચાર સાંભળી અમને બધાને મોટો આઘાત લાગ્યો છે.

કીર્તિમંદિર પોરબંદરમાં રચી ગાંધીજીનું સાચું સ્મારક તેઓશ્રી બનાવવામાં નિમિત્ત થયા છે. તે ઇતિહાસમાં સોનેરી અક્ષરે કાયમનું લખાયેલું રહેશે.

હરિજનોની ઉન્નતિ તેમને હૈડે હતી. હરિજનશિક્ષણના કાર્યમાં તેઓ અનેરી ને અનોખી રીતે અમને વારંવાર મદદ કરતા હતા, તે અત્યારે તાજું થાય છે.

છેલ્લાં વરસોમાં તેમણે તપસાધના કરી સાચે જ સદેહમુક્તિ પ્રાપ્ત કરી છે, એવો અનુભવ છેલ્લે હું તેમને મળ્યો હતો ત્યારે થયો હતો.

રાજકોટ,
૨૬–૮–'૬૯

છગનલાલ જોષી
સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ

શ્રી નાનજીભાઈના અકાળ અવસાનના સમાચાર જાણી દુઃખ થયું. તેમની તબિયત છેલ્લા કેટલાક વખતથી ઠીક ન હતી, પરંતુ એકદમ આવો વળાંક લેશે તેવું ધાર્યું ન હતું.

તેઓ મહાન શાહસોદાગર અને ભારતના ગણ્યાગાંઠ્યા દાનેશ્વરીમાંના એક હતા; જેમણે બહેનોની ઉન્નતિ માટે પોતાની કમાણીનો મોટો હિસ્સો ખર્ચીને, અનેક લોકોપયોગી કામો પોતાના જીવનકાળ દરમિયાન કરીને કાયમ માટે તેઓ અમરતા પ્રાપ્ત કરી ગયા છે, તેવા સજ્જનના અવસાનથી ભારત અને ખાસ કરીને સૌરાષ્ટ્ર વધુ ગરીબ બન્યું છે.

'જન્મભૂમિ' સંસ્થાના મંડાણમાં સ્વર્ગસ્થનો હિસ્સો હતો. તેથી સને ૧૯૩૪ની શરૂઆતથી હું એમના પરિચયમાં આવેલો અને સ્વ. શ્રી અમૃતલાલ શેઠ દ્વારા એમને ઓળખવાની તક મળેલી.

ચારેક વર્ષ પહેલાં હરિદ્વારમાં તેમને મળવાનું થયું હતું. તે પછી છેલ્લે જહાંગીર આર્ટ ગેલેરીમાં "સૌરાષ્ટ્ર દર્શન"ના પ્રદર્શન વખતે થોડો વખત મળવાનું બન્યું. તે વખતે જન્મભૂમિ અને સ્વ. શ્રી અમૃતલાલ શેઠના પરિવારના ખબરઅંતર પૂછયા હતા. તેમની યાદશક્તિ પણ તેટલી જ સતેજ હતી. દરેકનાં નામ સાથે ખબરઅંતર પૂછતા હતા, તેથી મને તો ખૂબ આશ્ચર્ય અને આનંદ થયેલ.

પુરુષોત્તમ દોશી
સ્ટેટ્સ પીપલ્સ પ્રાઈવેટ લિમિટેડ,
જન્મભૂમિ ગ્રુપ ઑફ ન્યૂસપેપર્સ

મુંબઈ,
૨૬–૮–'૬૯

We have learnt with the most profound regret of the passing away of Sheth Nanji Kalidas Mehta, in whom the country has lost a great industrialist, a munificent donor of charities and a person of impeccable virtue.

On behalf of the Indian Salt Manufacturers' Association, we offer our most sincere condolences to the family of the great departed leader and also to Messrs. Saurashtra Cement & Chemical Industries Ltd., and other industrial units which he had so ably sponsored or was deeply interested in. May we request you kindly to convey to the family and the other units that our members share in their grief on this solemn occasion?

S. N. Sapre
Secretary
The Indian Salt Manufacturers' Association

Bombay
2nd September 1969

## રાજરત્ન સદ્‌ગત શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતાને
## પોરબંદરનાં નગરજનોની શ્રદ્ધાંજલિ

### જાહેર શોકસભા
### સાંજના છ

સ્થળ : સુદામા ચોક — સમય : તા. ૩૦–૮–'૬૯

અધ્યક્ષશ્રી પૂ. ગોસ્વામી શ્રી ગોવિંદરાયજી મહારાજ

### શ્રદ્ધાંજલિ

પોરબંદરના પનોતા પુત્ર, આર્ય સંસ્કૃતિના પરમ જ્યોતિર્ધર અને કન્યાકેળવણીના પ્રખર પ્રોત્સાહક રાજરત્ન શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતાની વિ. સં. ૨૦૨૫ના શ્રાવણ શુકલા ત્રયોદશી, સોમવાર, તા. ૨૫–૮–'૬૯ના દિને પ્રાતઃકાલ પોણાદસે ચિર-વિદાયથી માત્ર પોરબંદરને જ નહીં પણ સારાયે દેશને એક પુરુષાર્થી અને ઉદારદિલ મહાનુભાવની ન પુરાય તેવી ખોટ પડી છે.

પોતાનાં બુદ્ધિ અને બાહુબળથી જે સમૃદ્ધિ તેઓને સાંપડી તેના સદુપયોગની સુવાસ દેશવિદેશે લીધી છે; પરંતુ આપણો વિસ્તાર તેનો સવિશેષ લાભ પામ્યો છે. શિક્ષણ, ઉદ્યોગ અને સંસ્કારનાં તેઓએ વાવેલાં બીજ આ ધરતી પર આજે પૂર્ણપણે વિકસ્યાં છે. તેમનાં પુરુષાર્થ અને ઉદાર સહાયથી પોરબંદરમાં અસ્તિત્વમાં આવેલ શ્રી મહાત્મા ગાંધી કીર્તિમંદિર, આર્ય કન્યાગુરુકુલ, મહિલા મહાવિદ્યાલય, શ્રી ભારત-મંદિર, શ્રી જવાહરલાલ નેહરુ તારકગૃહ અને મહર્ષિ દયાનંદ સાયન્સ કૉલેજ જેવી અનેક સંસ્થાઓ એમની અમર-ગાથા ગાતી ખડી છે. તેમના અથાગ પ્રયાસે પોરબંદર દેશવિદેશનું યાત્રાધામ બની ચૂક્યું છે.

તેમનાં સત્કાર્યોની સુવાસથી તેઓ આપણી વચ્ચે જ હોય એવું આપણ સૌને સ્વાભાવિક લાગ્યા કરે છે. દૈહિક ધર્મને આધીન થઈ તેમનો પાર્થિવ દેહ પંચમહાભૂતમાં મળી ગયો છે; પરંતુ યશદેહે તો તેઓ અમરત્વને વરી ચૂક્યા છે.

પારબંદરમાં, પારબંદર મેડિક્લ રિલીફ સોસાયટીના આશ્રયે, છેલ્લાં પાંચ વર્ષથી હૃદયરોગના ઉપચાર અંગેની પ્રવૃત્તિઓ નાને પાયે ચાલી રહી છે. તે જ હૃદયરોગે શેઠશ્રીને આપણી વચ્ચેથી હરી લીધા છે. તે રોગના ઉપચાર અર્થે પોરબંદરમાં એક અદ્યતન હૉસ્પિટલ સમસ્ત જનતાના પ્રયાસોથી ઊભી કરીએ અને તેની સાથે ચિરસ્થાયી શ્રદ્ધાંજલિરૂપે રાષ્ટ્રના આ સપૂતનું પુણ્યનામ જોડી તેમના આ વિસ્તાર પરના અસીમ ઋણમાંથી યત્કિંચિત્ મુક્ત થવા પ્રયત્ન કરીએ. આ સ્મારક સૌ કોઈની યથાશક્તિ સહાયથી પરિપૂર્ણ થાય તેવું પ્રભુ પાસે માગીએ છીએ.

શેઠશ્રીના દુઃખદ અવસાનથી તેમના પરિવાર—બૃહદ પરિવાર—મિત્રપરિવારને અચાનક લાગેલા આઘાતના સમયે આ સભા પોતાની હાર્દિક સમવેદના પ્રગટ કરે છે. પરમ કૃપાળુ પરમાત્મા તેમને સહુને આ અસહ્ય ઘા સહન કરવાનું બળ તથા ધર્મવીર પિતાએ સૂચવેલી સુદિશાએ આગળ વધવાનું સામર્થ્ય આપે.

પ્રભુ દિવંગત પુણ્યાત્માને પરમ શાંતિ પ્રદાન કરે. — ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(સહી) ગોવિંદરાયજી મહારાજ
પ્રમુખશ્રી

## ☆ ☆ ☆ ધર્મ અને અર્થના સમન્વયકાર

**લેખક : માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈ**

નાનજીભાઈને મળવાનું અનેક વાર બન્યું. છેલ્લે હું તેમને મળ્યો તેમના જૂનાગઢના નિવાસસ્થાને દોઢેક વર્ષ પહેલાં. તદ્દન સાદો ખંડ, સાદું રાચરચીલું અને આજુબાજુ શાંત વાતાવરણ. સાચું વાનપ્રસ્થ જીવન. સંન્યસ્તાશ્રમ કહેવો હોય તો પણ કહેવાય. બહુ સ્નેહાદરથી એ મળ્યા, થોડી સામાન્ય વાતો થઈ. મારે દિલ્હી આવવા નીકળવાનું હોવાથી વધારે બેસવાને અવકાશ ન હતો. પરંતુ, એમની સાથેની છેલ્લી મુલાકાતનું દૃશ્ય મારા મન ઉપર અંકિત છે.

દોરી-લોટો લઈને વતન છોડાનાર તવંગર બન્યાના ઘણા દાખલા છે અને અજાણ્યા નવા પ્રદેશોની વિટંબણાઓ સહન કરી મોટાં મોટાં વેપારી સાહસો ખેડનારા પણ મળી આવે છે. વિદેશમાં ધનવાન તરીકે ઊંચું સ્થાન ભોગવનારાઓના પણ દાખલા છે. પરંતુ, ધર્મ અને અર્થનો સમન્વય કરનારા નાનજીભાઈ જેવા ભાગ્યે જ કોઈ નીકળે છે.

નાનજીભાઈ બહુ ભણ્યા ન હતા. પરંતુ તેમનાં સૂઝ અને સમજ, જ્ઞાન અને દૃષ્ટિ જેવાં વેપારમાં હતાં તેવાં જીવનમાં પણ હતાં. તેઓ વાસ્તવમાં ભારતીય સંસ્કૃતિના એક ઉમદા સંતાન હતા. ભારતીય પરંપરાનાં ઉચ્ચ મૂલ્યોને તેઓ સમજ્યા હતા અને તેને સાકાર કરવા તેમણે પ્રયત્ન કર્યો હતો. તેમના આ પ્રયત્નમાં તેમનાં ધર્મભાવના, દાનવૃત્તિ, સમભાવ અને સમાજસેવા ખીલતાં રહ્યાં.

નાનજીભાઈના વ્યક્તિત્વનો આદર કરનારા અને તેમની ધર્મ તેમ જ સમાજની સેવાઓ માટે કૃતજ્ઞતા અનુભવનારાઓનો વર્ગ વિશાળ છે અને તેથી તેમનાં જીવન તેમ જ કાર્યોને અંજલિ આપવા એક સ્મૃતિ-ગ્રંથ પ્રકાશિત થઈ રહ્યો છે તેને હું આવકારું છું.

## ☆ ☆ ☆ એક વચની પુરુષ

**લેખક : મહારાણા શ્રી નટવરસિંહજી, પોરબંદર**

આપણા ખૂબ લોકપ્રિય અને સર્વ સદ્ગુણી રાજ્યરત્ન શ્રી નાનજીભાઈ સમા મહાપુરુષની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી જ ગણાય; અને આ અંજલિ-સંગ્રહમાં તેઓશ્રીના અનેક ગુણો વિષે ઘણાં ફાળો અપાશે, તેથી તેઓશ્રીના એક જ ગુણ વિષે લખી મારી અંજલિ અર્પી હું કૃતાર્થ થઈશ.

એ ગુણ ભરોસાપાત્રતાનો હતો અને મારી દૃષ્ટિએ, સદ્ગુણોની સાંકળીની ઊંચામાં ઊંચી કડીનું સ્થાન એ ગુણ ભોગવે છે. કોઈ પણ ઉચ્ચ કક્ષાના માનવીના ગુણોના ભંડારમાંથી ભરોસાપાત્રતાનો ગુણ એક બાજુ તારવી લેવામાં આવે, તો શિર વિનાના શરીરની જેવી બાકીના ગુણોની કિંમત થઈ જાય; કેમ કે એ મહા-ગુણના પેટામાં બીજા અનેક ગુણોનો આપોઆપ સમાવેશ થઈ જાય છે. આપણા નાનજીભાઈમાં એ ગુણ સંપૂર્ણપણે હતો અને તેઓશ્રીની પ્રથમ પિછાનથી જ એનો મને અંગત અનુભવ થયો હતો, જે પ્રસંગનું ટૂંકમાં વર્ણન આપું છું.

૧૯૩૧ની એક ખુશનુમા બપોરે, વર્ષો બાદ ભારત પાછા વળેલા, શ્રી નાનજીભાઈ મને ગામની સેક્રેટરિયટની ઑફિસમાં મળવા પધાર્યા. તેઓને મળીને મને ઘણો હર્ષ થયો. અમારી આ પ્રથમ જ મુલાકાત

દરમિયાન તેઓએ પોરબંદરમાં કાપડની એક મિલ સ્થાપવાનો ઇરાદો મારી પાસે મૂક્યો, જેનો મેં સાભાર સ્વીકાર કરી લીધો. પોરબંદર રાજ્ય સાથેના કોલકરાર મુજબ એ મિલ અમુક સમયમાં ચાલુ થઈ જવી જોઈએ, એ પ્રમાણે એક કલમ હતી. પરંતુ આણધારી કંઈક આર્થિક અગવડોને અંગે એમ નહીં બની શકવાથી તેઓએ અમારી બીજી વારની મુલાકાત વખતે એ હકીકત જાહેર કરતાં કહ્યું કે કોલકરાર અનુસાર પોતાનું વચન રાખવા માટે તાજેતરમાં શરૂ થયેલ પોતાનું લુગાઝીનું સાકરનું કારખાનું વેચી નાખીને પોરબંદરમાં મિલ શરૂ કરી દેવાનો પોતે નિર્ણય કર્યો છે! અહીં નોંધ લેતાં હું સંતોષાઉં છું કે છેવટમાં મારા આગ્રહથી એ પરિણામ આવ્યું કે લુગાઝીની પોતાની ફેક્ટરી પણ ચાલુ રહી અને પોરબંદરમાં મિલ પણ સ્થપાણી. પણ ઉપર દર્શાવેલ પ્રસંગ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવ્યું કે શ્રી નાનજીભાઈ એકવચની પુરુષ હતા, અને "રઘુકુલ રીત સદા ચલી આઈ, પ્રાન જાય અરુ બચન ન જાઈ"ના સૂત્રનું ખરું રહસ્ય તેઓશ્રીના જીવનમાં ઓતપ્રોત થઈ ગયું હતું; એટલે નવાઈ નહીં કે તેઓશ્રીનું જીવન એટલી સફળતાને શિખરે પહોંચ્યું. પોરબંદર રાજ્યનો રાજરત્નનો ઇલકાબ તો પોતે ધરાવતા જ હતા; પરંતુ ખરેખર તો આપણા સમસ્ત ભારતના તેઓશ્રી એક અજોડ રત્ન હતા. તેઓના જવાથી એ રત્ન આપણી પાસેથી છિનવાઈ ગયું છે.

## ☆ ☆ ☆ રાજ્ય અને પ્રજા વચ્ચેના સેતુ

**લેખક : શ્રીમાન ઉછરંગરાય ન. ઢેબર, મુખ્યમંત્રી : ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્ય**

શ્રી નાનજીભાઈ કાલિદાસ ગોરાણાના વતની. અમો ખંભાળિયાના. ગોરાણા – દ્વારકા અને ખંભાળિયા – રાવળ – દ્વારકાની પટ્ટીમાંથી વર્ષોવર્ષ આફ્રિકામાં ભરતી થતી અને લોકો પણ જતા. નાની ઉંમરમાં ખંભાળિયાનાં મહેમાનો રાજકોટના કોઠી બંગલે, અને આજે રેસિડન્સી કહીએ છીએ અને જ્યાં આજે રેલવેની ઑફિસો છે, ત્યાં પાસપોર્ટને માટે ધક્કા ખાતા; તેનું મને આછું પાતળું સ્મરણ છે. આજે જે સૌરાષ્ટ્રની શોભા છે તે આવા કેટલાયે પુરુષાર્થી જીવડાઓને આભારી છે. મોરીશિયસ, ઝાંઝિબાર, દક્ષિણ આફ્રિકા, માડાગાસ્કર, જાવા, સુમાત્રા, સિલોન, બેંગકોક, આ બધામાં સૌરાષ્ટ્રવાસી ઘૂમતા – લોહીનાં પાણી કરી કમાણી કરતા. ઘેરે વારે પરબે સારે માઠે પ્રસંગે કામ લાગતા; અને પોતાના પરિવારની, ઇષ્ટમિત્રની, નાતજાતની અને ગામ-ઠામની સેવા કરતા.

સ્વ. શ્રી નાનજીભાઈ આ બધામાં સૌથી મોખરે આવતા શાહ સોદાગર તરીકે ઓળખાતા. સ્વ. શ્રી નાનજીભાઈ આર્યસમાજ પ્રત્યે નિષ્ઠા રાખતા. કદાચ સ્વામી દયાનંદજી તથા મહાત્માજી પ્રત્યે તેમની સમાન ભક્તિ હતી. સ્વામીજીની ધાર્મિક શિસ્ત અને મહાત્માજીનું સ્વદેશીવ્રત બન્ને તેમના પ્રેમભર્યા સમર્થનના વિષય હતા. સ્વ. શ્રી નાનજીભાઈના દાનથી સેંકડો સંસ્થાઓ ઊભી થઈ હશે અને નભી રહી હશે. સ્વ. શ્રી નાનજીભાઈના ધર્મપ્રધાન શિક્ષણકાર્યના રસને પરિણામે હજારો ઘરમાં આજે સંસ્કારના દીવડાઓ ઝળહળતા હશે. સ્વ. શ્રી નાનજીભાઈના સ્વદેશપ્રેમને કારણે કેટલીયે રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને બળ મળ્યું હશે.

સ્વ. શ્રી નાનજીભાઈના પ્રથમ પરિચયમાં હું વકીલાત કરતો, ત્યારે સ્વ. શ્રી ગોરધનદાસ લાધાભાઈને ત્યાં આવ્યો. પરિચય આછો એવો હતો. દૂરથી જ મળેલા. સ્વ. શ્રી ગોરધનદાસભાઈ લાધાભાઈ રાજકોટમાં લોહાણા જ્ઞાતિના આગેવાન હતા. વેદાંતી હતા. વકીલ હતા. હું તેમનો ભાડૂત હતો. સ્વ. શ્રી નાનજીભાઈનું સન્માન થઈ રહ્યું હતું.

ત્યાર પછી સ્વ. શ્રી નાનજીભાઈને કાઠિયાવાડ રાજકીય પરિષદના મંત્રી તરીકે, પોરબંદરના ભારતોદય મંડળને માટે સહાયતા માટે, અને તેથી પણ વિશેષ મજૂરોના સવાલને માટે મળવાનું થયેલું. રાજકારણમાં સ્વ. શ્રી નાનજીભાઈ ભારતીય આઝાદીની પ્રવૃત્તિને નિ:સંકોચ સહાય આપતા હતા. સ્થાનિક રાજરજવાડાંના સવાલ વિષે એટલા સ્પષ્ટ ન હતા; એટલે આ બન્ને સવાલો વિષે કોઈ કોઈ વખત કોયડાઓ ઊભા થતા. સ્વ. શ્રી નાનજીભાઈનું ભારતના આર્થિક વિકાસને અંગે ખાસ દૃષ્ટિબિંદુ હતું; પણ છતાં કંઈ ને કંઈ માર્ગ નીકળતો.

ખરેખરો, સ્વ. શ્રી નાનજીભાઈનો પરિચય તો, સ્વરાજ્ય પછી થયો. સૌરાષ્ટ્રનું એકમ થયું. તારીખ ૧૫મી ફેબ્રુઆરી, સન ૧૯૪૭ને દિવસે પ્રધાનમંડળે સોગંદ લીધા; પણ આ પ્રધાન મંડળ રાજ્યવગરનું પ્રધાનમંડળ હતું. આ પ્રધાનમંડળને પહેલું રાજ્ય સોંપાયું માર્ચની ૧લી તારીખે. વચગાળાના પંદર દિવસમાં, નાનાંમોટાં રજવાડાંઓમાં, મનુષ્યસ્વભાવ પ્રમાણે, પ્રત્યાઘાતો જણાવા લાગ્યા. તેમાંની એકબે વસ્તુઓ ચિંતા ઉપજાવે તેવી હતી. હિંદુસ્તાનમાં લડાઈ દરમિયાન દાખલ કરવામાં આવેલ અનાજ ઉપરનો અંકુશ ઉઠાવી લેવામાં આવ્યો અને રજવાડાં પાસે જે કંઈ અનાજનો જથ્થો હતો, તેમાંથી કોઈ ને કોઈ વેચવા લાગ્યા. અનાજની દૃષ્ટિએ સૌરાષ્ટ્ર ખાધવાળો પ્રદેશ હોઈ પુરવઠો ન હોય તો પહોંચવાનું નવા પ્રધાનમંડળ માટે મુશ્કેલ બને; તેથી નવા પ્રધાનમંડળે વિચાર્યું કે કંઈક અનાજ ખરીદવું. જામનગરના એક અત્યંત નિષ્ઠાવાન ઑફિસર શ્રી સુરસિંહજીભાઈ જાડેજા અને શ્રી રતિભાઈ તન્નાને તે માટે પંજાબ મોકલવાનું નક્કી કર્યું. પણ રાજ્ય-વગરના આ પ્રધાનમંડળ પાસે ટિકિટને માટે પણ પૈસા નહોતા. અમે બધા મળ્યા અને વિચાર કર્યો કે વીસ કે પચીસ લાખ રૂપિયા માગી અને અનાજનો જથ્થો મેળવી લેવો. ફંડફાળા કરવાને ટેવાયેલા આ કાર્યકર્તા મંડળે કોઈ દિવસ પાંચપચીસ હજારની ટહેલ નાખી હશે; પણ પચીસ લાખ રૂપિયાની ટહેલ નાખવી અને તે પણ રાજ્યને ખાતે આપવા માટે, અને તે પણ રાજ્ય વગરના પ્રધાનમંડળને ભરોસે અને ઉધાર! આવી સ્થિતિમાં આટલી મોટી રકમ આપવાની કોની હિંમત ચાલે? સ્વ. શ્રી નાનજીભાઈ આ નવા રાજ્યની વહારે આવ્યા અને રકમ ધીરી.

બીજો પ્રસંગ હતો આવકવેરાને અંગે. સૌરાષ્ટ્ર રાજ્યનું એકમ થયું ત્યાર પહેલાં, કોઈ પણ રાજ્યમાં આવકવેરો નહોતો. સૌરાષ્ટ્રના વેપારીઓ રાજ્ય બહાર આવકવેરો ભરતા હતા અને તેમને તેના કડવામીઠા અનુભવો થયા હતા. દેશની પલટાતી પરિસ્થિતિનો વિચાર થોડા વેપારીઓ કરતા; બાકી તો આ કડવામીઠા અનુભવ પરથી અકળાતા હતા; અને નવા રાજ્યે આવકવેરાનો રસ્તો લીધો, તેથી સ્વાભાવિક રીતે કચવાયા. ઠરાવો થવા લાગ્યા; સભાઓ ભરાવા લાગી; વિરોધો પણ થવા લાગ્યા. રાજસ્થાનમાં આવકવેરો દાખલ કરવાનું નક્કી થયું અને ભારત સરકારની સહાયથી પ્રધાનમંડળે પાછળથી પડતું મૂક્યું. આથી થોડા ઉત્સાહમાં પણ આવ્યા.

રાજ્યનું દૃષ્ટિબિંદુ જુદું હતું. નજીકમાં જ આખા દેશનું આર્થિક એકીકરણ થવાનું હતું. રાજ્યની સ્પષ્ટ આવક કેન્દ્ર સરકાર લઈ લે તેટલું જ વળતર મળે તેમ હતું. એક વખત આર્થિક એકીકરણ થઈ જાય, પછી કેન્દ્ર આવકવેરો તો નાંખવાનું જ હતું. ફરક એટલો પડતો હતો કે આ નવું રાજ્ય આવકવેરાનો હિસ્સો જ માગી શકે, પૂરેપૂરું વળતર ન માગી શકે. આ દૃષ્ટિબિન્દુ વેપારી મિત્રોને સમજાવવા પ્રધાનમંડળે કોશિશ કરી પણ તે નિષ્ફળ ગયું.

સંકટ સમયે સૌરાષ્ટ્રના મહાજનના મુખીઓ તરફ જોતા. તેમાં મુખ્ય હતા સ્વ. શ્રી મોહનલાલ ગઢવાવાળા, શ્રી પ્રાણલાલભાઈ દેવકરણ નાનજી, ભાવનગરના ભોગીલાલ શેઠ અને આ બધામાં ધુરંધર જેવા સ્વ. શ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા. આ બધા જ્યારે પણ તેમને લાગે ત્યારે સામેથી રાજ્ય અને પ્રજા વચ્ચે પુલ બનવા તૈયાર રહેતા; અને નિમંત્રણ મળે તો, નિશ્ચિતપણે બન્નેને સમજાવવા આગળ આવતા. સૌરાષ્ટ્રની જનતાને એક કરોડનું વાર્ષિક વળતર મળશે એ આ બધા મિત્રો સમજ્યા અને રાજસ્થાનની દિશામાં નહીં જતાં, તેટલો બોજો ઉઠાવવા વેપારી મહાજનને તેઓ સમજાવી શક્યા.

આવો જ બીજો પ્રશ્ન હતો વેપારીઓને નિસ્બતકર્તા સેલ્સટૅક્સનો. ત્યારે પણ આ બધા મિત્રોની હૂંફ મળી. જનતાને આર્થિક બોજો ઉઠાવવા માટે સમજાવવાના અપ્રિય કાર્યમાં તેઓ સાથ આપતા. તેથી નવા પ્રજાશાસનને સારી રીતે બળ મળતું.

સ્વ. શ્રી નાનજીભાઈ આર્યસમાજની ઉજજ્વળ પ્રતિભાનું પ્રતીક હતા. આર્યસમાજે દેશને આત્મ-શ્રદ્ધા આપી છે. આ આત્મશ્રદ્ધાનો રણકાર સ્વ. શ્રી નાનજીભાઈના જીવનમાં જોવા મળતો. ગુજરાત–સૌરાષ્ટ્રની માતૃશક્તિને ઘડવામાં તેમનો અપૂર્વ ફાળો કદી પણ ભુલાય તેમ નથી.

સ્વ. શ્રી નાનજીભાઈની શ્રીમંતાઈની વચમાં વ્યક્તિગત જીવનની શુદ્ધિની ઊંડી છાપ સૌરાષ્ટ્ર ગુજરાતના હૃદય ઉપર લાંબો વખત સુધી નભી રહેશે. તેમનો દાનનો અસ્ખલિત પ્રવાહ અને તેમનો વ્યાપારી ક્ષેત્રમાં અપૂર્વ પુરુપાર્થ પણ લાંબો વખત સુધી યાદ રહેશે.

તેમના જવાથી દેશપરદેશમાં ભારતવર્ષને વેપારના અને સંસ્કારના ક્ષેત્રમાં ભારે મોટી ખોટ ખેડી છે.

## ☆ ☆ ☆ REMINISCENCES

By : Hon'ble Shri Apa Saheb Pant, High Commissioner for India, (LONDON,)

I well remember the first day when I met Shri Nanjibhai. He had come to Nairobi to take part in some meeting connected with one of the important educational institutions started by Indian residents in East Africa. The crowd was quite thick in the hall on that June afternoon and immediately I entered the room I knew that a very powerful personality was there in that room and everyone was centred around him. I was so pleasantly surprised to find a face radiant with kindness and eyes so full of affection and inner joy that I immediately went towards him and shook him warmly by hand, even before I knew who he was !

It was during the period when Indians in East Africa were trying to collect funds for a Gandhi Memorial that I came to know Nanjibhai more intimately. I had many occasions to discuss this matter of a suitable memorial to Mahatma Gandhi in East Africa with him. When the idea of establishing a College or a University in the name of Mahatma Gandhi was sponsored, Nanjibhai immediatey with his fore-vision accepted it as a most suitable memorial to him. There were many who opposed this idea of establishing an eductional institution in the name of Mahatma Gandhi as they thought it would mean incurring recurring expenditure and a great deal of trouble. But, Nanjibhai knew that it was only through such an Institution that Indian contribution can become a permanent factor of African life.

Nanjibhai could be said to operate on two different planes of existence always. The material, the mundane one where efficient and capable, diligent and dynamic, careful of the most minute detail he acted and inspired others to act. At a dinner party or in a public meeting, in a factory or farm, everything *had* to be in *absolute* perfect order. He would miss no detail, and he would see that everything is organised properly by volunteers, students, workers in the factory, and that there is no appearance of anything being slipshod or neglected around him.

At the same time, Nanjibhai was living on a plane of higher consciousness, as it were, in which his perpetual search for friendship, for understanding of life itself, of joy and harmony was so well evident. He created not only friends but comrades around him. Everyone knew that Nanjibhai was interested in him and the work that he was doing.

પૂ. ગાંધીજીની આગાખાન મહેલમાંથી મુક્ત થયા પછી
પોરબન્દરના બે મહાનુભાવ પુત્રોનો ગોષ્ઠિ–વિનિમય



શેઠશ્રીના પંચગની-નિવાસમાં શ્રી નાનજીભાઈ અને તેમના કુટુંબીજનોએ કરેલું બે મહિના સુધીનું સુદીર્ઘ આતિથ્ય · જુલાઈ ૧૯૪૪

મોંઘેરા અતિથિ તરીકે પૂજ્ય ગાંધીજી



શેઠશ્રી નાનજીભાઈના પંચગની-નિવાસ-સ્થાને તેમનાં કુટુંબીજનો સાથે
જુલાઈ : ૧૯૪૪

ભારતના ગૃહપ્રધાન અને ડેપ્યુટી પ્રાઈમ મિનિસ્ટર સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ સાથે
કીર્તિમંદિરનાં પ્રાંગણમાં શ્રી નાનજીભાઈની મધુર ગોષ્ઠિ



મહાત્મા-ગાંધી-કીર્તિમંદિર : પોરબન્દરના ઉદ્‌ઘાટન પ્રસંગે

શેઠશ્રી નાનજીભાઈ મહેતા સન્માનનીય ભારતપ્રમુખ શ્રી ડૉ. રાધાકૃષ્ણન સાથે
ગુરુકુલના સરસ્વતી મંદિરમાં



શ્રી નાનજીભાઈ · ડૉ. રાધાકૃષ્ણન · આચાર્ય શ્રી સહાણી · શ્રી ઘનશ્યામભાઈ ઓઝા



શેઠશ્રી નાનજીભાઈ મહેતા સંમાનનીય ભારતપ્રમુખ શ્રી ડૉ. ઝાકિરહુસેનસાહેબ સાથે
(ભારતમંદિરની સન્નિધિમાં)

માનનીય શ્રી મોરારજીભાઈ સાથે શેઠશ્રી નાનજીભાઈ ગુરુકુલ સન્નિધિમાં





શ્રી ધીરેન્દ્રભાઈ મહેતા · સુશ્રી સવિતાબહેન · શ્રી નાનજીભાઈ · શ્રી મોરારજીભાઈ



પોરબન્દરના કલાપ્રેમી નરેશ મહારાણા શ્રી નટવરસિંહજી-સાહેબ તથા અ. સૌ. મહારાણીજી શ્રી અનંતકુંવરબા સાથે શ્રી નાનજીભાઈ



શેઠશ્રી નાનજીભાઈ મહેતા મુંબઈ રાજ્યના રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશ સાથે ગોષ્ઠિમાં
(આર્યકન્યા ગુરુકુલમાં)

શેઠશ્રી નાનજીભાઈ મહેતા ભાવનગર-નરેશ શ્રી કૃષ્ણકુમારસિંહજી સાથે
પૂ. જૈન મુનિ શ્રી કલ્યાણમલ્લજીની સન્નિધિમાં





(ગુરુકુલ-સોનગઢના ઉત્સવ પ્રસંગે)

બે મહાનુભાવોની ગોષ્ઠિ





શ્રી નાનજીભાઈના એકયાસીમા જન્મસમારોહમાં શ્રી કાકાસાહેબ



શેઠશ્રી નાનજીભાઈ મહેતા અને એડમિરલ નંદાજી ગુરુકુલ-ઉત્સવ-પ્રસંગે
ગુરુકુલનાં અધિષ્ઠાત્રી સવિતાબહેન સાથે

There were few pioneers in East Africa who could not have been daunted by the circumstances. Nanjibhai faced them and *changed* them. He related to me the story of how he travelled from India for nearly six months on a rudder-less, mastless ship drifting in the Indian Ocean towards Madagascar and how during those months he cooked his own food, collected water from rain in the Equitorial areas and felt quite happy. He also told me that when he reached Mombasa, he took a job of work which got him a hundred rupees per year! Just imagine in the beginning of this century, a hundred rupees per year, though not a luxury, were sufficient to keep body and soul together. Today, that money can be spent on one meal by a few friends in Bombay or even in Calcutta! Starting from almost nothing, except for the daring and the vision he had, Nanjibhai pioneered, blazed a glorious trail in Africa. He not only created from the soil, the air, and the water of Africa, wealth but helped to *change* and to transform at least a part of tribal and traditional society which he found there and also the Indian one ridden with castes and communal conflicts into a more modern, into a more systematised and a more scientific one. I think his achievement in establishing one of the largest sugar factories in the world in Uganda, was no mean one. Nobody had done sugar plantation in East Africa before, depending only on rains. Nanjibhai did not stop only with sugar; he planted cotton, coffee and tea. To see the areas of industrial development and agricultural productivity that he created in Africa is, indeed, even today a most remarkable spectacle. It was people of the spirit of Nanjibhai who built the first contact in modern times between India and Africa. It remains to be seen whether this pioneering zeal, this courage and the understanding of future events would be really a legacy for the present generation of Indians who are now left to work in East Africa. In many ways, I think, it would be so. I think, the spirit of Nanjibhai, his daring, adventure, courage in changing circumstances around himself cannot but inspire who live in Africa today. Nanji Kalidas Mehta's name would be remembered in Africa as long as sugar is eaten and as long as people dare to change the society around them. I salute the memory of Nanjibhai as not only that of a great industrialist or commercial or agricultural pioneer, but as a person who dared to transform society and contribute an important aspect of culture, and an Indian way of life and of Indian traditions to that Continent of "DAWN".

## ☆ ☆ ☆ પુરુષાર્થની પ્રતિભા

**લેખક: શ્રીમતી પ્રેમલીલા બહેન ઠાકરસી**

શ્રી નાનજીભાઈ પુરુષાર્થી હતા. બાળપણમાં જ એમણે પોતાની આત્મશ્રદ્ધા પર વિશ્વાસ રાખી નાનકડા વહાણમાં દરિયો ખેડવાનું સાહસ કર્યું. અનેક સંકટો સહન કર્યાં. પણ પોતાના ધ્યેયને વળગી રહ્યા. કરોડો રૂપિયા કમાયા ને કરોડો દાનમાં આપ્યા. પેલી કબીરની સાખી—

પાની બાઢે નાવમેં ઘરમેં બાઢે દામ,<br>
દોનું હાથ ઉલેચિયેં યહી સજ્જનકા કામ.

એમણે જીવનમાં ઉતારી હતી. શ્રી નાનજીભાઈ ગુજરાત માટે પુરુષાર્થનો આદર્શ મૂકતા ગયા છે. શૂન્યમાંથી એમણે સૃષ્ટિ સરજાવી. પુસ્તકિયું શિક્ષણ જ જીવનને મહાન બનાવતું નથી. અનુભવની શાળામાં ઘડાયેલા નાનજીભાઈએ જીવન ઉજાળ્યું અને એ પ્રકાશમાં અનેકને તાર્યા.

શ્રી નાનજીભાઈ સાથે મારો વર્ષોનો સંબંધ હતો. એમના આખા કુટુંબને નિકટથી જોવાનું, જાણવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમના આખા કુટુંબમાં આર્યસંસ્કૃતિની ઉદાત્તતા દેખાઈ આવે છે. એમણે પોતે પ્રચલિત અર્થમાં શિક્ષણ પ્રાપ્ત નહોતું કર્યું, પણ અન્યને શિક્ષણ આપવા એમણે અનેક શિક્ષણ સંસ્થાઓને જન્મ આપ્યો છે. થોડાં વરસો પહેલાં હું પોરબંદર ગઈ હતી ત્યારે એમણે ત્યાંની પોતાની સંસ્થાઓ અતિ-પ્રેમથી બતાવી હતી અને એની ખૂબીઓ સમજાવી હતી. સંસ્થાઓ પ્રત્યે એમને અસીમ મમતા હતી. એ સૌમાં વ્યક્તિગત રસ લેતા હતા. વિદ્યાર્થિનીઓને એ "માતા" કહેતા. આ માતાઓને યોગ્ય શિક્ષણ આપવા એમણે લખલૂટ ખર્ચ કર્યો. એમની સંસ્કારી કન્યાએ એમાં સાથ આપ્યો.

અરેબિયન નાઈટ્‌સની અદ્‌ભુત કથા જેવું એમનું જીવનચરિત્ર છે. મેં એમની જીવનકથા અત્યંત રસથી વાંચી છે. ઘણાં ઓછાં પુસ્તકોએ મને આવો આનંદ આપ્યો હશે. સીધાંસાદાં વાક્યોમાં શ્રી નાનજીભાઈએ રજૂ કરેલી પોતાનાં સાહસ ને પુરુષાર્થની આ કથા કોઈનુંયે મન આકર્ષી લે એવી છે.

પૂજ્ય ગાંધીજી પ્રત્યે એમને ખૂબ માન હતું. ઈ. સ. ૧૯૪૫માં બાપુ મારા મહેમાન તરીકે મહાબળે-શ્વર રહ્યા હતા, ત્યાંથી એ એમના મહેમાન તરીકે પંચગની જવાના હતા. એમણે એક અઠવાડિયા પહેલાં એમનાં મંત્રિણીને બાપુની જરૂરિયાતોનો અભ્યાસ કરવા મહાબળેશ્વર મોકલ્યાં હતાં; જેથી પંચગનીમાં એઓ બાપુની યોગ્ય પરોણાગત કરી શકે. આવી ઝીણવટ ઘણા ઓછામાં જોવા મળે છે. પોરબંદરનું કીર્તિ-મંદિર એમની બાપુભક્તિનું પ્રતીક છે.

અનેક ઉદ્યોગો એમણે સ્થાપ્યા છે; સફળતાપૂર્વક ચલાવ્યા છે ને એમને ઉન્નતિના શિખરે લઈ ગયા છે. આફ્રિકામાં અને ભારતમાં મહાન ઉદ્યોગપતિ તરીકે તો એઓ જાણીતા છે જ; પણ ગુજરાત એમને યાદ રાખશે એમના સાહસ માટે, એમની અખૂટ આત્મશ્રદ્ધા માટે અને એમના માનવતાભર્યા સાદા સંસ્કારી જીવન માટે. ઘણા ઓછા માણસોએ એમના જેટલું વિપુલ દાન કર્યું હશે—સન્માર્ગે અને બદલાની આશા વિના. એમનું જીવન એક મહાન યજ્ઞ જેવું હતું, એટલે જ કાકાસાહેબે એમને 'ધર્મરત્ન' કહ્યા.

ગુજરાતની ભાવિ પેઢી માટે એમનું જીવન સદાયે પ્રેરણાનો અખંડ સ્રોત બની રહેશે.

## ☆ ☆ ☆ દેદીપ્યમાન સૂર્ય

**લેખક: શ્રીમતી જયાવતી બહેન પ્રાણલાલ દેવકરણ**

શ્રી નાનજીભાઈની કીર્તિગાથા ઘણાં વર્ષો પહેલાં સાંભળેલી. પણ એમનો પ્રત્યક્ષ પરિચય થયો ૧૯૩૮ની સાલમાં, પોરબંદર જતી વખતે ટ્રેનમાં. વર્ષો વીતી ગયાં તે વાતને; પણ કેટલાક પ્રસંગો ચિરસ્મરણીય હોય છે એમ આ પણ બની રહ્યો.

અમીભરેલ ચક્ષુ, મૂર્તિમંત સાદાઈ, સરળ સ્વભાવ, સ્વાભાવિક નિખાલસતા, નમ્ર છતાં ગૌરવભરી મુખમુદ્રા. સતત ઉદ્યોગી રહી, આપણી પુરાતન સંસ્કારભાવના પુનર્જીવિત બનાવીને, તેમણે વાસ્તવમાં સમાજ દ્વારા દેશસેવા જ કરી છે. વિદ્યાદાન, અન્નદાન અને મંદિરોમાં અને તીર્થસ્થાનોમાં યાત્રાળુઓને સુગમતા થાય તે માટે તેમની સખાવત ત્રણ કરોડ રૂપિયા ઉપર પહોંચી છે. ધર્મવીર, દાનવીર, કીર્તિવીર અને શૂરવીર—એવું તેમનું જીવનચરિત્ર—'મારી અનુભવયાત્રા'—પ્રેરણારૂપ બને તેવું છે.

પોરબંદરમાં મહાત્મા ગાંધીજીના જન્મસ્થાને કીર્તિમંદિર બંધાવ્યું. આર્ય કન્યા ગુરુકુળ મહિલા મહા-વિદ્યાલય વગેરે સંસ્થાઓ સ્થાપી, હૃદયમાં રહેલ દેશભક્તિને કાર્યથી મૂર્તિમંત કરી. દાનમાં કર્ણ, સંસ્કારમાં ભરત, ઉદ્યોગોમાં ભગીરથ સમા તેઓ હતા. સ્ત્રીઉદ્ધારમાં કેળવણી દ્વારા ફાળો વિશેષ. બાળાઓ હિંમતવાન, સ્વાશ્રયી, કાર્યદક્ષ અને તેજસ્વિની બની સમાજવિરોધી તત્ત્વોનો સામનો કરી શકે તેવું જીવનઘડતર આ સંસ્થાઓ વડે થઈ શક્યું.

આફ્રિકા જેવા અંધારખંડનું બિરુદ પામેલ દેશમાં જઈ, સાહસથી આગળ વધી, અનેક જિનરીઓ અને સુગર ફેક્ટરીઓ સ્થાપી. વિશાળ જનસમુદાયને રોજી આપી અને હિંમતથી કુશળતાપૂર્વક તેમનું સંચાલન કર્યું. 'જનની જણ તો ભક્ત જણ, કાં દાતા, કાં શૂર'—એ લોકોક્તિ યાદ કરી તેમનાં જન્મદાત્રીને-માતાને નમસ્કાર કરીએ. દેશ જ્યારે અંગ્રેજોના હાથમાં હતો, ત્યારે આપણી ભારતીય સંસ્કૃતિને પુનર્જીવન આપવાનો ઝંડો ઉઠાવવો એ ઘણું કપરું અને દક્ષતા માગી લે તેવું કામ હતું.

તેમના અદ્‌ભુત જીવનચરિત્રના સંક્ષિપ્ત રૂપને કુમાર અને કુમારિકાઓ માટે તૈયાર કરાતાં પાઠ્ય-પુસ્તકોમાં જરૂર સ્થાન મળવું જોઈએ. આપણા ગુજરાતીઓમાં લગ્નપ્રસંગનું ગીત છે.—

કિયો ભાઈ મારે કુળમાં સૂરજ ઊગિયો,<br>
કિયો ભાઈ મારે ચંદરમાનાં તેજ...વારી જાઉં વીરા...

શ્રી નાનજીભાઈ મા ભારતીના કુળના સૂરજ અને કદીયે ન આથમે તેવા દેશના દેદીપ્યમાન સૂરજ હતા.

## ☆ ☆ ☆ યુગાન્ડાના નૂતન જીવનના સર્જક

લેખક: **માનનીય શ્રી એ. બી. પટેલ**

એક સમયે ભારતની સંસ્કૃતિ સર્વોચ્ચપદે હતી. વૈદિક કાળ એ આખા જગત માટે આધ્યાત્મિક પ્રભાત હતું અને તે પ્રભાતના પ્રકાશે ભારતના જીવનના એકેએક અંગને અજવાળું આપ્યું હતું અને ભારતની પ્રજાએ જીવનના એકેએક ક્ષેત્રમાં સર્જનાત્મક શક્તિ પ્રગટ કરી હતી. દરેક ચઢતીમાં પડતીનાં બીજ છુપાયેલાં રહ્યાં હોય છે. ભારતે પડતી જોઈ. પરદેશી હુમલાઓ અને પરતંત્રતાનો અનુભવ કર્યો. ગઈ સદીમાં ભગવાનની કૃપાથી ઘણા મહાન આત્માઓએ ભારતમાં જન્મ લીધો અને સુષુપ્ત ભારતને, સડામાં સંડોવાયેલા ભારતને ઢંઢોળ્યું અને તેને જાગ્રત કરવાનાં પરિબળો કાર્યશીલ બન્યાં. જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ફરીથી આ નિર્બળ અને નીચે પડેલા દેશે સર્જનાત્મક રીતે કાર્ય કરવાનું શરૂ કર્યું. આ સર્જનાત્મક શક્તિ વેપાર અને ઉદ્યોગોનાં સાહસોમાં પણ કાર્ય કરતી બની; અને તેથી કેટલીક વ્યક્તિઓનાં જીવનમાં પ્રગતિની અભિ-લાષાઓ, સમાજસેવા અને દાન કરવાની વૃત્તિ, તેમ જ સમાજના ઉત્કર્ષ માટે કેળવણીની સંસ્થાઓ અને સુસંસ્કારની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની ધગશ આદિ પ્રબળ રીતે જાગ્રત થયાં. ભારતના જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં સર્જનાત્મક અને રચનાત્મક શક્તિ વ્યક્તિઓ દ્વારા કામ કરતી થઈ. સ્વ. નાનજીભાઈના જીવનનું સાચું રહસ્ય સમજવા આ ઐતિહાસિક ઘટના ધ્યાનમાં રાખવી જોઈએ. તેઓ વેપાર, ઉદ્યોગ, સાહસ, દાન-વૃત્તિ, કેળવણી અને સંસ્કારની સંસ્થાઓમાં રસ લેતા થયા અને સમાજની પ્રગતિ માટેની ધગશને લઈને સર્જનાત્મક શક્તિના હથિયારરૂપ બન્યા.

જીવનના કોઈ પણ એક અથવા એકથી વધારે ક્ષેત્રોમાં જે વ્યક્તિઓએ અસાધારણ સફળતા પ્રાપ્ત કરી હોય છે તેવાઓના જીવનમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું હોય છે જ. સફળ થયેલી વ્યક્તિ નસીબ-દાર હતી અથવા અકસ્માતથી તેમ બન્યું છે એમ માનીને કે કહીને સમાજનો મોટો વર્ગ સંતોષ માને છે. તેવો વર્ગ વિચારવા કે તપાસવા તૈયાર નથી કે અસાધારણ સફળતા વ્યક્તિના જીવનમાં જરૂરી તપશ્ચર્યા, ખંત, ધીરજ, ઉત્સાહ અને અમુક પ્રકારના ચારિત્ર્યના ગુણોને આભારી હોય છે. કોઈ વ્યક્તિ સંપૂર્ણ તો હોતી જ નથી. દરેક વ્યક્તિઓમાં કંઈક ત્રુટીઓ કે ખામીઓ હોય છે જ. પણ સફળ થયેલી વ્યક્તિઓમાં ગુણોનું પ્રાધાન્ય અવગુણો કરતાં અનેકગણું વધારે હોય છે તે બારીકાઈથી જોતાં જરૂર જણાય. સ્વ. નાનજીભાઈની સફળતા તેમના અનેક પ્રકારના ગુણોને આભારી હતી. જો તેમના જીવનમાંથી બોધ લેવો હોય તો તે જાણવું જરૂરી ગણાય.

સાધારણ રીતે સોળ વર્ષની ઉંમર થતાં પહેલાં, અપવાદરૂપે જ; જવાબદારીનું ભાન, સાહસિકવૃત્તિ અને જીવનનું ધ્યેય નક્કી કરવાની શક્તિ એ ત્રણે સાથે વિકસે છે. સ્વ. નાનજીભાઈમાં તદ્દન ૧૨ વર્ષની ઉંમરથી જીવનમાં પ્રગતિ કરવાનાં ધગશ અને ઉત્સાહ વિકસ્યાં અને પ્રગતિ સાધવા માટે જોખમ અને અગવડોની પરવા કર્યા વગર સાહસ કરવાની વૃત્તિ જાગ્રત થઈ. એ જાતના ગુણ બહુ જ થોડાઓને એવી નાની ઉંમરે હોય છે.

આ સદીની શરૂઆતમાં પૂર્વ આફ્રિકામાં વસવાટ કરી, તે પ્રદેશની ખિલવણીમાં હિંદીઓએ જે ફાળો આપ્યો છે, તેને યોગ્ય રીતે સમજવા માટે તે સમયના જગતમાં પ્રવર્તતાં વિચારસરણી, દૃષ્ટિબિંદુઓ અને પરિસ્થિતિનો અભ્યાસ હોવો જોઈએ કે તેની સાચી સમજણ હોવી જોઈએ. ઈ. સ. ૧૮૮૫માં યુરોપિયન સત્તાઓએ પૂર્વ આફ્રિકાના પ્રદેશોનો કબજો લઈ, રાજસત્તા સ્થાપી. તે સમયે દરિયાના કિનારા ઉપરના દસ માઈલના વિસ્તારને બાદ કરીએ (કે જ્યાં પોર્ટુગીઝ અને આરબો લગભગ ચારસો વર્ષથી સર્વોપરીપણું મેળવવા લડી રહ્યા હતા) તો કુદરતની કોઈ અકળ ગતિને લીધે પૂર્વ આફ્રિકા (કે જે હાલના ભારતના ક્ષેત્રફળ કરતાં ૫૦ ટકાથી વધારે છે.)ના અંદરના ભાગના પ્રદેશમાં કોઈ દિવસ ઈંટ કે પથ્થરનું મકાન બંધાયું નહોતું; ભાર વહેવા ગાડાનાં પૈડાનો ઉપયોગ કે પાણી ખેંચવા રેંટનો ઉપયોગ થયો ન હતો; લેખિત ભાષા, નિશાળો, રસ્તા વગેરે ન હતાં; વસ્તીનો મોટો ભાગ (સ્ત્રી અને પુરુષ) કપડાં પહેરતો ન હતો. આ સદીની શરૂઆતમાં અને બીજા દશકામાં પણ યુગાન્ડા વસવા ગયેલા હિંદીઓએ જોખમ વેઠ્યું હતું અને ત્યાંનાં હવાપાણી, ખોરાક, પીવાનું પાણી વગેરેની મુશ્કેલીઓ વેઠી, મૃત્યુ સાથે સાઠમારી કરી, તે પ્રદેશની ખિલવણીમાં મોટો હિસ્સો આપ્યો હતો. તે ખિલવણીના સંયોગોનો અત્યારની પેઢીને (પૂર્વ આફ્રિકામાં કે હિંદમાં) સાચો ખ્યાલ આવી શકે તેમ નથી; કારણ કે અત્યારની વિચારસરણી અને ખાસ કરીને સિદ્ધાંતોની શબ્દજાળ ગૂંથનાર ભાષાથી તે સમજાય કે કલ્પાય તેમ નથી. સ્વ. નાનજીભાઈએ યુગાન્ડા પ્રદેશની ખિલવણીમાં જે આગળ પડતો ભાગ ભજવ્યો છે તેની સાચી કદર હાલના વાતાવરણમાં થઈ શકે તેમ નથી. જો નાનજીભાઈ મૂળથી યુગાન્ડાના વતની હોત અને તેમણે તે પ્રદેશની ખિલવણીમાં જે હિસ્સો આપ્યો છે તે આપ્યો હોત તો તેમને યુગાન્ડાની આર્થિક ખિલવણી કરનાર મહાન વ્યક્તિ તરીકે ગણવામાં આવત. પૂર્વ આફ્રિકા અને ખાસ કરીને યુગાન્ડાની શરૂઆતની આર્થિક ખિલવણીમાં જેઓએ આગેવાનીભર્યો હિસ્સો આપ્યો છે, તેમાં નાનજીભાઈનું નામ આંગળીને વેઢે ગણી શકાય તેવા અગ્રગણ્યોમાં જરૂર મુકાવું જોઈએ. તેમણે જે સંપત્તિ પેદા કરી છે તે તેમનાં ખંત, ઉત્સાહ, મિલનસાર પ્રકૃતિ અને સમય તેમ જ સ્થળને નજરમાં રાખી સાહસ ખેડવાના સ્વભાવનું પરિણામ હતું.

સ્વ. નાનજીભાઈએ ધન મેળવ્યું હતું તે વેપાર અને ઉદ્યોગમાં સાહસ અને નવું નવું સર્જન કરીને. પણ તેમણે ધન સંપાદન કરીને જ સંતોષ માન્યો ન હતો. તેમણે તે ધનમાંથી સંસ્કારની પ્રવૃત્તિઓ અને કેળવણીના પ્રસાર માટે સારાં દાન આપ્યાં છે. છેલ્લા ત્રણેક દશકાથી જગત ઝડપથી બદલાઈ રહ્યું છે; અને નવા આદર્શો, નવા વિચારો અને નવી માન્યતાઓ માનવજીવનમાં ઊતરી આવી જીવન ઊર્ધ્વગામી બનાવે તેની જરૂરિયાત ચારેય દિશામાંથી સ્વીકારાય છે. સૈકાઓ પછી સમાજવ્યવસ્થા અને તેના સિદ્ધાંતો કેવા હશે તે આધ્યાત્મિક દૃષ્ટિએ જોઈ શકનારાઓ કહે છે કે બસો કે ત્રણ સો વર્ષ બાદ, સમાજની આર્થિક વ્યવસ્થા એવી રચાશે કે કોઈ વ્યક્તિ એમ કહેશે કે અમુક મિલકત મારી અંગત છે, તો તે હાસ્યાસ્પદ ગણાશે! આવતા ભાવિના પડઘારૂપ, અત્યારે તે દિશામાં જુદા જુદા સિદ્ધાંતો પ્રયોગરૂપે સમાજ સમક્ષ રજૂ થતા રહે છે. તેમાંનો એક સિદ્ધાંત એ છે કે ધનાઢ્ય માણસો પોતાના ધનની વ્યવસ્થા સમાજના લાભાર્થે ટ્રસ્ટી તરીકે કરે. માનવચેતના હજુ આવા સિદ્ધાંતને સ્વતઃ અમલી બનાવી શકે તેટલી વિકાસ પામી નથી; એટલે અત્યારે જેમની પાસે લક્ષ્મી હોય તેમણે સમાજના ઉપયોગ અને લાભાર્થે દાનવૃત્તિ અપનાવવી જોઈએ. આ વસ્તુ બુદ્ધિ સ્વીકારે છે; છતાં બધા ધનાઢ્યો તેમ કરી શકતા નથી! સ્વ. નાનજીભાઈએ આ દિશામાં ધનાઢ્યો માટે

સુંદર અને પ્રેરણાત્મક દાખલો બેસાડયો છે. તેમણે કેળવણીની ઘણી સંસ્થાઓને દાન આપ્યું છે અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને નાણાંનો ટેકો આપી પ્રોત્સાહન આપ્યું છે.

૧૯૪૮માં, પૂર્વ આફ્રિકામાં નૈરોબી ખાતે ગાંધી મેમોરિયલ ઍકેડેમી ઊભી કરવાનું વિચારાયું અને ગાંધી મેમોરિયલ કમિટી નીમવામાં આવી. તેના પ્રમુખ તરીકે મારી વરણી કરવામાં આવી. આ યોજના અમલી બનાવવા માટે નાનજીભાઈએ ઉત્સાહપૂર્વક સમિતિને સાથ આપ્યો. ઓછામાં ઓછા ૬૦ લાખ શિલિંગ ભેગા કરવાનું તેનું ધ્યેય હતું. જગતમાં 'ડાહ્યા' ગણાતા માણસોએ એમ કહ્યું કે બે લાખ શિલિંગ ભેગા થશે, તો સમિતિ નસીબદાર ગણાશે, ત્યારે નાનજીભાઈનો ટેકો અને પ્રોત્સાહન ન હોત તો ગાંધી મેમોરિયલ ઍકેડેમીનું કામ પડતું મુકાત. તેમને પોતાને સહુથી મોટી રકમ આપવી પડશે એમ નાનજીભાઈ જાણતા હતા, છતાં સમિતિને સલાહ આપતા રહ્યા અને જણાવ્યું કે સમિતિએ ભારતથી ડૉ. રમણલાલ યાજ્ઞિકને બોલાવી, તેમને મંત્રી નીમી કામ આગળ ચલાવવું. ડૉ. યાજ્ઞિકને આમંત્રણ આપવાનું કામ તેમણે જ કર્યું અને ૧૯૫૨માં તેમણે ત્રણ લાખ શિલિંગનું દાન જાહેર કરી સમિતિના કામને વેગ આપ્યો. જ્યારે ડૉ. યાજ્ઞિક અને હું લુગાઝી ગયા અને નાનજીભાઈએ ચાપાણીનો સમારંભ ગોઠવ્યો, તેમાં કંપાલા અને જીંજાના કેટલાક હિંદી આગેવાનો પણ હાજર હતા, ત્યારે સમારંભ વખતે જ નાનજીભાઈને સહેજ વિનંતિ કરવામાં આવી કે તરત જ તેમણે ત્રણ લાખને બદલે ચાર લાખ શિલિંગ આપવાનું જાહેર કર્યું. તેની જાદુઈ અસર થઈ અને ફાળાનું કામ ઝડપથી આગળ ચાલ્યું. અંતે આ ફાળો ૮૦ લાખ શિલિંગ ઉપર પહોંચ્યો. નાનજીભાઈના અગ્રિમ કક્ષાના સાથ સિવાય આ ભંડોળ થઈ શકત જ નહિ.

વર્ષો પહેલાં હું લુગાઝી ગયો હતો અને નાનજીભાઈને બંગલે બીજાં મહેમાનો સાથે અમે બધા બપોરનું ભોજન લેતા હતા. અરધો કોળિયો મોંમાં હતો ત્યાં જ નાનજીભાઈ ઊભા થઈ, ઝડપથી સુગર ફૅક્ટરી ઉપર પહોંચી જઈ, ફરી પાછા આવ્યા ત્યારે અમે જાણ્યું કે ફૅક્ટરીના કોઈ મશીનનો અવાજ સહેજ બદલાયો, તેથી શું બગડયું છે તે જોવા તેઓ દોડી ગયા હતા! આ બનાવ તેમના જીવનના એક અગત્યના રહસ્ય ઉપર અજવાળું પાડે છે. નિર્જીવ મશીન તરફ પણ હૃદયમાં પ્રેમભાવના જાગ્રત ન થઈ હોય, તો તેના અવાજને પિછાનવાની શક્તિ આવે નહિ. મશીનનો પૂર્ણ અભ્યાસ હોય તો જ આમ બને. આજે જગતમાં સાધારણ રીતે માનવ, મશીન, જમીન, વૃક્ષો, પ્રાણીઓ, ધાતુઓ–સમસ્ત પ્રકૃતિની શોષણ કરવાની વૃત્તિ હોય છે. સ્વાર્થ જ સાધવાની આવી વૃત્તિ પ્રચલિત હોય, તે વખતે કોઈ વ્યક્તિ જમીન તરફ, ઢોર તરફ કે મશીન તરફ પ્રેમભાવથી જુએ (ખાલી શોષણ વૃત્તિથી નહિ) તેવો અનુભવ મને તે દિવસે થયો. આજે મને એમ લાગે છે કે કુદરતનું શોષણ નહિ પણ કુદરત સાથે સહકાર એ માનવ-પ્રગતિ માટે જરૂરી છે. નાનજીભાઈના જીવનમાં કુદરત સાથે સહકારની અગત્યની ભાવના વણાયેલી હતી.

તેમના તરફથી અંગત પ્રેમ પણ મેં ખૂબ અનુભવ્યો છે. ૧૯૫૦ના સપ્ટેમ્બર માસમાં સ્વ. મેઘજીભાઈ પેથરાજ શાહ અને હું ભારત આવ્યા હતા. ગાંધી સ્મારક નિધિ પાસેથી નૈરોબી ગાંધી મેમોરિયલ ઍકેડેમી માટે નાણાં મેળવવા. અંતે ગાંધી સ્મારક નિધિએ રૂ. ૧૫ લાખ નૈરોબી સમિતિને આપ્યા હતા. ભારતના તે વર્ષના પ્રવાસ દરમિયાન મેઘજીભાઈ અને હું પોરબંદર નાનજીભાઈને મળવા ગયા હતા. તે વખતે તેમણે અમારા બન્ને તરફ જે પ્રેમભાવના બતાવી હતી, તેનું મીઠું સ્મરણ ભુલાય એવું નથી. મહેમાનોની ભાવભીની આગતાસ્વાગતા કરવામાં તેઓ આનંદ લેતા. માનવ તરફ પ્રેમભાવના, બાળકો તરફ પ્રેમભાવના એ તેમના જીવનનું અગત્યનું અંગ હતું.

ભારતના પુનરુત્થાનના સમયે, ગઈ સદીમાં જે મહાન આત્માઓ જન્મ્યા હતા, તેમાં સ્વામી દયાનંદ સરસ્વતીનું બહુ જ ઊંચું સ્થાન છે. તેમણે ભારતના આત્માને જાગ્રત કરી પ્રગતિને પંથે મૂકવા ભગીરથ પ્રયાસ કર્યો હતો. ભારત પોતાનો આધ્યાત્મિક વારસો સમજે અને અપનાવે તે માટે તેમની તપશ્ચર્યા હતી. આ સુષુપ્ત દેશને જાગ્રત કરવાના પ્રયાસમાં તેમનો ઘણો જ મોટો ફાળો છે. સ્વ. નાનજીભાઈને શાળાની

કેળવણી લેવાનો બહુ લાભ મળ્યો ન હતો; છતાં સ્વામી દયાનંદનો સંદેશ તેમણે ઝીલ્યો હતો અને તેથી આર્યસમાજનું કાર્ય આગળ ધપે તેવી દિલની પ્રબળ ધગશ હતી તે તેમના જીવનમાં જોઈ શકાય છે. વધારે કેળવણી લેવાનો પ્રસંગ તેમને બાલ્યાવસ્થામાં પ્રાપ્ત થયો ન હતો, છતાં તેમના વિચારો, જીવનના પ્રશ્નોની સમજ અને તેમનો ઉકેલ કરવાની તેમની શક્તિ ધ્યાન ખેંચે તેવાં હતાં; અને તે જ તેમની સફળતાનું મુખ્ય અંગ હતું.

બીજા દેશોનું અનુકરણ નહિ, પરદેશી વાદોનું અનુકરણ નહિ, પણ ભારતનો આત્મા જાગ્રત રહે અને જીવનના દરેક ક્ષેત્રમાં સર્જનાત્મક શક્તિવાળી વ્યક્તિઓ કાર્યશીલ બને તો જ ભારતનું ભાવિ ઉજ્જવળ બનાવી શકે અને નવા ભારતનું સર્જન થઈ શકે. તે ધ્યેયના એક ભાગ તરીકે દેશની આર્થિક ખિલવણી માટે અને વેપાર-ઉદ્યોગને વિકસાવવા અર્થે નાનજીભાઈ જેવી સર્જનાત્મક શક્તિવાળી અનેક વ્યક્તિઓની જરૂર છે અને તેમની જેમ નાણાં કમાઈ સમાજના લાભાર્થે દાન કરવાની શક્તિવાળી વ્યક્તિઓની જરૂર છે; એ વાત આગેવાનો અને સમાજ સમજે તો બધાના લાભમાં છે.

## ☆☆☆ AN UNFORGETTABLE FRIEND

By: Shree J. TABUCHI, Kobe (JAPAN)

It was just 47 years ago that I first met Mr. Nanji Kalidas Mehta, in December of 1922, when my colleague Mr. E. Kitamura and I opened the Jinja agency of Toyo Menka Kaisha, Ltd., in order to start direct purchasing of Uganda cotton. Both Mr. Mehta and I were then in the prime of life, being about 35 years and 29 years old, respectively.

We found him to be a man of rare personality, being very trustworthy, industrious and fraternal. He devoted himself as the exclusive broker for Toyo Menka Kaisha and enabled us to operate successfully the cotton buying office with full confidence and reliance on his valuable service. Coincidently, the cotton season of 1922-23 witnessed a good crop, yet gradually advancing market and consequently, the first year of the mutual collaboration fruited an unexpectedly favourable achievement.

I was stationed in Jinja for cotton seasons, the last three years of which were spent together with my family. This made the mutual friendship beyond the mere business ties, and my family, too, was indebted in various ways to the sincerity and kindness of Nanjibhai and his family.

Farsighted as he was, he later invested some of his earning from cotton business into a sugar factory in Lugazi. This proved to have been so wisely aimed that even today it is prosperously operated by his younger son Mahendrabhai.

Among our co-active episodes, it is recalled that while on a joint round trip of cotton inspection along ginneries in Lango and Teso districts, he and I called out scores of natives from sparsely populated hamlets to have our stranded car hauled. On an occasion of arriving at midnight at an isolated mill, we had to put up cots in its office to have brief sleep. All such trying co-experiences, not to speak of pleasant ones, are now precious nostalgic memories.

Lugazi being situated between Jinja and Kampala, he and I frequented there together for inspection. There I remember being introduced to Mr. & Mrs. Peddar, an English couple who came from Jamaica to construct his mill,

and to the tall French brewing engineer, or watching the native dance Ngoma, or being invited to teas with Indian parties and to Indian dinners, and so forth.

Nanjibjai had great ambitions from his boyhood days, as I understand, and he at first crossed the ocean to Madagascar, later moving to Uganda where he attained the great success in business. After such a glorious life in the new world, he finally returned to his motherland with a view to retiring into a quiet life at his native place Porbandar — after passing the spinning, cement-manufacturing and other enterprises he had established there, over to his second son Dhirendra. I am told, he devoted the last part of his life to the educational, religious and welfare activities. What an envious as well as admirable career my endeared bosom-friend accomplished, which, I am sure, is highly inspiring and encouraging to his compatriots.

Nanjibhai was, needless to say, a true and ardent friend of the Japanese. He visited Japan twice before the war for business as well as sightseeing. The second visit was just before the outbreak of the Pacific War, as I remember, when I invited his party, including Mrs. Mehta and a young relative, to a dinner at "Fucharyo" (a vegetarian restaurant) in Kobe. The group photograph then taken is still treasured in my home.

I should like to be allowed to add the following miraculous coincidence of late. My third son Eizo, born in Jinja in 1926 and now with Japan Plate Glass Company, (i.e. Nippon Sheet Glass Company Ltd.) was on a new Tokaido bullet-train for Tokyo in June, 1969, when he happened to meet in a buffet young Indian gentleman by the name of Khatau. He said he was on a round-the-world tour with his wife. Being entirely strangers, they made self-introduction to each other, and casually chatted about Jinja, Kitale. When I heard from my son a few days later that Mr. Khatau had mentioned about Nanjibhai, I doubted my ears, for that was the very person I had been thinking of, as I had not heard from him for unusually long while and even my inquiry with the Indian Association of Kobe had failed to clarify. Therefore, I immediately wrote to Mr. Khatau of Bombay asking about Nanjibhai. Then he replied to the effect that Nanjibhai had been rather ailing in health for the past two years or so but enjoying the granted life quietly at Probandar. To my letter then written to Nanjibhai, I received a reply at the beginning of September, not from him but from his son Dhirendra, informing that his father was greatly delighted with my letter and asked him to thank me cordially, but in a few days thereafter, his fahter's condition suddenly declined and, alas, passed away on the 25th August. I was struck with a profound sorrow and a severe emotional blow, mixed, at the same time, with an amazement of being informed that Mr. Khatau is Dhirendra's sister's husband or Nanjibhai's son-in-law. Such a fortuitous meeting on a train between his son-in-law and my son seems to me too mystic to be called away as a mere coincidence. I would like to take it that the two younger souls were guided to the train-buffet to exchange inspirational messages of their elder souls by the invisible hand of Almighty God.

## ☆ ☆ ☆ HE LEFT HIS MARK ON UGANDA

By; Shri B. K. Kauma, Secretary General, Bombo, (Uganda)

I had the privilege to know personally the late Mr. Nanji Kalidas Mehta and also learnt from himself about his early pioneering difficulties, hard-work and bicycle safaries through dense forests when there were no roads. By his untiring efforts and perseverance he succeeded in establishing numerous industries in Uganda, e.g. Cotton Ginneries and Oil Mill, Sugar and Tea Factories, Engineering Works etc.,

Mr. Nanji was a little different from those who became prosperous in Uganda in that he believed to spend a substantial sum of his earnings for the benefit and comfort of the people of this country and has thus left a mark of himself.

The numerous institutions, e.g.Schools for Boys and Girls, Libraries, Town Hall at Kampala, Public Park and Wards erected at Hospitals will for ever remind Uganda of Mr. Nanji's philanthrophical gifts for the generations to come.

He is no more with us, but his good name will be remembered for long.

## ☆ ☆ ☆ પ્રખર તેજપુંજ

**લેખક: શ્રી પ્રવીણચંદ્રભાઈ ગાંધી, કસ્ટોડિયન દે. ના. બૅન્ક.**

અમે કિશોરાવસ્થામાં હતા ત્યારથી અમારા વડીલ શ્રી પ્રાણલાલભાઈએ (દેના બૅન્કના સ્થાપક – અધ્યક્ષ) એક ગુરુમંત્ર અમને શીખવ્યો હતો : 'તારા ભાગ્યનો વિધાયક તું જ છે.' આમાં સ્પષ્ટપણે પુરુષાર્થની, શુભ સંકલ્પોની, આત્મશ્રદ્ધાની અને ગમે તેવા સંજોગો વચ્ચે પણ જીવનમાર્ગ કે કર્તવ્યમાર્ગ કોતરી કાઢવાની હિમાયત હતી, અને પ્રારબ્ધવાદ કે દૈવવાદને પડકાર હતો.

સ્વ. શેઠ દેવકરણ નાનજીનું જીવન તથા શ્રી પ્રાણલાલભાઈનું જીવન પણ આ જ હિમાયતના ઉદાહરણ જેવું હતું.

સ્વ. શેઠ નાનજીભાઈ પણ આવા જ એક પુરુપાર્થી નરરત્ન હતા. કિશોરાવસ્થામાં જાણે એમણેય 'દૈવી અસંતોષ'નો ભાર હૃદયમાં અનુભવી, સંકુચિતતાનાં વર્તુળોમાંથી બહાર નીકળી, પોતાના ભાગ્યનું પોતે જ વિધાન કરવાનો દૃઢ સંકલ્પ કરી લઈ, ભાવિને ઉજ્જવળ બનાવવા માટે, પોતે નક્કી કરેલી કેડીએ પદાર્પણ કર્યું. આમ ન હોય તો બાર વરસનો છોકરો વહાણમાં બેસીને આફ્રિકા જેવા પરમુલકમાં ઊપડી જવાનું વિચારે જ કઈ રીતે? અને તેમાંય કુદરતી આપત્તિઓ સામે લડતાં લડતાં! એટલું જ પૂરતું ન હોય તેમ, થોડોક સમય આફ્રિકામાં ગાળી, વતન પાછા ફરી, વળી પાછા જંગબાર જવાનો ને ભાગ્ય અજમાવવાનો સંકલ્પ કરે ને રૂપિયા પંદરના માસિક પગારે નોકરી સ્વીકારે? ઊંડે ઊંડે એ કિશોરે પેલો મંત્ર 'વ્યાપારે વસતિ લક્ષ્મી:' પણ ઘૂંટયા કર્યો હશે – અને એ રટણને પરિણામે જ નોકરી છોડી, પોતીકો વેપાર ખેડવા, સ્વતંત્ર દુકાન ખોલી હશે; પછી તો લક્ષ્મી લક્ષ્મીને ખેંચી લાવે એ ન્યાયે, એકની અનેક દુકાનો થઈ, જિનરીઓ થઈ, ખાંડનાં કારખાનાં થયાં, રૂની કંપનીઓ થઈ, ચા, કૉફી, રબ્બરના બગીચા ને પ્લૅન્ટેશન્સ થયાં. આફ્રિકા જઈને, ત્યાં વસીને, લોકો સાથે હળીમળીને, પગભર થઈને, જામનગર રાજ્યના ગોરાણા ગામના છોકરાએ વેપાર, વાણિજ્ય અને ઉદ્યોગને ક્ષેત્રે ડંકો વગાડયો. એના યશસ્વી પુરુષાર્થે ત્યાંની સ્થાનિક

વસતિમાં પણ શ્રમની જ્યોત જગાવી, અને ભારતમાંથી પણ સાહસિકોને આફ્રિકા આમંત્રી, આપણા પાડોશી ખંડને સમૃદ્ધ કરવામાં એમણે મોટો ફાળો આપ્યો. તે સાથે જ, ભારતને અને વતન પોરબંદરને માતબર કરવામાં પણ મૂલ્યવાન પ્રદાન કર્યું.

મુરબ્બીશ્રી નાનજીભાઈ માટે અમને મોટું આકર્ષણ અને એમનાં પ્રતિભા, સૂઝ તથા શક્તિ માટે અપૂર્વ આદર – આ સૌ 'પોતે પોતાના ભાગ્યવિધાયક' બનવાની અક્ષય શક્તિમાંથી જ જન્મ્યાં હતાં.

મુરબ્બી પ્રાણલાલભાઈ સાથે એમને ઘનિષ્ઠ સંબંધ. બેઉ પોરબંદરના, બેઉ સાહસક વૃત્તિના, બેઉને પોતીકા વ્યાપારઉદ્યોગ ખીલવવામાં રસ, બેઉમાં સમાજ સુધારવાની ભાવના, બેઉને આર્યસંસ્કૃતિ, સાહિત્ય તથા કલા પ્રત્યે પ્રેમ; બેઉ સાદા, સરળ અને લોકજીવનને ઊંચે લઈ જવાની ખેવનાવાળા.

દેના બૅન્ક પ્રાણલાલભાઈનું તો સંતાન જ. સ્વાભાવિક રીતે એમની પ્રવૃત્તિઓમાં મુ. નાનજીભાઈને કુદરતી અભિરુચિ; એટલે બૅન્કની પ્રગતિમાં રસ લઈને – સક્રિય રસ લઈને તેઓ એના 'મિત્ર, શુભચિંતક અને માર્ગદર્શક' બની રહ્યા હતા. એમના જેવા અભિજાત મહાજનની હૂંફ કોઈ પણ શરાફી પેઢીને હોય એ એનું સદ્‌ભાગ્ય લેખાય, જ્યારે અહીં તો એક અંગત મિત્રની આ બૅન્ક હતી, એટલે તેઓ પણ એના પ્રત્યે એટલું જ વાત્સલ્ય રાખતા અને એના કલ્યાણની કામના કરતા, જેનો અનેક અવસરોના સંદર્ભમાં હું સાક્ષી છું. ચડતીપડતી તો નિયતિનો ક્રમ છે પણ એની વચ્ચે માનવીનું પોતીકું ખમીર પ્રગટ થાય એ જ મૂળ વાત છે – આ એમનો બોધમંત્ર હતો. એમાંથી અમે પ્રેરણા મેળવતા; અને હૃદયની તથા ચિત્તની શાંતિ પણ પામતા.

મુરબ્બીશ્રી નાનજીભાઈનું વ્યક્તિત્વ કેવળ એકક્ષેત્રી નહોતું. જિંદગીનાં ખાસ ખાસ સ્વપ્ન ફળીભૂત થાય, ત્યાંથી જ વળી જિંદગીનો નવો વળાંક શરૂ થાય; એમણે રિદ્ધિસિદ્ધિ મેળવી જાણી, તે સાથે જ આત્માની ઉન્નતિ સાધવામાં પણ એ એવા જ પુરુષાર્થી બની રહ્યા અને દ્રવ્યને દિવ્યતાનો ઓપ આપી કમાણીને પણ સાર્થક કરી. એમનાં જાહેર અને ગુપ્ત દાનોની સંખ્યા ઘણી મોટી છે, અને રૂપિયાની દૃષ્ટિએ કરોડોની છે. આજે અનેક ધાર્મિક, શૈક્ષણિક, સામાજિક, સાંસ્કૃતિક અને સખાવતી સંસ્થાઓ એઓશ્રીના હૃદયની ઉદારતાનાં અને સંપત્તિની સાર્થકતાનાં જીવંત પ્રતીક જેવાં અસ્તિત્વમાં છે, જેમાં આર્ય કન્યા ગુરુકુળ, અને મહિલા મહાવિદ્યાલય, પૂ. ગાંધીજીનું કીર્તિમંદિર, જવાહરલાલ નેહરુ પ્લેનેટેરિયમ અને ભારતમંદિર તો સહેજે સ્મરણે ચડે છે. તે ઉપરાંત રાષ્ટ્રઘડતરની અને રાષ્ટ્રોપયોગની ભાવનાથી તેમણે સર્જેલી અને પોષેલી સંસ્થાઓની નામાવલિ પણ મોટી છે. આમાં આનંદની વાત એ છે કે એમનાં પુત્રપુત્રીઓ તથા પૂ. સંતોકબહેનનો પણ એમને સંપૂર્ણ સહકાર જ રહ્યો છે અને તેથી પ્રત્યેક કાર્ય વધુ દીપ્તિમંત બની શક્યું છે.

'સાદું જીવન અને ઉચ્ચ વિચાર' – એ મુરબ્બીશ્રી નાનજીભાઈના આચારવિચારનું પ્રધાનસૂત્ર હતું. એમનો પોશાક સાદો અને સૌમ્ય; એમની વાણી શિષ્ટ, સંયમી ને નિરાડંબરી; એમની રહેણીકરણી કશીયે ભભક વિનાની; એમનું ભોજન એટલે પાંચ જ ખાદ્ય સામગ્રીનું વ્રત; એમને મળવા, એમની સાથે વાત કરવા, એમનું માર્ગદર્શન લેવા સૌ માટે દ્વાર ખુલ્લાં. આ સૌની સાથે, જગતપ્રવાહો સાથે તાલ મિલાવતા રહી, આત્મોન્નતિના અને જનસાધારણના કલ્યાણકારી વિચારો કરતા રહી, એમણે જીવનનો પટ 'સાધુતા'ના તાણાવાણાથી શોભાવ્યો હતો.

મુરબ્બીશ્રી નાનજીભાઈની મહાન પ્રતિભાનો અને એમના વ્યક્તિત્વનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે બ્રિટિશ સરકાર એમને ખિતાબથી નવાજે, કે પોરબંદર રાજ્ય એમને 'રાજ્યરત્ન' બનાવે અને નવાનગર રાજ્ય એમને 'ઑર્ડર ઑફ મેરિટ'નું માન આપે તેમાં તે સૌની કૃતજ્ઞતા જ વ્યક્ત થાય છે. એ નવાજેશો એમણે એના કરેલા સ્વીકારથી વધુ દીપી ઊઠી છે.

મુરબ્બીશ્રી નાનજીભાઈ પ્રખર તેજપુંજ હતા ને સર્વાંશે આત્મતેજે પ્રકાશતા હતા. એવી મહાન વિભૂતિઓનું સમગ્ર જીવન પ્રેરણાદાયક હોય છે. નવી પેઢી એ જીવનના અનુકરણથી જરૂર માતબર થઈ શકે, કારણ :

'પુણ્યાત્માનાં ઊંડાણો તો આત્મા જેવાં અગાધ છે.'

## ☆ ☆ ☆ A PATRIOT AND A GOOD FRIEND

By: Sheth Shri VADIBHAI LALLUBHAI MEHTA

Sheth Nanji Kalidas Mehta was in true sense a great man. He was not a literate person as one may say in the sense of the word, as he was educated only upto Vernacular 4th Gujarati. He was a man of varied activities and interests. At a very young age, he went to Africa and suffered the turmoils and hazards of the African continent as it then existed. This must be more than sixty years back. From the position of a small employee drawing a meagre salary in his early days, he became a small merchant and then an industrialist. By dint of his zeal, perseverance and adaptable nature, he built up a big industrial empire. As he is known to everyone, he was a great philanthropist and donated crores of rupees to charitable institutions and causes.

He was at the same time industrious to the core, so much so that, even in his illness he would work for various causes and would always be on his legs doing work of some sort or the other—industrial, religious or social. He helped innumerable causes and was a pesonality of great will and strength. In his sad demise at the age of eighty-two, India has lost one of its great sons. He lived a very useful and active life. I pay my homage to such a patriot who was also a very good friend of mine.

## ☆ ☆ ☆ બહુવિધ પ્રવૃત્તિઓના પ્રણેતા

લેખક : **માનનીય શ્રી બાબુભાઈ માણેકલાલ ચીનાઈ (લોકસભાના સદસ્ય)**

શેઠ શ્રી નાનજી કાલિદાસ મહેતાના ગયા વર્ષના ઑક્ટોબર માસમાં થયેલા અવસાનથી ભારતની એક અગ્રગણ્ય વ્યક્તિ જ નહિ પણ એક બહુવિધ પ્રવૃત્તિઓના પ્રણેતાનો વિલય થયો એમ કહી શકાય. શેઠશ્રી એક સફળ ઉદ્યોગપતિ હતા અને પોતાનાં સાહસ, બુદ્ધિબળ અને કુનેહથી આ દેશમાં તેમ જ પૂર્વ આફ્રિકામાં ઉદ્યોગો સ્થાપી તેનું સફળ સંચાલન થાય એવું વ્યવસ્થાતંત્ર ઊભું કર્યાની સિદ્ધિ ઓછી ગણનાપાત્ર ન હતી. એક આગળ પડતા ઉદ્યોગપતિ ગણાવામાં તેમને રસ ન હતો. માનવીનું વ્યક્તિત્વ પૂર્ણપણે ત્યારે જ વિકસેલું કહી શકાય કે જ્યારે દ્રવ્યોપાર્જન તેમનું એકમાત્ર ધ્યેય ન બની રહે, પણ પોતાની શક્ત પ્રમાણે મહેનત અને નાણાં ખર્ચીને સમાજને ઉપયોગી થવાનો પ્રયત્ન કરે અને જીવનનાં મૂળભૂત મૂલ્યોને અનુસરવાનો પ્રયત્ન કરે. શેઠ શ્રી નાનજીભાઈએ આ સૂત્ર તેમના જીવનમાં વણી લીધું હતું અને તેને પરિણામે જ તેઓશ્રીએ અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી હોવા છતાં, સમાજકલ્યાણ અને શૈક્ષણિક તથા ધાર્મિક પ્રવૃત્તિઓના હંમેશાં પુરસ્કર્તા રહ્યા.

જીવનની શરૂઆત પૂર્વ આફ્રિકામાં કરી તેમણે દૂરંદેશી વાપરી તે વખતનાં જંગલોમાં પ્રાણસંચાર કરી એ વિસ્તારના આર્થિક વિકાસમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો અને ત્યાર પછી એક પછી એક મહત્ત્વના ઉદ્યોગો સ્થાપતા જ ગયા અને સફળ રીતે ચલાવતા જ રહ્યા. પણ હિન્દની ભૂમિ પ્રત્યેની ફરજ તરફ પણ એમણે દુર્લક્ષ ન કરતાં, અહીં પણ મહત્ત્વના ઉદ્યોગો એમણે સ્થાપ્યા.

પરંતુ આ અગ્રગણ્ય ઉદ્યોગપતિ જાહેરમાં લોકપ્રિય થયા એમની ઉદાર સખાવતોથી અને હેતુલક્ષી પ્રવૃત્તિઓને એમણે કરેલી સતત મદદથી. સ્ત્રીશિક્ષણના હિમાયતી શ્રી નાનજીભાઈએ સ્થાપેલ આર્ય કન્યા

ગુરુકુલની ખ્યાતિ તો દેશભરમાં પ્રસરેલી છે. હિંદમાં અને પૂર્વ આફ્રિકામાં શાળાઓ અને લાયબ્રેરીઓ સ્થાપી શિક્ષણજ્ઞાનના ફેલાવા માટે એમણે ખૂબ જહેમત ઉઠાવી.

ગાંધીજી જેવી વિભૂતિએ જે શહેરમાં – પોરબંદરમાં – જન્મ લીધો એ શહેરના સદ્‌ભાગ્યને અંકિત કરવા અને મહાત્માજીની તથા જવાહરલાલજીની અનેકવિધ સેવાઓની યાદ તરીકે તેમણે પોરબંદરમાં મહાત્મા ગાંધી કીર્તિમંદિર અને પ્લેનેટેરિયમ સ્થાપ્યાં છે. તેમાંથી તેમની પ્રગતિપંથી દૃષ્ટિ જણાઈ આવે છે.

જે ભૂમિમાં એમણે જીવનની શરૂઆત કરી તે દેશ અને આપણા દેશ વચ્ચે પૂરેપૂરી સમજૂતી રહે અને તે દેશના આર્થિક ઉત્પાદનમાં હિંદને પૂરેપૂરો રસ છે એમ શ્રી નાનજીભાઈ માનતા હતા અને તે દિશામાં એમણે પ્રયત્નો ચાલુ રાખ્યા. આપણા જે દેશવાસીઓ ત્યાં રહેતા હોય તેમના હિતમાં કામ કરવા માટે 'બૃહદ ભારતીય સમાજ'ને ખૂબ પ્રોત્સાહન આપ્યું અને એને માટે ઉપયોગી થાય એ માટે એમના નામ સાથે જોડાયેલા, 'ઇન્ટર નેશનલ હાઉસ' નામના મકાનના બાંધકામ માટે ખૂબ મોટી નાણાકીય સહાય કરી. 'બૃહદ ભારતીય સમાજ' આજે જે ઉપયોગી સેવા બજાવી રહી છે, તેને શક્ય બનાવવાનો યશ શ્રી નાનજીભાઈને આપવો જોઈએ.

આવા નામાંકિત ઉદ્યોગપતિ, શિક્ષણપ્રેમી, નારીસમાજના ઉત્કર્ષમાં સતત રસ લેનારા અને હિંદની સૂરતને આફ્રિકામાં હંમેશાં ઊજળી રાખવાનો પ્રયત્ન કરનાર દેશપ્રેમીની સ્મૃતિને યાદ કરતાં હું ધન્યતા અનુભવું છું.

## ☆ ☆ ☆ ઋણાનુરાગી મહાજન

**લેખક: શેઠ શ્રી તુલસીદાસભાઈ કિલાચંદ**

ગુજરાત જેનું નામ કેટલાયે દાયકાઓ સુધી યાદ કરશે એવા સ્વ. મુરબ્બી શેઠ નાનજીભાઈનું જીવન એક વિશાળ ખજાના જેવું હતું. જીવનની શરૂઆતથી જ સાહસ અને જિજ્ઞાસા દ્વારા, તેમણે કાલ્પનિક કથા જેવી લાગે તેવી કેટલીયે મુશ્કેલીઓનો સામનો કર્યો અને જીવનના આરંભમાં અર્થપ્રાપ્તિ માટે જે જે દિશાઓમાં ઉદ્યોગો શરૂ કર્યા, તેમાં અપાર ધીરજ, ખંત તથા અથાગ કાર્યશીલતાને કારણે તેમણે તેજસ્વી સિદ્ધિઓ પ્રાપ્ત કરી. એ તેમના સમૃદ્ધ જીવનના સોપાન સમી ગણી શકાય; પણ આ દીર્ઘકાળ પર્યંત તેમણે આ પ્રવૃત્ત જીવનમાં જે અવલોકનશક્તિ, બહુશ્રુતતા તથા હૈયાઉકલત કેળવ્યાં, તે તેમના સમગ્ર જીવનની ઈમારતોની તોતિંગ દીવાલો બની રહ્યાં.

સૌરાષ્ટ્રમાં તેમની દીર્ઘદૃષ્ટિથી વનસ્પતિ, સિમેન્ટ અને મીઠાનાં રસાયણોના ઉદ્યોગોનું નિર્માણ થયું. તેમાં તેમનો આશય માત્ર અર્થપ્રાપ્તિ જ ન હતો. અર્થપ્રાપ્તિની વિશાળ સિદ્ધિઓ તો તેઓશ્રી આ પહેલાં મેળવી ચૂક્યા જ હતા. તેમની મુરાદ તો સૌરાષ્ટ્રના પછાત ભાગનું ઔદ્યોગીકરણ કરીને, ત્યાંની પ્રજાના જીવન-ધોરણને ઊંચું લાવવાની હતી. આ જ પ્રવૃત્તિ પાછળ યુવક વર્ગને ધંધા રોજગારની તકો ઊભી કરાવવાની તથા ટેકનિકલ જ્ઞાન મળે એ દૃષ્ટિ હતી. આવી જ એક પ્રવૃત્તિ દરમિયાન હું તેમના અંગત ગાઢ સંપર્કમાં આવ્યો.

એક વિશાળકાય વનસ્પતિનું કારખાનું પોરબંદરમાં તેઓશ્રી બંધાવી રહ્યા હતા ત્યારનો આ પ્રસંગ છે. બીજું વિશ્વયુદ્ધ પૂરબહારમાં ચાલી રહ્યું હતું. યાતાયાતનાં બધાં જ સાધનો લડાઈના કામમાં ઉપયોગમાં લેવાય એ માટે કડક અંકુશો લદાઈ રહ્યા હતા. મોટર લૉરીઓનાં સાધનનો જમાનો હજી શરૂ થયો ન હતો. સ્ટીમરો, રેલવે તથા દરિયાઈ વહાણો માટે અગ્રતાક્રમ નીચે માત્ર પ્રથમાધિકાર સરકારી માલની અવરજવર માટે જ મળતો હતો. યાતાયાતનાં સાધનો એટલાં ટાંચાં હતાં કે એક રેલવે વેગન મેળવવા માટે, બે કે ત્રણ

હજાર રૂપિયાની રકમ ખર્ચવા છતાં, વેગનો મેળવવાં મુશ્કેલ હતાં. મુરબ્બી શ્રી નાનજી શેઠે આફ્રિકામાં જંગી કારખાનાંઓ જાત-દેખરેખ નીચે બંધાવ્યાં હતાં. સાધારણ રીતે બીજાઓ એક વર્ષમાં પૂરું ન કરી શકે, તેવું કારખાનું તેઓ અર્ધા સમયમાં તૈયાર કરાવી શકે એટલી તેમની ગતિશીલતા. પણ અહીં અવરજવરનાં સાધનો મળવાં ખૂબ ખૂબ મુશ્કેલ હતાં. વિલંબ અને 'ચલતી હૈ'ની વૃત્તિના તેઓ હમેશાં વિરોધી હતા. તેમણે વિચાર્યું કે કારખાનું બાંધવા માટે યંત્રસામગ્રી દેશી વહાણો મારફતે લાવવી ઠીક થઈ પડશે. આમ વિચારી બંદોબસ્ત કરવા તેઓ જાતે પોરબંદરથી મુંબઈ આવ્યા.

પરંતુ, વહાણોમાંયે માલ ભરવા માટે સરકારી અંકુશો મોટી અડચણરૂપ હતા! આ વર્ષો – સન ૧૯૪૪ અને ૧૯૪૫ – દરમિયાન અમારી એક માત્ર પેઢી આખા પશ્ચિમ કાંઠા ઉપર દેશી વહાણોની અવરજવર પર નિયમન કરવા માટે ભારત સરકાર તરફથી અધિકૃત થયેલી હતી. તેમના કારખાનાની યંત્રસામગ્રીની હેરફેર અમારી પેઢીની પરવાનગી વિના થઈ શકે તેમ ન હતી. જ્યારે એમને એમ કહેવામાં આવ્યું કે મુંબઈમાં વહાણોની અવરજવર અમારી પેઢીના અધિકાર મારફતે જ થઈ શકે છે, ત્યારે તેમને ખૂબ આશ્ચર્ય લાગ્યું! બંદર – અધિકારી અને કસ્ટમ – કલેક્ટર પણ અમારી પેઢીની લેખિત રજા સિવાય વહાણોની હેરફેર કરી શકે નહિ, એવા અધિકારો અમારી પેઢીને ભારત સરકારે આપ્યા હતા. એમને થયું કે આવા અધિકારો મેળવનાર આ દેશી પેઢીના કાર્યકર્તાઓ છે કોણ? ચાલો જોઈએ. એવી જિજ્ઞાસાથી પ્રેરાઈ તેઓ મહેતા પ્રાઈવેટ લિમિટેડના કાર્યકર્તા શ્રી ચુનીલાલભાઈ ધૂપેલિયા સાથે સામે ચાલીને અમારી પેઢીએ આવ્યા. માલની રવાનગી કરતા નાની વયના અમે ભાઈઓ સરકાર પાસેથી આવા વિશાળ અધિકારો કેમ મેળવી શક્યા તે જાણવાનો અને અમારી શક્તિની જાતે કદર કરવાનો તેમાં તેમનો શુભાશય હતો. મને જ્યારે કહેવામાં આવ્યું કે તેઓ મને જાતે મળવા આવે છે ત્યારે મેં તેમને કહી મોકલ્યું કે હું પોતે તેઓશ્રી જ્યાં ઊતર્યા હશે, ત્યાં તેમને મળી જઈશ. સામેથી તરત જ સંદેશો આવ્યો: "હું જાતે જ તે લોકોને મળી, તેમની આવી જવાબદારીભરી કામગીરી માટે અભિનંદન આપવા જઈશ." અને ૫૭/૫૯, મૂડી બજારની અમારી પેઢીમાં તેઓ પધાર્યા. દેશના સાગરકાંઠાના સેંકડો નાવિકોને તથા માલ ચઢાવનારાના પ્રતિનિધિઓની ઉતાવળી આવજા વગેરે જોઈને તેઓ ખૂબ પ્રસન્ન થયા. જ્યારે તેમને એમ કહેવામાં આવ્યું કે તીવ્ર અછતના સમયમાં પણ લાખો ટનની હેરફેર માટે બધા અધિકારો હોવા છતાં, અમારી પેઢીએ ધોરણ કરતાં બિલકુલ વધારે પૈસા લીધા નથી કે કાળાં બજાર કર્યાં નથી ત્યારે તેઓ પ્રભાવિત થયા. તેમનું દિલ નાચી ઊઠ્યું. તેમનું તેલનું કારખાનું તૈયાર થવાને હજી ખૂબ સમય હતો. મશીનરી મુંબઈમાં જ તૈયાર થતી હતી. તેમને ખબર પડી કે અમારી પેઢી તેલના વ્યવસાયમાં પણ રસ લે છે, ત્યારે તેમણે અમારી પેઢીને તેમના તેલના કારખાનાના ભાવિ કામકાજ માટે મુંબઈના એજન્ટ થવાની દરખાસ્ત કરી, જે અમે સહર્ષ સ્વીકારી. તેમની કદર કરવાની આ વૃત્તિ અને ઋણાનુરાગ તેમના જીવનવિકાસનાં ઉત્તરોત્તર સોપાનો હતાં. પોતાના નાના સાથીઓ અને કાર્યકર્તાઓની કદર કરવાની તેઓ એક પણ તક જતી કરતા નહિ.

ત્યાર પછીનાં વર્ષોમાં તો હું તેમના ઘણા ગાઢ સમાગમમાં આવ્યો. ઉત્તરોત્તર તેમની કદરદાનીને પાત્ર બન્યો. કેટલાંયે વર્ષો પછી, તેમણે 'જગદીશ'નું કારખાનું વેચવાનું વિચાર્યું, ત્યારે પણ બીજાઓની માગણી કરતાં ઘણી ઓછી કિંમતે મરીવાલા જૂથની સાથે આ કારખાનું તેમણે અમારી પેઢીને જ વેચવાની ઇચ્છા બતાવી. આ કારખાનું આજે પણ તેમની પ્રેમભરી યાદ આપતું મરીવાલા કુટુંબની રાહબરી નીચે અમે ભાગીદારો ચલાવી રહ્યા છીએ; તે અમારા માટે એમના જીવનનું એક સ્મરણીય સીમાચિહ્ન બની રહ્યું છે.

## ☆ ☆ ☆ આયુર્વેદના ઉપાસક

લેખક : **ડૉ. પ્રાણજીવનદાસ મહેતા,** એમ.ડી., એમ.એસ., એફ.સી.પી.એસ., એફ.આઈ.સી.એસ.

ઈ. સ. ૧૯૩૪માં જામનગર આર્યસમાજના એક ઉત્સવ પ્રસંગે, શેઠશ્રી પોરબંદરથી પધારેલા. આવા સાંસ્કૃતિક સમારંભમાં હાજર રહેવા મને હરહંમેશ ઇચ્છા રહેતી. એ કારણે હું ત્યાં હાજર રહેલ. ચીફ મેડિકલ ઑફિસર તરીકે આર્યસમાજની મારા પ્રત્યેની સદ્‌ભાવના હતી એટલે પ્રસંગોચિત કંઈ બોલવા મને તક આપી. યાદ છે તે પ્રમાણે ટંકારાના એ મહર્ષિ વિષે હું આવું કંઈક બોલ્યો હતો: 'મહર્ષિ દયાનંદ સરસ્વતી અને તેમની અવિરત વેદોપદેશની પુણ્ય પ્રવૃત્તિને યાદ કરું છું ત્યારે દિવંગત પૂજ્ય મહર્ષિની પવિત્ર મનોહારી મૂર્તિ દૃષ્ટિ સમક્ષ તરવરી ઊઠે છે. આજનું આખુંયે વાતાવરણ તે મહાપુરુષની પુણ્ય સ્મૃતિથી તેમ જ પ્રેરણાથી વ્યાપ્ત ભાસે છે. તેમની સમર્થ અને સત્યપરાયણ, સર્વતોમુખી અને સર્વગામી પ્રવૃત્તિની સ્મૃતિ સહેજે સતેજ બને છે. જીવનમુક્ત તે મહાન આત્મા ક્ષરદેહે આજે નથી, પણ તેમના મનોરાજ્યની સ્વપ્નભોમકાનાં કલ્પનાચિત્રો આજે સર્વ સ્થળે સાકાર બની રહ્યાં છે. તેમની તીવ્ર તપશ્ચર્યાનાં તાતાં તેજે શ્યામિકા શમી જઈ શુદ્ધ સુવર્ણના સુપ્રકાશ ઝગમગી રહ્યા છે. તેમની કર્મભૂમિમાં કર્મણ્યતાના – સક્રિય રચનાત્મકતાના પ્રયત્નો સફળ બની રહ્યા છે. માનવીને નિર્ભયતાના પાઠ પઢાવ્યા અને સ્ત્રી-પુરુષોને હિંમતવાન તથા ધર્મનિષ્ઠ બનાવ્યાં. તે તત્ત્વવિદ્ યોગીની વેદની અખંડ અને અલૌકિક આહાલેક અને ટહેલ આ આખીયે આર્યભૂમિમાં પુન:પ્રેરણારૂપ બની અનેક આર્યસમાજ સંસ્થાઓ સર્જી રહેલ છે. વેદોમય મહર્ષિ મહાનુભાવ દયાનંદજીનો વેદનાદ અને વેદાદેશનો ટંકાર જગતમાં વિશેષ અને વિશેષ ઝણકાર કરી રહ્યો છે. એ મુનિપુંગવના આ મહોત્સવમાં ભાગ લેતાં મારું મન અતિ પ્રફુલ્લિત થાય છે.' આવી ભાવનાવાળાં વક્તવ્યથી શેઠશ્રીનું મારા તરફ આકર્ષણ થયું.

**વ્યાવહારિક દાન :**

બીજે દિવસે હૉસ્પિટલ અને સોલેરિયમ જોવા શેઠશ્રી પધાર્યા. વૈદ્યક ચિકિત્સાનો લાભ સર્વ લોકોને સરળતાથી મળે, એવા પોતાના સદ્‌વિચારો અને ભાવનાઓ વ્યક્ત કર્યાં. યોગ્ય સંજોગો જોઈ, મ ૧૯૨૬માં 'દરિદ્રનારાયણ' નામની લેખમાળા આ વિષય પર લખેલ અને સ્વ. રા. બળવંતરાયભાઈએ તેના પર પ્રાસ્તાવિક નોંધ લખેલ. તે લેખો શેઠશ્રીને વંચાવ્યા. તેમનું મન પ્રસન્ન થયું. તેમણે તરત જ કહ્યું કે 'આવા ઉદાત્ત પ્રયત્ન અને પ્રયાસ તમે ચાલુ રાખશો. હું રૂ. ૫૦,૦૦૦ સુધીની રકમનું તેમાં દાન કરીશ'. તે પછી આયુર્વેદીય દિશામાં પ્રગતિ વધી. તેમાં શેઠશ્રીએ આશરે રૂ. ૧,૫૦,૦૦૦ આપ્યા અને તેમનાં સુપત્ની શ્રીમતી સંતોકબહેનના નામની આયુર્વેદ અભ્યાસ માટેની મહિલા છાત્રાલયની ઇમારત ઊભી થઈ.

**યુગાનુરૂપ દૃષ્ટિ :**

આયુર્વેદની અહીંની પ્રગતિથી તેમને ખૂબ આનંદ થયો. પણ તેઓ વ્યવહારકુશળ હોઈ મને કહ્યું: 'આયુર્વેદનાં ઔષધો બરાબર બને અને સસ્તા-વાજબી ભાવે મોટા પ્રમાણમાં મળી શકે, એ બહુ જ જરૂરનું છે.' એ ઉપરથી સારંગધર લૅબોરેટરીની તેમણે કલ્પના કરી અને રૂ. વીસેક લાખનું રોકાણ કરવું એમ નક્કી કર્યું. જામનગર રાજ્યનાં નામદાર મહારાજા સાહેબ અને નામદાર મહારાણી સાહેબાને તો આયુર્વેદ માટે અતિ પ્રેમ અને ઉત્સાહ હતો. શેઠશ્રી, ના. મહારાજા સાહેબ અને ના. મહારાણી સાહેબ સાથે મળ્યાં. રાજ્યે વિશાળ જમીન વિનામૂલ્યે આપી. શેઠશ્રીએ અને રાજ્યે મળી સારી જેવી મૂડી કાઢી. આ ઔષધો શુદ્ધ, બરાબર અને પૂર્ણ ચોક્કસાઈથી થાય, તેમ જ હંમેશાં પાશ્ચાત્ય ઔષધોની હરીફાઈમાં ઊભી શકે એવી દીર્ઘદૃષ્ટિથી ફ્રાન્સની એક મોટી ઔષધનિર્માણ સંસ્થાની સલાહ લઈ, એક વિરલ યોજનાનો મુસદ્દો ઘડયો. તેમાં ઔષધોમાં

ધૂળ, પવન, તડકાથી નુકસાન ન થાય તેવી રચના કરી. ગરમી ઠંડી વગેરેનાં માપયંત્રો ગોઠવ્યાં. બેડી ગામ પાસે 'સારંગધર લૅબોરેટરી' શરૂ કરી. આયુર્વેદ માટે જામનગરની ખ્યાતિ હિન્દભરમાં પ્રસરી ગયેલ. પરિણામે પહેલું રિસર્ચ ઇન્સ્ટિટયૂટ ભારતમાં જામનગરમાં થયું. આ સારંગધર લેબોરેટરીમાં પહેલે જ વર્ષે સારો વ્યાપાર થયો. દશ ટકાથી વધુ નફો ન લેવો અને તે નફો પણ આયુર્વેદની પ્રગતિમાં–વિકાસમાં વાપરવો એવું ધ્યેય હતું. ચરકસંહિતા પ્રકાશન, ધન્વન્તરિ મંદિર, આયુર્વેદિક લાઇબ્રેરી, હૉસ્પિટલ, કૉલેજ અને સારંગધર લૅબોરેટરીનાં ભવ્ય મકાનો અને કામકાજ–આ બધી આયુર્વેદ–પ્રવૃત્તિ અને પ્રયત્નને એક સ્થળે એકધારી રીતે કાર્ય કરતાં જોઈ પ્રત્યેક મુલાકાતીનું મન પ્રફુલ્લ થતું.

**સ્વપ્ન અધૂરું રહ્યું:**

પણ એક વર્ષ પછી કશુંક અકળ કારણ બન્યું. તે હજી પણ સમજાણું નથી કે શેને લઈને સારંગધર લૅબોરેટરી બંધ થઈ! તેનાં કીમતી સાધનો, સામગ્રીઓ, યંત્રો વેચાઈ ગયાં. આજે એ જગ્યાએ બ્રુક બૉન્ડ ચાની કં.નું કામકાજ ચાલે છે. આજે જો આ સારંગધર લૅબોરેટરી ચાલુ હોત, તો આ સંસ્થાને કોઈની મદદ માગવાની જરૂર ન રહેત; તેમ જ આજની પાશ્ચાત્ય વૈદક કંપનીઓ સામે સારી અને સાચી હરીફાઈ કરી શકાત અને જનતાને સાચી, સારી અને સસ્તી દવાનો લાભ મળત.

ઉદારતા, સાહસિકતા અને શીઘ્ર નિર્ણયશક્તિ — આ બધા ગુણોની સાથે યુગદૃષ્ટિ, વ્યવહારકુશળતા, ઉદાત્તતા અને ધર્મ તથા સંસ્કૃતિપરાયણતાનો વિરલ સુમેળ શેઠશ્રી નાનજીભાઈમાં હતો. સૌરાષ્ટ્રની કોઈ એક જ વ્યક્તિએ ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિમાં ભાગ્યે જ આવી સિદ્ધિ પ્રાપ્ત કરી હશે. પોરબંદરની ખ્યાતિ તેમણે વધારી એટલું જ નહિ પણ સારુંયે સૌરાષ્ટ્ર, સારુંયે ભારત એમનાં વ્યક્તિત્વ અને વ્યવહારથી ઉજ્જવળ બનેલ છે.

**કલ્પના સાકાર ન થઈ:**

તેઓશ્રીની તબિયત બરાબર ન હોવાના ખબર જ્યારે મળેલ, ત્યારે છેલ્લે એક સંદેશો મોકલ્યો હતો અને તે હતો રસાયણ-ચિકિત્સા માટેના આશ્રમની કલ્પનાનો. તે પછી રૂબરૂ મળવાનું ન બનેલ, નહિ તો તેઓને હાથે આ વિશ્વને અતિ આવશ્યક અને ઉપયોગી ચિકિત્સા–જ્ઞાન આ આશ્રમ દ્વારા થાત. આવા પ્રયોગો માટે અને સંશોધનો માટે સાહસિક વૃત્તિ, ઉદારતા અને દીર્ઘદૃષ્ટિની જરૂર છે. પણ આ બનવાનું નહિ હોય તેથી જ રૂબરૂ મળાયું નહિ! સ્વપ્ન સ્વપ્નવત્ રહ્યું જેમ શેઠશ્રીની ઘણી કલ્પનાઓ અર્ધસ્વપ્નરૂપ રહી તેમ. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે!

## ☆ ☆ ☆ અનેક સંસ્થાઓના સર્જક પ્રેરક

**લેખક: શ્રી રતિલાલભાઈ મણિલાલ નાણાવટી**

સજ્જન એવા શેઠશ્રી નાનજીભાઈને સહૃદય, શુદ્ધભાવથી જે અંજલિ આપવાની મને આ તક સાંપડી છે, તે હું છોડી દઉં તો મારી જાતને હું કૃતઘ્ની ગણું.

સદ્‌ગતનું આખુંયે જીવન સમાજમાં આદર્શ અને પ્રેરણારૂપ ગણાય. જાતમહેનતથી ખૂબ જ પરિશ્રમ લઈને, એમણે જે જે સાહસો ખેડયાં છે–તે એક તપશ્ચર્યા સમાન મહાન પુરુષાર્થ હતો. સાદાઈ અને નમ્ર-ભાવથી એમણે પોતાના સ્વભાવમાં છુપાયેલા પરોપકાર અને સદાચારના મહાન ગુણોનો પ્રકાશ સર્વત્ર પાડયો છે. દિનપ્રતિદિન તેમનું દિલ વિશાળ બનતું ગયું. જીવનગંગા એકધારી વહેતી જ રહી. ઉદારતા, નમ્રતા, અને વિવેકબુદ્ધિ તો જાણે તેમનામાં અપ્રતિમ હતાં. નાનાં, મોટાં, શ્રીમંત કે ગરીબ કોઈ પણ સાથે તેમનો વર્તાવ આડંબર વિનાનો, સરળ અને સહૃદય હતો. તેમની પરોણાગત દિલને જીતી લે તેવી હતી. આર્ય

સંસ્કૃતિનો જીવંત નમૂનો – સાચી ગૃહસ્થાઈ અને ખાનદાની: છતાં તેમની જીવનયાત્રા કાંઈ સીધી અને સરળ ન હતી. તેમના જીવનચરિત્રમાં વર્ણવેલા અનેક પ્રસંગો ઝળકતા અને ચમકતા દેખાય છે. મુશ્કેલીનો ધીરજથી સામનો કરવો – સહનશીલતાથી પ્રગતિ સાધવી – God helps those who help themselves – એ સૂત્રને આધારે, સચ્ચાઈ અને ધગશથી આદરેલા પુરુષાર્થે આરંભેલાં કાર્યોને ફતેહમંદ બનાવ્યાં. આજે આફ્રિકામાં, યુગાન્ડામાં, લુગાઝીમાં રોપેલાં મીઠી શેરડીનાં બી ઊગીને હજારો એકરોમાં પ્રસરી ગયાં છે, અને એક જંગી સાકરનું કારખાનું તેમના સુપુત્ર શ્રી મહેન્દ્રભાઈના હસ્તે ફાલ્યુંફૂલ્યું છે. તેવી જ રીતે તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી ખીમજીભાઈના હસ્તે "સૌરાષ્ટ્ર સિમેન્ટ વર્કર્સ" અને સુપુત્ર શ્રી ધીરુભાઈના હસ્તે પોરબંદરમાં કાપડની 'મહારાણા મિલ્સ' બન્ને સંસ્થાઓ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી છે. ઉદ્યોગોમાં ખૂબ જ જરૂરી અને ઉપયોગી એવી પાયાની ત્રણે ચીજો – કાપડ, ખાંડ અને સિમેન્ટ જનતાને પૂરીને સ્વ. શેઠ શ્રી નાનજીભાઈ અને તેમના કુટુંબે મહાન ઔદ્યોગિક સેવા બજાવી છે. ઉપરાંત મુંબઈમાં રૂપિયા સાત લાખના ઉમદા દાનથી International House બાંધીને પરદેશના વિદ્યાર્થી અને મુસાફરો માટે એક અજોડ સંસ્થા સ્થપાયેલી છે. તેનો લાભ લેનાર સૌ કોઈ સ્વ. શેઠ શ્રી નાનજીભાઈનો ઉપકાર ભૂલશે નહિ. તેઓશ્રીના હાથે નારીશિક્ષણ માટે આર્યકન્યા ગુરુકુળ અને મહિલા કૉલેજ તેમ જ મહાત્મા ગાંધી કીર્તિમંદિર, ભારતમંદિર, નેહરુ પ્લેનેટેરિયમ અને દયાનંદ વિજ્ઞાન મહાવિદ્યાલય ઇત્યાદિની સૌરાષ્ટ્રની પુણ્યભૂમિ પોરબંદરમાં સ્થાપના કરીને દેશને જ્ઞાન અને સંસ્કારના અક્ષય ભંડારો અર્પણ કર્યા છે, જેનો આપણને ગર્વ છે. વધુમાં તેમણે અનેક રાષ્ટ્રીય સ્મારકો રચ્યાં છે, પુસ્તકાલયો અને આરોગ્યધામો સ્થાપ્યાં છે અને તીર્થસ્થાનોમાં પણ અનેક સગવડો આપી છે. પુણ્યમાર્ગે મેળવેલી લક્ષ્મી ઉદાર દિલે નામનાની ઝંખના રાખ્યા વિના પુનિત માર્ગે વાપરી છે. તેવા એ મહાનુભાવને આપણા ધન્યવાદ હો.

ગુરુકુળના વાર્ષિક ઉત્સવના એક પ્રસંગે મને સ્વ. શ્રી નાનજીભાઈએ ખાસ સ્નેહભર્યું નિમંત્રણ આપેલું તેથી હું પોરબંદર ગયેલો. ત્યારે ખાસ તકલીફ લઈને બધી જ સંસ્થાઓ પોતે જાતે ફરીને મને બતાવી. ફરતાં ફરતાં દ્વારે દ્વારે લખેલા પ્રેરક શ્લોકો વંચાય અને જતી-આવતી કુમારિકાઓ સ્વ. શેઠશ્રી નાનજીભાઈને "બાપુજી નમસ્તે," "બાપુજી નમસ્તે" એમ કહી વિનય અને સ્મિતભર્યું સ્વાગત કરે. એ દૃશ્ય જોઈને મારા હૃદયમાં એવી ઊંડી અસર થઈ કે જાણે હું "ઇન્દ્રલોક"માં રમણ કરતો હોઉં.

તે જ સાંજે ગુરુકુળની રંગભૂમિ ઉપર તેમનાં સુપુત્રી સવિતાબહેન દ્વારા રજુ કરવામાં આવેલા સંસ્કાર–કાર્યક્રમ પ્રસંગે મને બે શબ્દો બોલવાની આજ્ઞા મળી. ત્યારે મેં કહેલું : 'આજે ગુરુકુળમાં વિનય વિવેકભર્યું જે શિક્ષણ અપાય છે, તેનાથી કુમારિકાઓ ભવિષ્યમાં આદર્શ માતાઓ બનશે. ત્યારે એ નારીઓ સમગ્ર ભારતમાં દેશની સેવા કરીને અનુપમ આર્ય-સંસ્કાર પ્રસરાવશે તેમાં શંકા નથી.'

ધર્મનિષ્ઠ સ્વ. શેઠશ્રી નાનજીભાઈએ "ભારત મંદિર" બનાવીને તેમાં હિંદુ ધર્મના કર્મયોગી સંતો અને દયાનંદ સરસ્વતી જેવા મહાન પુરુષોની પ્રતિમાઓ જોતાં મને તેમનામાં વસેલા ઉચ્ચકોટિના આત્માને વંદન કરવાનું મન થયું. ધન્ય છે એ સૌરાષ્ટ્રના કર્મવીરને કે જેમણે ભારતના યોગીઓ અને સંતોના જીવનનો ઇતિહાસ આપણી સમક્ષ જીવંત રાખ્યો. તેમનાં દર્શન કરી, પ્રેરણા મેળવી, એમના આદર્શોને અનુરૂપ થઈ પડે તેવું આપણા જીવનનું ઘડતર થવું ઘટે.

સ્વ. શેઠશ્રી નાનજીભાઈએ આપણને ભેટ આપેલ આ વારસો યુગો સુધી ચિરસ્મરણીય રહે તેવી ભાવના પ્રગટ થઈ હતી.

અમારી "નાણાવટી હૉસ્પિટલ"ના બિરલા થિયેટરમાં યોજાયેલા એક સમારંભમાં સ્વ. શેઠશ્રી નાનજીભાઈએ પ્રમુખસ્થાનેથી પ્રાસંગિક પ્રવચન કરતાં તેમણે હૉસ્પિટલની ઉપયોગિતા અને "મનુષ્યની સેવા એ જ ઈશ્વર-સેવા છે." એ સૂત્રના આધારે દુ:ખી અને પીડિત જનતા ઉપર ખૂબ જ અનુકંપા દાખવી જે ઉપદેશભર્યું અને મનનીય ભાષણ આપ્યું હતું તેનાથી અમે ખૂબ જ પ્રભાવિત થયા હતા.

તેમનાં આચારવિચાર, રહેણીકરણી યોગીરાજ જેવાં જ શુદ્ધ અને સાત્ત્વિક હતાં. ખોરાકમાં વર્ષોથી નિયમિત પાંચ વસ્તુનું ભોજન લે. સ્વાદનો સંયમ અને વિકારરહિત જીવન. એ બંનેનો સુમેળ મળતાં

જીવનની સંધ્યાના સમયે, પોતાની મહત્ત્વાકાંક્ષાઓ સમેટી લઈ, પરિગ્રહનો ત્યાગ કરી, ગિરનાર કે હરદ્વાર જેવી પવિત્રભૂમિ ઉપર સાદું સાધુજીવન ગાળતા.

અંતકાળે ખૂબ જ શાંતિથી દેહ છોડયો, ત્યારે આપણને એમ લાગી આવ્યું કે એક ચમકતો તારો આપણી સ્થૂલ દૃષ્ટિ સામેથી અદૃશ્ય થઈ ગયો! પરંતુ તેનો દિવ્ય પ્રકાશ સ્વર્ગલોકમાંથી સદાકાળ ઝળકતો રહેશે અને આપણે આ સ્મૃતિગ્રંથ દ્વારા તેમને અંજલિ આપી તેમનાં સ્મરણોને સદાકાળ ચિરંજીવ રાખીશું.

## ☆ ☆ ☆ કન્યા કેળવણીના શિલ્પી

લેખક : **શ્રી ગિરધરલાલભાઈ કોટક**

મુ. નાનજી શેઠને આમ તો સહુ કોઈ ઓળખે. એવા જ્ઞાતિરત્ન, શાહસોદાગર અને દાનવીરને કોણ ન પિછાને? પણ એમનો અંગત પરિચય અને એમના જીવનની ભવ્યતા નજીકથી નિહાળવાનો પ્રસંગ મને જાપાનમાં મળ્યો. તેઓ ૧૯૩૬માં જાપાન આવ્યા અને અમારે ત્યાં ઊતર્યા હતા. થોડા જ દિવસના પરિચયે એમની જીવનગાથાની ઝાંખી અમને મળી રહી.

પોતાને 'અણપઢ ખેડૂત' ગણાવે અને ભાષામાં પણ ગ્રામ્ય રંગની છાંટ આવે; પણ એમનાં ભાવ અને ભાવના, વિવેક અને વિનમ્રતાની ઊંડી છાપ સહુ પર પડે. પત્નીને 'દેવી' તરીકે સંબોધનાર – અને તે પણ સ્વાભાવિક રીતે – મેં તેમને પહેલા જ જોયા. કંઈ જ આડંબર વગર એવું સુંદર સંબોધન સાંભળીએ, ત્યારે ગમે.

એમની સહજ કુતૂહલવૃત્તિ અને નિરીક્ષણવૃત્તિથી જાપાનનું એમણે એટલા ઊંડાણથી અવલોકન કર્યું કે અમે જે લોકો વર્ષોથી જાપાનમાં રહેતા હતા, તેના કરતાં પણ વધુ માહિતી – જાપાનનાં રીતરિવાજો, ખાસિયતો અને પ્રણાલિકાઓની માહિતી–એમણે મેળવી, એ એમના જાપાનના પ્રવાસ ઉપરનાં પુસ્તકોમાંથી જોઈ શકાય છે.

ત્યાર પછી, એમની નજીક આવવાના અનેક પ્રસંગો મને સાંપડયા, અને એમના જીવનના તાણાવાણા જોવાની તકો મળી. જેમ જેમ વધુ પાસેથી જોવા મળ્યું, તેમ તેમ તેમની તરફ મારી પૂજ્યવૃત્તિ વધતી ચાલી. કેળવણી માટેનો એમનો અથાગ પ્રેમ! જાપાનમાં કેટલી બધી શાળાઓ, કૉલેજો વગેરે જોયાં – એમાં ઊંડા ઊતર્યા, અને પોતાની સંસ્થામાં એમાંથી કેટલીક વસ્તુઓ અપનાવી. પોરબંદરનું ગુરુકુળ જ્યારે મેં જોયું, ત્યારે મને એક આંતરદર્શન revelation થયું. ગ્રામ્ય ભાષા બોલતા એ 'અનપઢ ખેડૂત'ના કેળવણીના વિચાર અને તે વિચારોનું સક્રિય મૂર્ત સ્વરૂપ આ ગુરુકુલમાં જોઈને હું મુગ્ધ થયો – ધન્ય થયો. એમને તો કન્યાકેળવણીના શિલ્પી જ કહેવાય. સ્વપ્નને આકાર આપતું આ ભવ્ય મંદિર શ્રી નાનજીભાઈ શેઠની એક ઐતિહાસિક સ્મૃતિ તરીકે ચિરંજીવ રહેશે.

એમની જેવી સાદી બોલી, એવો જ સીધો વ્યવહાર; એમના વચનમાં ભાગ્યે જ કોઈને સંદિગ્ધતા લાગી હશે. થોડાક જ પરિચયમાં એમના જીવનની પ્રામાણિકતાની પ્રતીતિ થાય. એમના ધંધાની વૃદ્ધિ અને વિસ્તારની પણ આ જ ચાવી.

સૌરાષ્ટ્રમાં હું પ્રધાન હતો ત્યારે એમને લોકસભામાં જવા માટે ઘણું આગ્રહભરી રીતે કહેવામાં આવ્યું હતું. પણ 'રાજકારણ મારું કામ નથી' – 'ત્યાં જવાથી કાંઈ વિશેષ સેવા કરી શકું એવું મને નથી લાગતું' – એમ કહી વિવેકથી એમણે ના પાડી.

નાનજી શેઠ એ કર્મવાદના પ્રતીક સમા હતા. એમના જીવનચરિત્રથી કેટલાય યુવાનોમાં સાહસની પ્રેરણા આવી છે. કોઈ એમને માન આપે કે ન આપે, પણ જે વિચાર તેમને સારો લાગ્યો અને જે સત્કાર્ય માટે તેમને દિલ થયું, તે કાર્ય તો પાર પડયે જ છૂટકો. 'ખરા મર્દ' એ નામ એમને જ શોભે. આવા માણસોને દેહ તો છોડવો પડે છે, પણ એવા લોકો મરતા નથી, એ તો મૃત્યુને પણ જીતી જાય છે.

## ☆ ☆ ☆ વત્સલ પિતા

લેખક: **શ્રીમતી પૂર્ણિમાબહેન પકવાસા**

પૂ. બાપુજીનાં સંસ્મરણોની મૂડી મારી પાસે બહુ જ ઓછી છે; પરંતુ જે છે તે અત્યંત મૂલ્યવાન હોઈને સ્મરણપટે જળવાઈ રહી છે.

તેઓની યાદ આવતાં જ એક પ્રેમાળ, વત્સલ, સૌજન્યપૂર્ણ અને ભદ્ર ચહેરો નજર સામે તરવરી ઊઠે. તેઓ મોટે ભાગે પોરબંદર અને જૂનાગઢ રહેતા હોઈને મુંબઈમાં તેમને મળવાના અને તેમનાં સાન્નિધ્યની હૂંફ માણવાના પ્રસંગો બહુ જ ઓછા મળતા. તે છતાં જ્યારે જ્યારે તેમને મળવાનું બન્યું છે ત્યારે તેમના વત્સલ સ્વભાવનો જ પરિચય મળ્યો છે.

ચારેક વર્ષ પહેલાં તુલસીશ્યામમાં પૂ. આચાર્ય રજનીશજીની આધ્યાત્મિક શિબિર હતી. શિબિરની પૂર્ણાહુતિ પછી સૌરાષ્ટ્રનાં તીર્થસ્થાનો અને બીજાં જોવાલાયક સ્થળોને પ્રવાસે જવાનું મન હતું. પૂ. બાપુજીને આ વાત જણાવી. તેમણે તરત જ બધી વ્યવસ્થા કરાવી, તે સમાચાર અમને મુંબઈ પહોંચાડયા. તે ઉપરાંત શિબિર પૂર્ણાહુતિને આગલે દિવસે તેઓ પોતે વ્યાખ્યાન સાંભળવા આવેલા, ત્યારે સભામાંથી મને ખાસ એક બાજુ પર બોલાવીને ખૂબ પ્રેમપૂર્વક કહ્યું કે, "તમારે માટે બધી જ ગોઠવણ થઈ ગઈ છે. આવતી કાલે સવારમાં તમારે માટે મોટર આવી જશે. ડ્રાઇવર ખાસ ભરોસાપાત્ર મૂક્યો છે. તેને બધા રસ્તાઓ સારી પેઠે માલૂમ છે, એટલે તમને કોઈ પ્રકારની અગવડ નહીં પડે. ખૂબ સુખપૂર્વક બધું જોઈને જૂનાગઢ આવો. હું ત્યાં હોઈશ. ત્યાં પણ તમને બધે ફેરવવાની વ્યવસ્થા કરી રાખી છે."

અમે સાસણ ગિરમાં સિંહદર્શન, સોમનાથ પાટણ, પ્રાચી, શારદાગ્રામ વગેરે સ્થાનોએ થઈને જૂનાગઢ પહોંચ્યાં. બાપુજી અમારી રાહ જોતા જ હતા. તે દિવસોમાં તેઓ આખા દિવસનું સાંજે છ વાગ્યા સુધીનું મૌન રાખતા હતા. એક બંધ કમરામાં તેમની મૌન-સાધનાપૂજા આદિ ચાલતું હતું અને છેક છ વાગ્યે તેઓ બહાર નીકળતા હતા. અમને રસ્તામાં થોડું મોડું થયેલું એટલે તેઓ અમારી ચિંતા કરતા હતા. તેટલામાં અમે પહોંચી ગયા. હાથમોં ધોઈને અમે જમવા બેઠા. આગ્રહ કરીને અમને ગરમાગરમ શીરોપૂરી જમાડયાં. પોતે પણ દિવસમાં એક જ વાર સાંજે જમતા હતા એટલે અમારી સાથે જ જમ્યા. જમતાં જમતાં કેટલીક રસપ્રદ વાતો એમણે કહી. જમ્યા પછી અમારા બીજા દિવસના કાર્યક્રમની ચર્ચા કરી. ગિરનાર ચઢવા માટેની બધી ગોઠવણો, સાથે લઈ જવાનું જમવાનું, પાણી, કોણ સાથે રહેશે, એ બધી વ્યવસ્થાનાં વિગતવાર સૂચનો એમણે જાતે આપ્યાં અને ભાથામાં સાથે શું શું લઈ જવું તેની વાનીઓ પણ તેમણે જ નક્કી કરીને રસોઈયાને સૂચના આપી. હું તો આ બધી બાબતોમાં તેમની વાત્સલ્યપૂર્ણ ઝીણવટ અને દક્ષતા જોઈને આશ્ચર્યમાં પડી ગઈ. તેમણે કહ્યું કે, "એમાં આશ્ચર્ય પામવાની કશી જરૂર નથી. અમે તો નાનપણથી પોતાની મેળે ઘડાઈને ઉપર આવ્યા છીએ, એટલે આ બધી બાબતોની અમને માહિતી હોય જ; અને હાથે રસોઈ કરવી પડે તો તે પણ કરી નાખીએ. આફ્રિકામાં શરૂઆતને ઘણે પ્રસંગોએ અમે હાથે રસોઈ કરીને સ્વાદથી જમતા હતા. રસોઈની અણઆવડતને લઈને અમે લોકો ભૂખે ન મરીએ. આવી બધી કળાઓ જાણેલી સારી. કોઈક ને કોઈક વખતે કામ આવી જાય."

અમે પ્રવાસથી થાકેલાં હતાં, અને તેઓ પણ રોજ વહેલી પરોઢે સાધનામાં બેસતા હોઈને જલદી સૂઈ જતા હતા. તે છતાં અમારી સાથે આનંદથી બેઠા. તેમના જીવનના કેટલાક પ્રસંગો એટલા તો રસપ્રદ હતા કે તે સાંભળવામાં એક કલાક કયાં વીતી ગયો તેની ખબર ન પડી. છેવટે એમણે જ અમને વાતોના રસમાંથી જગાડયા, અને અમારા ઓરડા સુધી જાતે મૂકવા આવ્યા. રસ્તામાં મોટી લાંબી ઓસરીમાં લાંબાલાંબા તારો બાંધેલા જોઈને મેં પૂછયું કે આટલા બધા તારો શાને માટે નાખેલા છે? તો તેમણે કહ્યું કે પોરબંદર ગુરુકુળની મારી દીકરીઓ અહીં અવારનવાર આવે છે ત્યારે તેમને કપડાં ધોઈને સૂકવવા માટેની આ

સગવડ છે. દીકરીઓ પિતાને ત્યાં આવે ત્યારે તેમને કોઈ પણ પ્રકારની અગવડ ન પડે તેનું મારે ધ્યાન રાખવું જ જોઈએ.

ગુરુકુળની દીકરીઓની વાત કરતાં કરતાં તેઓ એટલા પ્રેમમય અને મમતાળુ બની જતા હતા કે મને થયું કે આવા પિતા મેળવવા માટે એ દીકરીઓ ખૂબ જ ભાગ્યશાળી ગણાય. ત્યાર પછી તો વળી અમારા ખંડમાં પણ થોડો વખત બેસીને અમારા પ્રશ્નોના જવાબમાં ગુરુકુળની દીકરીઓ માટેનાં સુખસગવડ અને સ્વાસ્થ્ય માટે તેઓએ કેવી કેવી વ્યવસ્થાઓ અમલમાં મૂકી છે તે બધું કહ્યું. છોકરીઓને નિયમિત કરિયાતું અને હરડે આપવાની સૂચનાઓ પણ તેમાં હતી. આ બધું સાંભળીને મને પ્રતીતિ થઈ કે તેઓમાં પિતાનું વાત્સલ્ય તો હતું જ, પણ માતાની મમતા અને તકેદારીનાં દર્શન થયાં. જે ગુણ જવલ્લે જ કોઈ મહાનુભાવમાં વિકસિત થયેલ જોવામાં આવે છે. આવા એક અભિજાત વડીલનાં વત્સલ સાનિધ્ય અને આતિથ્ય માણીને બહુ જ ધન્યતા અનુભવી.

અમારો આગળનો પ્રવાસ પણ તેઓએ કાળજીપૂર્વક યોજેલી વ્યવસ્થાથી ખૂબ સરસ રીતે સંપન્ન થયો હતો.

છેલ્લે, જ્યારે તેઓ પોરબંદર ગયા તે પહેલાં હું અને મારા પતિ તેમની ખબર કાઢવા ગયાં હતાં, તે વખતે ખાસ તેઓ પલંગ પરથી ઊઠીને ખુરશીમાં બેઠા અને પકવાસા–મહેતા–પરિવારના આત્મીય સંબંધોને પુનઃ તાજા કર્યા. મારા પૂ. સસરાજી (મંગળદાસ પકવાસા)ને ખૂબ યાદ કર્યા, અને લગભગ કલાકેક સુધી અત્યંત પ્રેમપૂર્વક વાતો કરી. તેમની વાતોમાં ખાસ કરીને જૂનાગઢ પર્વત ઉપર "રોપરેલ" બાંધવાની તેમની પ્રબળ ઇચ્છા તેઓએ વ્યક્ત કરી હતી. આ માટે તેમણે વિગતવાર બનાવેલી યોજનાની વાત કરી. અમને ખાસ આમંત્રણ આપ્યું કે તમે બેઉ જણાં જૂનાગઢ આવો. તમને રોપરેલ કરવાનું સંભવિત સ્થાન વગેરે ફરીને બતાવું. 'રોપરેલ' થવાથી એ સ્થાનનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ કેટલું વધી જશે આદિનો તેઓએ ખ્યાલ આપ્યો અને પોતાની મનોસૃષ્ટિમાં જાણે રોપરેલ થયેલી જોતા હોય તેમ વિચારમાં ખોવાઈ જતા હતા. આ 'રોપરેલ'ના ખર્ચનો મોટો ભાગ પણ પોતે આપવાની ઑફર કરી હતી તેમ તેમણે જણાવ્યું.

ત્યાર બાદ અમારા શક્તિદલની "ઋતંભરા પ્રોજેક્ટ"ની બાબત વાત થઈ. દેશની મહિલા શિક્ષિકાઓને શારીરિક અને આધ્યાત્મિક અભ્યાસક્રમ આપીને આદર્શ મિશનરી શિક્ષિકાઓ તરીકે તૈયાર કરવાની આ યોજનામાં તેઓને ઘણો જ રસ પડયો જણાયો. આ યોજનાનો નકશો પણ તેમણે રસપૂર્વક નિહાળ્યો. અને કહ્યું કે "મારી પણ કંઈક આવી જ ઇચ્છા હતી કે ભવિષ્યની પ્રજાને યોગ્ય, દેશની સંસ્કૃતિને અનુરૂપ અને સાચું શિક્ષણ મળે, અને તેઓને પાયામાંથી આધ્યાત્મિક સંસ્કારો મળે, તો દેશનું ભાગ્ય પલટાવવામાં મોટો ફાળો આપ્યો ગણાય. દેશનું આવું મહત્ત્વનું કાર્ય જે કોઈ કરે તેની સાથે મારો પૂર્ણ સહયોગ આપવા તૈયાર છું." તેવી તેઓએ ભાવના બતાવી. યોજનાના કાગળો, નકશો આદિ તેઓએ પોતાની પાસે રાખી લીધાં. અમારી વાતો દરમ્યાન તેઓએ તેમનાં મોટાં પુત્રી શ્રીમતી સવિતાબહેન (દીદી)ને બોલાવવા બેત્રણ વાર માણસ મોકલેલો; પણ તેઓ દર્શને ગયાં હતાં તેવો સંદેશો તેમના ખંડમાંથી મળ્યો. એટલે અમને કહ્યું કે, "જો તમને અગવડ ન હોય તો થોડું વધારે બેસો, સવિતાબહેન હમણાં જ આવી પહોંચશે. મારી ઇચ્છા છે કે તેઓ પણ આ યોજના વિષે વિગતથી સાંભળે." અમે અડધો કલાક વધારે બેઠાં પછી મેં તેઓને કહ્યું; "સવિતાબહેન આ વિષે થોડું તો જાણે છે. ફરી કોઈ વાર જરૂર એમને વિગતથી વાત કરીશ."

ઊઠતાં ઊઠતાં અમને તેઓએ ફરી જૂનાગઢ આવવાનું આમંત્રણ આપ્યું અને સાથે કહ્યું કે થોડા જ દિવસમાં તેઓ જ્યારે કહેવડાવે ત્યારે પૂરતો સમય લઈને તેમને મળવા જવું અને ઋતંભરા યોજના વિષે દીદીની ઉપસ્થિતિમાં વિગતથી વાત કરવી. પ્રણામ કરીને અમે તેઓની વિદાય લીધી. તે વખતે કોને ખબર હતી કે આ એ પૂજનીય બાપુજીની છેલ્લી જ મુલાકાત હતી!

થોડા દિવસ પછી એમની તબિયતના ખબર જાણવા માટે મેં ફોન કર્યો, તો માલૂમ પડયું કે તેઓ તો બે દિવસ પહેલાં એકાએક પોરબંદર ચાલ્યા ગયા છે. ત્યાર બાદ થોડા જ દિવસોમાં તેમના દુઃખદ સ્વર્ગવાસના સમાચારે ગુજરાત, સૌરાષ્ટ્ર અને મુંબઈને ગમગીન બનાવી મૂક્યાં.

કેટલીયે દીકરીઓના પિતા, કેટલીયે સંસ્થાઓના આધાર, અને કેટલાય પરિવારોના વિશ્રામરૂપ એ બાપુજીએ તો પોતાનું જીવન ધન્ય બનાવ્યું અને મૃત્યુ પણ તેમને પોતાનાં અંતરમાં સમાવીને ધન્ય બન્યું.

## ☆ ☆ ☆ A BROTHER IN SPIRIT

By: Shri Hassen Kassim-Lakha, Mombasa.

I had the pleaure of knowing Seth Nanjibhai Kalidas Mehta since 1910 when he used to reside in Kamuli and I in Jinja, working for Bausted & Clarke Ltd.

To me Seth Nanjibhai was like a brother, in fact our relation was so close that on many occasions he used to put up with us when he visited Jinja despite having his own house.

Seth Nanjibhai was known for his kindness and benevolence and used to help people with kindly advise and where necessary would donate generously.

He was never ashamed of the fact that he made a humble beginning in business; on the contrary he used to take pride of this fact.

To my family he had gone out of his way to negotiate on our behalf some very delicate business transactions.

## ☆ ☆ ☆ A SOARING PERSONALITY

By: Shri D. K. Marphatia, M. B. E. Kampala.

There are so many glowing tributes paid to the memory of the late Seth Nanjibhai Kalidas Mehta that I am wondering what more I could have to add.

It was my privilege to be introduced to "Nanjibhai" as he was well known, then, affectionately, early in the year 1930 when I was "A Graduate Agriculturist from India on a tour of East Africa" sponsored by (late) Sir Purshottamdas Thakurdas C.I.E.,

The vivid impressons of my first meeting with him at Lugazi were of the two of his essential characteristics of personal simplicity and patriotism, quite remarkable for a "soaring" personality in the industrial and cotton spheres of Uganda.

Right through over the years that impression has been but augmented.

Seth Nanjibhai to my mind, is one person whose individual contribution, material and otherwise, to the economic life in general and the cultural life of the Asians in particular, remains unparalleled in the history of Uganda.

## ☆ ☆ ☆ જીવન–સુગંધની ધન્ય પળો

**લેખક : શેઠ શ્રી કાકુભાઈ કાલિદાસ રાડીઆ, કંપાલા**

૨૫મી ઑગસ્ટ ૧૯૬૯ના રોજ મેં મારા એક ગાઢ મિત્ર, મુરબ્બી અને સહૃદયી વ્યક્તિ ગુમાવ્યાની અસહ્ય ખોટ અનુભવી. શેઠશ્રી નાનજીભાઈ સાથેનો મારો પ્રથમ પરિચય ઈ. સ. ૧૯૧૨ના અરસામાં, મારા મોટા ભાઈ પોપટભાઈ કાળિદાસને ત્યાં કંપાલામાં થયો; ત્યારથી આજ સુધી અમે એકમેકે નિકટનો સહવાસ અનુભવ્યો છે. તેઓ મારાથી ઉંમરમાં ૧૨ વર્ષ મોટા હોવા છતાં અમારી મૈત્રી ખુલ્લા હૃદયની હતી. અમે ઘણી વાર સાથે પ્રવાસમાં નીકળતા, ત્યારે જીવનની મુસીબતભરી ક્ષણોમાંથી પસાર થતા. ત્યારે શેઠશ્રી નાનજીભાઈના હૃદયનું તેજ ઘનઘોર વાદળમાંથી ચમકતી વીજળી પેઠે અમારા હૃદયને અજવાળી જતું. તેમના માનવસહજ ગુણોએ અમને અનેક વખત પ્રેરણા આપેલી છે.

પહેલો પ્રસંગ : અમારી પહેલી સહિયારી સફર ૧૯૨૩માં બેલ્જિયમ કોંગોમાં થઈ. મોટરમાં અમે સાથે નીકળ્યા હતા. તે વખતના રસ્તા આજના જેવા ન હતા. ખાડાટેકરામાંથી ઝોલા ખાતા ખાતા પસાર થવું પડતું. નાનજીભાઈના સાહસિક અને મિલનસાર સ્વભાવને કારણે ઘણા અધિકારીઓને મળવાનું થતું. તેમની સ્મરણશક્તિ તથા ગુણગ્રહણ કરવાની શક્તિ ખૂબ જ જાગ્રત હતી. એક જ વાર કોઈને મળે તો કદી તેને ન ભૂલે! એક આલેશાન હોટેલમાં અમે ઊતર્યા; પણ હોટેલનું આધુનિક પશ્ચિમ ઢબનું ખાણું તેમને ન ભાવે. મને કહે : "ચાલો, આપણે હાથે જ રાંધીને ખાઈ લઈએ." ત્યાંથી નીકળતાં રાત થઈ. મોડી રાત થઈ એવામાં એક મોટો ખાડો આવ્યો અને અમારી કાર ઊથલી પડી. મોડી રાત! ચારે તરફ અંધારું ઘોર! શું કરવું? મન વિમાસણમાં પડ્યું. આજુબાજુમાં કોઈ મદદગાર માણસ મળે તો તેની શોધમાં નીકળ્યા. ત્યાં અમે જ ભૂલા પડ્યા. આખરે માંડ માંડ ભોમિયો મળ્યો અને અમને રસ્તે ચડાવ્યા.

બીજો પ્રસંગ : ૧૯૩૧માં અમે સાથે ઓહિમા-મસીન્ડીની જિનેરીઓ જોવા ગયા હતા. રસ્તો લાંબો, વાંકોચૂકો અને ખાડા-ટેકરાવાળો. જૂની ખખડધજ મોટરમાં પેટ્રોલ પૂરતું હતું, પણ અધવચ્ચે ખૂટી ગયું. એમાં મોટર ચલાવવાનું કામ મારે ભાગે આવ્યું હતું. પણ મને પૂરતું ચલાવતાં આવડે નહીં. હું અવારનવાર બ્રેક મારીને ગાડીને હડદોલામાંથી બચાવતો, તે ઢીલ તેમનાથી સહન ન થતાં તેઓ કહેતા : "આમ મોટર ચલાવશું તો ક્યારે પહોંચીશું?" તેમની વાત સાચી પડી. છેક મોડી રાતે લગભગ ૧૨–૧ વાગ્યે પહોંચ્યા. પેટમાં ઉંદરડા રમવા લાગ્યા. ટાઢ કહે મારું કામ અને વરસાદ પોતાનું કામ કરે. થાક્યાપાક્યા અમે લોથપોથ થઈ ગયા હતા. નાનજીભાઈને મારા કરતાં વધુ ભૂખ લાગી હતી. એ કહે, "ઊંઘ નથી આવતી," ત્યારે મેં કહ્યું, "મારી પણ એ જ દશા છે. "તો ચાલો, કરીએ રસોઈ," નાનજીભાઈએ કહ્યું.

અને મગજમાં જે વિચાર આવે તેને આચરણમાં ન મૂકે તો તે નાનજીભાઈ શાના? વરસતા વરસાદે અંધારી કોટડીમાં હાથે રસોઈ પકાવવા લોટ બાંધ્યો. ચાનો તો હું પહેલેથી જ રસિયો હતો. કાવા-કસુંબા વિના મને ચેન ન પડે. પરોઠાં અને ડુંગળીનું શાક રાતના એક વાગ્યે ધરાઈ ધરાઈને કડક ચા સાથે પેટ ભરીને ખાધાં. ખૂબ મઝા આવી. ઊંઘ પણ એટલી મીઠી આવી કે ક્યારે સવાર પડી ગયું તેનું પણ ભાન રહ્યું નહીં. આ વખતે મને શેઠશ્રીના સાહસિક સ્વભાવનાં દર્શન થયાં.

ત્રીજો પ્રસંગ : સંસ્કૃતના એક શ્લોકમાં કહ્યું છે તેમ મહાપુરુષોનું હૃદય વજ્રથી પણ કઠોર અને ફૂલથી પણ કોમળ હોય છે. એવો એક અનુભવ મને નાનજીભાઈના હૃદયનો થયો. સાલ હશે ઈ. સ. ૧૯૨૦ની. અમે કંપાલાથી ૯૦ માઈલ દૂર મસાકા નામના સ્થળે જવા માટે જૂની ફોર્ડ કાર (ટી) મોડેલમાં બેસી નીકળ્યા. અમારા ડ્રાઇવરસાહેબ આમ તો બ્રાહ્મણ હતા અને તેનું નામ હતું શંભુ મહારાજ! પણ અમે તેને રમૂજમાં શંભુશંકર કહીને જ બોલાવતા. ભગવાન શંકર જેમ ભાંગના શોખિન હતા, તેમ અમારા શંભુશંકર છાંટાપાણીના ભારે શોખિન. નાનજીભાઈને એ વાતની ભારે ચીડ.

તે વખતે મસાકાની વસતિ ઓછી. મોટે ભાગે ખોજાઓ વસે. લોહાણામાં કાકુભાઈ શામજી તથા પ્રેમજીભાઈ ભાગીદાર. મોટર રસ્તે લગભગ ૯ વાગ્યે રાતે નીકળ્યા. મેઘલી કાળી ડિબાંગ રાત. ઓછામાં પૂરો દશ વાગ્યે ઝરમર ઝરમર ઝીણો વરસાદ શરૂ થયો. ગાડી ઊંચી નીચી ઠેબાં ખાતી આગળ વધતી હતી. શંભુપ્રસાદે નશો કરેલો. સાતેક માઈલ ગયા હોઈશું ત્યાં શંભુએ ગાડી ઉપરનો કાબૂ ગુમાવ્યો. હું ને શેઠ નવા હતા. શિખાઉ હતા. તેવામાં ગાડી સ્લીપ થઈ અને રસ્તાની એક બાજુ જઈ પડી. નાનજીભાઈના ગુસ્સાનો પાર ન રહ્યો. તેમણે તરત જ ગાડીનું બારણું ખોલીને ડ્રાઈવરને બહાર કાઢી મેલ્યો. એ લગભગ બેભાન અવસ્થામાં પડયો હશે !

ત્યાં મેં કહ્યું : "નાનજીભાઈ, એક વાત કહું?" તો તેઓ કહે, "કહો." મેં કહ્યું, "આપણે શંભુને લઈ તો લઈએ!" તેઓ કહે, "મારી કયાં ના છે?" મને નવાઈ લાગી. મેં ગાડી પાછી વાળી. તેમના હૃદયની માનવતા જાગી ઊઠી. તેમને પસ્તાવો થયો, તો બીજી બાજુ ડ્રાઈવર ફરજ ચૂકયો હતો તેનું પણ ભાન થયું. છતાં તેઓ ત્યારે તો પીગળ્યા જ. પછી તેને રાજી કરી, સારી એવી રકમ આપી અને નોકરીમાંથી છૂટો કર્યો. આમ તેઓ પ્રસંગોપાત્ ક્રોધ કરતા છતાં તેમના હૃદયમાં દયા પણ ઘર કરીને રહેતી. જ્યારે જ્યારે તેમની સાથેના પ્રસંગો યાદ કરું છું, ત્યારે વિચાર આવે છે કે તેમનું વ્યક્તિત્વ કેટલું બધું અદ્ભુત હતું. સાહસ દ્વારા મુસીબતોનો સામનો કેમ કરવો અને હસતાં હસતાં દુ:ખ સહન કરવાની તેમની ટેવે જીવનમાં આગળ વધવાની તેમને પ્રેરણા આપેલી હતી.

ચોથો પ્રસંગ : શેઠશ્રી નાનજીભાઈ સાથેના મારા પ્રવાસ-સંસ્મરણોમાં ઈથોપિયાના પ્રવાસની વાત હું ન કરું તો ઘણું બધું અધૂરું રહી જાય. ઈ. સ. ૧૯૬૧માં તેઓ લાંબા ગાળા સુધી ભારતમાં રોકાઈને પુન: આફ્રિકા આવ્યા હતા. અમે ઘણે વખતે મળ્યા હોવાથી પહેલાં તો ધરાઈ ધરાઈને વાતો કરી. સુખદુ:ખના સમાચારો પૂછયા. થોડા દિવસ ગાળ્યા પછી તેમણે સ્વાભાવિક રીતે જ કહ્યું, "આપણે ટાંગાનિકા ઊપડીએ!" મેં કહ્યું, 'જેવી તમારી મરજી.' અમે ટાંગાનિકા – કેનિયાનો પ્રવાસ આરંભ્યો. તે વખતે ટાંગાનિકા સ્વતંત્ર થવાની તૈયારીમાં હતું. ત્યાં ગયા. જ્ઞાતિભાઈઓને મળ્યા. તેમનાં સુખદુ:ખ જાણ્યાં. ત્યાંની રાજકીય-સામાજિક પરિસ્થિતિથી વાકેફ થયા. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સભા, સમારંભો, મેળાવડા યોજાયા અને આપણા દેશભાઈઓને સલાહ આપી કે જે દેશમાં રહો છો તે દેશના નાગરિક થઈને રહેશો તો સુખી થશો. પણ માને કોણ? આજે નાગરિક ન થનારા લગભગ બધા જ આપણા ભાઈઓ પસ્તાય છે.

ત્યાં થઈ કંપાલાથી મ્વાન્ઝા ગામે ગયા. બે દિવસ રોકાયા. ત્યાં પણ આપણા ભાઈઓને આફ્રિકાના નાગરિક થઈ જવાની સલાહ આપી. ત્યાંથી પછી ટબોરો થઈ દારેસલામ ગયા. શેઠશ્રી નાનજીભાઈ જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં લોકોનો પ્રેમ સંપાદન કરી લેતા. સાચું માર્ગદર્શન આપી, યોગ્ય સલાહસૂચના આપવી તે પોતાની પવિત્ર ફરજ ગણતા. આ જ રીતે કેનિયા-મોમ્બાસા વગેરે સ્થળોએ પણ અનેક સંસ્થાઓએ, વેપારી ભાઈઓએ તથા આર્યસમાજની સંસ્થાઓએ શેઠને માનપાન આપ્યું, વાતચીતો કરી, સલાહસૂચના આપી. નાગરિકત્વનો પ્રશ્ન આવ્યો ત્યારે કહ્યું કે જો આપણે અહીં લાંબો સમય કાઢવો હોય તો નાગરિક થઈ જવું. ત્યાંથી કેનિયાના પાટનગર નાઈરોબીમાં ગયા, હળ્યામળ્યા. જૂનાં સંસ્મરણો તાજાં કર્યાં. જૂના મિત્રોને શોધી શોધીને મળ્યા. બધાને મળતાં ખૂબ જ આનંદ થયો. ત્યાંથી એબિસિનિયાના પ્રવાસે ઊપડયા. ત્યાં પણ વ્યાપારી દૃષ્ટિએ જ મળવાનું હતું. પાસપોર્ટ વગેરેની વિધિ પતાવી મંત્રીઓને મળવાનું થયું. સવારે તો પ્લેનમાં રવાના થઈ ગયા. એડિસબાબા ઊતર્યા. નથુભાઈ મૂળજીની પેઢીએ અમારું ભાવભીનું સ્વાગત કર્યું. ઉદ્યોગોની શકયતાઓ તપાસી. ત્યાંનું સુંદર નગર આસ્મારા જોયું. તેનું સ્થાપત્ય ઈટલીની સંસ્કૃતિને મળતું છે. બે દિવસ દરમિયાન હિંદી ભાઈઓને મળ્યા. સંસ્થાઓ જોઈ. સ્કૂલો, હૉસ્પિટલ, લોકકલ્યાણની સંસ્થાઓનાં અમે રસોડાં જોયાં. તેમાં વિશાળ 'ફરનેશ' જોઈ. આવી સુંદર 'ઈટાલિયન ફરનેશ' ગુરુકુળ માટે વસાવી હોય તો! નાનજીભાઈને વિચાર આવ્યો. વિચારનો તાત્કાલિક અમલ ન કરે તો તે નાનજીભાઈ શાના? તરત જ ગુરુકુળ માટે તે વસાવવાનો પ્રબંધ કર્યો.

પાંચમો પ્રસંગ : આ જ અરસામાં હું તથા નાનજીભાઈ કંપાલાથી દૂર ૨૦૦ માઈલ ફૉર્ટ પોટલ (ટોરો) ચાના પ્લેન્ટેશન (Tea Estate) જોવા ગયા. બરાબર બપોરનો સમય. માથે ધોમ ધખતો હતો. સખત ગરમી અને તડકામાં શેકાતી અમારી કાર આગળ ધપી રહી હતી અને તેને લીધે કયાંય ચેન પડતું ન હતું.

એવામાં એક બાઈને દૂર દૂર ચાલી જતી જોઈ. એ જાતે આફ્રિકન હતી. તેણે કેડે નાનું બાળક તેડયું હતું. આફ્રિકન બાઈ પાસેથી જેવી અમારી મોટર પસાર થઈ કે નાનજીભાઈએ મને કહ્યું, "ગાડી ઊભી રાખો." મને થયું અહીં આ વનવગડે વળી પાછું શું કામ પડયું? ગાડી પેલી બાઈ પાસે આવતાં નાનજીભાઈએ તેને પૂછ્યું, "આવા ધોમ તડકામાં કયાં જાવ છો?" બાઈએ કહ્યું, "આ છોકરી બિમાર છે. તેની દવા કરાવવા બાજુના ગામમાં જાઉં છું." નાનજીભાઈએ મને પૂછ્યું, "આને ગાડીમાં લઈ લઈશું?" "જરૂર," મેં કહ્યું. એક માઈલ પછી આવતા બસ-સ્ટૅન્ડ ઉપરથી તેને બસ મળે તેમ હતી; પણ અમે તેને મોટરમાં લઈ લીધી. તેનું ગામ આવ્યું એટલે તેને ઉતારી દીધી. તે દરમિયાન ખૂબ જ સહજતાથી તેની સ્થિતિ પણ શેઠે જાણી લીધી હતી. તેમનું હૃદય આ પ્રસંગથી એટલું બધું પીગળી ગયું હતું કે ઊતરતાં વેંત પેલી બહેનના હાથમાં ૨૦ શિલિંગ દવા માટે આપ્યા. બાઈએ શેઠશ્રીનો ખૂબ ખૂબ આભાર માન્યો.

મને થયું કે આ માણસમાં માણસાઈ કેટલી બધી ભરી છે! તેમના હૃદયની કોમળતા અદ્ભુત હતી. નાનામાં નાની બાબતમાં, નાનામાં નાના છતાં અજાણ્યા માણસ માટે પણ તેમના હૃદયમાં માન હતું, આદર હતો. તેમના હૃદયની લાગણી, પ્રેમ અપાર હતો. અને એણે જ એમને સૌરાષ્ટ્રના ભામાશાહ બનાવ્યા.

## ☆ ☆ ☆ સાચા અને સારા માનવબંધુ

લેખક : **શ્રી હરજીવનદાસભાઈ કાલિદાસ મહેતા**

પ્રભુ સૌ કોઈમાં વસેલો છે; બીજરૂપે રહેલો છે ને તે દરેક જન્મે કોઈ ને કોઈ શક્તિરૂપે, સદ્ગુણરૂપે પ્રગટ થઈ રહ્યો છે. જેમના ઘણા જન્મો હોય તેમનામાં અનેક શક્તિરૂપે, અનેક સદ્ગુણોરૂપે પ્રગટ થાય છે. ત્યારે તે ઈશ્વરાવતાર, પયગંબર, તીર્થંકર, સંત, મહાત્મા કે મહામાનવરૂપે ઓળખાય છે. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે, "મારા અને તારા ઘણા જન્મો થયા છે. તે સઘળા હું જાણું છું. તું જાણતો નથી." આગળ જતાં આઠમા અધ્યાયમાં કહ્યું છે કે, "મને પામ્યા પછી – પ્રભુતા પૂરી ખીલવ્યા પછી – હે કૌન્તેય, પુનર્જન્મ થતો નથી." કોઈ મનુષ્ય એક જ જન્મમાં ઘણી શક્તિઓ ને ઘણા ગુણો પ્રગટ કરી – ખીલવી શકતો નથી. સાતમા અધ્યાયના ૧૯મા શ્લોકમાં કહ્યું છે કે, "અનેક જન્મોના અંતે જ્ઞાનવાન મનુષ્ય મને પામે છે, મને પોતાનામાં પ્રગટ કરે છે. આ સઘળું જગત વાસુદેવરૂપે છે એમ સમજનાર મહાત્મા તો મને મળવો ઘણોય દુર્લભ છે."

આ ત્રણે શ્લોકો વાંચી, વિચારી, સમજીને શેઠશ્રી નાનજીભાઈનું સંસ્મરણ કરીશું તો ઑર આનંદ આવશે.

મનુષ્ય જ્યારે સ્થૂલ જગત છોડે છે, ત્યારે એકઠી કરેલી કોઈ ચીજ સાથે લઈ જઈ શકતો નથી. માત્ર મેળવેલી ભલાઈ અને એકઠી કરેલી બુરાઈ લઈ જાય છે. પ્રાપ્ત કરેલી, ખીલવેલી શક્તિ સાથે લઈ જાય છે ને પાછો જન્મે છે ત્યારે એ ભલાઈ ને એ બુરાઈ સાથે લેતો આવે છે; એટલે તે જલદી ખીલવી શકે છે ને જે સારા માતા-પિતાને ત્યાં જન્મ લે છે, સારા માણસની સંગત કરે છે ને બૂરાઈ ઓછી કરે છે, ને ભલાઈ વધારે છે, નવી નવી શક્તિઓ વધારે છે; આમ દરેક જન્મે બન્યા કરે છે. શરીરની જાતિ પણ બદલતો રહે છે ને કોમળતા ને દૃઢતા કેળવતો જાય છે. આમ જન્મો લેતાં ને ચારિત્ર્ય ખીલવતાં તે સારો મનુષ્ય થાય છે ને પછી મેળવેલી ભલાઈ ને પ્રગટાવેલી શક્તિઓનો બીજાનું સારું કરવામાં ઉપયોગ કરવા માંડે છે. ધન, કીર્તિ, ત્યાગ, પરોપકાર પણ જગતની સિદ્ધિઓ છે; એમ સમજી જનસેવા એ જ સાચી પ્રભુસેવા છે એમ સમજવા માંડે છે ને પોતાની સઘળી શક્તિઓ અને સઘળી ભલાઈઓ, સઘળા સદ્ગુણોનો નિઃસ્વાર્થભાવે ઉપયોગ કરતો થાય છે. આમ આપણા ભારતીય બંધુ સ્વ. શેઠ નાનજીભાઈ શાહસોદાગર, ઉદ્યોગપતિ, સમાજસુધારક, કન્યાકેળવણીના પ્રખર હિમાયતી, ઉદાર દાનવીર, ધર્મપ્રેમી અને ભારતીય સંસ્કૃતિ ને ભારતીય જીવનસરણીના પ્રશંસક ને પૂજક આ એક જ જન્મે નહીં, પણ અનેક જન્મના ચાલુ પ્રયત્ન કે શૉખ ને આંતરપ્રેરણાનું ફળ છે.

આપણે પણ મનુષ્યો છીએ; પણ આ જન્મે કેવાં મનુષ્યો છીએ તે આપણે વિચારીએ. આપણા આચાર, આપણી વાણી ને આપણું વર્તન કેવું છે તે તપાસતાં રહીએ. આપણી ખૂબીઓ હોય તે કેળવીએ, આપણી ખામીઓ હોય તે દૂર કરવા માંડીએ તો આપણે વધારે ને વધારે જાગતા જશું. આપણી આંતરજ્યોત પ્રગટવા માંડશે ને ભવિષ્યના કોઈ પણ જન્મમાં આપણે પણ સ્વ. શેઠ નાનજીભાઈની માફક સાચા ને સારા માનવબંધુ, માનવપ્રેમી ને જનસેવક જરૂર બનીશું. સ્વ. શેઠ નાનજીભાઈનાં સંસ્મરણોમાંથી જો આપણે આ પાઠ લઈશું તો તેમને પણ પરલોકમાં આનંદ થશે ને આપણને સૌને આશીર્વાદશે.

સ્વ. શેઠશ્રી નાનજીભાઈ આફ્રિકામાં ને હિંદમાં જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં કંઈ ને કંઈ સારું કરતા આવ્યા હતા ને ભક્ત સુદામાના મંદિરવાળા શહેર પોરબંદરને તો તેમણે એક યાત્રાનું સ્થાન બનાવ્યું છે. આપણે પણ જ્યાં જઈએ ત્યાં સારા થવા ને સારું કરવા શીખીએ.

જગતમાં થઈ ગયેલા મહાપુરુષો ને મહાન વીરાંગનાઓ પણ ભૂતકાળમાં આપણાં જેવાં જ સામાન્ય માનવો હતાં; પણ સ્વપ્રયત્ન ને સ્વસમજણથી આગળ વધ્યાં હતાં.

કોઈ કવિએ ગાયું છે કે :

કુલદીપક થાવું કઠિન, દેશદીપક દુર્લભ;
જગદીપક, જગદીશના અંશી, કોક અલભ્ય."

આટલું સંસ્મરણ કરી શેઠ નાનજીભાઈના અમર આત્માને વંદન કરી વિરમું છું.

## ☆ ☆ ☆ અનુભવ સમૃદ્ધ વ્યક્તિત્વ

લેખક: **શ્રી શાન્તિકુમાર ત્રિ. રાજા, અધ્યક્ષ, ગુજરાત વિદ્યુત બૉર્ડ**

શેઠ નાનજીભાઈ સાથેનો અમારો સંબંધ મારા પિતાશ્રીના સમયનો છે. મારા પિતાશ્રી સને ૧૯૩૪થી ૧૯૩૮ સુધી પોરબંદર રાજ્યના દીવાન હતા. ત્યારે એ સંબંધ વધુ ગાઢ બન્યો અને ત્યાર બાદ તેઓની હયાતી ન હોવા છતાં પણ બંને કુટુંબો જાણે એક જ કુટુંબ હોય તેવી રીતે પરસ્પરની નજદિક રહ્યાં.

નાનજીભાઈ આપબળે ખૂબ જ આગળ આવ્યા તે તો ઘણું જાણીતું છે; પરંતુ તેમનાં અંગત ગુણ અને વિશિષ્ટતા તો માત્ર તેમના નિકટ પરિચયમાં આવેલા માણસો જ જોઈ શકે અને અનુભવી શકે. તેઓનું ભણતર સંજોગવશાત્ મર્યાદિત હતું, છતાં તેઓની બુદ્ધિમત્તા ભલભલા વિદ્વાનોને પણ છક્ક કરે તેવી હતી. મિત્રો પ્રત્યેની વફાદારી, અંતરની ઉદારતા અને નવા નવા સુંદર વિચારો એ એમના જીવનની વિશિષ્ટતા હતી. પોતાને પૈસા કમાતાં તો આવડયું, પરન્તુ તેથી પણ વધુ તે પૈસાનો સદુપયોગ કરતાં આવડયું. તેમણે જે જે સંસ્થાઓ સ્થાપી તે બહુ જ વિચારપૂર્વક દૂરંદેશીથી સ્થાપી. ખાસ કરીને કન્યાકેળવણીમાં તેમણે ઘણો જ રસ લીધો. સંસારરૂપી ગાડાનાં બે પૈડાં (સ્ત્રી અને પુરુષ)માંથી જો એક પૈડું નબળું હોય તો તે ગાડું ઝડપથી આગળ ચાલી ન શકે અને કદાચ ભાંગી પણ જાય તેમ તેઓ અવારનવાર કહેતા. સ્ત્રી-સન્માનની વાતો કરનારા અને બણગાં ફૂંકનારા બુદ્ધિશાળીઓ કરતાં સ્ત્રીનું મહત્ત્વ પારખીને તેના ઉત્કર્ષ માટે સક્રિય પગલાં લેનારા નાનજીભાઈ આપણા દેશની એક મહાન વિભૂતિ હતા.

તેઓના સ્વર્ગવાસના થોડા દિવસો પહેલાં, હું તેઓને પોરબંદરમાં કન્યા ગુરુકુળ નજીકના તેઓના નિવાસસ્થાને મળ્યો હતો. કોઈ દિવસ નહીં અને તે દિવસે તેમણે મને હાર પહેરાવ્યો અને અતિશય ભાવ દર્શાવ્યો. મને થોડું આશ્ચર્ય પણ થયું અને ડર પણ લાગ્યો કે કદાચ આ અમારી છેલ્લી મુલાકાત હોય અને તેટલા માટે તેઓશ્રી આમ કરતા હોય! એવી તબિયતમાં પણ તેઓની ઉત્કટ ઇચ્છા એ હતી કે જૂનાગઢમાં ગિરનાર પર્વત ઉપર 'એરિયલ રોપવે' નંખાય અને ગિરનારની રમણીયતાનો લાભ બહોળા જનસમુદાયને મળે! પોરબંદર પછી બીજે નંબરે મારા જન્મસ્થાન જૂનાગઢ પ્રત્યે તેઓને બહુ જ મમતા હતી. તેઓ વર્ષનો

કેટલોક સમય જૂનાગઢમાં ગાળતા અને તેઓની તબિયત પણ ત્યાં સારી રહેતી. હું હજી આશા રાખું છું કે શ્રી નાનજીભાઈ શેઠની આ ઇચ્છા તેઓનો પરિવાર, મિત્રો તથા સ્નેહીઓ પૂરી કરશે.

નાનજી શેઠ એ એક એવી પેઢીના મહાપુરુષ હતા કે જે ઊંચા સદ્‌ગુણો, ઊંચી ભાવના અને ઊંચા વિચારો અને આચારો ધરાવતી. એ પેઢી હવે ધીમે ધીમે અદૃશ્ય થતી જાય છે અને એ ઉમદા જીવનમૂલ્યોને હવેની પેઢી ભૂલતી જાય છે. જૂનાં મૂલ્યાંકનો નષ્ટ થતાં જાય છે; અને તેને સ્થાને નવાં મૂલ્યાંકનો તદ્દન જુદા જ પ્રકારનાં આવી રહ્યાં છે! સત્તા, સ્વાર્થ અને લોભ ઉપર રચાયેલી નવી સમાજરચના લાંબો સમય ચાલી શકે નહીં. આખરે તો શ્રી નાનજી શેઠ અને તેમના જેવા અનેક મહાનુભાવોના જીવનમાંથી બોધપાઠ લઈને આપણે જૂનાં મૂલ્યાંકનોને નવા સ્વરૂપમાં લાવવાં જ પડશે.

## ☆ ☆ ☆ અપૂર્વ શ્રોતા અને કર્મવીર

લેખક : **શ્રી ટી.જે. ઈનામદાર;** બી.એ.,એલ.એલ.બી., બાર-ઍટ-લૉ; મોંબાસા

સુંદર સૌમ્ય મૂર્તિ, ઘાટીલું શરીર, મધુર હાસ્યથી દીપી રહેલું મુખ, સાદાઈથી શોભી રહેલ પહેરવેશ, આદર્શવાદી, વાર્તાલાપમાં સામાની વાતને લક્ષ દઈને શાંતિથી સાંભળનાર અને પોતાના પરમ પ્રૌઢ સૌજન્યથી સામા માણસને પોતાનો કરી લેવાની શક્તિ ધરાવનાર સદ્‌ગૃહસ્થ હતા તે શ્રીયુત શેઠ નાનજીભાઈ કાળિદાસ મહેતા, ઈસ્ટ આફ્રિકાના અગ્રગણ્ય હિંદી ઉદ્યોગપતિ.

યુગાન્ડામાં નાઈલ નદીના રિપન ધોધ ઉપર આવેલા જીન્જા શહેર નજીક, જીન્જા–કંપાલાને અડધે રસ્તે લુગાઝી નામે પોતાનું ઉદ્યોગનગર શ્રીયુત નાનજીભાઈએ આ સૈકાના બીજા દાયકામાં વસાવેલું. ત્યાં પોતાની માલિકીનાં હજારો એકર શેરડીનાં ખેતરો વચ્ચે ખાંડ બનાવવાનું જબરજસ્ત કારખાનું નાખીને ઉદ્યોગક્ષેત્રે તેમણે અનોખી પહેલ કરેલી.

તેમનો કાયમી વસવાટ યુગાન્ડામાં હોવા છતાં મોમ્બાસા ખાતે બંદરી કામકાજ અને કિનારાના પ્રદેશમાં પોતાની ખાંડના વેચાણ માટે, તેમની બ્રાન્ચ ઑફિસ હતી. વર્ષમાં એકબે વખતે દરિયાકિનારાની હવા ખાવા માટે અને પોતાની ઑફિસનો વહીવટ તપાસવા માટે શ્રીયુત નાનજીભાઈ સહકુટુંબ આવતા. શરૂઆતમાં તો ઑફિસ ઉપરના મકાનમાં રહેતા.

૧૯૨૬ની સાલમાં મોમ્બાસામાં મેં વકીલાત શરૂ કરેલી. મારી ઑફિસ શ્રીયુત નાનજીભાઈની ઑફિસની સામે જ. મને જતોઆવતો જોઈને શ્રીયુત નાનજીભાઈએ પોતાના મુનીમ મારફતે મારી તપાસ કરેલી. ત્યાર બાદ મુનીમે મને સૂચના કરેલી કે મારે અનુકૂળતાએ, શ્રીયુત નાનજીભાઈની મુલાકાત લેવી. હું તેમને મળ્યો અને ધીમે ધીમે અમારો સંબંધ વધારે અને વધારે દૃઢ થવા લાગ્યો. સાથે ફરવામાં, અને પિકનિકોમાં પણ અમે બાળકો સહિત સહકુટુંબ સાથે જતા. આ રીતે તેમના વધારે સહવાસમાં આવતાં મેં શ્રીયુત્ નાનજીભાઈને એક પ્રામાણિક, સાહસિક ઉદ્યોગપતિ તરીકે નીરખ્યા. તેમનામાં ધર્મની ઊંડી લાગણી મેં જોઈ. સમાજસુધારાના તે પ્રખર હિમાયતી. ચુસ્ત આર્યસમાજી હોવા છતાં અન્ય ધર્મો અને પંથો તરફ દિલસોજી; અઢળક લક્ષ્મી સંપાદન કરતા હતા છતાં સર્વ વિકારોનું મૂળ લોભ પણ તેમને વશ કરી શક્યો ન હતો. તેમની દાનવૃત્તિ દિવસે દિવસે વધતી જતી હતી. તેમની સખાવતો અનેક હતી. મોમ્બાસાને પણ તેનો લાભ મળેલો છે. જરૂરી જમીન લઈ આપીને "મોમ્બાસા આર્ય સમાજ"ની સંસ્થાને કાયમી મૂર્ત સ્વરૂપ આપ્યું. આજે તે સંસ્થા ફાલીફૂલીને સામાજિક અને કેળવણીનાં અનેક કાર્યો કરી રહી છે. નાનાં બાળકોની કેળવણી માટે અત્રે નર્સરી સ્કૂલની જરૂર હતી. શ્રીયુત નાનજીભાઈએ દાન આપીને પ્લૉટ, મકાન અને ફર્નિચરની જોગવાઈ કરી આપેલી. આજે પણ તે સંસ્થા વૃદ્ધિ પામતી જાય છે અને "સંતોકબાઈ નાનજી કાલિદાસ મહેતા નર્સરી સ્કૂલ" તરીકે ગૌરવ ધરાવે છે. અત્રેના ઇન્ડિયન વિમેન્સ ઍસોસિયેશનને પણ તેમણે સારી મદદ કરેલી છે. ઉપરાંત નાનાંમોટાં દાનનો લાભ મોમ્બાસાને તેમણે આપેલો છે. ઈસ્ટ આફ્રિકાનાં બીજાં શહેરોને પણ તેમણે સારાં જેવાં દાન કરેલાં છે.

આશરે ૧૯૩૩ની સાલમાં શ્રીયુત નાનજીભાઈએ મોમ્બાસામાં પોતાનો આલિશાન બંગલો બાંધ્યો અને મોમ્બાસાને તેમની અવરજવરનો વધારે લાભ મળવા માંડયો. આ બંગલો ખરેખર તો હિંદુસ્તાનથી અત્રે આવતા ધર્મોપદેશકો, સાહિત્યપ્રેમીઓ, કવિઓ અને ઇન્ડિયા ગવર્નમેન્ટનાં ડેપ્યુટેશનોનું કામચલાઉ નિવાસ-સ્થાન બની રહેલો.

ધીમે ધીમે શ્રીયુત નાનજીભાઈ અને મારા કુટુંબનો સંબંધ વધુ અને વધુ નિકટનો થતો ગયો. તેનો સંપૂર્ણ યશ શ્રીમતી સંતોકબહેન નાનજીભાઈ અને શ્રીમતી ઉમિયાબહેન ઇનામદારને ફાળે જાય છે. તેમનો બન્નેનો મિલનસાર સ્વભાવ એ જ ખરું કારણ હતું. અમારાં બાળકોનો પણ અન્યોન્ય મૈત્રી સંબંધ વધતો ગયો. ઘણી વખત પિકનિકોમાં ગયા અને દિનપ્રતિદિન બન્ને કુટુંબો એકબીજાની વધુ નજીક આવ્યાં.

પ્રસંગ આવ્યે પોતે પોરબંદરથી વહાણમાં કેવી મુશ્કેલીઓમાં આફ્રિકા આવેલા અને આવ્યા પછી પણ તેમણે કેટલી કેટલી મુશ્કેલીઓ વેઠેલી તે વિગતવાર કહી બતાવી. યુવાનોને પ્રોત્સાહન આપતા અને દૃઢતાપૂર્વક જણાવતા કે આબાદ થવું હોય, લક્ષ્મી સાધ્ય કરવી હોય, તો સર્વ મુશ્કેલીઓનો અને કઠણાઈઓનો બહાદૂરી-પૂર્વક સામનો કરવો જ જોઈએ.

તેમનું ભણતર હતું ગુજરાતી. અનુભવે થોડું અંગ્રેજી સમજતા. સંસ્કારી અને હુન્નર સંબંધી જ્ઞાન તેમની દુનિયાની મુસાફરીઓમાંથી અને અનેક મુલાકાતોથી પ્રાપ્ત કરેલું. તેમના પ્રવાસ પુસ્તકમાંથી જરૂર આ ખ્યાલ આવશે. વિદ્યાને તેઓ અગ્રગણ્ય સ્થાન આપતા. તેની વૃદ્ધિને માટે જરૂરી દાન અચૂક કરતા. સાહિત્યકારો, કવિઓ, ધર્મોપદેશકો, વિદ્વાનો અને રાજદ્વારીઓ માટે તેમનો સંપૂર્ણ સહકાર હતો.

લક્ષ્મી અઢળક સંપાદન કરતા હતા, છતાં તેમનામાં નહોતો લક્ષ્મીનો મદ. નહોતું તેમનામાં અતડાપણું કે નહોતું તોછડાપણું. રાગદ્વેષરહિત જીવન તેમણે જીવી જાણ્યું. જ્ઞાનથી નિર્મળ થયેલા ભાવનાશાળી આત્મ-વાન એ હતા એક કર્મવીર અને વળી દાનવીર. જ્ઞાન, કર્મ અને દાનના ફળ રૂપે પરિપક્વ જીવનદશામાં એ થયા સાચા મુક્તિવીર.

## ☆ ☆ ☆ ઓજસ્વી સંસ્કૃતિપ્રિય પુરુષ

**લેખક: પૂજ્ય પંડિત શ્રી આનંદપ્રિયજી**

અઢળક સંપત્તિના સ્વામી દાનવીર શેઠ નાનજીભાઈનાં મોટાં દીકરી ચિ. સવિતાબહેનને તથા તેમના ભાઈઓની પુત્રીઓને લઈ શ્રી વલ્લભદાસભાઈ વડોદરા આવેલા. તે વખતે આર્યકન્યા મહાવિદ્યાલયની મોટી શ્રેણીઓ ઈટોલાથી વડોદરા નવી ખરીદેલી રંગશાળામાં ચાલતી. મિલનાં મકાનોનો દેખાવ ભંગાર જેવો હતો.

તે વખતે વર્તમાનમાં જે સગવડો છે તેનું નામનિશાન નહોતું.

આવા મહાન લક્ષ્મીપતિના ઘરની પાંચ બાળાઓને શેઠ વલ્લભદાસ મૂકી ગયા. ખરેખર મને તો એમ જ લાગ્યું કે સાંદીપનિ મુનિના આશ્રમમાં આ કૃષ્ણો આવ્યા છે.

ચિ. સવિતાના આગમનથી તેના બાપુજી તથા પૂ. બાના સંસ્કારોનાં દર્શન થયાં. લાડકોડમાં ઊછરેલી કન્યાઓ આ તપોવનમાં કેમ કરીને રહે, છતાં તે રહી; અને તેમનાં પગલાંથી સંસ્થાએ પણ નવું કલેવર ધારણ કર્યું.

પૂજ્ય શેઠજીનાં દર્શન ત્યારે થયાં જ્યારે આફ્રિકાથી બે વર્ષ પછી પોતાનાં બાળકોને મળવા આવ્યા.

પ્રથમ દર્શને એક ઓજસ્વી સંસ્કૃતિપ્રિય પુરુષનાં દર્શન થયાં. નહોતી તેમનામાં પૈસાની ખુમારી, હતું મુક્ત મૃદુ હાસ્ય મુખમુદ્રા ઉપર; નાનાં બાળકોના જેવું સરળ અને સ્નેહસભર.

સંસ્થા જોવા નીકળ્યા અને એક નાનામાં નાની બાલિકાને માતા તરીકે સંબોધન કરતા જોઈ મારું માથું આ ઉદાત્ત માનવ આગળ નમી ગયું. સરિતાના નિર્મળ પ્રવાહ સમાન વહેતા તેમના વિશુદ્ધ હૃદયમાં કેટલું વાત્સલ્ય, કેટલી મધુરતા ભરેલી છે, તે જોઈ સૌ મંત્રમુગ્ધ બન્યાં.

તે પછી શેઠ નાનજીભાઈ સાથે ભારત અને આફ્રિકામાં ગાઢ પરિચયમાં આવ્યો. એ પોતે કહેતા કે 'હું ચાર ચોપડી ભણેલો છું.' છતાં વિદેશોના પ્રવાસથી જે ઘડતર તેમને પ્રાપ્ત હતું તે ભલભલા શિક્ષણશાસ્ત્રી-ઓને ઘણી વાર થતું ન હતું.

તેમના હૃદયમાં દેશના ઉદ્ધારની ઉત્કટ ભાવના હતી; પણ તેઓ એમ માનતા કે માતૃજાતિના ઉદ્ધાર વિના પુરુષ-સમાજનું કલ્યાણ નહીં થાય.

તેમના આમંત્રણથી અમારું પ્રવાસમંડળ આફ્રિકા ગયેલું. તેઓ જ અમારા મિજબાન હતા. તેમની છત્રછાયામાં અમને જે સફળતા મળી તેનું સઘળું શ્રેય તેમને જ હતું. જીંજામાં અમે ગયા. પૂ. શેઠજીએ કહ્યું :

"પંડિતજી, સૌરાષ્ટ્ર બહુ પછાત છે. ત્યાં નારી-સમાજ હડધૂત થાય છે. શ્રીમંત સયાજીરાવની કૃપાથી તમે ગુજરાતમાં પ્રગતિ કરી શકયા છો. મારી ભાવના છે કે વડોદરા જેવી સંસ્થા સૌરાષ્ટ્રમાં, પોરબંદરમાં, કાઢું."

શેઠ નાનજીભાઈ જ્યારે મહિલા-સમાજની વાત કરે ત્યારે તેમના હૃદયમાં એક ઊંડા દર્દનાં દર્શન થતાં. તેમની આંખો અશ્રુભીની થઈ જતી અને તેમને એમ થતું કે માતૃજાતિના કલ્યાણ માટે હું મારાથી થાય તેટલું બધું જ કરી છૂટું.

જીંજાની સભામાં પોરબંદરમાં આર્યકન્યા ગુરુકુળ સ્થાપવા તેમણે રૂપિયા બે લાખના દાનની જાહેરાત કરી અને પોરબંદર ગુરુકુળનાં બી જીંજામાં રોપાયાં.

આ અરસામાં શેઠશ્રીએ પોરબંદરમાં મહારાણા મિલ્સ માટે જમીન પણ ખરીદેલી અને એકબે પ્રાથમિક ઓરડીઓ પણ બંધાવેલી. તે વખતે શેઠજીએ પોતાના વીલમાં લખેલું કે જો મિલ કદાચ ન થાય તો આ જમીન કન્યા ગુરુકુળ માટે આપી દેવી. કન્યાકેળવણીની તેમની તમન્નાનાં આ પ્રમાણે દર્શન થતાં.

પાછળથી રાજવાડીમાં પોતાના વહાલસોયા સંતાન તરીકે તેમણે એક હરિજન કન્યાથી ગુરુકુળનો પાયો નંખાવ્યો. રાજવાડીની આ મહાન સંસ્થાનાં એક એક ઈંટ અને કણકણમાં આજે પણ શેઠ નાનજીભાઈનાં હૃદય-સ્પંદન સંભળાય છે.

શેઠ સાહેબ સાથે આ ગુરુકુળના વિકાસમાં હું એક સાથીદાર હતો અને રાતદિવસ ગુરુકુળને મહિલા-જગત માટે એક આદર્શ સ્થાન બનાવવા તેઓએ તન, મન, ધન અર્પણ કરી દીધાં.

યુગાન્ડા રોડ ઉપરના સ્વસ્તિક ભવનને મૂકી, તે ગુરુકુળ પાસે શાંતિકુટિરમાં રહેતા. તેઓ પોરબંદર આર્યકન્યા ગુરુકુળના શિલ્પી હતા એટલું જ નહીં, પણ ત્યાં ભણતી આઠસો બાળાઓના પાલકપિતા હતા. કન્યાઓની સુખસગવડ સાચવવા તેઓ એટલા બધા જાગ્રત રહેતા કે પ્રવાસ ગોઠવતાં પહેલાં તેઓ ઉતારા ખાવાપીવાની વ્યવસ્થા બરાબર કરતા.

મને એક વાર કહેલું : 'પંડિતજી, તમે આત્મબળથી ઝુકાવ્યે રાખો છો, પણ મારાથી દીકરીઓની જરા-પણ અગવડ સહન નહીં થાય.'

સંસ્થાઓને દાન આપનારાઓ તો મળ્યા કરે છે; પણ શેઠ નાનજીભાઈ જેવા હૃદય આપનારા નહીં મળે. જેમણે કન્યાઓને સુખી કરવા રાતદિવસ ચિંતા કરી, પોરબંદરમાં સિદ્ધ કરી આપ્યું કે તેઓ આઠસો આઠસો કન્યાઓના આધ્યાત્મિક પિતા બની શકે છે.

શેઠજીની બીજી વિશેષતા મેં એ જોઈ કે તેઓ ધનપતિ હોવા છતાં ને વિદેશોમાં ભ્રમણ કર્યું હોવા છતાં, સોએ સો ટકા ભારતીય વૈદિક સંસ્કૃતિના પ્રેમી હતા.

વર્તમાનમાં પશ્ચિમની સભ્યતાના રંગમાં તેઓ યુવક યુવતીઓને રંગાતાં જોઈને મહાન દુ:ખ વ્યક્ત કરતા અને હંમેશ કહેતા કે આ પશ્ચિમના પ્રવાહ આગળ તમારું અને અમારું કન્યાગુરુકુળ શું કરી શકશે? આ તો એવો ધોધ છે કે જેમાં ભલભલા તણાઈ જશે, છતાં આપણે તો નિષ્કામ કર્મ કર્યે જવું.

કન્યાઓમાં ધાર્મિક ભાવના ઊભી કરવામાં તેમનો વિશેષ આગ્રહ હતો; એટલા માટે સંસ્થામાં સંધ્યા-હવન દરરોજ થાય; પ્રવચનો પણ થાય અને વખતોવખત ધર્માચાર્યો, પંડિતો, વિદ્વાનો, સંન્યાસી, મહાત્માઓ, ભજનિકો ઇત્યાદિને આમંત્રણ આપી તેમના કાર્યક્રમો ગોઠવતા.

નવી પ્રજાના ઘડતર માટે તેમણે એક બહુ સુંદર વાત કરેલી. એક દિવસ અમે બેઠા બેઠા વાતો કરતા હતા. અચાનક તેઓ બોલ્યા :

'પંડિતજી, આવું સુંદર શિક્ષણ લીધા પછી કન્યાઓ પરણશે, ત્યારે તમારે અને મારે પોક મૂકીને રડવું પડશે.'

મેં પૂછયું : 'કેવી રીતે? આપના ઊંડા વિષાદનું કારણ શું?'

તે બોલ્યા : "આપણા સમાજમાં દીકરીઓની કિંમત નથી. આ સંસ્કારયુક્ત વાતાવરણમાં ઊછરેલી આ બાળાઓ જ્યારે પરણશે, ત્યારે તમને અને મને એવી રીતે સંભારશે કે તેમને સંસ્કારયુક્ત શિક્ષણ શા માટે આપ્યું? આ સમાજ એમને જીરવી નહીં શકે!"

પછી ધીમેથી બોલ્યા : 'ચોકીમાં રાજમહેલ છે. જૂનાગઢના નવાબનો. તેને ખરીદીને એક કુમારગુરુકુળ કાઢું. અને તમને નથી લાગતું કે સંસ્કારી ગુરુકુળના છોકરાઓ સંસ્કારી ગુરુકુળની કન્યાઓને પરણશે, તો જ આ સંસ્થાઓ સફળ થશે."

વાત ઘણી જ ઉત્કૃષ્ટ હતી પણ સમાજ-રચનામાં આ વસ્તુ અમારાથી પર હતી, એ પૂ. શેઠજી જાણતા હતા, છતાં પ્રયોગ કરી જોયો. ચોકીમાં ગુરુકુળ કાઢયું. આખરે એને બંધ કરવું પડયું! નિરાશ થયા, કારણ પ્રજાના જન્મગત સંસ્કારો એટલા પ્રબળ હતા કે તેમને તારી શકે એવો કોઈ આચાર્ય તેમને મળી શકયો નહીં.

શેઠજી એક સંસ્કારી સમાજ-રચનાનાં સ્વપ્નાં સેવતા હતા; પણ તેમની સતત ફરિયાદ એ હતી કે સંસ્થાઓ મેં ઊભી કરી છે; પૈસા પણ છૂટથી વાપર્યા છે; છતાં નિ:સ્વાર્થ સેવાભાવી કાર્યકર્તાઓ મળતા નથી. ઘણી વાર તેમની મૂંઝવણ એટલી હદ સુધી વધી જતી કે સારા માણસોના અભાવે સંસ્થાઓ બંધ કરી દેવાના વિચારો આવતા.

આર્યસંસ્કૃતિના તેઓ મહાન પૂજારી હતા. હિંદુજાતિના હ્રાસ ઉપર ને સ્ત્રીજાતિની દુર્દશા ઉપર મારી સાથે વાતચીતમાં ચોધાર આંસુ સારતા મેં જોયા છે.

એક વાર મેં કહ્યું : "કચ્છમાં બાપુજી શુદ્ધિ થઈ શકે. મોટી સંખ્યામાં મેવલા કોલીઓ શુદ્ધ થઈ શકે એમ છે; પણ પૈસાના અભાવે કામ કરવું મુશ્કેલ બને છે."

ઝટ બોલ્યા : 'પંડિતજી, તમારે કામ કરવું છે ને? હું તમને પચાસ હજાર રૂપિયા સુધીની રકમની વ્યવસ્થા કરી આપીશ. કામ શરૂ કરો.' તરત જ શેઠ શિવજીભાઈ શેઠિયાને વાત કરી. તેમનાથી અને પોતે મદદ ચાલુ કરી, આ કામની શુભ શરૂઆત કરાવી દીધી.

વરસાદ ન પડે તો શેઠજીનું હૃદય દ્રવિત થઈ ઊઠે. ખેડૂતોની ચિંતા, ઢોરઢાંખર ભૂખે મરે તેની ચિંતા. અનાજપાણી વિના ટળવળતાં માણસોની ચિંતા. તેમના દ્વારે અન્નક્ષેત્રો શરૂ થતાં અને દરેક રીતે દાનનો પ્રવાહ વહેતો મૂકાતો.

સંસારમાં સંસ્થાઓની ભિક્ષાવૃત્તિ કરતા કરતા અનેક શેઠિયાઓ મેં જોયા; પણ શેઠ નાનજીભાઈ જેવા ભાગ્યે જ જોવા મળશે. અઢળક સંપત્તિના સ્વામી હોવા છતાં, નિરાભિમાની મૃદુ હાસ્યથી બધાંને પોતાના હૃદયમાં સમાવી લેવાની તેમની અદ્ભુત કળા તેમ જ દરેક સમાજોપયોગી કાર્યમાં મુક્ત હસ્તે દાન આપવાની તેમની વૃત્તિ જોઈ, તેમનામાં એક મહાન સંત પુરુષનાં દર્શન થતાં.

મારાં સામાજિક કાર્યોમાં મને પ્રોત્સાહન, ઉમંગ અને ઉલ્લાસ આપનારી આ મહાન વિભૂતિની ખોટ ન પૂરાય એવી છે.

તેમના જીવનપ્રસંગોના અનુભવોની કથા એટલી બધી વિવિધ છે કે એક મોટો ગ્રંથ થઈ જાય; તેઓ મહર્ષિ દયાનંદના અનન્ય ભક્ત હતા એટલા માટે તેમનાં સંસ્થાઓ, ટ્રસ્ટો ને કાર્યોમાં મહર્ષિનું નામ જોડીને ગૌરવ અનુભવતા.

આ મહાન વિભૂતિને શ્રદ્ધાસુમનો અર્પતાં અમે ગૌરવ અનુભવીએ છીએ. આ મહાન આત્માને અમારાં કોટિશ: વંદન હો.

## ☆ ☆ ☆ શ્રી નાનજીભાઇની 'શારદાગ્રામ' પ્રત્યેની આત્મીયતા

લેખક: **શ્રી મનસુખરામભાઈ જોબનપુત્રા, 'શારદાગ્રામ'**

રાષ્ટ્રના પરમ ધનસમા શ્રી નાનજીભાઈ જેવું ધન્ય જીવન કેટલાંને સાંપડતું હશે? પૂર્વજન્મનો કોઈ સિદ્ધ ઉપાસક પુણ્યાત્મા એ જન્મમાં અધૂરી રહેલી ઉપાસના પૂરી કરવા શુચિ-અભિજાત માતપિતાને ત્યાં જન્મે છે. એનાં માતપિતા શ્રીમંત નથી; પરંતુ એ મહદ્ પુરુષ, મહાપુરુષાર્થે શ્રીમંતાઈની ટોચે પહોંચીને ભગવદ્‌ગીતાનું કથન 'શુચિનામ્ શ્રીમંતામ્ ગેહે'–ચરિતાર્થ કરે છે. એ મહાનુભાવ શ્રી નાનજીભાઈના સમગ્ર જીવનની ઝાંખી જેમને જેમને થઈ છે, તેમના હૃદયમાં એમને માટે પરમ અહોભાવ જન્મ્યો છે.

આ મહામના સજ્જનનો પ્રત્યક્ષ કે પરોક્ષ સંપર્ક મને પ્રસંગોપાત્ત કરાંચીના શ્રી શારદામંદિરના દિવસોથી તે છેક તેઓશ્રીના નિર્વાણદિન સુધી રહ્યા કર્યો હતો. એમના જીવનના અણુએ અણુમાં આદર્શ જીવનની તાલાવેલી મેં જોઈ છે. જ્યાં જ્યાં સત્ત્વમય, ધર્મમય, નિર્મળ, કલામય અને વીરતાભર્યા જીવનનાં દર્શન થાય, ત્યાં ત્યાં એમની દૃષ્ટિ પહોંચી જ હોય! કરાંચીના શ્રી શારદામંદિરની બે મુલાકાતોના પ્રસંગોએ જીવનનાં ઉચ્ચ મૂલ્યોને સંવાદી રીતે સમન્વિત થતાં અને વિકસતાં એઓશ્રીએ જોયાં હતાં, ત્યારથી તેઓશ્રી આ સંસ્થા પ્રત્યે આકર્ષાયા હતા.

કરાંચીના શ્રી શારદામંદિરના ફાળા માટે મારે નીકળવું પડતું, ત્યારે એકાદ વખત હું શ્રી નાનજીભાઈને મુંબઈ અને પોરબંદર મળ્યો હતો. ત્યારે મને એઓશ્રીએ એ વખતે કહ્યું હતું કે, "તમારી કરાંચીની સંસ્થા મને ખૂબ ગમે છે. પરંતુ એ માટે મારી પાસેથી કોઈ મોટી મદદની અપેક્ષા રાખશો નહીં. આપણું સૌરાષ્ટ્ર આજે શિક્ષણ સંસ્કાર-ક્ષેત્રમાં રણ બની ગયું છે. ત્યાં ઘણું કામ કરવાની જરૂર છે. તમે અહીં આવો તો તમને જેટલી જોઈએ તેટલી મદદ આપવા મારી તૈયારી છે."

શ્રી નાનજીભાઈના હૃદયમાં કન્યાકેળવણીનું એક ભવ્ય સ્વપ્ન પોરબંદરના ગુરુકુળમાં સુંદર રીતે સફળ થયું હતું. એ જ રીતે એઓશ્રીના હૃદયમાં કુમારોની કેળવણીની છાત્રવાસવાળી સંસ્થાની ઊણપનું અરમાન રહ્યા કરતું હતું. એવી એક સંસ્થા સૌરાષ્ટ્રમાં સ્થાપીને એમના આદર્શ પ્રમાણેના સફળ સંચાલન માટે એઓશ્રી કોઈ સુયોગ્ય વ્યક્તિની શોધમાં હતા.

સને ૧૯૪૭માં દેશના ભાગલાને પરિણામે અમારી સંસ્થાની ૨૮ વર્ષની કારકિર્દી કરાંચીમાં સ્થગિત થઈ. એ પરિસ્થિતિના અનુબંધે શ્રી નાનજીભાઈ પોતાના કુમારોના ગુરુકુળ માટે અમારી સેવાની અપેક્ષા રાખતા થયા હતા.

દેશના બન્ને ભાગોમાં ભારે ઉલ્કાપાત મચ્યા હતા. લાખો લોકોનાં સ્થળાંતર શરૂ થઈ ગયાં હતાં. એને પરિણામે દૂરદૃષ્ટા રાષ્ટ્રપિતા દેશનું ભારે અમંગલ ભાવિ જોઈ રહ્યા હતા. પાકિસ્તાન અને ભારત એ બન્ને વચ્ચે સુમેળ સાધવાના સાધન તરીકે એઓશ્રી કરાંચીના શારદામંદિરમાં રહેવાના હતા.* એમના આગમનના સંદેશાની રાહ જોવાઈ રહી હતી.

પૂ. ગાંધીજીનો ત્યાં આવવાનો સંભવ જોઈને, પાકિસ્તાનની સરકારે બહારથી આવતા નિર્વાસિતો સંસ્થામાં ન પ્રવેશે એ માટે એ સંસ્થાને સુરક્ષિત રાખવાની કેટલીક જોગવાઈ કરી હતી.

પાકિસ્તાનના વરિષ્ઠ અધિકારીઓ અને મુખ્યત્વે જનાબ ઝીણા ગાંધીજીનું કરાંચીમાં આવવાનું રોકવા માગતા હતા; એટલે એ બાબતનો સંદેશો આપવા માટે જનાબ ઝીણાએ શ્રી જમશેદ મહેતાને દિલ્હી મોકલ્યા હતા.

---

*સંસ્થાના મકાનની આધારશિલા પૂ. બાપુએ સને ૧૯૩૧માં રોપી અને મકાનો થયાં. એ પછી પૂ. બાપુ, સરદાર પટેલ, ડૉ. રાજેન્દ્રબાબુ, જવાહરલાલજી, મૌલાના આઝાદ, સુભાષબાબુ વગેરે રાષ્ટ્રીય નેતાઓ જ્યારે કરાંચી આવતા ત્યારે એ સૌનો નિવાસ શ્રી શારદામંદિરમાં રહેતો.

પૂ. બાપુના અવસાન પહેલાં ૧૨ દિવસે, એટલે કે ૧૯૪૮ના જાન્યુઆરીની ૧૯મી તારીખે, શ્રી જમશેદજીની પૂ. બાપુ સાથે દિલ્હીમાં મુલાકાત ગોઠવાઈ હતી. જમશેદજી આ સંસ્થાના પ્રમુખ હતા. એ હેસિયતે ત્યાં શ્રી શારદામંદિર વિષે વાતો થઈ. બાપુએ સંસ્થાને ગૌરવભેર અંજલિ આપી અને આશીર્વાદ આપતાં આદેશ આપ્યો : "જમશેદજી, શારદામંદિરને કોઈ પણ ભોગે જીવતું રાખજો. સ્વાધીન દેશમાં એણે ઘણો અગત્યનો ભાગ ભજવવાનો છે."

જમશેદજી બાપુનો આ સંદેશો લઈને કાશી, કલકત્તા, મુંબઈ ઇત્યાદિ સ્થળોએ થઈ કરાંચી આવ્યા. તે દરમિયાન દેશનું મહાદુર્ભાગ્ય સરજાઈ ચૂક્યું હતું. આપણા રાષ્ટ્રપિતાએ આ જગતમાંથી સદાની વિદાય લઈ લીધી હતી.

ગાંધીજીના આદેશને અમલમાં મૂકવા સંસ્થાના ટ્રસ્ટીઓએ સંસ્થાનું ભારતમાં નિર્માણ કરવા માટે નિયામક ટ્રસ્ટી અને માનદ મંત્રી તરીકે મને સર્વ સત્તાઓ આપતો ઠરાવ કર્યો. એ પછી દેશમાં સંસ્થા સ્થાપવાના ઉદ્દેશથી મેં પરિભ્રમણ શરૂ કર્યું.

સૌરાષ્ટ્રમાં મારું આવવાનું થયું. રાજકોટમાં શ્રી નાનજીભાઈને એક પ્રસંગે મળવાનું થતાં મને તેઓશ્રીએ નિરાંત મેળવીને પોરબંદર એમને ત્યાં આવવાનું નિમંત્રણ આપ્યું. હું પોરબંદર ગયો. ત્યાં સકળ ગુરુકુળ પરિવાર, આશ્રમવાસીઓ અને મિત્રોના સમુદાયની સભા યોજીને શ્રી નાનજીભાઈએ કુમારોના ગુરુકુળનો ઉલ્લેખ કરતાં પોતાની અભિલાષા વ્યક્ત કરી: "અમારા કુમારોના ગુરુકુળનું આપના હાથમાં સંચાલન લઈને મને એ દિશામાં નિશ્ચિંત કરો." શ્રી નાનજીભાઈએ મારી સાથે એ રાત્રિના દોઢ વાગ્યા સુધી શિક્ષણવિષયક તેમ જ કુમારોની સંસ્થાના સંચાલન સંબંધી કેટલોક રસભર વિચારવિનિમય કરેલો. એ વખતે સંસ્થાના નવનિર્વાણ માટે પૂ. બાપુએ આપેલા આદેશ અનુસાર મારી પરિસ્થિતિ મેં તેઓશ્રીને જણાવી.

સંસ્થાને નવું સ્વરૂપ આપવા અને સ્થાનની પસંદગી કરવા છએક માસના પરિભ્રમણ બાદ માંગરોળ-ચોરવાડ વચ્ચેનો ગ્રામપ્રદેશ મેં પસંદ કર્યો.

દરમિયાન ૧૯૪૯ના જાન્યુઆરી માસમાં સરદાર વલ્લભભાઈ સૌરાષ્ટ્રના પ્રવાસે આવવાના હતા. એ અરસામાં મેં તેઓશ્રીનો સમય મેળવી તા. ૨૦મી જાન્યુઆરી ૧૯૪૯ના રોજ બારડોલી મુકામે એમની મુલાકાત મેળવી અને નવનિર્માણના પ્રયત્નોથી સરદાર સાહેબને વાકેફ કર્યા. તેઓશ્રીએ સંસ્થાને અંજલિ આપતાં જણાવ્યું કે, "તમારી સંસ્થાને સરકારે સંપૂર્ણ મદદ આપવી જ જોઈએ. તમે ઢેબરભાઈને મળો. હું રાજકોટ આવું છું."

પૂ. સરદાર સાહેબે સૂચવ્યા મુજબ ૧૯૪૯ના જાન્યુઆરીની ૨૫મી તારીખે સંસ્થાના કરાંચીના ધ્વજનો સર્વશ્રી ડોલરરાય માંકડ, જયંતીલાલ રવજીભાઈ મહેતા અને હું, એ સમયના સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી ઢેબર-ભાઈને મળ્યા અને મેં ઉપર નિર્દિષ્ટ કર્યું છે તે સ્થાને સરકારી વિધિને પરિણામે ૧૯૪૯ના માર્ચની ૨૬મી તારીખે સંસ્થાને આ પ્રદેશની સૌ પ્રથમ ૧૦૮ વીઘાંની નાની રચાઈ રહેલી વાડી અને ૪૦૦ એકરના કાદાનો અનુત્પાદક વગડાઉ પ્રદેશ સોંપાયો અને સંવત ૨૦૦૫ના ચૈત્ર સુદ બીજ ને ૧૯૪૯ના માર્ચની ૩૧મી તારીખે આ સંસ્થાની ૩૦મી જન્મજયંતીના મંગળદિને સંસ્થાને સોંપાયેલી એ નવી વાડીની એક પર્ણકુટિમાં ઇષ્ટસ્મરણ સાથે સંસ્થાના નવનિર્માણનો સંકલ્પ લેવાયો.

સંસ્થા-નિર્માણની હકીકત શ્રી નાનજીભાઈના ધ્યાનમાં આવતાં તેઓશ્રીએ મને તા. ૫-૬-૧૯૪૯ના રોજ નીચેની વિગતે પત્ર લખ્યો :

"મેં સાંભળ્યું છે કે, આપ માંગરોળ તરફ એક સંસ્થા શરૂ કરો છો. એને બદલે જૂનાગઢની આસ-પાસ ચાર-પાંચ માઈલ દૂર, મૅટ્રિક સુધીના અભ્યાસ સાથે ટેકનિકલનું જ્ઞાન આપી શકાય તેવી સંસ્થા, જો ખોલવાનો આપનો વિચાર થાય, તો જામનગરમાં શ્રી દયાનંદ મહર્ષિ મહાવિદ્યાલય ચાલે છે એનું કામ આપ હાથમાં લઈ શકો તો બધું ફેરવીને તેનું ભંડોળ આપને સોંપવા ટ્રસ્ટીઓને ભલામણ કરું. પણ માંગરોળ એક ખૂણામાં આવેલ હોવાથી ત્યાં ફેરવી શકાય નહીં. આ બાબતમાં આપની સાથે જે કાર્યકર્તા હોય તેને પૂછીને

વિચાર કરશો તો બહુ સુગમતા થઈ પડશે. જુદી જુદી સંસ્થા ઊભી કરવી એના કરતાં એક સમૂહથી કામ કરીએ તો વધારે દીપી નીકળશે."

એઓશ્રીના આ સહૃદય પત્રના ઉત્તરમાં ખૂબ આભાર સાથે મેં ફરી વાર મારી પરિસ્થિતિનો ઉલ્લેખ કરી, સંસ્થાને આ નવા સ્થાને પધારવા આગ્રહભરી વિનતિ કરી.

૧૯૪૯ના નવેમ્બર માસની ૨૬મી તારીખે શ્રી નાનજીભાઈ સંસ્થાને સ્થાને આવી સંસ્થાએ, નવ-નિર્માણની જે રચના આરંભેલી, તે સર્વ વિસ્તારથી અને નિરાંતે સમજ્યા. ખૂબ પ્રસન્ન થયા. એ સમગ્ર યોજનાની રૂપરેખા મોકલવા મને જણાવ્યું.

એ મુલાકાતના અનુસંધાનમાં ૧૯૪૯ના ડિસેમ્બરની ૧લી તારીખે આ નીચે દર્શાવેલ પત્ર સાથે એઓ-શ્રીને સંસ્થાની સમગ્ર રૂપરેખા મોકલતાં મેં જણાવ્યું :

"આ સાથે સંસ્થાના સમગ્ર સંયોજનની રૂપરેખા તેના પ્રાપ્ય નકશાઓ સાથે મોકલું છું. એમાં સંસ્થાની વિવિધ રચનાની સમગ્ર કલ્પનાની આછી રેખા માત્ર છે. અનુકૂળતાએ એ જોઈ જવા વિનતિ. એમાં એવું કેટલુંયે છે જેની રૂબરૂ ચર્ચા કરવાથી એ વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાશે. એ માટે આપ અનુકૂળતાએ મળવા બોલાવશો ત્યારે આવી જઈશ.

આપના જીવનકાર્યના કંઈક પરિચયમાં આવતાં મેં જે જોયું છે તે પરથી મને લાગે છે કે જે જાતની કેળવણીની આપ કલ્પના કરો છો તે કલ્પના સાથેનો સુમેળ શ્રી શારદામંદિરે કરાંચીમાં અત્યાર સુધી જે કર્યું તે અને નૂતન સ્વરૂપે હવે જે કરવા ધારે છે તેમાં છે. આપના સ્વપ્નનું નમ્ર સાધન ઈશ્વર મને બનાવો. મેં તો જીવનમાં પ્રભુચરણે નમીને એ પરમ શક્તિ પાસે ભિક્ષા માગી છે કે મા શારદાની આરાધના કરતાં કરતાં જીવન પૂર્ણ થાઓ.

આપે અહીંથી વિદાય લેતી વખતે જે સૌજન્યભરી પ્રેમળતા બતાવી તે તો આજીવન સ્મરણીય રહેશે. જેમ જેમ હું આપના વિશેષ સંપર્કમાં આવતો જાઉં છું તેમ તેમ આપના હૃદયની મહાનુભાવતા, વિશાળતા અને બુદ્ધિ–વૈપુલ્ય જોઈને મને આનંદ થાય છે. ઈશ્વરે આપનામાં જે અનેક ગુણોનો સુમેળ કર્યો છે તે અનુભવતાં આપણા દેશના પ્રાચીન અને મધ્યકાલીન સમૃદ્ધિકાળના ખાનદાનીના ખમીરથી ભરપૂર ધર્મવીર –કર્મવીર – દાનવીર – શ્રેષ્ઠીઓનું સ્મરણ થાય છે. ઈશ્વર આપને આરોગ્યમય લાંબું આયુષ્ય આપો અને આપના હાથે આપણા આ સ્વાધીન છતાં વિષમતાઓથી ભરપૂર દેશના નવસર્જનમાં આપનો સમર્થ ફાળો મળો એવી પ્રાર્થના સાથે."

એ પછી એઓશ્રીએ તા. ૨૮–૪–૫૦ના રોજ પત્ર લખી મે માસની તા. ૩, ૪, ૫ દરમિયાન કોઈ પણ તારીખે જૂનાગઢ અને જામનગરની સંસ્થાઓ સંબંધી વિશેષ વિચારણા કરવા પોરબંદર આવી જવા મને જણાવ્યું.

પરંતુ એક કે બીજે કારણે પોરબંદરમાં મળવાનું મુલતવી રહેતું ગયું.

એ પછી તા. ૧૫–૧૨–'૫૦ના રોજ પત્ર દ્વારા એઓશ્રીએ જામનગરની સંસ્થા અને જૂનાગઢના નવા પ્લાન માટે રૂબરૂ મળવા જરૂર આવવાનો કાર્યક્રમ નિયત કરી જણાવવા લખ્યું.

એ પત્રના ઉત્તરમાં મેં તા. ૧૯–૧૨–૫૦ના રોજ પત્ર લખી તા. ૨૩મીએ પોરબંદર પહોંચીને ત્યાંથી તા. ૨૬, ૨૭ના રોજ જામનગર પહોંચવાનું નક્કી કરી જણાવ્યું.

મારા આ પત્રના ઉત્તરમાં શ્રી નાનજીભાઈએ તા. ૨૧મી ડિસેમ્બરે મને નીચેની વિગતે તાર કર્યો :

"Yours Nineteenth. myself not going Jamnagar. You need not hurry coming here for Junagadh plans."

એ તારના અનુસંધાનમાં તેઓશ્રીએ તા. ૨૧–૧૨–૫૦ના રોજ પત્ર લખી મને જણાવ્યું કે, "અમારી બોર્ડની મીટિંગ હાલમાં મુલતવી રહેલ છે. આપે મને કહેલ કે, આપ જામનગર નામદાર મહારાણી સાહેબાને

મળવા માટે જવાના હતા. આપ જામનગર જાઓ ત્યારે ગુરુકુળની વિઝિટ લેશો. જૂનાગઢના પ્લાનને હજી વાર છે. અહીંથી એક રફ પ્લાન બનાવી આપને મોકલી આપીશું; જેમાં આપને યોગ્ય લાગે તે સુધારા-વધારા સૂચવશો."

એ પછી તુરત પોતાના તા. ૨૪–૧૨–૫૦ના પત્રમાં મને જણાવ્યું કે, "આપનો તા. ૧–૧૨–૫૦નો કૃપાપત્ર મળ્યો છે. તેમ જ મોકલેલ સાહિત્યનું પાર્સલ મળ્યું છે. હું બહારગામ હતો અને ત્યાંથી આવ્યા બાદ માનનીય શ્રી બાળાસાહેબ ખેર તથા માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈ પધાર્યા હતા. એટલે ચાર-પાંચ દિવસ એ કામમાં પડયો હતો. તેથી આપને પત્ર લખી શકયો નથી. આપની યોજના બહુ જ સુંદર છે અને વિચારો પણ સુંદર છે. આપની ઈચ્છાઓને સફળતા ઇચ્છું છું."

ત્યાર બાદ તા. ૧લી માર્ચ ૧૯૫૧ના રોજ જૂનાગઢમાં રાયજી બાગમાં મળવાનું ગોઠવાયું અને ત્યાં તેઓશ્રીની સાથે એમની સંસ્થાને વિકસાવવા માટે અમારી વચ્ચે ખૂબ ઉપયોગી અને રસપ્રદ વાતો થઈ.

એ પછી તા. ૩૧–૫–૫૧ના રોજ સંસ્થાનાં લોકશાળા, છાત્રાલય, શિક્ષકોના નિવાસો ઇત્યાદિની યોજના દર્શાવતો પત્ર મેં એઓશ્રીને લખ્યો. તેના સંદર્ભમાં એઓશ્રીના તા. ૪–૬–૫૧ના પત્રમાં મને જણાવ્યું કે,

"આપનો કૃપાપત્ર મળ્યો. એ બદલ ઉપકાર. આપશ્રીએ અગાઉ વાત કરેલી કે, ત્રણચાર ગામો વચ્ચે એક નાની સ્કૂલ સ્થાપવી. જ્યાં આજુબાજુનાં ગામડાંના વિદ્યાર્થીઓ અભ્યાસ કરે અને ખેતીવિષયક શિક્ષણ મેળવે. આપશ્રીએ એ યોજના ચાલુ રાખેલ હોય તો મારા કહેવા મુજબ હું મદદ આપીશ."

આ પત્રના ઉત્તરમાં મેં એઓશ્રીને જણાવ્યું કે,

"આપનો કૃપાપત્ર મળ્યો. સંસ્થાની બે યોજના પૈકી એક મોટી યોજના તે ગ્રામવિદ્યાપીઠની અને બીજી નાની યોજના તે શારદાગ્રામના મધ્યવર્તી કેન્દ્રની. એમાંની નાની યોજનાની શકયતા આપને લાગી હતી. આપના બોજાઓ હું સમજું છું. એ સર્વ બોજા વચ્ચે આપ ગ્રામકેળવણીની આ સંસ્થા માટે આપનો ઉદાર હાથ ઠીક ઠીક લંબાવશો એવી મારી વિનતિ છે. પરમ મહાનુભાવતા અને સૌજન્યભર્યું આપનું દરિયાવ દિલ જ્યારે આ સંસ્થાની પાત્રતા જોશે ત્યારે વણમાગી સહાય આપ કરશો એ હું જાણું છું."

તે પછીના એક વર્ષના ગાળામાં પ્રસંગોપાત્ત પોરબંદર, રાજકોટ કે મુંબઈ વારંવાર શ્રી નાનજીભાઈને મળવાનું થયું હતું.

અગાઉ જણાવ્યું છે તેમ એઓશ્રીનું જામનગરનું ગુરુકુળ સુયોગ્ય રીતે સંભાળી શકે એવી વ્યક્તિની શોધમાં તેઓશ્રી હતા. રાજકોટમાં શ્રી નાનજીભાઈને શ્રી જ્યંતીલાલ જેબનપુત્રા તથા સૌરાષ્ટ્રના એ સમયના ખેતી અને નાણાંમંત્રી શ્રી ગિરધરલાલભાઈ કોટકને એઓશ્રીને મળવાનું બનતું ત્યારે એ અંગે વાતચીત થતી. એ બન્નેએ જ્યારે એ માટે મારો ઉપયોગ કરવાનું જણાવ્યું ત્યારે તેઓશ્રીએ પ્રેમાળ રીસમાં કહેલું કે, "મેં તો એમને ઘણું કહ્યું છે. પરંતુ જેબનપુત્રા માને જ છે કયાં?"—એવા એક ઉલ્લેખના પ્રસંગે શ્રી ગિધુભાઈએ એ બાબત વિચાર કરી માર્ગ કાઢવા શ્રી નાનજીભાઈની અનુકૂળતા મુજબ અમારી સંયુક્ત બેઠક બોલાવવાનો પ્રસ્તાવ મૂકયો; જે એઓશ્રીએ સ્વીકાર્યો. એ દિવસોમાં સંસ્થાકીય ભંડોળ અંગે હું મુંબઈ હતો એટલે શ્રી ગિધુભાઈએ મને તાર કરીને રાજકોટ આવી જવા જણાવ્યું.*

એ પછી તા. ૨૪–૨–૫૨ના રોજ મુંબઈમાં મળેલ ટ્રસ્ટીમંડળની બેઠક સન્મુખ મેં નીચેની હકીકત મૂકી:

"શ્રીમાન નાનજીભાઈ કાલિદાસ મહેતા તરફથી અને એમના વતી બીજા સંભાવિત ગૃહસ્થો તરફથી છેલ્લાં ત્રણેક વર્ષથી પ્રસંગોપાત્ત સંદેશા મળ્યા કરે છે કે એઓશ્રીની કુમારોની કેળવણીની સંસ્થા શ્રી દયાનંદ મહા-વિદ્યાલય જે પ્રથમ જામનગર મુકામે હતું અને હાલ જે જૂનાગઢ બાજુમાં ચોકી મુકામે આવેલ છે તેનું સંચાલન શ્રી મનસુખરામભાઈ હાથમાં લે."

*શ્રી ગિરધરલાલભાઈ કોટકને ત્યાં અમારે જાન્યુઆરી ૧૯૫૨માં મળવાનું થયું તેની ચોક્કસ તારીખની નોંધ મળતી નથી.

એના સંદર્ભમાં શ્રી નાનજીભાઈનો મારા ઉપર આવેલા તા. ૫–૬–૪૯ના પત્રથી માંડીને એ પછીનો પત્રવ્યવહાર અને પ્રસંગોપાત્ત એઓશ્રી સાથે થયેલ રૂબરૂ ચર્ચાવિચારણાની હકીકત તથા એના પર આ સંસદની પુરોગામી વ્યવસ્થાપક સમિતિના સભ્યોએ મળીને કરેલ વિચારો, વગેરેનો અહેવાલ મેં સભા સમક્ષ મૂક્યો. એ પરથી ટ્રસ્ટીમંડળે આ અન્વયે કેટલીક વિચારણા કરીને પોતાના વિચારોને નીચે મુજબ સ્વરૂપ આપ્યું :

"જૂનાગઢ નજીક ચોકી મુકામે આવેલ શ્રી મહર્ષિ દયાનંદ વિદ્યાલયનું સંચાલન શ્રી મનસુખરામભાઈ હાથમાં લે એ વિષયે એ સંસ્થાના પ્રણેતા શ્રીમાન નાનજીભાઈ કાલિદાસ મહેતા તથા જુદા જુદા સજ્જનો દ્વારા અને મુખ્યત્વે મા. શ્રી ગિરધરલાલભાઈ કોટક દ્વારા મળેલાં સૂચનોની સમગ્ર હકીકત આ સંસદના ટ્રસ્ટી-મંડળની આજરોજ મંગળવાર, તા. ૨૨–૪–૫૨ના રોજ મળેલી બેઠકે વિચારી છે. આ વિષયે અમે એમ માનીએ છીએ કે–

"આપણી સંસ્થાએ ગ્રામકેળવણીના જે કાર્યને માથે લઈને તેની સમજાવટ શરૂ કરી છે, તે દેશના નવ-ઘડતરની દિશાનું સાચું કાર્ય છે.

એ સાથે શ્રીમાન નાનજીભાઈ કાલિદાસ મહેતા જેવા મહાનુભાવે વર્ષોથી આરંભેલા કન્યાકેળવણીના યજ્ઞના અનુષ્ઠાનમાં એ યજ્ઞને સંપૂર્ણ સ્વરૂપ આપવા સારુ આપણા દેશના કુમારોમાં સુસંસ્કાર અને ચારિત્ર્ય ખીલવે એવી કેળવણી આપવા જે પ્રયત્ન કર્યો છે તેયે આદરણીય છે.

શ્રીમાન નાનજીભાઈનું સૂચન એક સમૂહથી કાર્ય કરીએ તો વધારે દીપી નીકળશે એ વધાવી લેવા યોગ્ય છે.

એ વિષયે સમગ્ર રીતે વિચારતાં અમોને એમ લાગે છે કે આ સંસ્થાનું ગ્રામકેળવણીનું કાર્ય સચવાય એ રીતે આ બે સંસ્થાઓના સંચાલનનો સમન્વય કોઈ રીતે કરી લેવાય તો ઘણું યોગ્ય થાય, અને એ રીતે આ સંસ્થાની કરાંચીમાં પરંપરાગત વિકાસ પામેલી સામૂહિક શક્તિનું સુયોગ્ય વિતરણ થાય. આ સંસ્થામાં ઘડાયેલા અને આજે છૂટાછવાયા અન્યત્ર કામ કરતા જૂના સેવકોનો એક એવો વર્ગ છે કે જેને આ કાર્યમાં યોજીને અનુકૂળ નવશક્તિનો સુમેળ કરી શકાય. આપણી સંસ્થાના નિયામક એ મહાવિદ્યાલયનું સંચાલન શ્રીમાન નાનજીભાઈના હેતુઓ સિદ્ધ થાય એ રીતે જરૂર કરી શકે. એ સંચાલન માટે જરૂર જણાયે શ્રી મનસુખરામભાઈ આરંભનો કેટલોક સમય પોતાનું સમગ્ર ધ્યાન એ સંસ્થામાં કેન્દ્રિત કરીને, એને ધાર્યું સ્વરૂપ આપી શકે. એ માટે ગ્રામકેળવણીના કાર્યમાં ઉપયોગી થાય એવાં તત્ત્વોનો ઉપયોગ કરીને ગ્રામકેળવણીને પણ વ્યાપક સ્વરૂપ આપી શકાય.

એ ઉદ્દેશને પાર પાડવા માટે અમને એમ લાગે છે કે જો આ બન્ને સંસ્થાઓ બે મટીને એક થાય તો જ એ સમન્વય વ્યવહારુ બની શકે.

ઉપર નિર્દેશ કર્યા મુજબ ગ્રામકેળવણીનું આ સંસ્થા–યોજિત કાર્ય સચવાય એ રીતે શ્રીમાન નાનજીભાઈ જે સૂચન કરે એ સ્વીકારવા અમે સંપૂર્ણ સંમત થઈશું.

એ સભાના બે અનુપસ્થિત ટ્રસ્ટીઓ મા. શ્રી ઉછંગરાય ન. ઢેબર અને શ્રી દુર્લભજીભાઈ શામજીભાઈ વિરાણીની, એઓશ્રીએ યોગ્ય જણાય તેવા સુધારાવધારા સહિતની સંમતિ અમારા આ પ્રસ્તાવ પર મેળવીને શ્રી મનસુખરામભાઈ એ સર્વસંમત પ્રસ્તાવ મા. શ્રી ગિરધરલાલભાઈ કોટક દ્વારા શ્રીમાન નાનજીભાઈ સમક્ષ રજૂ કરે.

આ પ્રસ્તાવ ઉપર શ્રીમાન નાનજીભાઈના વિચારો અને નિર્ણય જાણ્યા બાદ એ અનુસાર ટ્રસ્ટીમંડળ તેને આખરી સ્વરૂપ આપવા ફરી મળશે."

આ ઠરાવ પરથી શ્રી ઢેબરભાઈ અને શ્રી દુર્લભજીભાઈ વિરાણીએ અનુમતિ આપતાં જણાવ્યું કે,

"અમને એમ લાગે છે કે બન્ને સંસ્થાઓ તથા તેના વહીવટ સંચાલન વિષે કેટલીક માહિતીઓની આપલે કરવી પડશે. તેમ જ તેનાં ભવિષ્યનાં કાર્ય અને ઉદ્દેશ વિષે પણ કેટલીક મંત્રણા-વિચારણા કરવી પડશે.

આ મંત્રણા-વિચારણા કરીને યોગ્ય નિર્ણય લેવાની સત્તા સાક્ષે આ સંસદ વતી નીચેના ભાઈઓને આ કાર્ય સુપરત કરવામાં આવે છે. તેઓ શ્રી નાનજીભાઈ તથા શ્રી ગિરધરલાલભાઈ કોટક સાથે મળીને યોગ્ય પગલાં ભરશે.

૧. શ્રી જ્યંતીલાલ રવજીભાઈ મહેતા
૨. શ્રી મનસુખરામ મો. જોબનપુત્રા

શ્રી નાનજીભાઈને તા. ૨૫–૪–'૫૨ના મારા પત્ર સાક્ષે ઉપર્યુક્ત ઠરાવ મોકલીને આ સંસ્થાની નવ-રચનામાં યોજાયેલા નવા ટ્રસ્ટીમંડળમાં શ્રી ઢેબરભાઈ, શ્રી દુર્લભજીભાઈ વિરાણી, શ્રી નાનાલાલભાઈ જસાણી, શ્રી ગોપાલજીભાઈ શાહ, શ્રી જ્યંતીલાલભાઈ મહેતા અને હું – અમારા સૌની સાથે અમારા એક ટ્રસ્ટી તરીકે રહેવાની વિનંતિ કરતો આગ્રહભર્યો પત્ર લખ્યો :

ત્યાર બાદ શ્રી નાનજીભાઈને રૂબરૂ મળવાનું થયું એ વખતે અમારી સાથેની વાતચીતમાં જણાવ્યું કે, "બંને કાર્ય એકી સાથે થઈ શકે એવું મને લાગતું નથી. એટલે અહીંનું કાર્ય એ તમારું જ છે એમ માનીને કાર્ય સંભાળી લો તો કુમાર ગુરુકુળનું ટ્રસ્ટ તમારે નામે કરી આપવાની કાર્યવાહી કરવામાં હું આગળ વધી શકું." આ દિશામાં વિશેષ વિગતવાર વિચારીને જણાવવા એઓશ્રીએ મને કહ્યું.

એ પછી મારે અસ્વસ્થ તબિયતને લીધે કેટલોક સમય મુંબઈ રહેવાનું થયું હતું. ત્યાં શ્રી નાનજીભાઈના સૂચન પરત્વે સૌ મિત્રો સાથે વિચારીને મેં એઓશ્રીને પત્ર લખી જણાવ્યું કે,

"આ દિવસો દરમિયાન આપની સંસ્થાના અને સંબંધ ધરાવતા મિત્રો સાથે અગત્યની વાતો અને વિચાર-વિનિમય કર્યો છે. એ સર્વને અંતે અમને સૌને એમ લાગે છે કે અહીંની પ્રવૃત્તિ તો હવે સંકેલી શકાય એવી સ્થિતિ તો રહી નથી, એટલે મેં હાથમાં લીધેલું કાર્ય ઈશ્વરને ખોળે માથું રાખી પાર પાડવા યથાશક્ય સર્વ પ્રયત્નો કરી છૂટવાનું વિચાર્યું છે.

પૂ. ગાંધીજીની અંતિમ ઈચ્છા 'શારદામંદિર' જીવંત રહે એવો સંદેશો એઓશ્રીએ શ્રી જમશેદજી દ્વારા આપેલો છે તે ભુલાતું નથી.

જે મિત્રોએ અહીંના પ્રયત્નમાં નાણાં આપ્યાં છે તે બધાની ઉત્કટ ઈચ્છા છે કે મારે આ કાર્યના ભોગે બીજી કોઈ પ્રવૃત્તિમાં પડવું નહીં. કુમાર ગુરુકુળની પ્રવૃત્તિ માટે શક્ય બધું જ કરવા સહુ સહમત છે, પણ તે આ કાર્યને પડતું મેલીને નહીં એવું સૌ ઈચ્છે છે.

સૌરાષ્ટ્ર સરકાર સાથેની સંસ્થાગત સમજણ અને હિન્દ સરકાર પાસે સહાય માગતાં તેમ જ કરાંચીની સંસ્થાની મિલકતનાં નાણાં મેળવવા સારુ ચાલતી વાટાઘાટોની એકરૂપતા સાચવી રાખવા પણ આજ કાર્યને સંભાળી આગળ લેવું જોઈએ.

આપના અને આપના જીવનની સૌરભરૂપ ગુરુકુળ પ્રવૃત્તિને વિકાસ આપવામાં હું સાધનરૂપ બની શકું તો મને ધન્ય માનું. મને એ કાર્ય એટલું જ પ્રિય છે. બીજી બાજુ અહીંની ગ્રામકેળવણીનું કાર્ય કેટલું મહત્ત્વનું છે એ આપ જાણો છો.

મારી પાસે ધનબળ નથી; અને અનેક મંથનોમાં ભારે શક્તિના ભોગે પણ પરિણામ કેવું આવશે તે ઈશ્વરને હાથ છે. આજે સંજોગો ખૂબ પ્રતિકૂળ દેખાય છે. એ વચ્ચે આ અવસ્થાએ કેવળ ઈશ્વરના આધારે મારે ઝઝૂમવું રહ્યું. પ્રભુ બળ મોકલશે એ શ્રદ્ધાનું ભાથું સાથે છે.

આપનું સૌજન્ય અથાગ છે. આપની સાથે કામ કરવું એ જીવનનો એક મોટો લહાવો છે. બાહુબળે – સ્વ-પુરુષાર્થે આપ ધનકુબેર થયા અને ધનનો આપે ખૂબ સુંદર ઉપયોગ પણ કરી જાણ્યો. આવા ધન્ય પુરુષની

પડખે ઊભી એમના લોકકલ્યાણના ધગશભર્યા પુરુષાર્થના સાધન બનવાનો લહાવો લેવાનું કોને ન ગમે?

અહીંના કાર્યમાં હું એટલો ઊંડો ઊતરી ન ગયો હોત તો જીવનભર આપની પ્રિય પ્રવૃત્તિમાં દટાઈ જવાનો આનંદ હોત. આમ છતાં આપ મને સદાય આપનો લેખશો. અહીંનું કાર્ય કરતાં કરતાં આપને હું કોઈ પણ રીતે, ગમે ત્યારે, ગમે તે રીતે, ઉપયોગી થઈ શકું એમ આપને લાગે તો આપ આજ્ઞા કરશો."

મારા ઉપર્યુક્ત પત્રના ઉત્તરમાં તેઓશ્રીએ મને જણાવ્યું કે, "આપનો કૃપાપત્ર મળ્યો. આપની ભલી લાગણી માટે ઉપકાર માનું છું. આપના ત્યાગથી—આપના કાર્યની સફળતા થશે અને પ્રભુ આપને સહાય કરશે."

એ પછી શ્રી નાનજીભાઈ 'શારદાગ્રામ' સંસ્થાના વિકાસમાં પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રીતે વિશેષ રસ લેતા થઈને તેના નિકટવર્તી આત્મીય બની ગયા. એમની કન્યાકેળવણીની કલ્પના સાથે સુસંગત થાય એવી કુમારોની કેળવણીની સંસ્થા રચવાનો એમનો સંકલ્પ 'શારદાગ્રામ'ની રચનાથી એમણે સિદ્ધ થતો જોયો અને સંતોષ અનુભવ્યો.

પોરબંદરની શ્રી નાનજીભાઈની સર્વ પ્રવૃત્તિઓના કેન્દ્રબિન્દુ સમા ગુરુકુળ અને શારદાગ્રામ વચ્ચે જાણે એક જ પરિવારનો સંબંધ હોય એવું બની ગયેલ છે. ત્યાંની બાલિકાઓ—કાર્યકરો—સેવકો—અને શ્રી નાનજીભાઈનું વિશાળ મિત્રમંડળ આ તરફ આવે, ત્યારે એઓશ્રી શારદાગ્રામ સંસ્થાને પોતાની ગણીને એની મુલાકાત લેવા સૌને અચૂક સૂચવે. આ વિષે એઓશ્રીએ છેલ્લે તા. ૧૪–૨–૬૨ના રોજ ભાવાંજલિ-પત્ર લખ્યો છે તેમાં જણાવ્યું છે કે,

"મ બાલિકાઓ અને ગુરુકુળ પરિવારનાં સર્વ ભાઈબહેનોને સૂચવ્યું છે કે જેમ ભગવાન સોમનાથના દર્શન કરવા જાઓ છો તેમ આપણી આ સંસ્થા પણ એક તીર્થ જેવી છે. ત્યાં ઘણીયે વસ્તુઓ છે જે જોવા જેવી છે. ટૂંકા ખર્ચમાં એકલે હાથે, મનુષ્ય કર્મવાદી બને તો, કેટલું કરી શકે છે તે ત્યાંથી અપનાવવા જેવું છે."

આ કર્મયોગી પુરુષના ઉપરના શબ્દોમાં એઓશ્રીની મહાનુભાવતા તથા શારદાગ્રામને મળેલી આત્મીય અંજલિ આપણને સાંપડે છે.

## ☆ ☆ ☆ લોકહૈયાને સિંહાસને

લેખક: **પ્રા. શ્રી મધુકર રાંદેરીઆ**

પ્રજાસત્તાક ફ્રાન્સના પ્રમુખ નેપોલિઅનને સમાચાર મળે છે કે ઑસ્ટ્રિયન લશ્કર ફ્રાન્સ પર ચડી આવે છે. પોતાનાં લશ્કરોને એ જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખે છે ને ચારે પાસથી ઑસ્ટ્રિયાની સેના પર આક્રમણ લઈ જવાનો આદેશ આપે છે. પોતે પણ એક વિભાગ સાથે આલ્પ્સ ઓળંગી ઑસ્ટ્રિયા જવા નીકળે છે.

પરંતુ આલ્પ્સ તો આભચૂમતો, હિમાચ્છાદિત શિખરોવાળો અભેદ્ય નગાધિરાજ! એને ભેદવો શી રીતે? નેપોલિઅન અગત્સ્ય નહોતો કે પર્વતને પાછા વળવાનો વાયદો આપે એટલે એ નીચો નમીને માર્ગ કરી આપે! પણ નેપોલિઅન સંકલ્પોનો સ્વામી હતો. સૈન્યમાં જરાક અશ્રદ્ધા પ્રગટ થતી જણાઈ, એટલે નિર્બળતાની એ ક્ષણે સેનાનાયક નેપોલિઅને સૌના કાનમાં એક જીવનમંત્ર ફૂંક્યો : કાળા માથાના માનવીના શબ્દકોશમાં 'અશક્ય' જેવો શબ્દ હોઈ શકે જ નહીં! સાહસની વાટ સંકોરો, હિંમતનો દોર પકડો, સંકલ્પને દૃઢ કરો, આસ્થાનું બળ વધારો, અને દુનિયાનાં ગમે તે બળો તમારે પડખે આવીને ઊભાં રહેશે, તમારા કદમમાં શિર ઝુકાવશે.

સેનાનાયકના આ શબ્દે સૈન્યમાં નવો પ્રાણ પૂર્યો. આલ્પ્સ ઓળંગાયો. ઑસ્ટ્રિયાના સૈન્ય સાથે યુદ્ધ ખેલાયું ને યુદ્ધમાં ફ્રાન્સ જીત્યું.

સંકલ્પબળ જીવનસિદ્ધિની પહેલી પૂર્વશરત. મુરબ્બી શ્રી નાનજીભાઈની મૂર્તિ નજર સામે ખડી થાય છે, ત્યારે એને પડછે સંકલ્પમૂર્તિ નેપોલિઅનનો આકાર પ્રગટ થાય છે.

શ્રી નાનજીભાઈમાં નેપોલિઅને બોધેલાં સંકલ્પશક્તિ, સાહસવૃત્તિ, આત્મશ્રદ્ધા અને ખુમારી હતાં. તેનાથી પ્રેરાઈને જ એમણે દરિયા ઓળંગ્યા ને ભારતની બહાર પરભોમમાં એમણે પોતીકાં થાણાં ઊભાં કર્યાં.

જીવનસિદ્ધિના માર્ગની કેડી એટલે ક્ષોભ વિનાની સ્વસ્થતા. પૂ. નાનજીભાઈને મેં જ્યારે જોયા છે, ત્યારે એ ક્ષોભરહિત સ્વસ્થતાની જ મૂર્તિ લાગ્યા છે.

કહે છે કે એવો કોઈ અક્ષર નથી જે અમન્ત્ર હોય, એવું કોઈ વૃક્ષનું મૂળિયું નથી જે ઔષધરૂપે કામ ન લાગે, ને એવો કોઈ પુરુષ નથી જે કોઈ કામ માટે અયોગ્ય હોય. જે જરૂરત છે તે કેવળ એ સૌનો યોગ્ય રીતે વિનિયોગ કરી શકે તેવી શક્તિની. એ શક્તિ તે યોજકશક્તિ. અને એ જ દુર્લભ છે. નેપોલિઅનની યોજકશક્તિ અદ્ભુત હતી, વિરલ હતી. પ્રથમ પંક્તિની નેતાગીરી માટે સંકલ્પબળ, સાહસિકતા, સ્વસ્થતા, આત્મવિશ્વાસ, ને નિર્ભીકતા જરૂરી છે. તેથીયે વિશેષ જરૂરી છે આ યોજકશક્તિ. એ શક્તિ સૌમાં પોતાના કર્તવ્ય પ્રતિ, ધર્મ પ્રતિ, ધ્યેય પ્રતિ જાગૃતિની જ્યોત પ્રગટાવી શકે છે. ફ્રાન્સ યુરોપમાં અગ્રગણ્ય સત્તા ને બળ બની શક્યું તે એના પ્રભાવથી. મુ. શ્રી નાનજીભાઈની યોજકશક્તિએ કુટુંબમાં ને સમાજમાં, ભારતમાં ને પરદેશમાં જે જ્યોત પ્રગટાવી ને સ્થિર કરી, એના પ્રકાશમાં એમનું વ્યક્તિત્વ એક નવો જ અર્થ ગ્રહણ કરી રહે છે.

મુ. શ્રી નાનજીભાઈની આત્મસૂઝ, કુશળતા, દૂરંદેશી, અનુભવસમૃદ્ધિ એમને સહેજે અગ્રણીઓના અગ્રણી તરીકે સ્થાપિત કરતાં.

પણ સૌથી વિશેષ તો પ્રભાવશાળી હતી એમની સૌમ્યતા, એમની માનવતા, એમની હૃદયઉદારતા. ફળ આવે ને તરુવર ઝૂકે એમ એ સદા નમ્રતાથી ઝૂકતા — અને એમ ઝૂકીને સદૈવ ઊંચે આદરભર્યા સ્થાને વિરાજતા. એમના યૌવને, ધને, પ્રભુત્વે એમનામાં કદી અવિવેક આણ્યો જાણ્યો નથી. સૌજન્યમૂર્તિ, સંસ્કારમૂર્તિ, વાત્સલ્યમૂર્તિ અને વિવેકમૂર્તિ જેવા શબ્દોએ જો ચાલુ વપરાશને કારણે પોતાનો અર્થમર્મ ગુમાવી દીધો ન હોય તો, એ સર્વ સંપૂર્ણ યોગ્યતાથી એકત્રિત થઈને પૂ. નાનજીભાઈમાં આશ્રય પામી શકે છે.

કુટુંબીજનોના ને ગુરુકુળવાસીઓના આ શિરછત્રે, મિત્રો ને સંબંધીઓના આ હિતૈષીએ, વ્યાપાર-ઉદ્યોગના ભીષ્મપિતામહે કદી કોઈ સોનાચાંદીના તખ્ત પર વિરાજી શાસન કર્યું નથી ને કરવાની મનીષા સેવી નથી — એકમાત્ર સૌ પ્રતિ સમદૃષ્ટિથી ને પ્રેમધર્મના નિયમોથી પ્રેરાઈને જોનાર એમણે જો રાજ્ય કર્યું જ છે તો તે લોકહૈયાના સિંહાસન પર વિરાજીને જ.

માટે જ તેઓ આજે ક્ષરદેહે નથી છતાં, લોકહૈયામાં તો ચિરંજીવી જ છે. એમને મહાકાળની બાધા નડી નથી, કારણ તેઓ 'ભગવાનની જ વિભૂતિ' હતા!

## ☆ ☆ ☆ નમ્રતાના આરાધક

લેખક : શેઠશ્રી ભોગીલાલભાઈ મ. શાહ, ભાવનગર

સ્વ. શેઠશ્રી નાનજીભાઈ મહેતાની સ્મૃતિ જળવાઈ રહે, એટલા માટે એમના પરિવારે અનેક મિત્રોના અને શુભેચ્છકોના આગ્રહથી સ્વર્ગસ્થને અંજલિરૂપ સ્મૃતિગ્રંથ પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ કર્યો છે, તેથી હું રાજી થયો છું; અને આ સ્મૃતિગ્રંથ માટે એક સ્મરણલેખ લખી મોકલી આપવા આપે મને લખ્યું છે. પરંતુ શેઠ નાનજીભાઈએ પોતાની હયાતીમાં જ ધાર્મિક, શૈક્ષણિક, સામાજિક અને અન્ય વિદ્યાપ્રચારનાં એટલાં બધાં કામો કર્યાં છે કે એ કામો જ એમના ચિરસ્થાયી સ્મરણરૂપ છે. આપણા દેશમાં એમના જેવી દાનવૃત્તિ ધરાવનાર અને દાન આપનાર ઘણા ઓછા હશે. એમણે દેશનાં જુદાં જુદાં ક્ષેત્રમાં, કોઈ પણ પ્રકારનો ભેદભાવ રાખ્યા વિના, પોતાના દાનનો પ્રવાહ વહેવરાવ્યો છે, એટલું જ નહીં પણ મને ખબર છે ત્યાં સુધી તે સંબંધી પોતે કદી ઈશારો પણ કર્યો નથી.

મારો એમની સાથેનો સંબંધ લગભગ છેલ્લાં ત્રીસ વર્ષ ઉપરાંતથી છે; જોકે એક શાહસોદાગર અને દાનવીર તરીકે મેં એમનું નામ વહેલું સાંભળેલું; પરંતુ પ્રત્યક્ષ મળવાનો પ્રસંગ મળેલો નહીં. પરંતુ મારા ચિ. બકુભાઈ સને ૧૯૩૭માં જાપાન ગયેલા, ત્યારે શેઠ નાનજીભાઈ પણ જાપાન જતા હતા. બન્ને એક જ સ્ટીમરમાં હતા. જાપાનમાં પણ સાથે હતા. તેઓ બકુભાઈને 'કલદાર રૂપિયો' એમ સંબોધન કરતા અને મારી ઉપરના એમના છેલ્લા પત્રમાં પણ લખ્યું છે કે 'કલદાર રૂપિયા'ને ભૂલ્યો નથી. તે વખતથી મારે નાનજીભાઈ સાથે કુટુંબ જેવો સંબંધ બંધાયો, જે સંબંધ એમના સ્વર્ગવાસ સુધી એકધારો ચાલુ રહ્યો; અને જ્યારે બે વરસ પહેલાં પોરબંદરમાં એમનો ૮૧મો જન્મજયંતીનો પ્રસંગ ઊજવાયો, ત્યારે મહારાણા મિલના સ્ટાફ તથા કારીગર ભાઈઓ તરફથી તેમને માન આપવાનો જે ભવ્ય સમારંભ થયો હતો, તે સમારંભનું પ્રમુખસ્થાન લેવાનું માન મિલના સ્ટાફે મને આપ્યું હતું. આ વખતે નાનજીભાઈ મને ભેટી પડ્યા હતા; અને મારા માટે બહુ લાગણીભર્યા ઉદ્‌ગારો કાઢતાં કહ્યું હતું કે : 'મહારાણા મિલની હાલની સ્થિતિ ભોગીલાલભાઈને આભારી છે; કારણ કે પહેલાં મિલમાં સૂતરમાંથી રૂ બનતું હતું પણ ભોગીલાલભાઈના માર્ગદર્શન પછી હવે મિલ રૂમાંથી સુતર બનાવે છે. મતલબ કે મિલ ખોટ કરતી હતી, તે નફો કરતી થઈ. જો ભોગીલાલભાઈનો મેળાપ ન થયો હોત તો હું મિલ કાઢી નાખવાનો હતો!'

સ્વ. શેઠશ્રી નાનજીભાઈ જાપાનમાં હતા ત્યારે સૌરાષ્ટ્રના એક સાહસિક વેપારી સ્વ. ચત્રભુજ સુંદરજી દોશીને મળ્યા હતા. સ્વ. ચત્રભુજ દોશી એમના બહોળા મિત્ર સમુદાયમાં 'થાયસો' (નગરશેઠ)ના નામથી ઓળખાતા હતા. એમને શેઠ નાનજીભાઈએ કહ્યું : 'પોરબંદરની મહારાણા મિલ બરાબર ચાલતી નથી; એટલે તમે મને એવો કોઈ અનુભવી માણસ બતાવો કે જે મહારાણા મિલનું કામ સુધારી આપે.' ચત્રભુજભાઈની સાથે મારે જૂનો સંબંધ હતો; અને મિલ-લાઇનની મારી જાણકારી સંબંધી એમને પૂરો ખ્યાલ હતો. એટલે એમણે નાનજીભાઈને કહ્યું : 'બકુભાઈના પિતા ભોગીલાલભાઈ મારા મિત્ર થાય છે અને મિલ-લાઇનના ઘણા અનુભવી છે; માટે એમની સલાહ લો.' ત્યાર પછી શેઠ નાનજીભાઈ મુંબઈ આવ્યા ત્યારે અમે મળ્યા. આ મારો એમની સાથેનો પહેલો પરિચય હતો.

ત્યાર પછી હું પોરબંદર ગયો અને અમારા વચ્ચે મિલની વ્યવસ્થા સંબંધી વિસ્તારથી વાત થઈ. બધી પરિસ્થિતિ તપાસ્યા પછી મિલનાં કામકાજમાં મેં એમને માર્ગદર્શન આપવાનું શરૂ કર્યું. એમણે મને મહેનતાણું આપવાનું કહ્યું, ત્યારે મેં કહ્યું કે હું તો તમારા એક મિત્ર તરીકે આવ્યો છું. એમાં મહેનતાણાની વાત હોય

નહીં. ત્યાર પછી મારો અને શેઠ નાનજીભાઈનો સંબંધ ઉત્તરોત્તર વધતો ગયો અને ગાઢ થતો ગયો. મહારાણા મિલના મૅનેજર તરીકે મારી ભલામણથી અમદાવાદના જદુલાલ મહારાજાને એમણે મૅનેજર તરીકે રાખેલા અને હું પણ મહિનામાં એકબે વખત પોરબંદર જતો હતો.

ભાવનગર રાજ્યના સ્વ. દીવાન શ્રી અનંતરાયભાઈ પટ્ટણીએ એક વાર મને બોલાવીને કહ્યું : "ભાવનગર રાજ્યમાં આપણે સુગર મિલ કરવાની ઇચ્છા છે, તો તમારે શેઠ નાનજીભાઈની સાથે સારો સંબંધ છે માટે એમને અત્રે બોલાવો અને તેઓ આવે ત્યારે મને ખબર આપજો, એટલે હું તમારે ત્યાં મળવા આવીશ." મેં શેઠશ્રી નાનજીભાઈને ભાવનગર આવવાનું આમંત્રણ આપ્યું. એ મુજબ તેઓ ભાવનગર આવ્યા, એટલે મેં કહ્યું : "હું શ્રી અનંતરાયભાઈને ફોન કરી અત્રે આવવા કહું?" ત્યારે કહે: "નહીં, આપણે જ એમને બંગલે જઈશું."—એવી એમની નમ્રતા હતી. શેઠ નાનજીભાઈ, બધી માહિતી શ્રી અનંતરાયભાઈ પાસેથી મેળવ્યા પછી, ઘેર આવ્યા. પછી મને કહ્યું: "ભાવનગર રાજ્યમાં સુગર મિલનું કામ સફળ નહીં થાય; કારણ કે સુગર મિલે પોતાની જમીનમાં શેરડી ઉગાડવી જોઈએ અને એ માટે વિપુલ પાણીની સગવડ જોઈએ, જે અત્રે ઉપલબ્ધ નથી. વળી ખેડૂતો પાસેથી શેરડી ખરીદવામાં આવે, તો તે કાપણી કર્યા પછી કારખાનામાં બીજે કે ત્રીજે દિવસે પહોંચે, એટલે એમાંથી સુગરના અમુક ટકા ઓછા થઈ જાય. સરવાળે ખાંડની પડતર મોંઘી થાય." આમાં પોતે, કોઈ ટેકનિકલ ઉપાધિ ધરાવતા ન હોવા છતાં, અનુભવથી કેટલું જ્ઞાન ધરાવતા હતા તે જોઈ શકાય છે. તે પછી ધોળાની સુગર મિલ એમની શિખામણની સાક્ષીરૂપે આજે પણ વરસોથી બંધ પડેલી હાલતમાં પડી છે.

શેઠ નાનજીભાઈએ આફ્રિકા જેવા દૂરના સ્થળે પોતાના એકલાના પુરુષાર્થથી, અનેક સંકટો વેઠીને ઔદ્યોગિક સામ્રાજ્ય સ્થાપ્યું. એ સમયે તેઓ પૂર્વ આફ્રિકાના બેતાજ બાદશાહ કહેવાતા. એમણે પોતાના જીવનમાં ઘણાં સાર્વજનિક કામો કર્યાં છે, પરંતુ એમના હૃદયમાં વધારે ને વધારે સ્થાન પોરબંદરના આર્યકન્યા ગુરુકુળને હતું. આ ગુરુકુળ એમનું વિશિષ્ટ સર્જન છે; અને સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં આપણા દેશની પ્રાચીન પરંપરાને અનુસરે છે. કન્યાઓ માટેની આ સંસ્થા સ્થાપી એમણે એક અનુકરણીય દૃષ્ટાંત પૂરું પાડયું છે. આ સંસ્થા તરફ એમને એટલું મમત્વ હતું કે પોતે એ સંસ્થાની નજીકમાં જ કુટિર બાંધીને રહેતા અને જીવનના અંત સુધી ત્યાં જ રહ્યા. એ રીતે આ સંસ્થાને નાનજીભાઈએ પોતાની આધ્યાત્મિક કર્મભૂમિ બનાવી હતી. આ કન્યાગુરુકુળ સ્થાપી નાનજીભાઈએ દેશને કેળવણીનો મૂર્ત આદર્શ પૂરો પાડયો છે. આ સંસ્થા માટે નાણાં ખરચતાં એમનો હાથ કદી સંકોચાયો નથી. અત્યારે આ ગુરુકુળના આત્મારૂપ બની, શેઠ નાનજીભાઈનાં સુપુત્રી સવિતાબહેન પોતાના પિતાની ભાવનાને અનુસરી તેનું સંચાલન કરી રહ્યાં છે.

નાનજીભાઈમાં અડગ ધર્મશ્રદ્ધા હતી. ભારતનાં ઘણાં તીર્થસ્થાનોની એમણે યાત્રા કરી હતી. જોકે તેઓ આર્ય સમાજ પ્રત્યે મમત્વ ધરાવતા હતા, છતાં બીજા ધર્મો પ્રત્યે પણ એમનો એટલો જ સદ્‌ભાવ હતો. હરદ્વારમાં એમણે એક ધર્મશાળા બંધાવી છે. આ ધર્મશાળા યાત્રાળુઓને ઉત્તમ સગવડ પૂરી પાડે છે. અહીં એમણે એક પુસ્તકાલયનો પણ પ્રબંધ કર્યો છે. દર વર્ષે તેઓ હરદ્વાર જતા અને આ તીર્થસ્થાનમાં આવવાનું મને આમંત્રણ આપતા તથા પત્રમાં લખતા કે હું ગંગાસ્નાન વખતે તમને સૌને યાદ કરું છું.

તેઓ ગાંધીજી તરફ ઘણો પૂજ્યભાવ રાખતા હતા અને જ્યારે જ્યારે પ્રસંગ મળતો, ત્યારે તેઓ ગાંધીજીના દર્શને ગયા વિના રહેતા નહીં. સ્વ. નાનજીભાઈએ પોતાના જીવનના કેટલાક પ્રસંગો આલેખ્યા છે. તેમાં તેમણે ગાંધીજી સાથેના પ્રસંગો અને થયેલી વાતચીતોનો ઉલ્લેખ કર્યો છે. ગાંધીજીનું જન્મસ્થાન પોરબંદર છે; એટલે એ મહાપુરુષનું સ્મરણ જાળવી રાખવા શેઠ નાનજીભાઈએ પોતાને ખર્ચે કીર્તિમંદિર બંધાવ્યું

છે. આ સ્થાન અત્યારે યાત્રાના ધામ જેવું થઈ પડયું છે અને જેઓ સૌરાષ્ટ્રમાં આવે છે તેઓ આ ગાંધી-સ્મારકની મુલાકત લેવાનું ભૂલતા નથી.

સ્વ. નાનજીભાઈ અત્યંત સાદા હતા. એમનો પહેરવેશ પણ એટલો સાદો હતો. એમને જોઈને કોઈ એમ ન કહે કે આ વ્યક્તિએ પોતાની કશી ખેવના રાખ્યા વિના બે કરોડનું દાન કર્યું હશે. તેઓ માનતા કે આપણને પરમેશ્વરે પૈસો આપ્યો છે, તો તેનો લોકોના કલ્યાણ માટે ઉપયોગ કરવો એ આપણો ધર્મ છે. એમનામાં કોઈ જાતનો આડંબર દેખાતો નહીં. નાના મોટા બધાંની સાથે એમનું એકસરખું વર્તન હતું. પરમેશ્વરે એમને ઘણી સંપત્તિ આપ્યા છતાં, પોતાના ભોજનમાં તેઓ હંમેશાં પાંચ ચીજનો જ ઉપયોગ કરતા. એમણે પોતાની હયાતીમાં પોરબંદરની આસપાસનાં ગામોમાં જાતે ફરીને જે કામ કર્યું છે, તેને ત્યાંના લોકો આજે પણ યાદ કરે છે.

ટૂંકાણમાં કહું તો સ્વ. નાનજીભાઈએ પોતાના જીવનમાં એવાં સુકૃત્યો કર્યાં છે કે જેથી તેઓ આ દુનિયામાં અમર થઈ ગયા છે. બાકી તો એમને વિષે અને એમના ગુણો વિષે જેટલું લખીએ તેટલું ઓછું છે.

## ☆ ☆ ☆ દૈવી સંપત્તિના સાધક

**લેખક: શ્રી ભોગીલાલ બાલાભાઈ શેઠ, અમદાવાદ**

સ્વ. શેઠશ્રી નાનજીભાઈનાં સ્મરણો લખતાં મને ઘણો આનંદ થાય છે. તેઓશ્રીના સમાગમમાં સૌ પ્રથમ સને ૧૯૪૪માં આવ્યો હતો. ત્યાર બાદ અવારનવાર મળવાનું થતું હતું; પરંતુ ખાસ કરીને સને ૧૯૫૭ પછી તો વર્ષમાં આઠદશ વખત પોરબંદરમાં તેઓશ્રીનો સુખમય સમાગમ પ્રાપ્ત થતો તે ઉપરથી નીચે પ્રમાણેનો જીવન-નિષ્કર્ષ હું કાઢી શકયો છું :

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૬મા અધ્યાયમાં દૈવીસંપદ્નું જે વર્ણન કરવામાં આવ્યું છે તે યથાર્થ તેઓ-શ્રીને લાગુ પડે છે.

अभयं सत्त्वसंशुद्धिः ज्ञानयोग-व्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ।।१।।

अहिंसा सत्यक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्लीरचापलम् ।।२।।

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ।।३।।

૧. अभयं : નીડરપણું—ગમે તેવા સંજોગોમાં પોતાનો નિઃસ્વાર્થ અને સત્ય અભિપ્રાય હોય તો કોઈથી તેઓ ડરતા ન હતા અને તેથી જ કાર્ય પાર પાડી શકતા.
૨. सत्त्वसंशुद्धि : અંતઃકરણની પવિત્રતા તેમને જોતાં જ દેખાઈ આવતી.
૩. ज्ञानयोग व्यवस्थित : પોતે લાંબો વિદ્યાભ્યાસ કર્યો નહોતો પરંતુ તેમને ધાર્મિક અને શાસ્ત્રનાં પુસ્તકો વાંચવાનો શોખ હોવાથી આત્મજ્ઞાન તરફ તેમની દૃષ્ટિ હતી.
૪. दानं : પોતે કમાઈ જાણ્યું અને અઢળક દાન પણ કરી જાણ્યું તે હકીકત વિદિત છે.
૫. दम : ઈન્દ્રિયોનો નિગ્રહ તેમણે કેળવ્યો હતો. ઈન્દ્રિયોના વિષયોમાં (રૂપ-રસ-સ્પર્શ-શબ્દ અને ગંધ) તેમને ખાસ આસક્તિ નહોતી.

૬. यज्ञ : યજ્ઞાદિ કાર્યો ઉપર તેમને પ્રેમ' હતો. હોમ-હવન કરતા-કરાવતા અને જપયજ્ઞ તો તેમના હૃદયમાં વસી ગયો હતો.

૭. स्वाध्याय : પોતાનો સ્વાધ્યાયમંત્ર જપશાસ્ત્ર વાચન ચાલુ હતુ.

૮. तप : તપસ્વી પુરુષ હતા. દુ:ખ સહન કરવાની શક્તિ હતી.

૯. आर्जवम् : હૃદયની સરળતા હોવાથી દરેક ઉપર પ્રેમ રાખતા અને તેને નિભાવતા.

૧૦. अहिंसा : શરીર, વાણી અને મનથી પણ કોઈનું બૂરું ઇચ્છતા નહીં.

૧૧. सत्यं : સત્ય તો એમનો મુદ્રાલેખ હતો કારણ કે તેઓ સમજતા હતા કે પૂર્વજન્મના પુણ્યથી આ જન્મમાં ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે માટે અસત્યથી વધારે મળવાનું નથી.

૧૨. अक्रोध : કોઈના ઉપર વેરભાવથી ક્રોધ કરતા નહીં – દેખાવમાં કદાચ તેને સુધારવા માટે કરે, પરંતુ અંત:કરણમાં કોઈ વૈર રાખતા નહીં.

૧૩. त्याग : પોતાની જરૂરિયાતો ઘણી જ ઓછી હોવાથી તેમને સંસારના પદાર્થોમાં ખાસ આસક્તિ નહોતી.

૧૪. शांति : શાંત ચિત્તથી દરેક કાર્યનો વિચાર કરી શકતા હતા.

૧૫. अपैशुनम् : કોઈની નિંદા કરતા ન હતા.

૧૬. दया : દીનદુ:ખી ઉપર ખૂબ જ દયાભાવ હતો તેથી જ તેમણે હરેક પ્રકારનાં અઢળક દાન કર્યાં છે.

૧૭. अलोलुपता : સંસારના વિષયોમાં, કુટુંબમાં તથા ધનમાં તેમની લોલુપતા જોવામાં આવતી નહોતી.

૧૮. मार्दवम् : નાના બાળકની પેઠે હૃદયમાં કોમળતા હતી.

૧૯. ह्री : અકૃત્ય કરવામાં લોકલજ્જા, તેમ જ ઈશ્વરની ભીતિ રાખતા.

૨૦. अचापलम् : મનમાં નિશ્ચયબુદ્ધિ ધરાવતા હતા. ચંચળતા નહોતી.

૨૧. तेज : તેજસ્વિતા તેમનામાં દેખાઈ આવતી હતી. પ્રભાવશાળી પુરુષ હતા.

૨૨. क्षमा : ક્ષમાનો ગુણ પણ તેમનામાં હતો કારણ કે તેમનું અંત:કરણ નિર્મળ હતું.

૨૩. धृति : ગમે તેવી મુશ્કેલીઓ આવે છતાં ધીરજપૂર્વક કામ ધપાવ્યે રાખતા હતા અને સફળતા મેળવતા.

૨૪. शौचम् : અંતરની અને બહારની પવિત્રતા તેમનામાં હતી.

૨૫. अद्रोहम् : કોઈને દગો ફટકો કે વિશ્વાસઘાત કદી પણ કરતા નહીં.

૨૬. नातिमानिता : પોતે બહુ મોટા છે તેમ માનતા નહીં અને તેથી જ માનપાન ફૂલહાર ખાસ ગ્રહણ કરતા નહોતા.

આ પ્રમાણેના છવ્વીસ દૈવીગુણો પૈકીના ગુણો મેળવવાનો સતત પ્રયત્ન તેમનામાં મને જ્યારે જ્યારે મળવાનો પ્રસંગ થાય ત્યારે ત્યારે દેખાતો હતો. આવી વિભૂતિ આ લોકમાં બહુ વિરલ હોય છે. પૂર્વના પુણ્ય કર્મોનું અને આ જન્મમાં પુરુષાર્થનું ફલ છે. તેથી તેમની સદ્ગતિ નિ:શંક છે.

# ☆ ☆ ☆ આંતરપ્રેરણા અને અનુભવજન્ય વ્યક્તિત્વ

લેખક : **શ્રી જમનાદાસ ખેરાજભાઈ લાદીવાળા**

મુરબ્બી શ્રી નાનજીભાઈ માટે કંઈ પણ લખવું એટલે જેને અંગ્રેજીમાં કહે છે તેમ reduce to writing કરવા જેવું થાય. તેમને માટે વર્ણન કરવામાં શબ્દો અપૂરતા બની રહે તેવું છે, છતાં અમુક પ્રસંગોએ મને તેમના સાન્નિધ્યનો લાભ મળેલ છે તેનું વર્ણન કરું છું.

સને ૧૯૨૫ની આસપાસનો સમય હશે. મુરબ્બીશ્રી કાશ્મીર-પર્યટને નીકળેલા. સાથે મારા પૂજ્ય પિતાશ્રી ખેરાજભાઈ બોઘાભાઈ લાદીવાલા તથા અન્ય એકબે મિત્રો હતા.–મારે પણ તેમની સાથે મુસાફરીમાં જોડાવું એવી આજ્ઞા મળી. મેં તેમ કર્યું.

આખા પર્યટનમાં રાજસ્થાન, દિલ્હી વગેરે ફરતાં ફરતાં કાશ્મીર પહોંચવાનું હતું અને બધી મુસાફરીનાં સંસ્મરણો જળવાવાં જોઈએ એ નિમિત્તે એક કૅમેરા તથા નવી ફિલ્મો મારે મુંબઈથી ખરીદી તેમને મળવાનું હતું. આ સમગ્ર મુસાફરી દરમિયાન ફોટા પાડવાનું કાર્ય મારે કરવું એમ પણ જણાવવામાં આવ્યું. તેથી ઠેકઠેકાણે જ્યાં જોવા જઈએ ત્યાં મારે ફોટા પાડવાના હતા; જેનું એક આલ્બમ કાશ્મીર પહોંચ્યા ત્યાં સુધીમાં થઈ ગયું.

વચ્ચેનાં સ્થળોનું વર્ણન કરવા બેસું તો લખાણ લાંબું થઈ જાય એટલે કાશ્મીર પહોંચ્યા અને અમે એક હોટેલમાં મુકામ કર્યો ત્યાંથી જ શરૂઆત કરું.

કાશ્મીર તો ભારતનું સ્વર્ગ છે. ત્યાં એક સ્થળ જોઈએ ત્યાં બીજું ભુલાય એમ થતું. કુદરતનું સૌંદર્ય, બાગ-બગીચા, પાણીના ફુવારા, સરોવરો–દાલ લેઈક, ચશ્મશાહી મોગલ જમાનાની જાહોજલાલીનો ખ્યાલ આપતા મહેલો અને મસ્જિદો બધું જોઈને ચિત્રો લઈએ ને ફરીએ.

ફળફળાદિ, શાકભાજી વગેરેનો શોખ તેથી બદામ અને ચાપાણી મળે. દરેક ચીજમાં એટલી મીઠાશ કે જેમ ખાઓ તેમ ખાવાની ઇચ્છા વધે. સાધુસંતો મળે તો તેમની સાથે પણ સત્સંગ કરીએ.

પહેલગામ, ગુલમર્ગ વગેરે આસપાસનાં સ્થળો જોયા પછી કાશ્મીરની વિદાય લીધી.

બીજો પ્રસંગ તેમના લગ્નનો, જેમાં ભાણવાડ જવાનો અને ત્યાંના ગ્રામજીવનનો, સ્નેહના ઉમળકાભરી મહેમાનગતી ચાખવાનો સ્વાદ રહી ગયો છે. બહેનશ્રી સંતોકબહેનના મોસાળ પક્ષ તરફથી રાત કે દિવસ જોયા વગર સર્વ આગંતુકોની સરભરા એવી થતી કે અડધો બોલ પડે ના પડે, ત્યાં જે જોઈતું હોય તે તૈયાર. બે દહાડા આનંદ પ્રમોદમાં ગાળી, સૌ વાંસજાળિયા સ્ટેશનથી ટ્રેન પકડી પોરબંદર આવ્યા.

મુરબ્બી શ્રી નાનજીભાઈમાં પરમાત્માએ અંતઃપ્રેરણાનો મહાન સદ્‌ગુણ અખૂટ પ્રમાણમાં મૂકેલો. તેને લીધે તેમને અગાઉથી સમજ પડી જતી હતી કે કઈ ચીજ લાભકર્તા છે અને કઈ ચીજ હાનિકર્તા.

તેઓ જે જે ઉદ્યોગોમાં પડયા તેમાં ફાવ્યા. બેશક ગણતરી અને દૂરંદેશી પણ ખરી, છતાં પ્રજ્ઞાનો પણ મહત્ત્વનો ભાગ ખરો જ.

આ વિષયનો એક દાખલો આપું. દક્ષિણ ભારતમાં એક 'ક્રોમીયિમ ઓર'ની ખાણ હતી. તેનો સોદો તેમણે કરેલો. આખું ગામડું લઈ લેવાનું હતું. લાખેક રૂપિયાની વાત હતી; પણ પછી તેઓએ તે છોડી દીધું. બીજાએ લીધું અને લેનારે નુકસાન કર્યું.

સેવાનાં કાર્યો પણ તેમનાં અમાપ છે અને તે તો જગજાહેર છે; તેથી તેની વિગતમાં અત્રે ઊતરતો નથી. પરમાત્મા આવા સુપુત્રો ભારતને પાંચપંદર આપે તો દેશનો ઉદ્ધાર થઈ જાય. મુરબ્બી નાનજીભાઈનાં સર્વ કુટુંબીજનો પણ તેમના ચીલે જ ચાલી રહ્યાં છે, એ સંતોષનો વિષય છે. પરમાત્મા તે સૌને સદ્‌બુદ્ધિ, તંદુરસ્તી અને દીર્ઘાયુ આપો એવી અભ્યર્થના.

## ☆ ☆ ☆ મહાત્મા ગાંધી કીર્તિમંદિરના સ્વપ્નદ્રષ્ટા અને સર્જક

લેખક : **શ્રી શ્યામજી સ. વીરાની, એડવોકેટ, પોરબન્દર**

ઈ. સ. ૧૮૮૮માં શિયાળાના કોઈક દિવસે જૂના જામનગર રાજ્યના ગોરાણા નામના એક ગામડામાં સાધારણ સ્થિતિના કુટુંબમાં એક બાળકનો જન્મ વ્યક્તિ તરીકે થયો હતો. ગઈ તા. ૨૫–૮–૧૯૬૯ના દિવસે ૮૨ વર્ષની વયે તેનો પંચમહાભૂતમાં લય થયો ત્યારે તે વ્યકિત ન હતી, સંસ્થા હતી. ત્યારે તેમની પાસે ધન હતું તે મહત્ત્વની વાત ન હતી, ધન તો ઘણા પાસે હોય છે. તદ્દન ગરીબીમાં જન્મ્યા છતાં તેમણે દેશ-પરદેશમાં બે કરોડ રૂપિયાનું દાન કર્યું હતું એ પણ મહત્ત્વની વાત ન હતી. કીર્તિ કમાવા માટે પણ ઘણા દાન કરે છે; પરંતુ જે જમાનામાં સ્ત્રીઓ અને કન્યાકેળવણી તદ્દન ઉપેક્ષિત હતી તે જમાનામાં તેમણે સૌરાષ્ટ્રમાં સ્ત્રીશિક્ષણની પહેલી સંસ્થા સ્થાપી એ વાત મહત્ત્વની હતી. પોતે નસીબજોગે કેળવણીથી વંચિત રહ્યા છતાં તેઓ કેળવણી માટે અને તે પણ સ્ત્રીઓની કેળવણી માટે જે ધગશ ધરાવતા હતા તે મહત્ત્વની વાત હતી. મહર્ષિ કર્વેની યાદ આપતા, અને છતાં કર્વે કરતાં કયાંય વધુ ભાતીગળ કારકિર્દી ધરાવતા, આ નાનજીભાઈ કાલિદાસ મહેતાનું જીવન ૧૯મી સદીના અમેરિકન વસાહતીઓનાં જુસ્સા અને સાહસની યાદ આપે છે. ગાંધીજીને તેમના માટે ઘણું માન હતું, ઘણી લાગણી હતી. ૧૯૪૪માં ગાંધીજી આગાખાન મહેલમાં કારાવાસ ભોગવીને છૂટયા, ત્યારે પંચગનીમાં નાનજીભાઈના કુટુંબ સાથે તેમના બંગલામાં રહ્યા હતા.

નાનજીભાઈના પિતા પોરબંદરથી પરચૂરણ ચીજો લાવીને નાની દુકાન ચલાવતા હતા. પોરબંદર અને દ્વારકાની વચ્ચે સમુદ્રકાંઠા પાસે વીસાવાડા ગામમાં નાનજીભાઈનું મોસાળ હતું. ગોરાણા અને વીસાવાડા વચ્ચેનું જગત આ કિશોરને બહુ જ નાનું લાગતું હતું. આ દરિયાની પેલી પાર શું હશે? દેશાટનમાં યાત્રા કરવા નીકળતા સાધુઓ દ્વારકા જતાં-આવતાં અહીંથી પસાર થતા. તેઓ કયાં કયાં ભટકતા હશે? દુનિયા જોવાની અધીરાઈમાં આ કિશોર ૧૯૦૧માં, બાર વર્ષની વયે, સઢવાળા વહાણમાં બેસીને દરિયાપાર આફ્રિકા જવા હંકારી ગયો! ૨,૪૦૦ માઈલ કાપીને ૨૬ દિવસે ધરતી દેખાઈ. એ મોમ્બાસા હતું. ત્યાંથી બીજા ૧૨૦ માઈલ કાપી જંગબાર પહોંચ્યા. તેજનાની ભભક અને વનશ્રીની લીલોતરીથી શોભતો એ ટાપુ છોડીને તેઓ ૧,૦૪૦ માઈલ દૂર મજુંગા જવા હંકાર્યા, પરંતુ રસ્તામાં વહાણ ભયંકર તોફાનમાં સપડાયું. આંધી, વરસાદ, પવન અને ડુંગર જેવાં મોજાં. વહાણને બચાવવા માલ વામ્યો, કૂવાસ્થંભ કાપ્યા.

ઘરનું છત્ર અને મા-બાપના પ્રેમની હૂંફથી વિખૂટા પડેલા કિશોરે આ બધી યાતનાઓ ધીરજથી, હિંમતથી અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખીને સહન કરી. આખરે તોફાન શમી ગયું અને આઈલ દ મેયોતી નામના એક નાનકડા ફ્રેન્ચ ટાપુએ વહાણ પહોંચ્યું. તે એવું બેહાલ થઈ ગયું હતું કે તેને મરામત કરતાં ૩૪ દિવસ લાગ્યા. આખરે નવા કુવા, પરમાણ અને સઢ સજીને તે મલગાસી (માડાગાસ્કર)ના મજુંગા બંદર ભણી હંકાર્યું, પણ હજી કમનસીબ તેમને છોડતું ન હતું. વહાણ ત્રીજે દિવસે મજુંગા પહોંચવું જોઈએ તેને બદલે ૧૪મે દિવસે પહોંચ્યું. આ યાતનાઓથી લોથ જેવા થઈ ગયેલા યાત્રીઓ કોઈ ચેપી રોગથી પીડાતા હોય એ બીકે ફ્રેન્ચ સત્તાવાળાઓએ તેમને ૨૬ દિવસ કવૉરેન્ટાઈનમાં પૂરી રાખ્યા. આમ મહિનાઓ સુધી

યાતનાઓ ભોગવ્યા પછી અને દિવસો સુધી જીવનમરણ વચ્ચે ઝોલા ખાધા પછી, આ સાહસિકો મજુંગામાં પોતાને મુકામ પહોંચ્યા.

આફ્રિકામાં નાનજીભાઈના મોટા ભાઈ ગોરધનદાસનો વેપાર હતો. નાનજીભાઈ મજુંગા પહોંચ્યા ત્યાં દક્ષિણ આફ્રિકામાં બોર વિગ્રહ ફાટી નીકળ્યો, જેમાં ગાંધીજીએ સ્વયંસેવક બનીને ઘવાયેલાઓની સારવાર કરી હતી. મોટા ભાઈ વેપાર માટે દક્ષિણ આફ્રિકા ગયા; આથી નાનજીભાઈ વહાણમાં બેસીને હિંદી મહાસાગર ઓળંગી દ્વારકા ઊતર્યા અને ગોરાણા પહોંચી પિતાની નાનકડી દુકાનમાં પાછા ગોઠવાઈ ગયા.

પરંતુ આ નાનકડી હાટડીમાં આ તરવરિયા કિશોરને કેમ ગમે? હવે તો તેને વિશાળ દુનિયાની ઝાંખી થઈ ચૂકી હતી. એક વખત ફરીથી અજંપાનાં મોજાં પર સવાર થઈને નાનજીભાઈ પાછા હંકારી ગયા અને જંગબાર જઈ કેશવજી આણંદજીની પેઢીમાં મહેતાજી તરીકે પંદર રૂપિયાના પગારે નોકરી લીધી!

પરંતુ શું આવો અદમ્ય જુસ્સો ધરાવતો નવયુવાન કંઈ નોકરીમાં વૈતરું કરવા મહાસાગર ખેડતો હતો? નસીબ અજમાવવા તેઓ પાછા હંકાર્યા અને યુગાન્ડા ગયા. ત્યાં જીંજા પાસે કમલી નામના ગામમાં એક બલોચ વેપારીને ત્યાં નોકરી સ્વીકારવી પડી. તે પણ કેટલામાં? વર્ષે ૨૦૦ રૂપિયામાં! ઝેરી જીવડાં અને હિંસક પશુઓના ત્રાસ નીચે જીવતું અને જંગલથી ઘેરાયેલું એકાકી ગામડું હતું. જેમતેમ કરીને એક વર્ષ તો કાઢ્યું; પણ બીજે વર્ષે પોતાની સ્વતંત્ર દુકાન કરી.

આમ પુરુષાર્થ અને સ્વાશ્રયની વિનમ્ર શરૂઆતમાં પોતાના પગ ઉપર ઊભતાં શીખ્યા કે તરત ચાલવા લાગ્યા; અને ચાલ્યા કે દોડવા લાગ્યા. ફોર્ડ અને કાર્નેગી જેવા વિશ્વવિખ્યાત અમેરિકન કોટયાધિપતિઓ કરતાં ક્યાંય વધુ કપરા સંજોગોમાં પુરુષાર્થની જ્યોતિ મોટી ને મોટી થતી જ ગઈ. તેમણે કપાસ લોઢવા કમલીમાં પહેલી જિનેરી નાખી અને ૧૯૧૮ સુધીમાં તેઓ ૨૨ જિનિંગ ફેક્ટરીઓના માલિક બની ગયા! એટલું જ નહીં પણ યુગાન્ડામાં તેમણે યાંત્રિક ખેતીનો આરંભ કર્યો.

આજે પણ પૂર્વ આફ્રિકામાં નાનજી શેઠનાં ખેતી અને ઉદ્યોગો નજર પહોંચે ત્યાં સુધી પથરાયેલ છે. પણ તેમની શરૂઆત કેવી વિનમ્ર હતી! કંપાલાથી પચીસેક માઈલ દૂર કાવલો ડુંગર છે. તેની ઉપર તેમણે એક ઝૂંપડું બાંધ્યું અને આસપાસની જમીન ખરીદીને ખેડી નાખી. તેમાં શેરડીનું વાવેતર કર્યું. ઈ. સ. ૧૯૨૪માં યુગાન્ડાના ગવર્નરના હાથે યુગાન્ડા સુગર ફેક્ટરીનું ઉદ્‌ઘાટન થયું, ત્યારે વિજ્યાદશમીનો શુભ દિવસ હતો. અને ખેતી તથા ઉદ્યોગોનાં ક્ષેત્રે નાનજીભાઈએ વિજયપ્રસ્થાન કર્યું. ખાંડ માટે શેરડીનાં, દોરડાના રેષા માટે કેતકીનાં તેમ જ રૂ, ચા, કૉફી અને રબરનાં વિશાળ વાવેતરોથી તેમ જ કારખાનાંઓથી યુગાન્ડાની ધરતી ધમધમી ઊઠી. જ્યાં જંગલી માણસો, જંગલી જનાવરો અને ઉપદ્રવી જીવડાંનો હંમેશાં ભય હતો, ત્યાં નાનજીભાઈએ નવી સંસ્કૃતિ વિકસાવી. એમના છત્ર નીચે હજારો ભારતીઓ સાહસિક વસાહતીઓ તરીકે ભારતમાંથી પૂર્વ આફ્રિકામાં જઈ વસ્યા. તેમાં ખેડૂતો, વેપારીઓ, વહીવટી નિષ્ણાતો, ઇજનેરો, મજૂરો, કર્મચારીઓ, શિક્ષકો, એમ દરેક વર્ગના માણસો હતા. આ વિકાસ એટલો બધો ઝડપી હતો કે નાનજીભાઈ ઉદ્યોગપતિ તરીકે ભરતખંડ, આફ્રિકા અને યુરોપમાં પ્રખ્યાત થઈ ગયા.

વેપાર, વાણિજ્ય, ઉદ્યોગ અને ખેતીની જ્યોતમાંથી જ્યોત જલતી ગઈ અને ફેલાતી ગઈ. પોરબંદરમાં તેમણે ૩૦ લાખ રૂપિયા ખર્ચીને અદ્યતન કાપડ મિલ ઊભી કરી. સિમેન્ટ, વનસ્પતિ વગેરેના અન્ય ઉદ્યોગ પણ સ્થાપ્યા. આ બધી અસ્કયામતોની કિંમત અબજો રૂપિયા થાય.

પરંતુ નાનજીભાઈ કમાઉ યંત્ર ન હતા. ઉષ્મા અને આદર્શોથી, દેશપ્રેમ અને ધર્મપ્રેમથી ધબકતો તેમનો જુસ્સો રાષ્ટ્રના રચનાત્મક ક્ષેત્રમાં પણ વહેતો હતો. ગાંધીજી પ્રત્યેની તેમની આત્મીયતાને તેમણે કીર્તિમંદિર

રચીને મૂર્તિમંત અમર સ્વરૂપ આપ્યું. ગાંધીજી અને કસ્તૂરબાના જન્મસ્થળની આસપાસનાં મકાનો ખરીદી લઈને સૌરાષ્ટ્રની સ્થાપત્યકળાના ઉત્તમ નમૂના રૂપે કીર્તિમંદિર બંધાવી રાષ્ટ્રને અર્પણ કર્યું. માધ્યમિક કેળવણીથી પણ વંચિત રહેલા નાનજીભાઈએ પંડિત નેહરુની સ્મૃતિમાં આકાશદર્શન માટે પોરબંદરમાં પ્લેનેટેરિયમ બાંધીને ખગોળવિજ્ઞાનની સેવા બજાવી. પડોશમાં જ "ભારત મંદિર" બંધાવીને ભારતના આધ્યાત્મિક અને સાંસ્કૃતિક ઈતિહાસને સાકાર કર્યો. અરેબિયન નાઇટ્સમાં આપણે સિનબાદ વહાણવટીની રોમાંચક વાર્તા વાંચીએ છીએ. એ તો કાલ્પનિક પાત્ર હતું; પણ નાનજીભાઈની પાસે એ તો ક્યાંય ઝાંખો લાગે.

રૂઢિચુસ્ત ગામડાંમાં જન્મેલા અને આધુનિક કેળવણીથી વંચિત હોવા છતાં નાનજીભાઈ સમાજ-સુધારક હતા અને મહર્ષિ દયાનંદ સરસ્વતીના અનુયાયી હતા. આર્યસમાજી હોવા છતાં, તેઓ સાંપ્રદાયિક સંકુચિતતાથી મુક્ત હતા. આથી આર્યસમાજી હોવા છતાં તેમણે મંદિરો પણ બંધાવ્યાં છે. આખી દુનિયાની જ્ઞાનયાત્રાઓ કરીને, શ્રેષ્ઠ ફૂલોમાંથી મધુસંચય કરતી મધુમક્ષિકાની જેમ, નાનજીભાઈ ઘણું શીખી આવતા અને પોતાના ઔદ્યોગિક સામ્રાજ્યને તેનાથી સમૃદ્ધ કરતા. પણ સાથે સાથે એ સમૃદ્ધિનો ઉપયોગ સમાજના કલ્યાણ માટે, ધર્મ, કેળવણી, સંસ્કૃતિ, માનવસેવા, અછૂતોદ્ધાર, સ્ત્રીઓની ઉન્નતિ વગેરે અનેક રચનાત્મક કાર્યોમાં કરતા હતા. એમ બે કરોડ રૂપિયાથી પણ વધુ રકમ તેમણે માનવજાતના કલ્યાણ માટે વાપરી છે. ભારતમાં તેમ જ આફ્રિકામાં અનેક સંસ્થાઓ તેમના આશ્રયે પાંગરી છે. એમને સૌથી પ્રિય સ્ત્રીકેળવણી અને ભારતીય સંસ્કૃતિ હતાં. તદ્દન શૂન્યમાંથી આવડી વિશાળ સૃષ્ટિ રચ્યા છતાં, તેઓ પ્રસિદ્ધિ અને અભિમાનથી દૂર રહ્યા એ તેમની પ્રકૃતિની વિશિષ્ટતા છે. બ્રિટિશ સરકારે, પોરબંદર-રાજ્ય અને જામનગર-રાજ્યે તેમની સામાજિક સેવાઓ માટે ઈલકાબોથી નવાજ્યા હતા, પરંતુ તેમણે પોતાનાં ઉદ્યોગો, સાહસો, સંસ્થાઓ અને વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ-ના વિશાળ સમુદાયના પ્રેમાળ પિતા તરીકે જ રહેવાનું પસંદ કર્યું.

ગીતામાં નિષ્કામ કર્મ કરવાનો શ્રીકૃષ્ણે બોધ આપ્યો છે તે નાનજીભાઈએ જીવનમાં ઉતાર્યો હતો. ધંધામાં મોટો નફો થાય તો તેનો હર્ષ નહીં, મોટી ખોટ જાય તો તેનો અફસોસ નહીં. વેપાર-ધંધો તો સહજ કર્મ હતાં. એ કંઈ જીવનનું ધ્યેય ન હતાં, સાધ્ય ન હતું. તેમના વિશાળ જગતના શ્રેય માટેનાં તેઓ માત્ર સાધન હતાં. ધન પણ તેઓ પોતાનું ન્હોતા માનતા. કોટનો કાંઠલો ફાટી ગયો હોય તો રીપેર કરાવી લે પણ બીજી ક્ષણે લાખ રૂપિયા દાનમાં દઈ દે! તેમાં કંઈ સંકોચ પણ નહિ અને અભિમાન પણ નહિ. પોતે ચારિત્ર્ય અને આપસૂઝ વડે અને કેળવણી વિના આગળ વધ્યા હતા, તેથી એવા માણસને આગળ વધવાની તક આપે, પછી ભલે તેને ડિગ્રી ન હોય.

કન્યા ગુરુકુળ તેમને સૌથી વહાલી સંસ્થા હતી. જ્યારે ત્યાં નાની બાળકીઓ વચ્ચે જાય અને તેમના માથે પ્રેમથી હાથ ફેરવે ત્યારે કૃતાર્થતા અનુભવે. સ્ત્રીજાતિને સમાજમાં વેદકાળની સમાનતા અને વિદ્યા મળશે તો જ આ દેશને ચારિત્ર્યશીલ પ્રજા મળશે.

## ☆☆☆ શ્રી, શક્તિ અને સંસ્કૃતિ સંપન્ન ઉદ્યોગવીર

**લેખક : શ્રી વલ્લભદાસ જી. કારીઆ, નાકુરુ**

પૂજ્ય શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતાનો પ્રથમ પરિચય ઈ. સ. ૧૯૨૪ના એપ્રિલ મહિનામાં મેસર્સ અમરશી વિઠ્ઠલદાસ ઍન્ડ કું.ની પેઢીમાં થયો. પોરબંદરની એ માણેકચોકમાં આવેલી દુકાનમાં થયેલા પ્રથમ મિલનની સ્મૃતિ હજી એવી ને એવી મારા મનમાં છે. તે વખતે તેમણે મારી ચકાસણી કરવા થોડાક પ્રશ્નો પૂછ્યા અને મુ. શ્રી વિઠ્ઠલદાસભાઈને કહ્યું કે જો મારો આફ્રિકા આવવા વિચાર હોય, તો તેઓ મને મે માસમાં તેડતા જશે. આ અણધારી તક મળતાં મને ખૂબ આનંદ થયો. મારાં માતાજીનો હું એકનો એક પુત્ર. એટલે તેમને સમજાવતાં થોડી વાર લાગી પણ અંતે સંમતિ મેળવી. પૂજ્ય શેઠશ્રીની સાથે જ ૧૯૨૪ની સાલમાં ધાર્યા પ્રમાણે કારાપારા સ્ટીમરમાં મે માસમાં જ હું વિદાય થયો. તે વખતે હું જોઈ શક્યો કે આપણા આ અજોડ અને અનન્ય વ્યાપારપુરુષ તથા ઉદ્યોગપતિ તરફ સ્ટીમરના કૅપ્ટન તથા સ્ટીમરનો સમસ્ત સ્ટાફ ખૂબ જ આદર અને મમત્વપૂર્વક જોતા હતા. આપણા એક શ્રેષ્ઠીનું આ રીતે થતું સન્માન જોઈને મને એના મિલનસારપણા તથા શક્તિમત્તા વિષે વિશેષ માન થયું અને સારીય મુસાફરી દરમિયાન તેમની વત્સલતાનો મને ખૂબ પરિચય થયો.

પૂજ્ય શેઠશ્રીનું બીજું સ્મરણ છે યુગાન્ડા સુગર ફૅક્ટરીનું યુગાન્ડાના ગવર્નરને હાથે ઉદ્‌ઘાટન થયું તે પ્રસંગનું. પોતાના ઐહિક જીવનની પરમોચ્ચ સિદ્ધિ માટે તેમના મન ઉપર પ્રસન્નતા રમતી હતી; પરંતુ તે બધી સિદ્ધિ પાછળ બારથી અઢાર કલાક સુધી દિવસ અને રાત જાણ્યા વગર કાર્ય કરતા એક યુવાન અને કર્તવ્યનિષ્ઠ ઉદ્યોગપતિની અને ભારતીયની છબી મારા મનમાં ઊપસી આવે છે. છત્રીસથી સાડત્રીસ વર્ષની ઉંમર દરમિયાન એકવીસ જિનેરીઓ, એક સુગર ફૅક્ટરી, અનેક શાંભાઓ અને કેતકીનાં કૃષિક્ષેત્રો ઉછેરનાર આ કૃષિઉદ્યોગપુરુષને નીરખતાં શેર લોહી ચઢે. અત્યંત કામના દબાણને લઈને ક્યારેક અવશ્ય ગુસ્સો કરે પરંતુ ગુસ્સો શાંત થયા પછી કોઈ અલૌકિક ઉદારતાભરી શાંતિથી તે પાછા સાથીઓ અને સહયોગીઓ સાથે વર્તવાનું શરૂ કરે; અને એમના સ્વભાવનાં ઔદાર્ય અને ઉમદાપણાનો પુન: પરચો થયા વિના ન રહે.

યુગાન્ડા અને પૂર્વ આફ્રિકાનો તે સમયનો વસવાટ સુકર નહતો. અનેક પ્રકારની અનારોગ્યવાળી આબોહવા શરીરને દળી નાખે. ટાઈફૉઈડ, બ્લૅક-વૉટર ઇત્યાદિ જ્વરોની માંદગી જીવલેણ લેખાતી. એ વખતે પણ એમના માયાળુ હૃદયનો સંસ્પર્શ સાંપડ્યા વિના ન રહે. આવી ચેપવાળી ગણાતી માંદગીમાં પણ તે સ્વરક્ષણ માટે દૂર ન રહેતા. સ્ટાફના માણસોમાંથી કોઈ માંદગીમાં પટકાય, તો પોતાના મૅનેજર શ્રી ઠક્કર, શ્રી મહેતા કે પંડ્યાને સાથે લઈ તેઓ તેના ખબરઅંતર પૂછવા જાતે જાય અને તેની દાક્તરી સારવાર માટે પૂરતો પ્રબંધ કરી માંદા પડેલ માણસને ખૂબ જ હૈયારી આપી પાછા ફરે; અને જ્યાં સુધી તેની તબિયત સુધરે નહીં ત્યાં સુધી તેની તબિયતના સમાચાર પૂછવાનું કદી ન ભૂલે ને ફરી જરૂર પડે તો ઔષધ-ઉપચાર માટે પ્રબંધ કરે. આવી સહાનુભૂતિની અસર એ રોગિષ્ટ આબોહવામાં કેટલી થતી હશે અને તેમની વાત્સલ્ય-પૂર્ણ પ્રકૃતિથી દર્દીને કેટલી રાહત મળતી હશે એની કલ્પના કરવી અત્યારે મુશ્કેલ છે.

એમનો બીજો ગુણ એ પોતાના કુટુંબના માણસોમાં ક્રમશ: ઉત્તરદાયિત્વ કેળવવાનો. યુગાન્ડા સુગર ફૅક્ટરી લુગાઝીમાં સ્થપાઈ, ત્યારે આરંભમાં ૪૫ થી ૫૦ હજાર ગૂણીનું વાર્ષિક ઉત્પાદન થતું. તે ક્રમે ક્રમે વધીને અત્યારે વાર્ષિક ૬ લાખ ગૂણીનું થયું છે. આ ફૅક્ટરીનું સર્જન અને તેની પહેલી જવાબદારી શેઠશ્રી સ્વાભાવિક રીતે સંભાળતા. પરંતુ એ ફૅક્ટરીનું કાર્ય દૃઢ થતાં તેમણે એ જવાબદારી તેમના જ્યેષ્ઠ પુત્ર

શ્રી ખીમજીભાઈ મહેતાને સોંપી; અને પછી ઉત્તરોત્તર શ્રી ધીરેન્દ્રભાઈ મહેતા અને શ્રી મહેન્દ્રભાઈ મહેતાને સોંપી. આજે યુગાન્ડાના વેપારઉદ્યોગનું બધું કાર્ય શ્રી મહેન્દ્રભાઈ સંભાળી રહ્યા છે અને તેમનાં પત્ની શ્રીમતી સુનયનાબહેન તેમને મદદ કરી રહ્યાં છે. ક્રમશ: ઉત્તરદાયિત્વ સોંપવાની આ વૃત્તિએ, અને ધર્મકાર્ય તેમ જ સમાજસેવા અર્થે નિવૃત્તિ લેવાની સદ્‌ભાવનાએ તેમના ત્રણેય પુત્રોને તેમણે તૈયાર કર્યા. તેમાં શ્રી ધીરેન્દ્રભાઈ મુખ્યત્વે મહારાણા મિલનું ઉત્તરદાયિત્વ સ્વીકારે છે અને શ્રી ખીમજીભાઈ સૌરાષ્ટ્ર સિમેન્ટ ઍન્ડ કેમિકલ્સ પબ્લિક લિમિટેડનું ઉત્તરદાયિત્વ સંભાળી, દેશમાં પણ ઉદ્યોગસર્જનની પ્રક્રિયામાં મહેતા-કુટુંબનો ફાળો આપે છે. યોગ્ય વખતે ક્રમશ: પોતાનું ઉત્તરદાયિત્વ છોડી પુત્રોને તૈયાર થવા દેવાની આ વિચક્ષણ વૃત્તિ તેમનામાં ન હોત તો મહેતા-કુટુંબનો જે ઔદ્યોગિક અને વ્યાપારી વિસ્તાર છે તે શક્ય બન્યો ન હોત; અને પૂર્વ આફ્રિકાની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પણ લુગાઝી અને મ્હોરોની ઉદ્યોગોની વિસ્તૃતિ થઈ તેના મૂળમાં પણ તેમની આ વ્યવહારુ દૂરંદેશી જ પડેલી છે.

અતિથિસત્કાર એ એમનો બીજો સ્મરણીય ગુણ. અતિથિઓનાં સુવિધા અને આનંદ માટે ભાવનાપૂર્વક જાતે ચીવટ રાખનારા એમના જેવી કક્ષાના પુરુષો બહુ જ થોડા હોય છે. બેત્રણ પ્રસંગોની સ્મૃતિ એ વિષયમાં મારા હૃદયમાં પડેલી છે, તેનો થોડોક ઉલ્લેખ કરું તો અસ્થાને નહીં ગણાય. મોમ્બાસાનો એમનો બંગલો 'સંતોક નિવાસ' તે વખતે કાયમને માટે મહેમાનોથી ભરપૂર જ હોય. તેઓ તેમની હાજરીમાં કે ગેરહાજરીમાં અતિથિઓ સૂવાબેસવાની બાબતમાં કે અન્ય રીતે મૂંઝાય નહીં તેની પૂરતી કાળજી રાખે. રાચરચીલું તદ્દન સ્વચ્છ, સાદું પણ આસાએશવાળું રાખવાનું કદી ન ભૂલે. આવડી મોટી ઉદ્યોગની જવાબદારી વચ્ચેયે અતિથિઓની ઝીણી ઝીણી બાબતમાં સંભાળ રાખે અને તેમને રૂબરૂ મળે ત્યારે તેમનામાં રહેલી ઉમદા માનવતાનો સંસ્પર્શ પામ્યા સિવાય કોઈ પણ અતિથિ પાછો ન ફરે. આર્ય કન્યા ગુરુકુળના ઉદ્‌ઘાટન પ્રસંગેનું એક સ્મરણ અહીં ટાંકું તો અસ્થાને નહીં ગણાય. પોરબંદરના નામદાર મહારાજા મહારાણા શ્રી નટવરસિંહજી સાહેબના હસ્તે તેનું ઉદ્‌ઘાટન થવાનું હતું. દેશમાંથી અને બહારથી સંખ્યાબંધ મહેમાનો અને સગાંવહાલાંઓને તેમણે આ પ્રસંગે નોતર્યાં હતાં. મને અને શ્રી સુંદરજીભાઈ સૂચકને વ્યવસ્થાનું સંપૂર્ણ માર્ગદર્શન આપી, મહેમાનોનાં સ્વાગત અને દેખભાળ કરવાની જવાબદારી સોંપી હતી. પરંતુ જવાબદારી બીજાને સોંપ્યા પછી, પોતે નિરાંતે સૂઈ રહે તો તે નાનજીભાઈ નહીં. જવાબદારીનું વિભાજન અને વહેંચણી ખરાં, પણ તે પર ચીવટભરી અને માયાળુ દેખરેખ ન હોય તો એ બધુંયે વ્યર્થ. એટલે અમે અમારા બીજા સાથીઓ સાથે સોંપેલું કાર્ય ખૂબ જ કાળજીથી કરતા; પરંતુ ખૂબી તો એ હતી કે અમે અમારા કામ માટે તત્પર થઈએ, તે પહેલાં વહેલી સવારે અમારી પહેલાં તે ઊઠે અને અમે સૂઈ જઈએ પછી પણ તેઓ મહેમાનોની દેખભાળ અને તેમની નાની નાની સુવિધા વિષે ચિંતા કરતા જોવા મળે. ભારતીય સંસ્કૃતિનો 'અતિથિ દેવો ભવ'નો આદેશ જો કોઈએ અનન્ય ભાવે પોતાના જીવનમાં આચર્યો હોય તો તે સ્વ. પૂજ્ય શેઠશ્રી નાનજીભાઈએ. અતિથિના વિશાળ સમુદાયને નોતરવાનો, તેમની સાથે વાર્તાવિનોદ કરવાનો, તેમનામાં એકરૂપ થઈ જવાનો તેમ જ પ્રત્યેકના મન જીતી લેવાનો તેમનામાં જે કિમિયો હતો તે તેમની કક્ષાના બહુ જ થોડા પુરુષોમાં હશે.

એમનો બીજો સ્મરણીય સદ્‌ગુણ તે સમય સાચવવાનો. તેઓ સમારંભો કે જાહેર સભાઓમાં ક્યારેય મોડા ન હોય. સમય પહેલાં પાંચ મિનિટ તેમની ઉપસ્થિતિ હોય જ. બધોય સમુદાય આવી પહોંચ્યા પછી, નિરાંતે આવી પોતાની મહત્તા સ્થાપિત કરવાની તેમનામાં લેશ પણ વૃત્તિ ન હતી. જેઓ પોતે જ સ્વયં મહત્તાની સરળ મૂર્તિ હતા તે આવી આળપંપાળમાં શાના પડે? એક બીજો પ્રસંગ છે દિલ્હીનો. ત્યારે સ્વ. ભાઈશ્રી મોહનલાલ ભગદેવ મારી સાથે હતા. પૂ. શેઠશ્રી દિલ્હીની ઈમ્પીરિયલ હોટેલમાં ઊતર્યા હતા.

પરંતુ અમે ત્યાંની ગ્રાન્ડ હોટેલમાં સુવિધા મેળવી શકયા એટલે ત્યાં રહ્યા. પ્રસંગ સરદાર શ્રી વલ્લભભાઈને મહાત્મા ગાંધી કીર્તિમંદિરના ઉદ્‌ઘાટન અર્થે તેમને બંગલે જઈ વિનંતિ કરવાનો હતો. આગલી રાતે નક્કી કરી અમે છૂટા પડયા. તેમણે ભાઈ ભગદેવને કહ્યું કે ૮–૩૦ કલાકે સવારના સરદાર સાહેબને બંગલે જવાનું છે એટલે તૈયાર થઈ તેઓ ઇમ્પીરિયલ હોટેલમાં આવે. શ્રી ભગદેવ બીજે દિવસે થોડા મોડા પડયા. જઈને જુએ તો શેઠશ્રી બરાબર દીધેલ સમયે અને મિનિટે ઊપડી ગયેલા. તે જમાનામાં સમયસર કાર્ય કરવાનો જે ઉજ્જવળ ગુણ અંગ્રેજ પ્રજામાં જોવામાં આવતો તે તેમણે જીવનભર પાળેલો છે અને તેનાં કેટલાંય પ્રેરક દૃષ્ટાંતો આપી શકાય.

એક બીજી રીતે પણ તેઓ પરમ ભારતીય પુરુષ હતા. ભારતીય સંસ્કૃતિનો છેવટનો શબ્દ છે શાંતિ: મોક્ષ: ઈશ્વર સાક્ષાત્કાર. પોતાના પુત્રોને પરદેશની ઉત્તરોત્તર જવાબદારી સોંપી, દેશમાં નિવૃત્ત જીવન ગાળતાં ગાળતાં, ઉદ્યોગો સ્થાપી, અનેક સંસ્થાઓને સ્થાપી, ઉછેરી અને તેની દેખભાળ કરીને પણ શાંતિ મેળવવા માટે ગુરુકુળ પાસે એક ઇમારત બાંધી. તેનું નામ 'શાંતિકુટિર' રાખ્યું. જીવનનો ઉત્તરાર્ધ તેમણે પોતાનો આલેશાન બંગલો છોડી આ નાની ઇમારતમાં કાઢયો અને ત્યાંથી પોતાની આધ્યાત્મિક પરિવાર સમી, લગભગ હજાર બહેનોના શૈક્ષણિક અને સાંસ્કૃતિક ગુંજારવથી કલ્લોલતી, આર્ય કન્યા ગુરુકુળની સંસ્થાની માવજત કરી; મહિલા કૉલેજ સ્થાપી; ભારત મંદિર અને જવાહરલાલ નેહરુ પ્લેનેટેરિયમ જેવાં રાષ્ટ્રનાં સ્મૃતિમંદિરો રચ્યાં. એ બધાં ઉપર જાતદેખરેખ અને અસીમ માયામમતા એ પુરુષમાં પ્રતીત થતાં હતાં. અનેક ઉદ્યોગો સ્થાપ્યા છતાં તેમનું ચિત્ત સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં પરોવાયેલું રહેતું. વર્ષનો અમુક ભાગ તેઓ ગંગાકિનારે હરદ્વારમાં ગાળે. અને તેની આસપાસનાં પુણ્ય તીર્થોની યાત્રા કરી મન, પ્રાણ અને આત્માની પવિત્રતા પામે. લક્ષ ગાયત્રીનો જાપ કરે; રામાયણની કથાવાર્તાનું શ્રાવણ સુપાત્ર કથાકારો દ્વારા કરે. સંસ્કૃત પાઠશાળાઓની મુલાકાત લે અને તેને ઉત્તેજન આપે. સ્ત્રીઓની સ્નાનસુવિધા માટે સુરક્ષિત સરિતાઘાટો પણ બાંધવાનું ન ચૂકે. જ્યાં જ્યાં ધર્મ અને સંસ્કૃતિની દૃષ્ટિએ કશીક જરૂર પડે, ત્યાં તેમનો સાથ ઊભો જ હોય. ગંગામૈયાનાં પુણ્યોદક સમાં એમનાં અનેક પવિત્ર કાર્યોનો મને પરિચય હું જ્યારે મારા પરિવાર સાથે હરદ્વાર ગયો ત્યારે મળેલો. શ્રી, શક્તિ અને સંસ્કૃતિ ત્રણેય એકીસાથે કોઈ પુરુષને વરેલાં હોય એવા પુરુષના દર્શન મારી અલ્પમતિ અને અલ્પ અનુભવ પ્રમાણે મને હંમેશાં પૂજ્ય નાનજીભાઈમાં થયાં છે અને એમના અનેક ગુણોનું જ્યારે હું સ્મરણ કરું છું અને સદ્‌કાર્યોની કલ્પના કરું છું ત્યારે એક નિર્મળ પવિત્ર નદીમાં સ્નાન કરીને હું વધારે પવિત્ર થઈને બહાર આવ્યો હોઉં એવો મને ભાવ થાય છે.

છેલ્લો પ્રસંગ જે મારાં સ્મરણોનેયે અશ્રુથી સંપૃક્ત કરી દે છે તે તેમના અસ્થિવિસર્જનનો. તેમના બ્યાસી વર્ષે થયેલા અવસાન પછી તેમના નાના પુત્ર શ્રી મહેન્દ્રભાઈ મહેતા સાથે એમનાં પુણ્ય અસ્થિ પોરબંદરથી આવ્યાં. યુગાન્ડાની ધરતીમાં જેમના પુરુષાર્થનો ઉદય થયો અને જ્યાં તેમણે ઈસ્ટ આફ્રિકાના બેતાજ બાદશાહ તરીકે નામના મેળવી—એ પુરુષાર્થ અને દાનની ભૂમિમાં—તેમનાં અસ્થિ ન પધરાવાય તો બીજે કયાં પધરાવાય? એટલે એમનાં પવિત્ર ફૂલોનો એક અંશ નીલા માતાને સમર્પિત કરવામાં આવ્યો. જે નદીની સમક્ષ તેમણે અનેક સંકલ્પો કર્યા હતા, જ્યાં તેમણે અનેક ભીષણ જવાબદારી વચ્ચે વિશ્રાંતિ શોધી હતી અને જેનાં અન્નજળથી એ ધરતીનાં માનવીનાં પ્રાણ, મન અને શરીર ઘડાયાં એ નાઈલ નદીમાં, જીંજા નજદિક, રિપન ધોધ પાસે, ભારે દબદબાપૂર્વક તેમના પુત્ર દ્વારા એક મોટી જનમેદનીના સાનિધ્યમાં અસ્થિકુંભને પધરાવવામાં આવ્યો અને એ રીતે યુગાન્ડાના એક સમર્થ પુરુષની દેહલીલા, જીંજાના નગરપતિની હાજરી વચ્ચે, પ્રતીક રૂપે સંકેલાઈ ગઈ. એ કરુણભવ્ય પ્રસંગનું સ્મરણ કરીને આ સંસ્મરણો સંકેલી લઉં છું—અશ્રુપૂર્ણ નેત્રોએ અને વિષાદભર્યા હૃદયે.

## ☆ ☆ ☆ પરમ આદરણીય વિભૂતિ

લેખક: **શ્રી મોહનલાલ વી. સોનપાલ**

यद् यद् विभूतिमत् सत्त्वं तत् तेजो विद्धि मामकम् ।

શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય દસ, શ્લોક ૪૧માંથી આ શબ્દો ઉદ્ધૃત કરેલા છે. હું ગીતા સમજતાં શીખ્યો, ત્યારથી જ્યારે જ્યારે હું મારાથી વિશેષ સમજણવાળી વ્યક્તિના સંસર્ગમાં આવું, ત્યારે મને ગીતાના ઉપરના શ્લોકનું આપોઆપ સ્મરણ થઈ જતું અને હજુ પણ મારી સમજણ અને દૃષ્ટિ એ જ રહી છે. શ્લોક ભાંગીને મેં મારા જ શબ્દો મૂકયા છે.

સ્વ. શેઠ નાનજીભાઈ કાલિદાસ મહેતાના સંપર્કમાં હું મુંબઈમાં વડગાદીના મારા તે વખતના મિત્ર સ્વ. હીરજી જૂઠાભાઈ ખાપટવાલા મોદીના નિવાસસ્થાને સને ૧૯૧૮–૧૯માં આવ્યો હતો. તેઓશ્રી તે વખતે તેઓ મહાન વીર્યવાન પુરુષનું સૌષ્ઠવયુક્ત અને સુદૃઢ શરીર ધરાવતા હોવાથી કોઈ પણ વ્યક્તિ પર પોતાની છાપ પાડી શકતા હતા. તેમનું લલાટ, તેજ અને સુદૃઢ મુખમુદ્રા જ કોઈ પણ વ્યકિતને પોતા તરફ આકર્ષી શકતાં હતાં.

હું તો આ વખતે વિદ્યાર્થી : કૉલેજના ત્રીજા વર્ષમાં હતો. વિદ્યાર્થી અવસ્થામાં હું સહુને સમાન જ માનતો, તેથી ધન શું? ધનવાન કોણ કહેવાય? ઉદ્યોગ શું? અને ઉદ્યોગપતિ કોણ કહેવાય?—તેનો મને બહુ ખ્યાલ ન હતો! પરંતુ શેઠશ્રી નાનજીભાઈ મુંબઈમાં થોડા દિવસ રહ્યા અને મારે તેમની સાથે લગભગ હંમેશાં મુંબઈના ફોર્ટ વિસ્તારમાં નાનીમોટી ખરીદી કરવા જવાનું થતું, તે અવસરનો મને લાભ મળ્યો. મારામાં તેઓશ્રીની જિજ્ઞાસા જાગી અને છેલ્લા છેલ્લા દિવસોમાં તો મને પોતાની સાથે આફ્રિકા લઈ જવાની દરખાસ્ત કરી. આ દરખાસ્તથી હું ખરેખર લલચાયો પરંતુ મારો કૉલેજનો અભ્યાસ, બી. એ. સુધીનો પૂરો કરવાના વચનથી હું મારા સહાયકોની સાથે બંધાયો હતો. ફક્ત દોઢ વર્ષ જ બાકી હતું; એટલે મેં તેમની દરખાસ્ત બદલ આભાર માન્યો. પરંતુ તે જ વખતે મારા એક પિતરાઈ ભાઈ જસરાજ નારણ મારી સાથે હતા, તેમને આફ્રિકા લઈ જવા મેં શેઠશ્રીને વીનવ્યા; તેમણે તે વિનંતિ સ્વીકારી મને ઉપકૃત કર્યો.

મારો કૉલેજનો બી. એ. સુધીનો અભ્યાસ પૂરો કરી તરત તો હું આફ્રિકા ન જઈ શકયો પણ છેક ૧૯૨૫ના એપ્રિલ માસમાં હું આફ્રિકા ગયો. તે વખતે મારા પિતરાઈ ભાઈ જસરાજ નારણ શેઠશ્રીની ત્રણ વર્ષની નોકરી પૂરી કરી સ્વતંત્ર ધંધો કરતા હતા; તાત્કાલિક તો ત્યાં રહ્યો.

કંપાલાની બજારમાં ફરતાં ફરતાં એક દિવસ શેઠશ્રીને મેં કંપાલાની તે વખતની પ્રખ્યાત પેઢી શેઠ પોપટભાઈ કાલિદાસને ત્યાં જોયા. તેઓ બપોરની ચા પી રહ્યા હતા. હું ગયો. મેં બંગાળી ઢબે બે હાથ જોડી નમસ્કાર કર્યા. તેમણે મને તરત જ પિછાની લીધો. પૂછયું : "મોહનલાલ, કયારે આવ્યા છો?" મેં કહ્યું : "શેઠ, બેએક વર્ષ થયા." તો કહે, "કેમ મળ્યા નહીં?" મેં કહ્યું : "એકાદ પત્ર આપને લખ્યો હતો, તેના કંઈ સમાચાર ન હતા અને આપને રૂબરૂ કયાં મળવું તેની મને ખબર ન હતી; તેમ મેં કોઈને પૂછયું પણ નહીં". "અત્યારે શું કરો છો?" તે પ્રશ્નના જવાબમાં મેં મારા ભાઈ જસરાજ નારણની દુકાનનું ઠેકાણું બતાવ્યું. તાત્કાલિક તો એ જવાબ મળ્યો : "હમણાં હમણાં બેચાર માણસો રાખી લીધા છે, એટલે જગ્યા નથી." મેં કહ્યું : "ભલે, ફરી કોઈ વખત મળીશ". અને અમે છૂટા પડયા.

શેઠશ્રી લુગાઝી સુગર ફેક્ટરીના પોતાના બંગલે ગયા અને બીજે જ દિવસે શેઠ પોપટભાઈ કાલિદાસ ઉપર ચિઠ્ઠી આવી–"મોહનલાલને મોકલો".

શેઠશ્રીની વિચક્ષણતા કેવી હતી તે દર્શાવવાના! હેતુથી જ મારા તેમની સાથેના પ્રથમ મિલનનું આટલા લાંબા વિસ્તારથી લખ્યું છે.

આ દિવસોમાં શેઠને વિદ્યાવ્યાસંગીઓનો ડાયરો જમાવવાનો શૉખ હતો. કોઈ પણ બી. એ. થયેલો કે કૉલેજના દરવાજા સુધી પણ ગયેલો ચપળ અને સારી સમજણવાળો માણસ તેમની નજરે ચડે તો તેને બોલાવી લેતા અને પોતાની પાસે જ, પોતાના સેક્રેટરીના સ્થાને જ સ્થાપતા. આમાં એવું પણ બનતું ખરું કે પરિચયમાં લીધેલા માણસ વિષે પાછળથી કંઈ અણગમતી વસ્તુ જાણવા મળે, તો તે માણસને તેની ગાદી ઉપરથી એક માસની નોટિસનો પગાર આપી ઉતારી દેતા. ફરી તે માણસ શેઠશ્રી સામે ભાગ્યે જ ચડયો હશે. માણસોની ચકાસણી શેઠશ્રી માણસનાં કાર્યક્ષમતા, નીતિનિપુણતા અને આચારવિચાર ઉપરથી જ કરતા. કાર્યક્ષમતા નબળી હોય તેને સારા ચાન્સ ન મળતા, પરંતુ જે પોતાની બુદ્ધિથી પોતાની કાર્યદક્ષતા બતાવી શકે તે શેઠશ્રીને પ્રિય થઈ પડે તેવું તેઓશ્રીનું માનસિક વલણ હતું.

ઈસ્ટ આફ્રિકામાં સુગર ફેક્ટરીના તેઓ આદ્યસ્થાપક હતા. ૧૯૨૩માં તેઓએ આ સાહસ ઉપાડયું. તે દરમિયાન તો તેઓશ્રી ૧૦–૧૨ કોટન જિનિંગ ફેક્ટરીના માલિક બની ચૂકયા હતા. આ દિવસોમાં તેઓ અદમ્ય ઉત્સાહથી અઢાર કલાક કામ કરતા અને સ્વીચ દબાવવાથી જેમ બત્તી થાય, તેટલી ત્વરાથી શેઠ જ્યારે પણ ટકોરી વગાડે ત્યારે તેમના સેક્રેટરીએ રાઈટિંગ પૅડ અને પેન્સિલ લઈને હાજર થવું જ જોઈએ. પછી તે સમય દિવસનો હોય કે રાત્રિના બેનો હોય! તેનો તેમની પાસે કોઈ ભેદ હતો નહીં. પોતાના મગજમાં સ્ફુરેલા વિચારોની રૂપરેખા સેક્રેટરીને લખાવે અને સવારના આઠ વાગતાં ઑફિસના સમયે તે બાબત યોગ્ય સ્વરૂપમાં મુકાઈ જવી જ જોઈએ. એમાં શિથિલતા ન ચાલે.

શેઠશ્રી એક બાજુ ધંધામાં પ્રગતિ કરતા થયા, તો બીજી બાજુ પોતાની કમાઈનો આછોપાતળો ઝરો સામાજિક અને લોકોપયોગી કાર્યોમાં વહાવતા ગયા. આ ઝરો દિવસે દિવસે વધતો જ ચાલ્યો અને તે ધોધમાં પરિવર્તન પામ્યો.

નૈરોબીમાં જૈન શાળામાં એક વખત જનતા તરફથી તેમનું બહુમાન કરવામાં આવ્યું હતું. ત્યારે જ શેઠશ્રીના તે વખતના નૈરોબીમાંના સેક્રેટરી તરીકે તેમની દાનવીરતાનો ઉલ્લેખ કરીને મેં કહેલું : "પૈસા હોવા છતાં જે સમાજના કલ્યાણાર્થે વાપરતા નથી, તે શેઠ નથી કહેવાતા, પરંતુ જે માનવસેવામાં ખર્ચે છે તે જ શ્રેષ્ઠી કહેવાય છે. દા. ત. વીરડાનું પાણી જેમ ઉલેચાય, તેમ વધારે સ્વચ્છ થાય છે અને આ રીતે ઉલેચાયેલો વીરડો ફરી ભરાઈ જાય છે. તે જ અનુરૂપ ઉપનિષદના આ શ્લોકનો હું હરહંમેશ ઉપયોગ કરતો :

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।।

આ શ્લોકનો અર્થ ઉપનિષદકારોએ જે કર્યો છે તે મારા ખ્યાલમાં હતો છતાં મેં તો તેનો અર્થ રૂપકરૂપે આ પ્રમાણે ઘટાવ્યો છે :

"આ વિરડો છે; તે પૂરેપૂરી રીતે ભરેલો છે. (જળથી)
"તેમાંથી બધું જળ ઉલેચી લેવામાં આવે તોપણ
"શેષ ભાગે પૂર્ણ જ રહે છે."

ઉપનિષદકારોએ બ્રહ્મને ઉદ્દેશીને સ્તુતિના રૂપમાં આ શ્લોકનો અર્થ કર્યો છે. મેં નિર્મળ જળથી ભરપૂર એવા વીરડાને બ્રહ્મનું રૂપક આપ્યું છે. મારું ચોક્કસ માનવું છે કે શ્રી નાનજીભાઈ જેમ જેમ પોતાની કમાણીનું ધન સન્માર્ગે વાપરતા ગયા, તેમ તેમ તેમને અધિક અધિક પ્રાપ્તિ થતી ગઈ.

તેઓ પુરુષાર્થ અને શૌર્યની મૂર્તિ સમા તો નાનપણથી જ હતા; પરંતુ દાનવીર કહેવાયા એ આર્ય સમાજના સમાગમ અને સંસ્કારોના પ્રતાપે. શ્રી નાનજીભાઈનો કૌટુંબિક ધર્મ તો વૈષ્ણવ ધર્મ હતો; પરંતુ શ્રી નાનજીભાઈને પોતાને કેવળ પથ્થરના દેવને દેવ માનવાની વૃત્તિ થતી ન હતી. તેઓ મહર્ષિ દયાનંદ સરસ્વતીની અને ત્યાર પછી તેમણે રોપેલા આર્ય સમાજરૂપી વટવૃક્ષની છાયામાં ખૂબ ખૂબ આવી ગયા હતા; એટલું જ નહીં, પરંતુ તે સમાજની દરેક પ્રવૃત્તિના તેઓ પ્રાણરૂપ થઈ પડ્યા હતા. આર્ય સમાજની પહેલી સ્થાપના તેમના જ આશ્રયથી નૈરોબીમાં "શ્રી દયાનંદ બ્રહ્મચર્યાશ્રમ"થી થઈ. આર્ય સમાજ કન્યાશાળા સ્થપાઈ, ને કંપાલામાં આર્ય સમાજ મંદિર અને કન્યાશાળા સ્થપાયાં. દારેસલામમાં તેમના સહોદર શ્રી મથુરાદાસભાઈનાં ધર્મપત્ની દેવકુંવરબહેન કન્યાશાળા પણ આર્ય સમાજના આશ્રયે સ્થપાઈ. તેના વિદ્વાન સંચાલક આત્મીય બંધુ શ્રી દુર્લભદેવ પરીક્ષક હતા. પૂરાં અઠયાવીસ વર્ષનાં દિલોજાન અને તનતોડ મહેનત અને આપભોગ આપીને તેમણે દારેસલામની "દેવકુંવરબહેન આર્ય કન્યાશાળા"ની શરૂઆત ફક્ત ત્રીસ છોકરીઓથી કરી ૧૨૫૦ની સંખ્યા સુધી પહોંચાડી; અને શ્રી કબીરની વાણીમાં કહેવું હોય તો કહી શકાય કે :

દાસ કબીર જતન સેં ઓઢી
જ્યોં કી ત્યોં ધરિ દીની ચદરિયા.

આમ દેવમુનિએ ઉત્તરદાયિત્વની ચાદરને ઓઢી, શુદ્ધ રાખી ને એમ ને એમ અકબંધ સોંપી દીધી.

શ્રી દુર્લભદેવ અત્યારે નિવૃત્ત જીવન અમદાવાદમાં ગાળે છે. સંસ્થા તરફ ફુરસદે આંતરદૃષ્ટિ કરી પોતે આત્માનો અનહદ આનંદ અનુભવે છે. ફરજ બજાવીને પોતાને કૃતકૃત્ય માને છે.

થોડું વિષયાન્તર થયું છે. છતાં આ પ્રસંગનો હેતુ એ જ છે કે શ્રી નાનજીભાઈનાં પ્રેરણા અને દાનથી જ શ્રી મથુરાદાસભાઈએ આ સંસ્થાને હયાતી અર્પી છે.

હવે આર્ય કન્યા મહાવિદ્યાલય, કારેલી બાગ, વડોદરા વિષે જોઈએ. આ સંસ્થા શ્રી નાનજીભાઈના પોતાના ઉત્તેજનથી જન્મી છે. તેના વિસ્તાર વિષે આ સ્થાને લખવું પુનરુક્તિ રૂપે થશે; કારણ કે આ વસ્તુ જગપ્રસિદ્ધ છે. તેઓશ્રીના જીવનચરિત્રમાં પણ આ વાતનો પૂર્ણપણે ઉલ્લેખ છે. વળી આ વિષયને સાચો ન્યાય તો સંસ્થાના સંચાલક ભ્રાતાજી આનંદપ્રિયજી જ આપી શકે. શ્રી આનંદપ્રિયજીના સ્વર્ગીય પિતાજી આત્મારામજી ગાયકવાડ સરકારના પરમ પ્રિય મિત્ર અને ઉત્કટ સમાજસુધારક હતા. તેમના આખા કુટુંબે આ વિદ્યામય જ્ઞાનયજ્ઞમાં જીવનભરની આહુતિ આપી છે. તે અર્થે ધન ખર્ચનાર વીરલા નર શેઠશ્રી નાનજીભાઈને ઘણી જ ભાવપૂર્ણ અંજલિ આપું છું. હજુ પણ અનેક સંસ્થાનો ઉલ્લેખ કરવો રહી જાય છે. પોરબંદર આર્ય કન્યા ગુરુકુળનાં મકાનો, તેનો વિસ્તાર અને આયોજન જોવાથી શ્રી નાનજીભાઈની દીર્ઘદૃષ્ટિનો ખ્યાલ આવશે. કેટકેટલા દિવસો અને મહિનાઓ સુધી નકશાઓ તૈયાર કરાવીને એક કરોડની હાલની કિંમતની શૈક્ષણિક અસ્કયામત એમણે ઊભી કરી છે; અને તેનાં સૂત્રધારિણી વિદુષી બહેન સવિતાકુમારી આ સંસ્થાનું સંચાલન અને દેખભાળ કરી રહ્યાં છે.

ખેડુના ગાડાને બે પૈડાં જોઈએ છે. ફક્ત એક પૈડાથી ચાલતું ગાડું તે ગાડું નથી કહેવાતું. તે તો કેવળ પાણીના ડબા લાવવા-લઈ જવાનું સાધન જ છે. અહીં પણ સ્વ. શેઠશ્રી નાનજીભાઈનાં પત્ની શ્રીમતી સંતોકબહેનનો પૂર્ણ સહકાર અને જીવન-સાથી તરીકે સહકાર સાંપડેલ છે અને તેથી તેમનું દામ્પત્ય જીવન ધન્ય બન્યું છે.

પ્રભુ શ્રી નાનજીભાઈના સ્વર્ગીય આત્માને ચિર શાંતિ આપો.

## ☆ ☆ ☆ वे प्रेरक स्मृतियाँ

लेखक : सु. श्री स्नातिका शान्ताबहन वर्मा, भूतपूर्व अधिष्ठात्री, गुरुकुल, पोरबंदर.

महापुरुषोंकी महत्ता छिपाये छिपती नहीं है। वह पुष्प-सौरभकी भाँति उनके वचन, रहन-सहन और आचार-विचारसे स्वयं व्यक्त होती रहती है। वे साधारण बातचीतमें ऐसे अनोखे वाक्य कह डालते हैं जो श्रोताको आजीवन याद आते रहते हैं। हमारे दिवंगत पूज्य बापूजी भी महामानव थे। निम्न-लिखित घटनाएँ इसका प्रत्यक्ष प्रमाण हैं।

उन्होंने एक बार मुझे लम्बी बाँहका स्वेटर कोहनीसे फट जानेके कारण ठीक करनेके लिए दिया। स्वेटरकी ऊन जैसा रंग मुझे मिला नहीं। मैंने स्वेटर ठीक करके उन्हें देते हुए रंगकी भिन्नताके विषयमें खेद प्रकट किया। वे सहसा बोल उठे कि, "फटे कपड़ोंसे और बूढ़े माँ-बापसे कभी शरमाना नहीं चाहिए।" इस छोटेसे वाक्यमें उन्होंने कितनी बड़ी बात कह दी! मानो जीवन-भरका निष्कर्ष सामने रख दिया। श्रद्धा-भक्तिसे मेरा मस्तक उनके आगे झुक गया। जिस आदर्शको उन्होंने हृदयंगम कर लिया था उसे उन्होंने सहज भावसे कह दिया। इसी प्रकार वे अपने नौकरोंसे कपड़ोंकी मरम्मत करवा कर पहनते थे। नौकरने अच्छी तरह सीया है या नहीं यह देखनेकी उन्हें फुरसत नहीं थी। इससे उनकी अपरिग्रह-वृत्तिका पता चल जाता था। ऐसा लगता था कि उनकी लक्ष्मी उनके लिए नहीं है पर वह केवल परमार्थके लिए ही अर्जित की गयी है।

अपनी अस्वस्थ अवस्थामें भी वे नौकरोंका अत्यधिक ध्यान रखते थे। दोपहरके साढ़े ग्यारह बजते ही वे उनसे कहना शुरू कर देते कि तुम भोजन कर आओ और शामको सात बजते ही पुनः उनका आग्रह शुरू हो जाता। केवल कह कर वे सन्तुष्ट नहीं होते थे, परन्तु प्रत्येकसे बारी बारीसे पूछ लेते थे कि उन्होंने खाना खा लिया है या नहीं। रातको ९ बजे वे सबको सोनेके लिए भेज देते थे। गुरु-कुलके रसोइयोंको अधिकतर चूल्हेकी गर्मी सहनी पड़ती है इससे कहीं उनकी आँखें बिगड़ न जायें यह विचार आते ही उन्होंने संस्थावालोंसे कह दिया कि "इन्हें दो बार छाछ दी जाय।" वे छोटे-बड़े सभीकी सुख-सुविधाका ध्यान सदैव रखते थे। इसी कारण दरिद्रनारायणोंके वे स्नेहभाजन और दुलारे बन गये थे।

उनके पास पुरानी मोटर थी। बार बार बिगड़ जानेसे उस पर खर्च अधिक होता था। उनके पितृभक्त पुत्र माननीय धीरेन्द्रभाईने नयी मोटरमें बैठनेकी उनसे प्रार्थना की, पर उनका उत्तर सुन कर सभी स्तब्ध रह गये। वे बोले कि "मैं भी बूढ़ा हो गया हूँ और मुझ पर खर्च अधिक होता है इससे क्या तुम मुझे छोड़ दोगे?" यह सुन कर भाई पर घड़ों पानी पड़ गया। वे उन्हें अधिकसे अधिक सुख देना चाहते थे, पर पिता नयी-पुरानीके भेदसे पर हो गये थे। जब पुरानी मोटर साथ दे रही है तब नयी मोटरमें क्यों बैठा जाय? वे जीवन-यापनके लिए कमसे-कम वस्तुओंके उपयोगमें मानते थे। बाह्य चमक-दमकने उन्हें कभी आकर्षित नहीं किया।

एक बार उनसे किसीने कहा कि "अमुक धनी व्यक्ति तो अच्छी अच्छी मोटरोंमें घूमते हैं। आपने ऐसी पुरानी मोटर क्यों रखी हुई है?" झटसे वे बोल उठे कि "वे अपने बापकी कमाई पर शान-शौकत दिखाते हैं, मैं अपनी कमाई पर जीता हूँ।" वे सच्चे कर्मयोगी थे और उसी रूपमें जीना चाहते थे। रुग्णावस्थामें उनके मुँहसे ये शब्द निकल पड़ते कि "खाट पर पड़े पड़े साँस लेनेमें जीवन थोड़े ही है।" अक्सर वे डाक्टरोंकी सलाहकी अवगणना करके घूमने निकल पड़ते और मृत्युका डर भी उन्हें रोक नहीं पाता था। उनका जीवन "कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः" का प्रतीक था। वे जीवनमें कभी

असफल नहीं हुए। हमारे शास्त्रोंने कहा है कि "क्रियाणां खलु धर्म्याणां सत्पत्नी मूलकारणम्।" पूज्य वाका दान-प्रवाह गुप्त रूपसे सदा चलता रहता है।

आज वह महामानव हमारे बीचमें नहीं है। उसका पंच-भौतिक शरीर नष्ट हो गया है पर उसका यशः शरीर यावच्चन्द्रदिवाकरौ तक सबको प्रकाश देता रहेगा। उनका जीवन ही उनका उपदेश है। उन्हें उपदेशके लिए शब्दोंकी आवश्यकता नहीं थी। ऐसे महापुरुषको मेरे कोटिशः प्रणाम हों।

## ☆ ☆ ☆ पूज्य बापूजीकी एक स्मृति

लेखक: सु. श्री सतीबहन भोजवानी

तारीख २६ अगस्त, सुबह करीब १० बजे किसीने आकर कहा, "आपको पता है सेठ श्री नानजी कालिदासका स्वर्गवास हो गया?" समाचार सुनते ही जैसे मेरे हाथोंसे कुछ गिर गया। आठ दिन पहले समाचार मिला था कि वे अब बेहतर हैं। मुझे इस बात पर विश्वास नहीं हुआ। फिर समाचार-पत्रमें पढ़ा। वही दिन उनके अन्तिम संस्कारका था। उस समय पोरबन्दर पहुँचकर अन्तिम दर्शन करनेका समय नहीं था। दो दिन तक हर समय पूज्य बापूजीकी स्मृतियाँ याद आती रहीं। ऐसा प्रतीत होता था जैसे गुरुकुलका सूर्य अस्त हो गया हो!

तीसरे दिन मैं पोरबन्दर पहुँची। दो दिन पूज्य बापूजीके परिवारके साथ ही ठहरी। बहुतसे लोग, दिन-रात आते रहते थे। धनी तथा गरीब सभी उनके गुण गाते थे। गाँवकी स्त्रियाँ उनकी नम्रता तथा सहानुभूतिको याद करके रोती थीं।

हरएक इन्सान जो इस दुनियामें आया है, उसको अवश्य जाना ही है, परन्तु जब मनुष्य अपने अच्छे कार्योंकी सुवास छोड़ जाता है तब उसका जीवन सफल माना जाता है।

एक प्रसंग मुझे याद आता है—गुरुकुल छोड़े मुझे करीब दो-तीन साल हुए थे। मैं उस समय राजकोटमें राजकुमार कॉलेजमें पढ़ा रही थी। गुरुकुलका वार्षिक उत्सव था। मुझे निमंत्रण आया था। गुरुकुलको मैं पुण्यभूमि मानती थी। भारतीय संस्कृतिका मुझे बहुत कुछ ज्ञान उधर ही हुआ था। इस-लिए मैं उसको अपना तीर्थ-स्थान ही समझती थी। निमंत्रणको स्वीकार करके मैं दो दिनकी छुट्टी लेकर पोरबन्दर गई। रातको देरसे पहुँची। गुरुकुलमें ही ठहरी। दूसरे दिन गुरुकुल प्रदर्शिनीका उद्घाटन पूज्य बापूजीके कर-कमलोंसे होनेवाला था। हम सब उनके आनेकी राह देख रहे थे। जल्दी ही वे अपने निश्चित समय पर पधारे। दूरसे मुझे देखा, प्रसन्न हुए, आगे आकर कहा, "सती बहन, आप बहुत दिनोंके बाद आयी हैं।" परन्तु मेरे आश्चर्यकी सीमा न रही जब उन्होंने कहा कि "इस प्रदर्शिनीका उद्घाटन सती बहन करेंगी।" मैं घबराई, कितना ही कहा, ऐसा नहीं शोभेगा, परन्तु बापूजी कहाँ मानने-वाले थे। उनकी महानता, नम्रता तथा प्रेमने मेरे हृदयको छू लिया और मेरी आँखोंमें आँसू भर आये। वे सब प्रकारसे महान् व्यक्ति थे। मैं गुरुकुलकी एक भूतपूर्व अध्यापिका थी और इस मानके योग्य नहीं थी। यह मान केवल मेरे लिए नहीं, परन्तु समस्त स्त्री–जातिके लिए था। उनके इस कार्यसे मुझे नम्रताका पाठ सीखनेको मिला।

वे अब हमारे बीचमें नहीं हैं, परन्तु हमारे लिए बहुत कुछ छोड़ गये हैं। उनके जीवनसे हम बहुत कुछ सीख सकते हैं। वे अमर हो गये हैं, अपनी कीर्ति इस दुनियामें फैला गये हैं।

हम सब प्रार्थना करें कि उनकी आत्मा परमात्मामें लीन हो जाये और ईश्वर हम सबको ऐसी शक्ति दे कि हम उनकी दिखाई हुई राह पर चल सकें।

## ☆ ☆ ☆ श्री बापूजीके सान्निध्यमें

**लेखक : सु. श्री सुशीलाबहन पंडित**

**व्यवस्थापिका – आर्य कन्या गुरुकुल, पोरबन्दर**

आर्य श्रेष्ठी, स्वनाम–धन्य सेठ श्री नानजीभाईने आर्य संस्थाओंकी मात्र स्थापना ही नहीं की, परन्तु स्वयं आर्यधर्म और आर्य-संस्कृतिके आदर्शों पर जीवनभर चलते रहे।

उन्होंने महर्षि दयानन्द स्थापित आर्यसमाजके दस नियमोंको अपने जीवनमें यथासम्भव अपनी शारीरिक, मानसिक तथा आत्मिक शक्ति अनुसार पचानेका पूरा प्रयत्न अन्तिम समय तक किया, और समय समय पर चरितार्थ करते रहे।

आर्यसमाजके प्रथम पाँच नियमानुसार वे ईश्वर विश्वासी, ईश्वर भक्त, सत्यविद्या श्रवण करनेके प्रेमी, सत्य धर्मका आचरण करनेवाले थे। पिछले कई वर्षोंसे अन्तिम समय तक प्रतिदिन गायत्री मंत्रका जाप करते रहे। इनके ईश्वरके प्रति दृढ़ विश्वासने उनके अन्दर रहे हुए प्रबल आत्मबलके दर्शन, निकट रहनेवालों तथा निकट सम्पर्कमें आनेवालोंको कराए।

इस आर्यश्रेष्ठीने अपनी कुटीरमें, संस्थामें, आर्य-मंदिरोंमें गायत्री मंत्र तथा 'सत्यं वद,' और 'धर्मं-चर' के वेदवाक्योंका आलेखन करवा, उस मार्गके स्वयं तो अनुगामी रहे, पर भविष्यकी जनता और विशेष कर भावी माताओंके लिए भी यह मार्ग अपनानेको द्वार-द्वार पर यह सुलेख अंकित कर गये।

उनका स्वप्न था कि गुरुकुलकी ब्रह्मचारिणियाँ इन बातोंको जीवनमें सींच लें, और गायत्रीके महा-मंत्रको समझ लें, निडर बन जावें तो फिर संसारमें उनके लिए किसी भी कष्टका सामना करना कठिन नहीं है। महर्षि दयानन्दजीके जीवन और कथनको वे अपना सच्चा मार्गदर्शक मानते थे। वे कदापि नहीं चाहते थे कि देशकी भावी माताएँ जनसमाजमें प्रचलित ढोंगोंका, कुरिवाजोंका अंधश्रद्धासे अनुसरण कर संकुचित मनोवृत्तिवाली बनें। उनका आदेश तो ब्रह्मचारिणिओंको अपने शील, चरित्र और लज्जाकी रक्षा करते हुए निर्भय आर्य माताएँ बनानेका था। स्त्रीजातिका अपमान वे सहन नहीं कर सकते थे, और ऐसे अवसरोंको उत्पन्न ही न होने देनेमें विश्वास रखते थे।

उनका गुरुकुलमें अन्तिम प्रवचन था कि आफ्रीकामें श्रीमती सरोजिनी नायडूने अपने शिक्षण, संस्कार और निडरतासे जो प्रभाव डाला था उस प्रकार इन कन्याओंमें से एक भी अच्छी शिक्षित, राष्ट्रविधात्री, निडर देश-सेविका निकल पड़ेगी तो अपना कार्य और स्वप्न सफल समझूँगा।

कन्याओंमें इस प्रकारके वातावरण, संस्कार और चरित्र गठनके लिए गुरुकुलमें चारों प्रहर वैदिक मंत्रोंकी प्रार्थना, संध्या, हवन तथा नैतिक शिक्षण देनेका प्रबन्ध रखा। कन्याएँ अपना राष्ट्रके प्रति ऋण अदा करना समझें, अपने अस्तित्वकी महत्ता समझें, अपने समान अधिकारोंकी भोक्ता बनें, इसीलिए आर्य-संस्कारोंके साथ उन्हें आरम्भसे ही यज्ञोपवीत धारण कराते रहे। ये सब उनके श्रेष्ठ आर्य विचारोंके द्योतक कार्यक्रम थे।

'न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः' को जिसने अपने जीवनमें बुन लिया था, वे अपनी सत्यता, कार्यक्षमता, निःस्वार्थता और निरभिमानतासे प्रेरित होकर एक आदर्श रख अजातशत्रुकी तरह उच्च जीवनको प्राप्त कर चुके थे। वे सच्चे अर्थोंमें सत्यग्राही थे।

वड़े वड़े विद्वानों, साधु-सन्तों, और संन्यासी-महात्माओंका सत्संग उन्हें अति प्रिय था, इतना ही नही उनकी भूरी भूरी प्रशंसाके साथ वे खुले हाथोंसे उन्हें दान दक्षिणा दे सहायता पहुँचाते थे। लोककला और विनोद उन्हें प्रिय थे। आफ्रीकामें आर्यसमाजके प्रचारके लिए समाजोंके भवन-निर्माण और आर्यकन्या पाठशालाएँ खुलवाकर भारतीय संस्कृति और वैदिक शिक्षणके प्रचारमें अनुपम सहयोग दिया। भारतमें महर्षि दयानन्द स्मारकके लिए महालय खरीद कर तथा महात्मा गांधीजीकी स्मृतिमें, कीर्ति-मंदिर स्थापित करके करोड़ोंका दान देते हुए अपनी राष्ट्रभक्ति प्रगट की। उनका स्वयं वेदाध्ययन न होते हुए भी वेदोंके आदर्शोंके प्रति सन्मान और पूर्ण श्रद्धाके साथ प्रचार करवाना महर्षिके सच्चे अनुयायीके रूपमें दिग्दर्शन कराता है।

आर्य समाजके छठे और सातवें नियमानुसार उनका जीवन परमार्थी था। उन्होंने एक हाथसे कमाया और दूसरे हाथसे उचित दान दिया। परोपकार करके अपने जीवनकालमें सुख और शान्ति, जो जीवनका वास्तविक स्वर्ग है, अनुभव किया।

उनके निराभिमानी, मिलनसार स्वभावके आगे छोटा, वड़ा, ऊँच, नीच, धर्म या जातिका कोई भेद नहीं था। सबसे सन्मानपूर्वक मिलते, प्रेमसे वोलते और अनेकोंको सहायता पहुँचा कर उनके जीवन संरक्षक वन गये।

धर्माचरण उनके जीवनमें महत्वका स्थान रखता था। राष्ट्रोत्थानमें विद्याकी वृद्धि और उसकी नींव मातृजातिको शिक्षित करना ही हो सकती है, इसे वे खूब समझते थे। अपनी पुत्रिओंको आर्य कन्या महा-विद्यालय बड़ौदा जैसी आर्य संस्थामें, जहाँ कृष्ण सुदामा जैसा कोई भेद नहीं था वहाँ, तपस्वी जीवन और वैदिक शिक्षण प्राप्त करनेको, आरम्भसे ही मोह, माया और झूठे लाड़प्यारको छुड़वाकर इस तपस्वी पिताने रख दिया था। परिणामस्वरूप आज सौराष्ट्रमें एक विशाल वटवृक्षकी तरह आर्य कन्या गुरुकुलकी ३४ वर्ष पूर्व स्थापना की। जिसमें आज ८०० ब्रह्मचारिणियाँ वेदमंत्रोंका गान करती हुई सुनाई देती हैं, स्त्रीशिक्षामें पिछड़े इस प्रदेशमें आर्य वैदिक शिक्षा ग्रहण करनेका आकर्षक धाम बनी हुई है।

इसीको सच्चा आर्य कहते हैं, जिसने केवल अपनी संपत्तिसे या अपने पुत्र-पुत्रियोंकी शिक्षासे ही सन्तुष्ट न होकर देशविदेशकी कन्याओंके लिए उचित शिक्षणका सुन्दरतम प्रयत्न सफलतापूर्वक किया। यह उनकी अमर कीर्तिमें चार चाँद लगा रही है।

अनेक धार्मिक, राष्ट्रीय तथा ऐतिहासिक अनुष्ठानोंमें अनेक भौतिक साधनोंकी सुविधा उनकी उदार दानशीलतासे प्राप्त हुई हैं, जिससे संसार परिचित है। परन्तु उनकी वास्तविक जीवन्त स्मृति तो यह आर्य कन्या गुरुकुल ही है, जहाँसे सहस्रों कन्याएँ शिक्षित हो चुकी हैं, और आज भी यह वाटिका लह-लहा रही है। उन्होंने अपनी उत्तरावस्थामें प्रत्येक क्षण इसीके उत्कर्षमें लगाया।

कुलपिताजी 'बापूजी' के लाड़ले नामसे संबोधित थे। बापूजीके सान्निध्यमें बिताये पन्द्रह मास उनकी एक एक बातका स्मरण कराते हैं।

बापूजीको गिरनेसे जूनागढ़में चोट आ गई थी। तबीयत काफी खराब थी। बम्बईमें इलाज चल रहा था। उठने बैठनेकी अभी शक्ति नहीं आई थी। वहाँ पड़े पड़े भी गुरुकुलकी चिन्ता उन्हें व्याकुल रखती थी। मैं उन्हें बम्बईमें मिली। मेरी पोरवन्दर जानेकी स्वीकृति सुन कुछ आनन्द तो था उन्हें, पर साथ ही यह चिन्ता थी कि मुझे पोरबन्दरमें रहना पसन्द आयेगा या नहीं? इस अवस्थामें भी मुझे वहाँ क्या क्या सुविधाएँ चाहियेंगी इसकी वहाँ खाट पर पड़े पड़े भी चिन्ता कर रहे थे और मेरे पोरवन्दर पहुँचने पर शीघ्र ही वे पोरवन्दर पहुँचेंगे ऐसा आश्वासन भी देने लगे।

१९६८, जूनमें मैं पोरबन्दर आई। सुविधाओंमें विशेष तो और कुछ नहीं, परन्तु मेरे निवासस्थानके पास संलग्न रसोईघरकी आवश्यकता थी। पू. बापूजीको पता चलते ही स्वयं उस स्थान पर आकर,

निरीक्षण कर, कहाँ क्या करना है, इसका नकशा मनमें तैयार कर मिस्त्री आदिको बता दिया। एक मूळ आफ्रीकन कन्या मेट्रिक पास कर चुकी थी। उसे बड़ौदा सयाजीराव युनिवर्सिटीमें प्रविष्ट कराना था। मुझे कहने लगे तुम इसे प्रविष्ट करा आओ; जब तक तुम लौटोगी तुम्हारा रसोईघर तैयार हो जावेगा। तुम इसकी तोड़फोड़ और खटखटकी आवाजसे तंग भी न आवोगी। कितनी सूझबूझ भरी थी उनमें। दूसरोंको सुविधा देनेमें एक साधारण मनुष्य भी इन बातोंका ख्याल नहीं करता। इनका विवेक उनकी महानताका द्योतक था।

लड़कियोंको स्नानके मीठे पानीकी तकलीफ थी और अब अधिक पानी मिल सके इसकी शक्यता थी। अध्यापिकाओंको स्नानगृहोंमें मीठा पानी चाहिये था तथा स्वतन्त्र शौचालयोंकी तंगी थी। पू. बापूजीसे कुछ संकोचपूर्वक मैं इस तकलीफका वर्णन करने लगी। दूसरे दिन देखती हूँ कि उनका काम करनेवालोंको हुक्म मिल चुका था कि व्यवस्था कर दो। यहाँ कोई कष्टमें रहें यह वे देखना नहीं चाहते थे। वे कभी यह सहन नहीं करते थे कि गुरुकुलमें ऐसा समय कभी आवे कि किसी वस्तुकी कमी अनुभव करनी पड़े। अनाज और खाद्य वस्तुएँ आगेसे खरीद कर भरवा देते थे। भरी हुई खराब हो जाय उसकी कम चिन्ता थी, परन्तु किसी वस्तुका न होना उनके लिए भारी दुःखका कारण था। कई वस्तुएँ तो तीन तीन वर्ष तक चले इतनी भरी हुई थीं। तेल, गुड़, घी आदि तो जहाँ बाजार भाव इन्हें ठीक लगा कि वर्षभरका भरवा दिया। इतने दूरदर्शी थे कि उन्हें समय पहचानना आता था। कब कौनसी वस्तु महँगी हो जावेगी इसे वे खूब समझ सकते थे। आज यह दृष्टि और यह उदारता यहाँ किसके पास खोजने जावें? प्रतिपलका बापूजीका चिन्तन और ब्रह्मचारिणिओंके प्रति वात्सल्य आँखोंके सामने आता है।

सुबह शाम पैदल न घूम सकने पर भी मोटरमें बैठकर प्रतिदिन संस्थाके सब विभागोंमें चक्कर लगाते थे। दवाखानेकी कोई लड़की बाहर दिखाई देती तो तुरन्त उसके पूरे समाचार जान लेते, उसकी शुश्रूषामें कुछ भी न्यूनता अनुभव करते तो तुरन्त ही हम लोगोंको बुलाकर सूचना करते। किसी भी बच्चीका उदास मुँह वह देखना पसन्द नहीं करते थे। बच्चियाँ भी उनकी मोटर आते ही एक वत्सल पिताकी अनुभूतिसे उनकी ओर दौड़ पड़तीं। 'बापूजी नमस्ते, बापूजी नमस्ते' से सारा वातावरण गूँज उठता था। खिली मुस्कराती जीवन-कलियोंका सुख-दुःख यही मात्र उनके हृदयकी सान्त्वना थी।

सत्रारम्भ हो चुका था। अगली गरमियोंकी छुट्टियोंमें कन्याओंको दो भिन्न भिन्न प्रवासोंमें जाना था। अभी आठ नौ मास जानेको बाकी थे, पर उनका कार्यक्रम, चिट्ठीपत्री, उनकी व्यवस्थाएँ सब उनके दिमागमें आरम्भसे ही अंकित थीं; यह कार्य करनेको कार्यालयवालोंको आदेश देकर, इस बातका ध्यान रखते थे कि व्यवस्था कहाँ तक हो रही है। कई बार प्रवासमें जानेवाले स्थानोंकी चर्चा करते और कोई दर्शनीय स्थान बाकी तो नहीं रहा, इसकी पूरी चिन्ता रखकर कार्यक्रम बदलवाते रहते। अधिकसे अधिक स्थान कन्याएँ देख सकें और उन्हें किसी बातका कष्ट न हो यह उनका स्वाभाविक पर्यटन प्रेम था। समयके पूर्व सब तैयारियाँ रहनी चाहियें, कौन जावेगा, जानेवाला कितना जिम्मेवार व्यक्ति है, सब जानकर अपनी स्वीकृति देते थे।

जिन जिन स्थानों पर वे तथा पू. बा भ्रमण करके आये हुए थे अनेक बार वहाँकी रोचक बातें और प्रसंगोंको याद कर बड़े प्रेम और मुक्त हृदयसे बातें सुनाते और पूरा आनन्द लेते और करवाते थे। विनोद और पर्यटनका आनन्द उनके जीवनसंगी से थे। उनका प्रसंगोपात् वर्णन हम लोगोंके लिए मानो साक्षात् स्थानका दर्शन कराता हो ऐसा अनुभव होता।

छुट्टियाँ आनेवाली हैं, लड़कियाँ घर जावेंगी, उनकी चादरें, मच्छरदानियाँ तथा अन्य सामान आदिकी टूट-फूट और गन्दगीको दूर करनेका निर्देश करना भी वे न भूलते। सत्रारम्भसे ही कोई भी वस्तु कन्याओंको टूटी-फूटी या मैली न मिले — इसकी चिन्ता भी उनसे दूर नहीं थी।

यहाँ आनेवाले अतिथियोंके लिए मकान बनने जा रहे थे। उनकी दृष्टि नपीतुली, सुन्दर, व्यवस्थित वस्तु बनवाने और देखनेमें इतनी मँजी हुई थी कि बना हुआ मकान यदि उनकी इच्छानुसार नहीं बना या दिखाव अच्छा नहीं लगा, सिमेट्री बराबर नहीं आई तो तुरन्त ही रातमें तोड़नेका हुक्म दे देते। यहाँ मकानका कमरा पूरा बन चुका था। बापूजीने मिस्त्रीको गिरा देनेकी आज्ञा दी। मिस्त्री मुझे यह बात बताने आया। पूराका पूरा कमरा बन चुका था। मेहनत, श्रम और पैसा व्यर्थ जावेगा यह सोचकर मैंने पू. बापूजीको अति विनयपूर्वक लिखकर भेजा कि ऐसा ही कमरा दूसरी तरफ बन जावे तो समानता हो जावेगी और आगे एक एक कमरा बनवाना है वैसा बनवा दें। दूसरे दिन प्रातः उनकी मोटर मेरे कमरेके आगे आकर रुकी, मुझे बुलाया, कारमें बिठाया, साथमें कमरेका नया नकशा था, जैसा वे बनवाना चाहते थे, सो बताया—पूछा कैसा लगता है? बहुत सुन्दर था। पश्चात् मिस्त्रीको मेरे सामने ही बुलाकर कहा कि ऐसा बनाना है, आज रातमें ही तोड़ डालो और दोनों तरफ ऐसा बनाओ।

वस्तुकी स्वच्छता और उसमें भी मकानोंको बनवानेकी उनकी एक अपनी विशिष्ट रुचि थी। पैसोंकी परवाह किये बिना वस्तु अच्छी, आकर्षक और सुविधाजनक कैसे बन सकती है इसे वे खूब जानते थे।

बापूजीसे रसोईघरमें, जिसमें कन्याएँ भोजन बनाना सीखती हैं, उसमें कुछ परिवर्तन करनेकी हमें स्वीकृति लेनी थी। जब बात उन्होंने खूब अच्छी तरह समझ ली तो तुरन्त ही करवानेको कह दिया। हमें परिवर्तन करानेमें देरी लगी तो कई बार पूछ चुके कि हुआ या नहीं?

बड़ी कन्याओंके लिये खेलनेको झूले आदि थे। छोटी कन्याएँ जो कॉलेजकी तरफ रहती हैं उनके लिए नहीं थे। एक दिन सहज ही मैंने बातोंमें कहा कि छोटी लड़कियोंके लिए झूले नहीं हैं। जैसे उन्हें इस अभावका बड़ा ही दुःख लगा हो; दूसरे दिन ही जमीन और स्थान आदि स्वयं देखने आ गये—स्थान निश्चित कर उसी समय यह कार्य आरम्भ करवा दिया।

अभी पू. बापूजीका स्वास्थ्य बिलकुल ठीक तो नहीं था। बीच बीचमें कमजोरी बहुत आ जाती थी। कॉलेजकी प्राध्यापिकाओंको स्नानगृह-नल आदिकी कुछ कठिनाई थी। उसकी उनसे बात करनेकी ही देरी थी कि दूसरे दिन प्रातः वहाँ आ गये और कमजोर होते हुए भी उपरकी मंजिलकी सब सिढ़ियाँ चढ़े और सब बातोंका पूरा निरीक्षण कर सब बातोंको समझा कर बता दिया कि पानीकी तथा अलग स्नानगृह, शौचालयकी व्यवस्था कर देते हैं, कमरोंके साथ व्यवस्था न हो सकेगी। ऊपर चढ़नेसे वे बहुत ही थक गये थे, बादमें कुछ बीमार भी हो गये, पर रातदिन गुरुकुलकी सुविधाओंकी चिन्तासे वे मुक्त न हुए।

गुरुकुलकी सहायक मुख्याधिष्ठात्री भी यहाँकी पुरानी छात्रा थी। उसको आफ्रीका भ्रमणार्थ जाना था, इसकी भी चिन्ता उनसे दूर नहीं थी। कहाँ जाना, कहाँ ठहरना, परिचय पत्र ले जाना — उसे बताने लगे। उनका यह सबसे बड़ा आनन्द और सन्तोष था कि गुरुकुलकी छात्राएँ संस्थामें काम करें और सेवा दें, इसके लिए वे संस्था या सरकारी नियमोंकी बाधा नहीं जानते थे और खुले हाथों उन्हें दक्षिणा दे कर जारी रखते थे।

पूंज्य बापूजीने गायत्री मंत्रका जाप आरम्भ किया हुआ था। उसकी पूर्णाहुति तथा बृहद् यज्ञ करनेको हम लोगोंको जूनागढ़ कुछ अध्यापिकाओं और कन्याओंको बुलाया — उन्हें न केवल अपने कार्य या अपनी संस्थासे ही प्रेम था, पत्र लिखकर आते समय और लौटते समय मार्गमें क्या क्या देखने योग्य है वह देखें इसका कार्यक्रम भी बना कर भेजा। विशेष रूपसे लिखा कि शारदाग्राम देखना, वहाँकी व्यवस्था और स्वच्छता देखने जैसी है और अनुकरणीय है। लौटते समय मार्गमें उनकी स्व. माताजीके नामसे बनी संस्था देखते जानेको कहा कि कहाँ तक उसका काम पूरा हुआ है।

इसी प्रकार मेट्रिकवाली कन्याएँ दो तीन दिनके लिए जामनगर, द्वारका आदि भ्रमणार्थ जानेवाली थीं। जामनगर आर्य कन्या विद्यालयमें उन्होंने स्कूलके ऊपर टावर बनवानेकी अनुमति तथा उपयुक्त दान दिया था। उसका भी काम पूरा हुआ या नहीं सो देखकर आनेका निर्देश किया। द्वारका स्थित लुहाणा कन्या छात्रालयमें, जिसमें हम लोगोंको ठहरना था, वहाँ आटा गूँदनेकी इलेक्ट्रिक मशीन दे रखी थी, वे लोग उसका उपयोग करते हैं कि नहीं, देखकर आना सूचित किया। इस महान् तपस्वीने केवल देना ही नहीं जाना, अपितु काम करवाना भी जाना था। दानका सदुपयोग हो रहा है कि नहीं इसकी चिन्ता दान देनेके पश्चात् शायद ही कोई विरला करता होगा। दूसरोंके कष्टोंको कम करनेकी उनकी भावना अति सराहनीय थी।

उनकी यह विशेषता थी कि वे संस्थाकी तथा उनकी अपनी सब घड़ियें १० मिनट आगे रखवाते थे। उसी अनुसार सारा काम चलता था। इससे एक बड़ा भारी लाभ यह था कि बाहर जानेवालोंको, स्टेशन जानेवालोंको तथा यज्ञ-उत्सव आदिकी तैयारियाँ ठीक समय पर हो जाती थीं। संस्थाकी शिस्त सम्भल जाती थी।

काफी बीमारीके पश्चात् पू. बापूजी कुछ ठीक हुए तो उन्होंने हरिद्वार शान्तिसे समय व्यतीत करनेका निर्णय किया। वे नहीं चाहते थे कि कोई और घरका या संस्थाका वहाँ जावे। पूर्ण शान्तिसे रहनेको मिले, अतः जानेके पूर्व बम्बईसे लिखते हैं कि 'हरिद्वार रहूँ तब तक छोटे-मोटे काम स्वयं संभाल लेना। अधिक परामर्शकी आवश्यकता हो तो श्री सवितावहनसे सलाह ले लेना, मैं शान्तिसे रहने जाता हूँ।' फिर उन्हें नये सत्रके अध्यापक, अध्यापिकाओंकी आवश्यकताका खयाल आते ही पत्रमें लिखते हैं, 'जब तक स्टाफ पूरा न कर लो, छुट्टीमें जाना नहीं, जब पूरा हो जाय तब छुट्टी ले लेना।'

अनेक ट्रस्टी आपने देखे होंगे। पैसा दे कर अपनी जिम्मेवारी पूरी समझते हैं। कभी वर्षमें एक दो मिटिंगें हुईं तो उनमें सामान्य बातोंका निर्णय ले लिया। इनकी मिटिंगोंमें संस्थाके प्रत्येक पहलू पर विचार होता था। ये तो केवल ट्रस्टी ही नहीं सच्चे रूपमें कुलपिता थे।

जागृत पिताकी तरह छोटीसे छोटी बात भी उनसे अलग नहीं थी। संस्थाका, ब्रह्मचारिणियोंका, अध्यापकोंका, कार्यकर्ताओंका, सुरक्षितताका, खानपान और प्रत्येक छोटीसे छोटी सुविधाका उन्हें पूर्ण ख्याल रहता था। संस्थाके खर्च उनकी नजरके सामने थे।

आगामी वार्षिक उत्सव, जो उनके जन्मदिवसके साथ होता है, उसका कार्यक्रम क्या रहेगा, उसकी केवल चर्चा ही नहीं करते, अपितु क्या करवाना है, कार्यक्रम लिखकर भिजवाते। दीदीका नृत्य इस वर्षके कार्यक्रममें, उनकी अनुमतिसे रहे यह भी उनकी महद् इच्छा थी। परन्तु ईश्वरेच्छा अलग ही थी।

'मातृ देवो भव'के परम पुजारी, कर्मवीर, और 'धर्मरत्न', जिसका मनसा, वाचा, कर्मणा एक एक क्षण इन कुलपुत्रियोंके शिक्षण, उत्कर्ष और सुख सुविधाओंके पीछे लगा हुआ था, वह अमर आत्मा इस संसारमें कभी भी विस्मृत नहीं हो सकता। उनका नाम तो शिक्षण संस्थाके इतिहासके पन्नों पर 'मातृ-शक्ति'के आराधकके रूपमें स्वर्णाक्षरोंसे अंकित रहेगा।

## ☆ ☆ ☆ થોડાંક નિકટનાં સંસ્મરણો

લેખક: **મનસુખલાલ આણેક, લુગાઝી (યુગાન્ડા)**

સને ૧૯૩૪માં હું આ દેશમાં આવ્યો અને જ્યારે એક બૅંકમાં નોકરી માટેની કરેલી અરજી સાથે ભલામણપત્રની જરૂર પડી ત્યારે હું લુગાઝી શેઠશ્રી નાનજીભાઈને આવા ભલામણપત્રની વિનંતિ માટે મળવા આવ્યો.

ભલામણપત્ર તો તેમણે તરત જ લખાવી આપ્યો અને પોતે જ સહી પણ કરી આપી. પણ સાથે ઉમેર્યું કે "જો વેપારી પેઢીમાં કામ કરશો તો ઘણું જાણવાનું શીખવાનું મળશે. બૅંક અગર સરકારી નોકરીમાં નહીં શીખો, તેટલું વેપારઉદ્યોગમાં શીખશો. જો વિચાર થાય તો કહેજો." અને મેં બૅંકમાં અરજી આપવાને બદલે તેમને ત્યાં નોકરી સ્વીકારી. તેમના શબ્દો "ઘણું શીખવાનું મળશે" તે મારા માટે ખાસ સાચા પડયા છે અને તેમણે મને શીખવવાને માટે, દરેક જગ્યાએ તક આપી શીખવાના મોકા આપ્યા છે. આજે જ્યારે તેઓ નથી ત્યારે પણ તેમના આ પ્રેરક શબ્દો મારી જિંદગીની ચાવી સમા બની ગયા છે.

જ્યારે સ્ટાફના કોઈ ભાઈને પગારમાં વધારો આપતા અને કોઈ તેમનો આભાર માનવા જતા ત્યારે કહેતા અને મને પણ કહેલું કે "આભાર માનવાની જરૂર નથી. કામ કરશો તો આગળ વધશો." આ બતાવે છે કે તેઓ માણસોના કામની કદર કરતા અને કોણ શું કામ કરે છે, કેટલામાં છે તે માપી લેતા.

પોતાનો કક્કો જ ખરો છે અને સામો માણસ સાચો નથી એવો આગ્રહ તેમણે ક્યારેય રાખેલ નહીં અને ખાસ કરીને પોતાના સ્ટાફનો માણસ પણ તેમના મંતવ્યથી જુદા મતનો હોય તો બેધડક તેમને કહી શકતો અને તેઓ શાંતિથી સાંભળતા અને પોતાનો મત ફેરવતા એવો પણ મને જાતઅનુભવ છે. નિખાલસપણે સામાનું દૃષ્ટિબિંદુ સાંભળી તે વાજબી જણાય તો સ્વીકારતા અને આવા વર્તનથી તેમને નીડરપણે પોતાનો મત વ્યક્ત કરવાની હિંમત આપતા. પોતે શેઠ છે અને હંમેશ તે કહે તેમ કરવું જ જોઈએ, તેઓ જ સાચા છે એમ માની તેમનાથી જુદો મત ધરાવનારને તોડી પાડી ધમકાવતા નહીં.

તેમના સ્ટાફના ભાઈઓ પ્રત્યે તેમની કેટલી હમદર્દી હતી તેના પણ દાખલાઓ છે; જેમ કે જ્યારે બપોરે શાંભામાં (ખેતરમાં) કામ કરતા મેર ભાઈઓ એક વખતે આંબાના ઝાડ નીચે બેસીને બપોરે જમતા હતા, ત્યારે પોતે બંગલે જતા હતા. મોટર ઊભી રખાવી જોયું કે તેઓ શું ખાય છે? સખત તાપ પડતો હતો અને પૂછ્યું કે આવા તડકામાં તમે છાશ નથી પીતા? તેમને લાગ્યું કે આ લોકોને છાશ મળે એવી સગવડ કરવી અને એટલા માટે તેમણે ગાયો રાખી બંગલે છાશ બનાવરાવી દરેકને મળે એવી વ્યવસ્થા કરાવી જે આજ સુધી ચાલુ છે.

જ્યારે લુગાઝીમાં ખાંડના કારખાનાની શરૂઆત થઈ ત્યારથી ૧૯૪૦ સુધી તો આ દેશમાં મુખ્યત્વે કરીને મૅલેરિયા, ન્યૂમોનિયા, બ્લૅકવૉટર વગેરે જીવલેણ બીમારીઓ હતી. સ્ટાફનો કોઈ ભાઈ આવી બીમારીમાં સપડાય ત્યારે તેની સારવાર સારામાં સારી રીતે થાય તેની પોતે કાળજી લેતા. બીમારને હિંમત, આશ્વાસન આપતા અને સાજો થઈ જાય અને ડૉક્ટર કામ ઉપર જવા કહે તોપણ પોતે તેને આરામ કરવા કહેતા. "ડૉક્ટર ભલે કહે. તું હજી નબળો છો. આરામ કરજે. તારા દિવસો નહીં કપાય," આવી રીતે પોતાના સ્ટાફના માણસોને કાળજીપૂર્વક સાચવતા. સ્ટાફનો ગમે તે માણસ તેમની ઑફિસમાં ગમે ત્યારે નિ:સંકોચ તેમને મળવા જઈ શકતો અને તેમની સલાહસૂચના મેળવી શકતો.

આવી ઝીણી ઝીણી બાબતો પરત્વે પણ તેઓ જાતે રસ લેતા.

ગમે તેટલું નુકસાન થાય તોપણ પેટમાં પાણી ન હલે એવો એક પ્રસંગ પણ હું જાણું છું.

મસીન્ડી-પોર્ટ-સાઈસલ – ફેક્ટરીમાં આગ લાગી અને બધું બળીને ખાખ થઈ ગયું. રેલવેવાળા મારફતે રેડિયોથી જીંજા શ્રી જીવણલાલભાઈને ખબર મળ્યા. તેમણે ટેલિફોનથી શ્રી નાનજીભાઈને લુગાઝી આ સમાચાર આપ્યા. શ્રી નાનજીભાઈએ મને ચીઠ્ઠી લખી કે :

મસીન્ડી-પોર્ટ-સાઈસલ – ફેક્ટરીમાં આગ લાગી છે અને બધું બળી ગયું છે. ઑફિસમાં મસીન્ડી પોર્ટ સાઈસલ ફેક્ટરીની વિગતની જે ફાઈલ છે તે લાવીને તમારે ત્યાં રાખજો. શ્રી જીવણલાલભાઈ લેવા આવશે. તેમને તમારે ઘેરથી લઈ જવા કહેલ છે. મને ઉઠાડશો નહીં અને તેમને બંગલે ન આવે એમ કહેજો. આ ચિઠ્ઠી વંચાવજો.

આખી ફેક્ટરી બળી ગઈ પણ મને ઉઠાડશો નહીં એમ કહીને સૂઈ ગયા!

અલબત્ત બીજે દિવસે સવારે ફેક્ટરી વહેલામાં વહેલી તકે ફરીથી બાંધવાનાં ચક્રો, મશીનરીના ઑર્ડરો વગેરે ગતિમાન કરી દીધાં અને જોતજોતામાં ફેક્ટરી પાછી ઊભી કરી દીધી.

જ્યારે તેઓ આ દેશના તેમના વહીવટનો ભાર શ્રી ખીમજીભાઈને સોંપીને દેશ જતા હતા, ત્યારે મેં તેમને શ્રી ખીમજીભાઈને મારી ભલામણ કરવા વિનતિ કરી. બંને સાથે એક જ ઑફિસમાં બેઠા હતા. તેમણે જવાબ આપ્યો : "જ્યાં સુધી કામ કરીશ ત્યાં સુધી તારું કોઈ નામ નહીં લે. બોલ આથી વધારે ભલામણ કરું?" અને એ શબ્દો આજે પણ સાચા છે.

હું એમની કંપનીમાં એગ્રિમેન્ટથી રહેલ નહીં કે લેખિતવાર નોકરી અંગે મારો કોઈ કરાર નથી. શેઠશ્રી નાનજીભાઈના વખતમાં નોકરીમાં જોડાએલ તે શ્રી ખીમજીભાઈના સમયમાં, ત્યાર પછી શ્રી ધીરેન્દ્રભાઈના સમયમાં, અને આજે શ્રી મહેન્દ્રભાઈના સમયમાં પણ કામ કરું છું. એટલે તેમના શબ્દોમાં "કામ કરું છું ત્યાં સુધી મારું કોઈએ નામ લીધું નથી."

## ☆ ☆ ☆ સંતવાણીના આરાધક

**લેખક : શ્રી નંદલાલ મોહનલાલ ઠક્કર**

યોગનું નામ લીધા સિવાય યોગ આચરનારા જે જે ગૃહસ્થીઓ થઈ ગયા છે, તેમાંના એક છતાં વિશિષ્ટ શ્રી નાનજીભાઈ "જીવનયોગી" હતા.

"બાપુજી, યોગનો શો અર્થ થાય છે?" તેમ મેં એમને એક વખત પૂછેલું. ત્યારે તેઓશ્રીએ મને કહ્યું : "ઈશ્વર અને આદમીની વચ્ચે કોઈ મધ્યસ્થી ન હોય અને કિરતાર સાથે અંતરના તાર જોડાઈ જાય તે યોગ. જેમ ધણીધણિયાણી વચ્ચેના હૃદયવ્યવહારમાં વચ્ચે બીજું કોઈ નથી હોતું તેમ, જો અંતરના દર્પણમાં હરિને નિહાળીએ તો બેડો પાર થઈ જાય."

"ઈશ્વર ગુલો ગુલઝાર મેં મૈને તુંઝે ઢૂંઢા<br>
આખિર પતા લગા કે તેરા દિલમેં વાસ હય<br>
ઢૂંઢે કોઈ કહાં તું હર એક કે પાસ હય."

કન્યાગુરુકુળમાં અહર્નિશ ગવાતી શ્રદ્ધાની સરિતા સમી આ ભજનની પંક્તિઓની સુષમા શ્રી નાનજીભાઈના પ્રત્યેક જીવનકાર્યમાં સંગીત બનીને ગુંજી રહી હતી.

તેઓ એક એવા સાધક હતા કે જેમને શુભકાર્ય કરવા માટે લાંબો સમય ગાળવાની જરૂર પડતી ન હતી. કેવળ તે અર્થેનો દૃઢ સંકલ્પ પૂરતો થઈ પડતો. સંકલ્પ કર્યા પછી તેઓ કાર્યનો ત્વરિત આરંભ કરતા અને તેને સિદ્ધ કરવાના પુરુષાર્થમાં લાગી જતા. કાર્ય નાનું હોય કે મોટું, પરંતુ તેમની સૂઝ, ચોકસાઈ અને કુશળતા પાર પાડયા વગર રહે નહીં.

સામી વ્યક્તિનો ક્યાસ કાઢવાની અને વગર બોલ્યે તેના અંતરમનના વિચારોને જાણી લેવાની તેમનામાં કુદરતદત્ત શક્તિ હતી. પોતાને ભલે ન રુચતું હોય, છતાં પણ જો સામાનું મંતવ્ય પ્રામાણિક હોય તો, તેઓ તે મંતવ્યનો સ્વીકાર કરતાં અચકાતા નહીં. વિશ્વમાં જે કાંઈ પ્રગતિશીલ બની રહ્યું હતું તે સમજવાનો તેમણે સતત પરિશ્રમ કર્યો હતો અને આ પ્રગતિશીલતાને યોગ્ય ગતિ આપીને સમાજને જીવંત રાખવાનો તેમણે પરમ પુરુષાર્થ કર્યો હતો.

આપણે કોને કેટલા પ્રમાણમાં ચાહીએ છીએ, તે નક્કી કરવાની કોઈ માપપટ્ટી હોતી નથી. શ્રી નાનજીભાઈ પોતાની બંને પુત્રીઓને એટલા બધા પ્રમાણમાં ચાહતા હતા કે આ બંને પુત્રીઓ પ્રત્યેનો તેમનો પ્રેમ અમાપ બનતો ગયો અને તે ગુરુકુળમાં ભણતી હજારો દીકરીઓના હૈયામાં વ્યાપક સ્વરૂપે ફેલાઈ ગયો.

"અમારા બાપુજી" કહીને ગુરુકુળની બહેનો ગળગળી થઈ જતી! મારી પોતાની પુત્રીઓની જેમ કન્યાગુરુકુળની, તેમ જ બીજી અનેક પુત્રીઓના, તેઓ બાપુજી હતા. મારા માટે તો તેઓ પ્રેરણા અને પુરુષાર્થની પ્રતિમા સમા હતા અને રહેશે. જ્યારે હું રહેશે શબ્દ લખું છું ત્યારે હું જે કાંઈ અનુભવું છું તે કહું છું. કારણ કે કાયા ત્યજી ગયા પછી, મૂળ શરીર ઉપરનો શરીરનો બોજ ઘટે છે. જીવનની અનંત શક્તિઓ જે કાયાના પિંજરામાં મૃત્યુ સુધી પુરાયેલી હતી, તે દેહથી મુક્ત થતાં સહસ્ર ગણી વધી જાય છે અને સદાય કાર્ય કરતી રહે છે.

શ્રી નાનજીભાઈની મૃણ્મય કાયા ભલે આપણી પાસેથી ચાલી ગઈ, છતાં તેઓ સૂક્ષ્મદેહે તેમનાં કાર્યોમાં જીવંત છે. તેમના માટે કર્મ એ જ ધર્મ હતો. કર્મ દ્વારા ધર્મ આચરનારા ભારતવર્ષમાં યુગે યુગે જન્મે છે—જીવે છે. તેમને સ્વર્ગસ્થ થયેલા ન માનવા જોઈએ.

સંસારમાંથી વિદાય થતો માનવી પોતાના કુટુંબ-પરિવાર દ્વારા જીવતો હોય છે. વિશ્વનો આ સર્વ સામાન્ય ક્રમ છે. આ ક્રમ મુજબ શ્રી નાનજીભાઈ તેમનાં સંતાનો દ્વારા તો જીવે જ છે; પરન્તુ તેથીયે વિશેષ તેઓએ જે કાંઈ પોતાના જીવનકાળ દરમિયાન કર્યું છે તે સર્વ કાર્યો દ્વારા—જેમાં ભારતમાં અપ્રતિમ અને અજોડ એવી જે કન્યાકેળવણીની સંસ્થાઓ તેઓએ જન્માવી છે અને બીજી અનેક સંસ્થાઓ રચી છે—તે સર્વ દ્વારા તેઓ ચિરંજીવ બન્યા છે.

આવી સંસ્થાઓને જન્માવવા માટે તેમણે બીજા કોઈ પાસેથી કોઈ પણ પ્રકારનું ભંડોળ ઉઘરાવ્યું નથી; તેમ જ ભવિષ્યમાં સંસ્થાના નિભાવ માટે કોઈ પણ પ્રકારનું ફંડ ઉઘરાવવું પડે તેવું પણ રહેવા દીધું નથી. દરેક સંસ્થાને કાયમી નિભાવ પૂરતું મળી રહે તે રીતની ખાસ અનામતો જુદી મૂકીને તેમણે ટ્રસ્ટો રચ્યાં છે.

દાતા પુરુષ દાન તો દઈ છૂટે, પરન્તુ તે દાનથી સ્થપાયેલી સંસ્થાની કયા પ્રકારની વ્યવસ્થા કરાય છે તે બાબતમાં ઘણા સામું પણ જોતા નથી, જ્યારે શ્રી નાનજીભાઈએ દરેક સંસ્થાને સ્વાયત્ત બનાવી, સાથોસાથ સંસ્થા જીવંત બની રહે તે માટે પોતાનાં કુટુંબીઓમાં પણ તેવી જ ભાવના જગાડી છે.

એમના શ્વાસોચ્છ્વાસની સમગ્ર ક્રિયાશક્તિ પ્રત્યેક સંસ્થાના સર્જન સમયે એવી રીતે કાર્ય કરવા લાગતી, કે ત્યારે લાખો કે કરોડો રૂપિયા કમાવાની વાતો તેમને તુચ્છ લાગતી! એક સાધકની માફક તેમનું સમગ્ર વ્યક્તિત્વ સંસ્થાની નિર્માણ-ક્રિયા પાછળ રોકાઈ જતું.

પરિણામે આ સંસ્થાઓ માત્ર ઈંટચૂનાની પથ્થરની ઈમારતો ન બનતી, પણ તેથી તેમનું અનોખું સેવાસ્વરૂપ સર્જાતું. આમ છતાં સેવા કર્યાનો શબ્દ કદીયે તેમના મુખમાંથી નીકળ્યો નથી!

આપણી આર્યસંસ્કૃતિએ સ્ત્રીનું જે મંગલ સ્વરૂપ કલ્પ્યું છે, તે મૂળ સ્વરૂપ પર ભારતની નારીને સ્થાપવા માટે શ્રી નાનજીભાઈના દિલમાં જે ઝંખના હતી, તે પૂરી કરવા પોતાના જીવનકાળ દરમિયાન તેઓએ ભગીરથ પુરુષાર્થ કર્યો છે. મનના જે સંકલ્પો અધૂરા રહ્યા હતા, તે પૂરા કરવા—જે ગુરુકુળ પુત્રીઓને તેઓ સદાય 'માતાજી' કહેતા તેવી કોઈ ભાગ્યશાળી માતાની—ગોદમાં તેઓ જન્મ ધારણ કરશે અને તેમણે કલ્પેલા જે કાંઈ આદર્શો અધૂરા રહ્યા હશે તે પૂર્ણ કરીને જ તેઓ મુક્ત થશે એમ તેઓ વારંવાર કહેતા.

પરન્તુ અત્યારે તો પ્રકૃતિ માતાએ એમને પુનઃ પોતાની ગોદમાં બોલાવી લીધા છે.

It is time to go Home. Night is coming. It is your Bedtime. Child of Earth, Come; you are tired. Lie down at last in the quiet Nursery of Nature, and sleep. Sleep well. The Day is gone. Stars shine in the Canopy of Eternity.

પૃથ્વીમાતા જાણે કહે છે : "હે મારા વહાલા બાળક! તું ખૂબ જ થાકી ગયો છે. મારી કુદરતી ગોદમાં તું ચાલ્યો આવ. નિરાંતે ઊંઘી જા અને આરામ કર. તારો થાક ઉતારવા માટે જ મેં આભમાં તારામઢ્યો ચંદરવો રચ્યો છે." . . . .

રજાઓમાં કન્યા-ગુરુકુળની દીકરીઓને ઐતિહાસિક કે યાત્રાનાં સ્થળે મોકલતાં પહેલાં બધી દીકરીઓ મર્યાદા સાચવીને કયે કયે સ્થળે નાહીધોઈ શકે અને ગૌરવથી રહી શકે, તેનો નાનોમોટો બધો પ્રબંધ તેમની કાયા ચાલી ત્યાં સુધી તેઓ જાતે જ જઈને કરતા.

આવા અનેક હૃદયસ્પર્શી પ્રસંગોનો હું સાક્ષી છું. એ પ્રસંગોએ અમારા બન્ને વચ્ચેની આત્મીયતાને વધુ ગાઢ બનાવી હતી. વળી જીવનોપયોગી સાહિત્ય પ્રત્યેની તેમની મમતા અનન્ય હોવાથી, અમારી વચ્ચેનો સંપર્ક અંતિમ પળ સુધી અતૂટ રહ્યો.

ભારતમાં કોઈ ઉદ્યોગ સ્થાપ્યો ન હતો ત્યારે પરદેશમાંથી પાછા ફરી તેઓ મુંબઈ આવ્યા, ત્યારે તેમણે અમુક સંકલ્પો કર્યા હતા. તેમાં ભારતમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ શરૂ કરવાનો પણ સંકલ્પ હતો. અને આફ્રિકાનું ભવિષ્ય કેવું થશે તે પણ તેમણે આજથી પચીસ વરસ પહેલાં ભાખ્યું હતું!

મારી પોતાની જે કાંઈ વિનમ્ર સાહિત્ય-પ્રવૃત્તિ છે તેને વખાણતા રહીને તેઓ સદાય પ્રેરણા આપતા. 'શ્રી સમર્થવાણી'ની હસ્તપ્રતો મેં તેમને હરિદ્વાર મોકલી હતી. તે માંદગી દરમિયાન તેઓએ બીજા પાસે ચોકસાઈથી વંચાવી, સાંભળી અને લખ્યું : "જે સંતે શિવાજી જેવા શિષ્યો સર્જ્યા, તેવા સમર્થ સંત રામદાસની વાણી તમે વીણી લીધી, તે ઘણું સારું કર્યું."

કેળવણીનાં આજનાં પાઠયપુસ્તકોમાંથી ન્યાય, નીતિ, ધર્મ અને આત્માને પોષતી જૂની પ્રેરક કવિતાઓ કાઢી નાખવામાં આવી છે, તેનો તેઓ અવારનવાર મારી પાસે ખેદ વ્યક્ત કરતા.

તેમના જ કન્યાગુરુકુળમાં ભણેલી એવી મારી બે દીકરીઓએ જૂની કવિતાઓનો સંગ્રહ "સંસ્કાર-ગીતો" નામે તૈયાર કર્યો. સંપાદિકાઓની ખૂબ જ ઇચ્છા હતી કે તેઓ આ ગ્રંથ પોતે જાતે આવીને પોતાના 'બાપુજી'ના ચરણમાં સમર્પિત કરે, પરંતુ તેઓ તો ગ્રંથ તૈયાર થયે શ્વસુરગૃહે ચાલી ગઈ હતી. તેથી આ ગ્રંથ સમર્પિત કરવાની જવાબદારી મારા ઉપર આવી પડી.

શ્રીફળ સહિત આ ગ્રંથ તેમના હાથમાં મૂકયો, ત્યારે અમારી આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. આત્માની અબોલ ભાષામાં જે કાંઈ કહેવાઈ ગયું તે શબ્દાતીત હતું.

તેઓ મારા વાંસા પર હાથ ફેરવતા રહ્યા. તેમની એ હથેળી મારફત જે અપૂર્વ વાત્સલ્ય વરસી રહ્યું હતું, તે તો અનુભવ્યું હોય તે જ જાણે. તેઓ ધીમેથી બોલ્યા : "મારા આશીર્વાદ છે—સુખી રહો."

તેઓએ મને જે મહામૂલું આશીર્વાદનું દાન અંતરના ઉમળકાથી આપ્યું છે; તેથી હું પરમ સુખી છું. અને મારો સમગ્ર પરિવાર ખાસ કરીને—મારી પુત્રીઓ પણ-અત્યંત સુખી છે.

આ રીતે અનેક કુટુંબોને જેમણે સુખી બનાવ્યાં છે, તે અમારા સર્વના "બાપુજી' 'મરીને જીવી ગયા' છે. પોતાની કાયા થકી તેમણે જિંદગીને જીવન આપ્યું; અને આ રીતે જિંદગીને સાચા અર્થમાં જિવાડનારા યોગસ્થ ગૃહસ્થી પુરુષોમાંના એક તરીકે તેમને વંદન કરું છું.

## ☆ ☆ ☆ પ્રણામ અને અંજલિ

લેખક : **શ્રી ગોદાવરીબહેન પટેલ, આર્યકન્યા ગુરુકુલ, પોરબંદર**

જે સંસ્થાને ચરણે મારી જિંદગીની એક પચીસી એક મહાન તપસ્વી સમા કુલપિતાજીની શીળી છાંયડીમાં પૂરી કરવાની અભિલાષા સેવી હતી, અને જેમની જન્મ-શતાબ્દી મનાવવાનાં સ્વપ્નાં પણ સેવ્યાં હતાં, તે સૌ અધવચ્ચે જ કડડભૂસ થઈને તૂટી પડયાં છે. આર્ય કન્યાગુરુકુળની શીળી છાંયડીમાં પૂ. બાપુજીનો અસીમ સ્નેહ, પૂ. બાના પ્રેમની હૂંફ, તેમ જ સમસ્ત મહેતાપરિવારનું વાત્સલ્ય પામી, હું કલ્પનાના કેટલાય ડુંગરા ખૂંદી વળી હતી. કદાચ એ બધું પામતાં અહમ્ ઉત્પન્ન થયાનો ભય પણ સદાય રહ્યા કર્યો હશે; કારણ કે આખરે હું માનવ તો ખરી જ ને! છતાં જેમ જેમ દિવસો વીતતા જતા, તેમ તેમ મનમાં થતું કે જિંદગીના મહામૂલા સમયની આ પચીસી હમણાં પૂરી થઈ જશે! ત્યાં કદી પણ ન કલ્પેલી કાળની જવાળાએ તા. ૨૫–૮–'૬૯ ને સોમવારના રોજ સૂર્યોદય પછીના ત્રણ કલાકને અંતરે અમારા કુલપરિવારના પ્રાણસ્વરૂપ, વહાલસોયા બાપુજીને ચિરનિદ્રામાં કુદરતે પોઢાડી દીધા. એ સમયે—જાણે અમારા સૌ ઉપર કઠોર વજ્રપાત ન થયો હોય—તેવો આઘાત અમે અનુભવ્યો.

જેમના મહામૂલા માર્ગદર્શનથી, કેટલીક વાર તો કેવળ અંગુલિનિર્દેશથી, સહૃદયતાભર્યાં કીમતી સૂચનોથી, અમારું સૌનું વિદ્યામય જીવન સરળતાથી પસાર થતું હતું, તે ત્યાગમૂર્તિ સમા કુલપતિશ્રીએ મૃત્યુલોકની કઠિન જીવનયાત્રા સમસ્ત કુલપરિવાર વચ્ચેથી સમાપ્ત કરી દીધી. અરે! અરે! આ બધું શું થયું? કેમ અને ક્યારે બન્યું? તેની વિહ્વળ મનને સમજણ જ પડી નહીં. આજે જ્યારે એ પરમ આદરણીય બાપુજીના જીવન સંબંધમાં થોડુંક લખવા ઇચ્છું છું, ત્યારે એક ભવ્ય અને પ્રેરણાસભર જીવન જીવી ગયેલા પૂ. બાપુજીના અલૌકિક ચરિતને સીમિત શબ્દોમાં શી રીતે વ્યક્ત કરવું એવી મુંઝવણ અનુભવું છું.

લગભગ છેલ્લાં બાર-તેર વર્ષથી હું અને ગુરુકુળનાં ભૂતપૂર્વ આચાર્યા શ્રી શાંતિબહેન અગ્રવાલ કાર્યવશ દરરોજ એકાદ વખત તો અવશ્ય પૂ. બાપુજીને મળતાં. ત્યારે સામાન્ય વાતચીત દરમિયાન, શાંતિબહેનની મિતભાષિતામાં પૂ. બાપુજીને ક્યારેક વ્યવહાર-ચાતુર્યનાં દર્શન થતાં. આ બાબતમાં તેઓ મધુર ટકોર પણ કરી લેતા. છતાં તેમાં કટુ વ્યંગની ક્યાંય પણ છાંય નહોતી પડતી; તો ક્યારેક નિખાલસ બોધપ્રદ હાસ્ય વેરતાં વણિકની પ્રચલિત વાર્તાઓ કે ટુચકા સંભળાવી મર્મકથનની ધાર ઘસી નાંખતા; છતાં સાથોસાથ કુશળતા-પૂર્વક પોતાની વાતનું સમર્થન પણ કરી દેતા.

પૂ. બાપુજીમાં પુરુષ સાથે માતાનું વાત્સલ્યસભર હૃદય ધબકતું હતું. તેથી છેક નાની વાત પણ એમની નજર બહાર ન જતી. ઈ. સ. ૧૯૫૮ના નવેમ્બર-ડિસેમ્બર માસ દરમિયાન સમસ્ત ગુરુકુળની કન્યાઓ અને કુલપરિવારના તમામ કાર્યકર્તાગણને દિલ્હીમાં 'ભારત પ્રદર્શન' ભરાયેલું તે જોવા નિમિત્તે સ્પેશ્યલ ટ્રેનની

વ્યવસ્થા કરી હતી. તેમાં દિલ્હી ઉપરાંત હરદ્વાર, જયપુર, ઉદયપુર, ચિતોડ, શ્રીનાથદ્વારા, કાંકરોલી અને અન્ય સ્થળોનો સમાવેશ કર્યો હતો. પોતાની વહાલસોયી કુલપુત્રીઓને આ બધું બતાવવા પોતે પણ પોતાના પરમ સ્નેહી શ્રી મેરુભા ગઢવી કે જે સૌરાષ્ટ્રના પ્રખ્યાત લોકસાહિત્યકારોમાંના એક છે, તેમને પણ સાથે લીધા હતા. નવેમ્બર-ડિસેમ્બરની ઠંડી, હાડ ગાળી નાખે તેવો કાતિલ ઠંડો સુસવાટા દેતો પવન. તેવા સમયે જયપુરના સ્ટેશનમાં અમે સૌ રાત્રિભોજનની વ્યવસ્થામાં આમતેમ ફરતાં હતાં, તેવામાં અમારા ડબ્બા પાસે ઊભેલાં શાંતિબહેનને તેમનો પોતાનો ગરમ કોટ સહજભાવે આપી દીધો અને કહ્યું, "અહીં ઠંડી બહુ છે, ખરું ને? મારી પાસે ત્રણચાર ગરમ પહેરવાનાં વસ્ત્રો છે. તમે આ કોટ પહેરી લો." એમણે જોઈ લીધું કે શાંતિબહેને સ્વેટર, શાલ કે ગરમ કોટ પહેરેલો નથી. શાંતિબહેન અને અમે સૌ આભાં બની જોઈ રહ્યાં! કોઈ કશું કહી શક્યું જ નહીં. મૌનમાં સૌએ એક જ વાણી ઉચ્ચારી કે પૂ. બાપુજીની દૃષ્ટિ કેટલી ચકોર અને માયાળુ છે! બાપુજીના આ કોટ સાથે શાંતિબહેનના શરીરને સરખાવતાં અમને લાગ્યું કે કોથળા જેવડા કોટમાં અમારે શાંતિબહેનને શોધવા ક્યાં? પરંતુ ભાવાવેશમાં પોતાની ફરજ બજાવ્યાનો તેમને અનેરો આનંદ હતો. શાંતિબહેને આ કોટ ન પહેરી વિવેકભંગ કરવાનું ઔચિત્ય નહોતું જ દાખવ્યું; છતાં અમને એમાં માતાના વાત્સલ્યનું અને પિતાની ફરજનું પુનિત દર્શન થયેલું.

એ જ પ્રવાસમાં શ્રીનાથદ્વારામાં એક વખત અમારી થાળીમાંના લાડુ ઉદરસ્થ થઈ જતાં, એમણે ફરી લાડુ લાવવા કહ્યું. એમના આ પ્રેમાળ આગ્રહનું અપમાન કરવાની ક્ષમતા તો અમારામાં ન જ હોય, ન હોઈ શકે; પરંતુ જરા ચતુરાઈ વાપરી લાડુને થાળીમાં બાજુ પર મૂકી દીધા; કારણ કે જો હડપ કરી જઈએ તો તેનું ખાલી સ્થાન લેવા તરત જ તેનો બીજો ભાઈ હાજર થાય.

સંસારની દૃષ્ટિએ કેટલીક વાર સામાન્ય દેખાતાં છતાં મારા જીવન માટે આહ્લાદક, અણમોલ ઉપહાર-સમાં કેટલાંય સંસ્મરણોને શબ્દબદ્ધ કરવા બેસું, તો એક નાનકડું પુસ્તક રચાય, પરંતુ તેનો મોહ જતો કરી એમના જીવનનાં કેટલાંક વિશિષ્ટ પાસાં, જે મને જોવા મળ્યાં તેને રજૂ કરવાનો જ નમ્ર પ્રયત્ન કરું છું.

અર્વાચીન ભારતના આર્યસંસ્કૃતિના અનન્ય ઉપાસક, પુરસ્કર્તા, શ્રદ્ધેય વડીલ અને પ્રેરક મહાજન એટલે માન્યવર રાજરત્ન શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા. એમને અમે કુલવાસીઓ 'બાપુજી'ના વહાલસોયા નામથી સંબોધતાં. અડગ અને દૃઢનિશ્ચયી પૂ. બાપુજીનું સમગ્ર જીવન નિર્ધારિત પ્રવૃત્તિઓથી સભર છતાં ચિંતન-મનન ભરપૂર હતું. આ ગુણો એમને જેટલા વારસાગત મળેલા તેટલા પ્રમાણમાં તેમણે વધારો પણ કરેલો. એ કોઈ વિદ્યાપીઠે પ્રદાન કરેલા ન હતા. પરંતુ અનોખી આત્મસૂઝ ધરાવતી એ વ્યક્તિએ પ્રયત્ન પુરુષાર્થ મારફત કેળવેલા હતા. એમણે જે કંઈ કર્યું તે સ્વત્વથી, હૈયા-ઉકલતથી, અનુશીલન, તપ, ત્યાગ, શ્રદ્ધા, યજ્ઞ, ક્ષમાભાવના, પવિત્રતા, દયા, સંયમ, સત્યની ખોજ એ જ એમની આત્મસંપત્તિની નીપજ હતાં. આ અનોખી સાધનાના પ્રયોગ દ્વારા વ્યક્તિ, સંસ્થા, સમાજ, દેશ અને સમગ્ર દુનિયામાં વિશ્વધર્મ સ્થાપવાનો અને આધુનિક 'રામરાજ્ય'નું સર્જન કરવાનો તેમણે ભગીરથ પ્રયત્ન કરેલો. પોતાના હૃદયમાં ઉદ્‌ભવતા સુવિચારોને કાર્યાન્વિત કરી, સામેની વ્યક્તિ પર તેઓ અજબનો પ્રભાવ પાડી શકતા.

એમનાં પ્રખર કાર્યશક્તિ અને સૌમ્ય વ્યક્તિત્વથી આકર્ષાઈને સૌ કોઈ સ્વેચ્છાથી પોતપોતાનું કાર્ય કરવા તત્પર બની જતાં. આ જ એમની આગવી શક્તિ અને વિશિષ્ટતા હતાં. એમણે ક્યારેય પોતાના વિચારો અન્ય પર લાદવાનો પ્રયત્ન કર્યો જ ન હતો. તેમ તેમને આચરવા માટેનો દુરાગ્રહ પણ સેવ્યો ન હતો. એ સર્વમાં માતાપિતાના ધાર્મિક જીવનનો ઊંડો પ્રભાવ પૂ. બાપુજી પર પડેલો સૌ કોઈને દેખાઈ આવતો.

છેક બાળપણથી જ એમના પર ભૌતિક વસ્તુઓ પોતાનું પ્રભુત્વ નહોતી જમાવી શકી. તે સાબિત કરે છે કે જન્મજન્મનાં ઉપાર્જિત પુણ્ય, નિત્યકર્મનું નિરંતર અનુષ્ઠાન, નિષિધ્ધ વસ્તુનું વર્જન અને ઈશ્વરની

ચિરકાલીન કૃપા સિવાય આટલી સંપત્તિ અને આટલાં વૈરાગ્ય ન સંભવે. જેમ અરુણોદય થતાં અંધકાર ટકી શકતો નથી, તેમ પૂ. બાપુજીના ચિત્તમાં વૈરાગ્યનું વિત્ત પ્રાપ્ત થતાં, સાંસારિક સુખો એમને મોહમાં ફસાવી શકતાં નહીં; આમ નિવૃત્તિકાલે, ઈશ્વરરત હૃદયે બાપુજીને ઘર છોડી એકાંતવાસ અને ભગવત ઉપાસના કરવા પ્રેર્યા. અનુભવજનિત જ્ઞાન લાધતાં એમને સમજાયું કે કૌપીન, કમંડળ, તિલકમાળા અને તપોવનવાસ એ તો બહિર્ સાધનો છે. તે દ્વારા મુક્તિ ન જ સંભવે. પરંતુ લોકોત્તર સેવા કરવાનું ગુરુત્તરકાર્ય જ સુચારુરૂપથી જીવનને ભરી દે છે. તેઓ નિ:સંદેહ માનતા કે કર્મ એ જ આ લોકનું ઉન્નતિનું આધુનિક સાધન છે. કર્મ દ્વારા જ આ લોકમાં ઉન્નતિ સાધી શકાય છે; નહીં તો ભૌતિક ઉન્નતિ વગર ધાર્મિક વ્યવહાર અધૂરો જ રહી જશે અને કાર્યને સક્રિય ગતિશીલ રાખનાર ધન અવશ્ય એકાંગી બની જશે. અસીમ મહેનત દ્વારા લક્ષ્મીને પોતાના કોપાગારમાં વાળી, છતાં એમને લેશમાત્ર અભિમાન સ્પર્શ્યું નહીં; કારણ કે એમને દૃઢ વિશ્વાસ હતો કે જેમ ધર્મ ધનથી સંપન્ન થાય છે તેમ ધર્મ વગર ધન નથી મળતું અને કદાચ મળે તો તે ટકતું પણ નથી. એ સિદ્ધાંતાનુસાર બાપુજીએ અર્થને ધર્મનું માધ્યમ બનાવ્યું અને એમણે એવાં સર્વોચ્ચ કાર્ય કર્યાં કે અંતે તો માનવધર્મ જ શ્રેષ્ઠ છે એ આચાર દ્વારા સિદ્ધ કરી બતાવ્યું.

પૂ. બાપુજીનું જીવન જેટલું ઉદાત્ત હતું, એટલાં એમનાં કાર્યો પણ ઉદાત્ત હતાં. તેના મૂળમાં તેમના ઉમદા વિચારો હતા. તેઓ માનતા કે વસ્તુઓના ઉપાર્જન સાથે જ તેનો સદુપયોગ અને ઉપભોગ થવો જોઈએ. ઉપાર્જન—શક્તિનો પ્રયોગ ધર્મની વૃદ્ધિ માટે, અર્થની સમૃદ્ધિ માટે, ઉજ્જવળ યશના વિસ્તાર માટે અને આપ્તજન અને માનવતાની સેવા માટે થવો જોઈએ. તેઓ સર્વોપરી રીતે સમજતા હતા કે યજ્ઞભાવનાથી મેળવેલી સંપત્તિ કલ્યાણકારી બને છે અને તેને લઈને જ વિચારવંત બાપુજીનો કર્મયજ્ઞ અખંડ રહ્યો.

પૂ. બાપુજી સદાશયી પુરુષ હતા. જેમ ભક્ત અંતર્યામી ઈશ્વરને નૈવેદ્ય અર્પણ કર્યા પછી ભગવતપ્રસાદ ગ્રહણ કરે તેમ બાપુજીએ અસ્ખલિત દાનધારા વહાવીને નિજ કાજે આવશ્યક સંપદા ભગવતપ્રસાદરૂપે સ્વીકારેલી. કદાચ એમને દેહબંધન જેલબંધન સમાન ભાસ્યાં હશે, એટલે જ બાહ્યાડંબર પ્રત્યે તેઓ નિર્લેપ અને નિર્વિકાર રહી શકયા. કુલપરિવારમાં કોઈ બીમાર કે દુ:ખી હોય તો મોટાઈનો ખ્યાલ છોડી, પોતાનાં તમામ કામ કોરે મૂકી તેઓ બીમારો પાસે પહોંચી જતા. દર્દીઓ પ્રત્યે અસીમ સહાનુભૂતિ અને ઉદારતા એમના હૃદયમાં રહેતાં. આ રીતે શૈશવકાળ દરમિયાન ભક્તિ, વિનમ્રતા, સ્તુતિ અને સેવા દ્વારા જે ઇચ્છયું હતું તે જ પ્રમાણે સર્વશક્તિમાન, સર્વાન્તર્યામીની શ્રેષ્ઠ સેવા કરી પૂ. બાપુજી સંપત્તિ, સ્નેહૌદાર્ય કે સર્વાત્મભાવથી પરમાત્માનું ચિંતન કરતા સર્વવ્યાપી ઈશ્વરમાં વિલીન થઈ ગયા.

ભારતીય સંસ્કૃતિએ ભાખેલા સાદા, સરળ, વિચારવંત જીવનનું બાપુજી ઉત્તમ ઉદાહરણ હતા. તેઓ સાચા કર્મનિષ્ઠપુરુષ હતા. સમુચિત કાર્યો આચરતાં અને પૂર્ણ કરતાં ઉપયોગી અને કાર્યરત જીવન જીવી ગયા. અભિમાન સમાન મહાન રિપુને જીતનાર અજાતશત્રુ બાપુજીએ તેથી જ ધાર્યાં કાર્ય પાર પાડયાં હતાં. સમયની વણઝાર અવિરત ગતિએ ચાલે છે. તેમાં સુખદુ:ખના કેટલાય વિસામા આવે છે. તેમ પ્રેરણાનાં પિયૂષ પીવા મળે છે, તો વિક્ષેપની વિષાંજલિ પણ પીવી પડે છે. છતાં પૂ. બાપુજીની પવિત્ર છાયામાં વિતાવેલાં પચીસ વર્ષ દરમ્યાન જે હું સ્નેહામૃત પામી તેનું સ્મરણ કરતાં ધન્ય બની જવાય છે. મધુર સુખ અલ્પદાયી હોય છે; તેના ગાડાં ન ભરાય. બાપુજીના સાન્નિધ્યમાં વિતાવેલી થોડીક ધન્ય ક્ષણો પણ હૃદયપટ પર અમીટ છાપ પાડી જતી; કારણ કે એમનું બાહ્યાંતર સમગ્ર વ્યક્તિત્વ આંતરદર્શનનો આવિષ્કાર હતું. તેઓ સલિલસભર મેઘની જેમ સમભાવથી સહુ પર વર્ષ્યા; અને તે દ્વારા આપ્તજન કે પરજન અનેક રીતે સમૃદ્ધ બન્યાં; અને તે કેવળ સ્થૂળ રીતે નહીં, પરંતુ આધ્યાત્મિક રીતે પણ.

પૂ. બાપુજીની વિચક્ષણ વ્યાપારી દૃષ્ટિ અને બુદ્ધિ જેમ ઉદ્યોગોને અદ્યતન સ્વરૂપ આપવામાં, વિકસાવવામાં, પરિષ્કૃત કરવામાં દૃષ્ટિગોચર થાય છે તેમ તેમનામાં રહેલાં કલ્પનાશીલ હૃદય અને સૌંદર્યવર્ધક અને બોધક માનસનો પણ પરિચય એમનાં સ્વલિખિત પુસ્તકો દ્વારા થાય છે. એમની રાષ્ટ્રીય દૃષ્ટિ અને સ્વાતંત્ર્યભક્તિનાં દર્શન ભારતમંદિર, કીર્તિમંદિર અને તારાગૃહમંડળ જેવી જીવંત શિલ્પકળાઓમાં પ્રગટ થાય છે.

બાપુજીનો સ્થાપત્યપ્રિય આત્મા, સહજ સાહિત્યિક બુદ્ધિ, ઉદ્યોગપતિની દૂરદર્શિતા અને સાથે પ્રેમપૂર્ણ હૃદયનો સુભગમેળ એટલે જ આર્ય કન્યા ગુરુકુળ. તીક્ષ્ણ બુદ્ધિને કારણે એમનું દર્શન વેધક અને દૂરગામી રહેતું હતું. પ્રજા—સમાજનું હિત શામાં છે તે જોઈને તે કાર્ય કરતા. નારીઉદ્ધાર વગર વિશ્વ-ઉદ્ધાર સંભવિત નથી; એવી એમની દૃઢ માન્યતા હતી. સ્ત્રીને માતા સમાન ગણતા. પૂ. બાપુજીનું અંતિમ સામાજિક લક્ષ્ય તો સ્ત્રીકેળવણી જ હતું; જેને તેમણે ગુરુકુળ અને મહિલાકૉલેજ દ્વારા મૂર્તરૂપ આપ્યું. ગુરુકુળ એ પ્રાચીન સૂક્ષ્મ વેદ સંસ્કૃત સોહામણી છતાં અર્વાચીન ભારતીય સંસ્કૃતિ તથા સ્વીકૃત પાશ્ચાત્ય સંસ્કૃતિનું મિલન, બે-ત્રણ મિશ્ર સંસ્કૃતિનાં વિદ્યાશિલ્પોનો ઉત્કૃષ્ટ નમૂનો છે. તેમાં ભારતીય સંસ્કૃતિની એકતા, વિશદતા અને અભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. અવશ્ય કહી શકાય કે બાપુજીનો સર્વશ્રેષ્ઠ વિચારવંત આત્મા ગુરુકુળમાં જ પ્રગટ થયો છે. તેઓ ગુરુકુળના જાગ્રત, સાવધ, અડગ સંતરી, સર્જક, માર્ગદર્શક અને સંવર્ધક હતા; અને તે જ તેમના આત્મઆવિષ્કારનું એક પરમ મંગળ અને મનહર પ્રતીક હતું.

ગુરુકુળના અણુઅણુમાં પૂ. બાપુજીની સ્નેહસભર મીઠી મમતા જીવંત છે. કુલવાસીઓનાં રોમેરોમમાં એમની પુનિત સ્મૃતિ ભરેલી છે; છતાં તેઓ સદેહે અમારી વચ્ચે નહોતાં, સ્વાભાવિક રીતે અનિવર્ચનીય સંતાપ અને દુઃખ થાય છે. કયારેક અહર્નિશ હૃદયમાં સળગતો દાવાનળ અસહ્ય બનતાં અશ્રુધારા રૂપે વહી રહે છે અને આ યુગના ધનકુબેર છતાં તપસ્વી, દાની, નિઃસ્પૃહી એ નરપુંગવને અમે સૌ વિદ્યાવ્યાસંગીઓ અમારી પ્રણામાંજલિ અર્પીને આશ્વાસન લઈએ છીએ.



કંદુકક્રીડન
શિલ્પ : ઉદયપુર
: આલેખક :
**જગન્નાથ અહિવાસી**

# સંસ્કૃતિ

।। न वित्तेन तर्पणीयो मनुष्यः ।।

# મહાવડ

જરાજર્જરિત જીર્ણશીર્ણવપુ ભવ્ય આ ભારત,
મહા-વડ અડોલ, કૈં યુગ-થપાટ ખાતો ખડો.
હશે થડ કયું, કઈ જ વડવાઈઓ? વાંકડા
અઘોર-રવ ઘૂઘવે! વિકટદંષ્ટ્ર પ્રાણી કંઈ
પરસ્પર પ્રતિ શું હિંસ્ર ધસતાં? વળી ડોકતાં
ધરા પર ખરી, હણાયે પશુ, રાંક જીવાત કૈં
પિલાય, જનમે-શમે. ઘર પરે ઘરો કારમા
ઉધેઈ રચતી રમે સુકલ મૂળજાળાં ગ્રસી.

તથાપિ ચઢતો અહો કહીંયથી જ ઉર્વીરસ
પ્રફુલ્લ કરી કાળકાળ હસતો કુંપેરો પરે,
વરેણ્ય સવિતા તણાં કિરણભર્ગ આકંઠતો,
વિહંગકુલ પર્ણપુંજ મહીં જે લપ્યાં તેહને
અનંત નભગુંજતી ઋતઋચાથી ટ્હૌકાવતો.
અખંડ દ્યુતિવંત ભારત પ્રશાંત આ શાશ્વત:

ઑગસ્ટ ૧, ૧૯૫૮

ઉમાશંકર જોશી

# ☆ ☆ ☆ QUALITIES OF INDIANNESS

By: Dr. Sarvapalli Radhakrishnan

From our country the influence of our culture has been going abroad, since 4th century B.C., possibly earlier or possibly later. When you go to these countries—Indonesia, Indochina, Cambodia in the East, or East Africa and South Africa and other places, you will find traces of the influences of our culture. Let me assert first, we have had no political ambitions of establishing any kind of conquest over these kingdoms. We never had, we do not have today. The influence has been cultural, literary, artistic and religious. Many countries owe their allegiance to the Buddha. The story of the Buddha is something of which every Indian will be proud. I remember, Anatole France in his autobiography, has written "On 1st May 1890, chance led me to . . . Musee Guimet . . . There standing in the Asian Centre of the simplicity and solitude of the Gods of Asia, my eyes fell on the statue of Buddha. Though I am a sophisticated intellectual not believing in God, I felt like bending down and prostrating to him as to a God. For, if ever a god walked on this earth, it was here." Here is a man who tells us if you wish to escape from suffering, develop understanding and increase compassion—Pragnya and Karuna.

Pragnya is deepening of your awareness, making yourself into a spiritual being. Karuna is the quality in which pragnya expresses, manifests itself:, it is compassion for the whole of humanity. We never tried to have any kind of boundaries with regard to the objects of our compassion. When you say that you are an Indian, whether settled abroad or settled here, the matter is not one of geography but one of history. What is the tradition for which you stand? What are the ideals which you adhere to? Why do you think the ideal for which India has stood will have some quality of healing, so far as the struggles between nations are concerned? If you put a question like that you get an obvious answer: it is not caste, it is not untouchability, it is not the different forms of marriage or different forms of adoption, but it is those great ideas of Abhaya, Asanga and Ahimsa.

Abhaya is freedom from fear. The Upanishad starts by saying : *Asato ma sadgamaya tamaso ma jotir gamaya, mrityorma amritam gamaya.* This world is asat. It is subject to mortality. It is dark. How can I get out of this world, if this world were all darkness and death would be all? There would be no promise of redemption for the human being. But the Upanishad thinkers said that there is a reality which transcends this universe. It gives you freedom from fear. If annihilation were all, if the tyranny of time were all, if there is nothing more than this devouring death, all things will pass away. Civilisations, great monuments of history will pass away. Is there anything which is exempt from this law

of mutation, from this law of change? And the answer was given. There is such a thing. And it is the perception of that reality underlying this cosmic process which gives us tranquillity, which gives us some kind of freedom. Buddha said exactly the same thing. He looked at a dead body, a sick body and an old body. And a man came, a recluse. And he asked, who are you? His answer was, "*He narapungavaha janma mrityu bheetaha shramanaha pravrahitoshmi moksha heto*". Janma and Mrithyu are the symbols of time. Afraid of them, I have come to find out whether there is any way of escape from this; and Buddha's answer was, "I will become a recluse, I will go out and try to search a path which will take me from this world of time to a world of eternity," and he called it Nirvana. Everyone said this, thou shalt walk in the travail of this and, the gates of hell will not prevail, if once you know what the truth of things is. Abhaya, freedom from fear, is possible only with the perception of that kind of cosmic mystery which underlies this whole cosmic process. Once you have it, you need not run away from the world. Seeing the truth in solitude does not mean that you should not engage in public affairs. You have to do it. But you have to do it in a spirit of detachment—in a spirit of Asanga, that is, what they say—Yoga. *Yogastha kuru karmani sangam tyaktwa Dhananjaya.* Perform your works settled, well established in Yoga, in that state of Samadhi, in that state of equanimity. That is what you should do. And so far as this world is concerned, what should be your attitude? We say it is ahimsa, non-violence. Non-violence does not mean a surgeon should not do his operation. It means Vairatyaga, renunciation of hatred. That is the only principle you have been called upon to adopt. Abhaya, Asanga, Ahimsa these constitute the qualities of Indianness. If you want to know what Bharatiya culture stands for, it does not stand for so many other things with which it is mistaken, but it stands for these things. This has given to you an attitude of absolute toleration. When the Upanishad-rishi was asked what is the way to gain salvation, what was his answer? He did not say that there is a royal road which takes us to salvation. He said, even as the birds in the air fly, even as the fishes in the sea swim, leaving no traces behind, even so is the pathway to God traversed by the seeker of spirit. The seeker of spirit has written in the blood of his own heart his pathway to God. There are as many ways to God as there are human souls, and it is, therefore, impertinent for one to question the pathway which is being adopted by another human being. That kind of hospitality, not mere hospitality which provides you with bare headed casual wants, but hospitality which gives you every kind of assistance you can possibly have.

If the geography of India consists in its extensive territory from the Himalayas to Kanyakumari, the history of India consists in the formulation of these great ideals for which this country from its beginning has stood. Any one who calls himself an Indian, must know something about what this culture stands for. It is not made by any race, any one religion or any one sect, it is a thing which

grew up in this soil by the commingling of people in the unity of all religions. It is that for which our country has stood. I was there in Indonesia the other day. I saw a Professor of Sanskrit there, who won his thesis from Glyden University on the subject Agastya in the Archipelago. I asked him, "What is this? You have started with the invocation to Ganesh and Saraswati". He said, "Yes, that is our culture, our faith may be something else. But out culture is the Indian culture. And we still worship these things". The most popular drama there is Arjuna Vivaha. I went to Cambodia some years ago, and in a banquet speech, the king, the father of Sihanauk, said, "We are your spiritual descendants. A man called Kaundinya by name came from South India years ago, defeated the Cambodian princess, married her, settled down, established his dynasty, and we are the spiritual descendants of that dynasty. The name Kumer Civilisation which you give to them, comes from the word Kumer of which Kaundinya was a citizen here." So the civilisation is called Kumer civilisation. They have a temple of Krishna, of 500 B.C. in Egypt. Ashoka sent his missionaries to different parts, and some went to the West, some went to the East. You find there, wherever you go, a kind of cultural atmosphere which makes you feel at home. I have travelled in different parts of the world—Africa, America, south and north Asia. There was not a place where I did not find myself absolutely at home. Because when you have got the liberality of spirit, the kind of true philosophical or balanced outlook, you are able to see that all these people have got exactly the same kind of impulses, the same hunger, the same emotions, the same kind of propensities which make human kind one.

Today, the world is moving towards a single whole. Science and technology, means of transport and communications have brought the whole world together. Physical unification has taken place. Intellectually also, the same ideas, the same cinemas, the same scientific things are going through the whole world. That is what you find. Politically, either democracy or dictatorship, these are the things which you come across. Economic alliances are taking place. But deep down, there is some kind of cussedness which has prevented humanity from settling down in an atmosphere of freedom from fear, an atmosphere of what we call Abhaya.

We have developed nuclear instruments to the highest extent. But ethically we are still backward; nuclear geniuses and ethical dwarfs; that is what we happen to be. It is because on nuclear side, we have been able to throw up such spectacular developments, we are afraid of one another and we are living in an atmosphere of distrust and fear. It is therefore in correction of those imbalances, or maladjustments, which will save us from this present condition, and if we are true to ourselves, if we are true to the great ideals which we have announced from the times of Upanishads and Buddha, down to Ramakrishna sequences, it will be possible for us to help the world in settling down.

I was in South Africa in 1939. I was in Mombasa, Nairobi, Kampala, Nyasaland, Zanzibar, Dar-es-salaam, almost all the places of East Africa.

Everwhere, if you are able to rise above your petty prejudices, you get a heartening response. Remember what Gandhi told us. He said, "I do not wish to live in a world which is not united." That was one thing. Another thing he said, "A fallen and prostrate India cannot be of any help to herself or to the world; a free and enlightened India can be of help to herself and the world. I want my country to become free, so that, one day, if necessary she may die that the world may live" (applause). That is the principle for which this country has stood. This country did not put material survival higher than spiritual values, but subordinated material things. Why is it that in our country, even the leaders of politics are men of religion—take Gandhi, take Tilak, take Aurobindo Ghosh, take Vivekananda, take them all. Why did they make an impression in this country? Not on account of political wisdom. But on account of the spirit of austerity, the spirit of renunciation of which they were the exemplars. Because they were able to expound in their own lives the austerity for which this country has stood.

*Santo bhoomin tapasa dharayanti.* The saints by tapas sustained this world. It is not the material magnate, it is not the people who are always immersed in acquiring wealth and possessing it and retaining it. In adopting a policy of mere materialism, it is not such people who have left this country alive today. It lives because of the thousands of people, even in our own time, who are unknown to name and fame, are suffering, are lacerating their flesh, torturing their minds that the spirit in them may be kept alive. It is those people who are the salt of this country. It is they who have helped this country to survive to this day.

It is a country which never adopted bigoted, intolerant attitude towards the followers of other religions. We welcomed the Jews when their temple of Jerusalem was destroyed, we welcomed the Christians, we welcomed the Parsees, we have the Muslims with us. It is our pride that these different followers of religions live together in amity and harmony. The spirit of this country is renunciation and friendship for all. That has been our maitri in all beings. That has been the policy. When we say we are Indians, we are Bharatiyas, we must remember that the true quality of Indianness does not consist in your merely being born in this place, but in your developing certain outlooks, attitudes and dispositions which have been associated with this country from time immemorial.

Any one, who goes out of this country and works in another country and makes his livelihood there, must look upon that country as his true home. This Indianness does not consist in your being here or there, it consists in your developing certain qualities. Develop them and contribute them to the service of the community where your work is planted, and you will be able to rise and make an immense contribution towards the spread of true Indianism, which is universalism in essence.

One thing which has occurred to me, wherever I go, is the way in which people are looking to this country. Degenerate as we are, disrupted as we are, fighting as we are for personal power and all sorts of things, inspite of all these, there are certain ideals which are embodied in the spirit of India. It is that which they Love. It would be interesting to know that in different parts of the world I had to start centres of religion for inter-religious culture for the study of different religions. I did it at Harward University, I did it in Heidelberg in Germany, I did it in Japan, a new tendency that peoples of different religions should live together and not fight one another. They are partners in one quest, not rivals for some kind of aggrandisement. It is that which we have to develop. The world is moving towards the ideal. What is essential for it is a communion of minds and hearts. Politics, Economics, Science, Transport have done their job. What we have to do is to give a soul to this world which has found for itself a body. You have to give a conscience to this world, and you can give it, if you are truly Indian. It is my hope, it is my earnest prayer that scholars will come, work together, stand up for that which is the future goal of humanity. It is moving towards it. If you study events, their mind is this. If you study the spirit of our age, the will of that age is this. If you study the cosmic process, the will of Providence is this: that the world should become a single home for humanity, where differences will be there, not obliterated, but each one will be able to contribute to the development and the enrichment of humanity. It is that idea, that Indianness, I wish, will help to build up this country.

(From Dr. S. Radhakrishnan's Inaugural Speech on the occasion of the Opening Ceremony of N. K. Mehta International House, Bombay).

# ☆ ☆ ☆ ભારતીય સંસ્કૃતિ અને શિક્ષણ

**લેખક: આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકર**

એક વખત એવો હતો જ્યારે માબાપ પોતાના દીકરાઓને વંશપરંપરાગત ધંધાની જ કેળવણી આપતા હતા. બ્રાહ્મણ પુરોહિતો પૂજાના મંત્રોથી પ્રારંભ કરે અને પુરોહિતને જરૂરી બધી કેળવણી દીકરાને આપે. સુથાર, લુહાર, સૈનિક અને ખેડૂત પણ એ પ્રમાણે જ કરતા. 'સામાન્ય સંસ્કૃતિ' માટે લોકો ન્યાતના વડીલોની વાતો અને ચર્ચા સાંભળતા, મંદિરોમાં પુરાણો વંચાતાં. ત્યાર પછી સંતોએ સમાજની વ્યાપક કેળવણી હાથમાં લીધી અને એમણે પોતાનું કામ, સંસ્કૃતમાં નહીં પણ પ્રાદેશિક લોકભાષામાં ગીતો—આખ્યાનો અને ભજનો દ્વારા ચલાવ્યું.

પઠાણ અને મોગલોનાં રાજ્યમાં આપણા લોકો રાજ્યકર્તાની ભાષા—અરબી અને ફારસી—શીખવા લાગ્યા. એ દિવસોમાં 'પોતાનો ધર્મ લોકો ભૂલી ન જાય' એટલા માટે અમુક લોકહિતચિંતકોએ સંસ્કૃતની કેળવણી પર ભાર મૂકયો. ગુરુકુળોનો પુનરુદ્ધાર કર્યો. અને સંતસંસ્કૃતિને પ્રોત્સાહન આપ્યું.

અંગ્રેજો આવ્યા અને એમણે, પોતાના વ્યાપક સ્વાર્થને અનુસરી, પ્રજાને વ્યાપક કેળવણી આપવાનો આદર્શ સ્વીકાર્યો. એ જમાનામાં રાજ્યકર્તા અનેક અંગ્રેજો વચ્ચે જે ચર્ચા ચાલતી હતી એ અનેક રીતે બોધપ્રદ છે.

'અંગ્રેજી કેળવણી લીધાથી સારી સારી નોકરીઓ મળે છે' એ જોઈને આપણા લોકોએ ઉત્સાહભેર એનો સ્વીકાર કર્યો. દેશના નેતાઓએ પણ અંગ્રેજી કેળવણીનું મહત્ત્વ સ્વીકાર્યું અને આપણા જીવનમાં 'પશ્ચિમની અસરવાળી આધુનિકતા' આવવા લાગી. એની સારી-માઠી અસર આજે પણ ચાલુ જ છે. આજના જમાનાના નેતાઓનાં મન ઉપર એ કેળવણીની અસર નાનીસૂની નથી.

આવી સ્થિતિમાં 'પશ્ચિમની અસરથી આપણે દબાઈ ન જઈએ, સ્વત્વની રક્ષા કર્યા વગર આપણો પ્રાણ ટકે નહીં' એમ માનનારા લોકોએ અનેક જાતની રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપી. એમાં ગુરુકુળનો ફાળો નાનોસૂનો નથી.

આવા ગુરુકુળોમાં ધર્મગ્રંથોનું અધ્યયન મૂળ સંસ્કૃતમાં થવા લાગ્યું. હોમહવનની આવશ્યકતા સ્વીકારાઈ. વર્ણવ્યવસ્થા પ્રત્યે આદર કેળવાયો. તે વખતે વર્ણ પરત્વે અલગ અલગ પ્રકારની કેળવણી આપવાના પ્રયોગો કર્યા હોત, તો તે ન્યાયયુક્ત થાત. પણ સારું થયું કે એવી વર્ણવાર કેળવણીની પદ્ધતિઓ અજમાવવાના પ્રયોગો ન થયા. (મેં આને વિષે પ્રાજ્ઞપાઠશાળાના સંસ્થાપક આચાર્ય નારાયણ શાસ્ત્રી સાથે ચર્ચા કરી હતી.)

જ્યાં સુધી આપણે માથે પરરાજ્ય હતું અને પશ્ચિમી સંસ્કૃતિ આપણી સંસ્કૃતિનો એકડો જ કાઢી નાખવા મથતી હતી, ત્યાં સુધી આપણી આગળનો સવાલ 'ભારતીય સંસ્કૃતિની રક્ષાનો' હતો. આપણો સ્વભાવ પણ સંસ્કૃતિના જૂનામાં જૂના, એટલે કે આદ્ય આદર્શો તરફ, આદરપૂર્વક જવાને અનુકૂળ હતો. 'ઋષિકાળની જીવન પદ્ધતિ જ ઉત્તમ સ્થિતિ હતી. એ આદર્શ આપણે છોડયો એટલે પડતા ગયા; માટે ઉત્તમોત્તમ આદિકાળને ફરી સજીવન કરવો જોઈએ' એ જાતના અભિપ્રાયને અથવા સિદ્ધાંતને આપણે અનુકૂળ છીએ. પણ 'ભૂતકાળમાંથી સારાં તત્ત્વો વર્તમાનકાળને માટે અનુકૂળ કરવા અને નવા પ્રયોગો કરીને ભવિષ્યકાળ તરફ પ્રયાણ કરવું,' એ જ આદર્શ ઉત્તમ અને સ્વાભાવિક છે. એને જ 'વિકાસનું તત્ત્વ' કહે છે. આપણી પરિભાષામાં કહેવું હોય તો કહી શકાય કે, 'આપણી સંસ્કૃતિનું સ્વરૂપ સનાતન છે, પુરાતન

નથી.' પુરાતન એટલે જૂનું—એ વાસી થઈ શકે છે. અને જે ભૂતકાળમાં જમે થઈ ચૂકયું છે તે. આનાથી જુદું સનાતન એટલે નદીના પ્રવાહની પેઠે તાજું, પ્રગતિશીલ, વેગવાન અને નિત્યનૂતન. આપણી સંસ્કૃતિને આપણે 'શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, આગમ, તંત્રપ્રેરિત' ગણીએ છીએ. આપણે જૂનામાંથી અમુક ભાગ 'કલિવર્જ્ય' કહી છોડી દઈએ છીએ. ઋષિ, મુનિ, આચાર્ય, સંત અને મહાત્માઓની પ્રેરણા પ્રમાણે આપણી સંસ્કૃતિમાં 'સનાતન આદર્શને અનુકૂલ' એવા સુધારાઓ દાખલ કરીએ છીએ.

આપણને હવે વિદેશી શાસન તળે રહ્યાની બીક નથી. આપણે આપણાં ભાગ્યના માલિક અને સર્જક છીએ. હવે આપણે આપણી સંસ્કૃતિની આદ્ય, આધ્યાત્મિક પ્રેરણાને વફાદાર રહી, અત્યાર સુધીના અનુભવ અને પુરુષાર્થનો પૂરો લાભ લઈ, નવનવોન્મેષશાલિની પ્રતિભાને જોરે, ભવિષ્યકાળ તરફ પ્રયાણ કરવાનું છે. જે આપણું હતું તે આપણે જ્યારે ખોયું, ત્યારે એનું સ્મરણ કરી કરીને આપણે સ્વત્વ સાચવ્યું. હવે આપણે 'ત્રિકાલને સ્પર્શ કરનાર આપણી નિત્યનૂતન સંસ્કૃતિ'નાં નવાં નવાં રૂપો અજમાવવાના છીએ. હવે આપણે પ્રાણોપાસક હોઈ, પ્રયોગપરાયણ થવું ઘટે છે. આ છે ભારતીય સંસ્કૃતિનો અને એની આધ્યાત્મપ્રધાન કેળવણીનો આપણી આગળનો આદર્શ.

ભારત-ભાગ્યવિધાતાએ આપણને જે ઐતિહાસિક અનુભવો કરાવ્યા, તેનું ચિંતન આપણા જમાનાના ઋષિઓએ કર્યું છે. દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, બાબુ ભગવાનદાસ, યોગી અરવિંદ, મહાત્મા ગાંધી જેવા ઋષિઓએ કેવળ ભારતને જ નહીં પણ આખી માનવજાતને નવી પ્રેરણા આપી છે. એનો સરવાળો એટલો ઉજ્જ્વળ, પ્રાણવાન, તેજસ્વી અને સર્વકલ્યાણકારી છે કે આખી દુનિયા ધીરે ધીરે પ્રભાવિત થઈ, અનુકૂળતાએ એનો વિચાર અને સ્વીકાર કરવા લાગી છે.

આ છે આપણો આર્ય આદર્શ. આને આધારે આપણે પ્રગતિ કરવાના છીએ. અને તેમ કરતાં એશિયા, આફ્રિકાના લોકોના સવાલોનો પણ વિચાર કરવાના છીએ. વ્યાપકતા, તેજસ્વિતા અને સર્વકલ્યાણકારિતા —એ હશે આપણી સંસ્કૃતિનું સ્વરૂપ અને પ્રેરક સૂત્ર.

## ધર્મનું પુનરાગમન એટલે કેળવણી

કેળવણી કહે છે : હું સત્તાની દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી, હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યના હૃદય, બુદ્ધિ, તેમજ તમામ ઈન્દ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે. કળા ને હુન્નર મારા હાથ છે. વિજ્ઞાન મારૂં મસ્તિષ્ક છે. ધર્મ મારૂં હૃદય છે. નિરીક્ષણ અને તર્ક મારી બે આંખો છે, ઈતિહાસ મારા કાન છે. સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે. ઉત્સાહ અને ઉદ્યોગ મારાં ફેફસાં છે. ધીરજ મારૂં વ્રત છે. શ્રદ્ધા મારૂં ચૈતન્ય છે. આવી હું જગદંબા છું. મારી ઉપાસના કરનાર બીજા કોઈનો ઓશિયાળો નહિ રહે. એની સર્વ કામના મારી મારફતે તૃપ્ત થઈ શકે તેમ છે.

કાકાસાહેબ કાલેલકર

# ☆ ☆ ☆ શ્રી નાનજીભાઈ મહેતા અને ભારતીય સંસ્કૃતિ

લેખક : ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશી

સ્વ. નાનજીભાઈ કાલિદાસ મહેતાના સાહસપૂર્ણ અને રોમાંચક જીવનનાં વિવિધ પાસાંઓ છે: જીવન અને સંસ્કારના અનેક ક્ષેત્રોમાં તેમનું પ્રદાન મહત્ત્વનું છે—ઉદ્યોગ અને વાણિજ્યના ક્ષેત્રે તેમનાં પ્રદાન કરતાં જરાય ઓછું નહીં. આ પ્રત્યેક પરત્વે લેખમાળા તૈયાર કરી શકાય, પરંતુ અત્રે ભારતીય સંસ્કૃતિના સંદર્ભમાં શ્રી નાનજીભાઈનાં જીવન અને કાર્યનો વિચાર કરીશું.

વિજ્ઞાનના આ યુગમાં આજે ભૌતિક પ્રગતિ જે હરણફાળ ભરી રહી છે, તેનાથી આધ્યાત્મિક અને નૈતિક મૂલ્યોનો સર્વત્ર હ્રાસ થઈ રહ્યો છે. યંત્રવાદના ઝંઝાવાતથી જ્યારે સારુંયે વિશ્વ શીર્ણવિશીર્ણ થઈ રહ્યું છે, ત્યારે ભારત એમાં અપવાદ કેમ રહી શકે?

આજે આધિભૌતિક વિકાસે આધ્યાત્મિક ઉન્નતિને વિસારે પાડી છે અને નૈતિક મૂલ્યો પ્રત્યે ઉદાસીનતા સેવાઈ રહી છે. ત્યારે ભારતીય સંસ્કૃતિના મૂળભૂત મૂલ્યોનો વિચાર કરવો આવશ્યક બની રહે છે. આ મૂલ્યો તે **ઋત, સત્ય, યજ્ઞ** અને **તપ. ઋત** એટલે બ્રહ્માંડની વ્યવસ્થાના રચયિતા ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા. **સત્ય** એટલે મન, વાણી અને કર્મ વચ્ચે સંવાદિતા. **યજ્ઞ** એટલે જીવનની તમામ પ્રવૃત્તિનું ઈશ્વર-પ્રીત્યર્થ સમર્પણ કરવું તે અને **તપ** એટલે માનવીની સહજ વૃત્તિઓ, કામનાઓ અને આવેગોનાં સૌન્દર્યતત્ત્વો પરિષ્કૃત કરનાર અને મન તથા દેહનું શુદ્ધીકરણ સાધનાર ઊર્ધ્વીકરણ. સ્વરૂપગત ભેદો અને સંપ્રદાયોથી પર એવું ધર્મનું આ જ શુદ્ધ સ્વરૂપ છે અને એનાં सत्यम्, शिवम् અને सुन्दरम् એ ત્રણ પાસાં છે. આ મૂલ્યો માટે આપણા સંસ્કૃતિસ્રષ્ટાઓ જીવ્યા અને બલિદાન આપતાં પણ ન સંકોચાયા. અર્વાચીનોમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, મહાયોગી શ્રી અરવિંદ અને ગાંધીજી વગેરેએ આ જ મૂલ્યો પર ભાર મૂકયો હતો.

ભારતીય સંસ્કૃતિનાં આ મૂળભૂત મૂલ્યોને યથાશક્તિ આચારમાં મૂકી શ્રી નાનજીભાઈ એક આદર્શ દાનવીર—ઉદ્યોગપતિ તરીકે પોતાનાં જીવન અને કાર્યને રાષ્ટ્ર અને પરરાષ્ટ્રોમાં સ્મરણીય બનાવી ગયા છે.

નાનજીભાઈ અત્યંત ધર્મપરાયણ હતા. આ ધર્મપરાયણતાનાં મૂળ તેમનાં માતપિતા તરફથી બાળપણમાં મળેલા સંસ્કારોમાં છે. પિતાની સ્થિતિ સાધારણ ગણાય—તે સમયના સૌરાષ્ટ્રના એક નાનકડા ગામના પરચૂરણ ચીજવસ્તુઓના વેપારીની હોય તેવી, છતાંય આ વેપારી કુટુંબની કેટલીક આગવી જીવનરીતિઓ હતી. પ્રત્યેક સાંજે કુટુંબના નાનાંમોટાં સહુ એકઠા થઈ દેવમંદિરે જવું એવો નિત્યક્રમ એમના વડીલોએ પાડયો હતો. આજથી ૮૦ વર્ષ પૂર્વે ગોરાણા નામક એ ગામડામાં, જ્યારે કિટસન લાઈટ પણ નહોતી આવી, ત્યારે ધૂંધળી સંધ્યાએ કોડિયાના દીવાના ઝાંખા પ્રકાશમાં પિતા કાલિદાસ અને માતા જમનાબાઈ નાનેરાંઓને તેડી સાયંપ્રાર્થના માટે મંદિરે જતાં. તીર્થધામ દ્વારકાના માર્ગે જતાં સાધુસંતો અવારનવાર ગોરાણા ગામને પાદરે રાતવાસા માટે રોકાતા અને પિતા કાલિદાસને જ્યારે આની જાણ થતી ત્યારે તેઓ બહુમાનપૂર્વક આ સંત-પુરુષોને પોતાને ત્યાં લઈ આવતા અને ભોજન તથા સેવાથી એમનું સ્વાગત કરતા. ત્યાર બાદ મોડી રાત સુધી મહેતા કુટુંબના ઘરમાં ભજનોની ધૂન જામતી અને વળતે દિવસે યજમાનોને તેમના આતિથ્ય માટે આશિષ આપી, તેઓ દ્વારકા જવા વિદાય લેતા. ત્યારે તેઓ કદીયે ખાલી હાથે ન જતા. બાળક નાનજીના વિકાસ પામી રહેલા માનસ પર આ સર્વની ઊંડી અસર થઈ અને તેના ચારિત્ર્ય-વિકાસમાં આ પ્રસંગોએ મહત્ત્વનો ફાળો આપ્યો હતો. પિતાનાં ધર્મભાવના અને ભક્તિપરાયણતા વિષે નાનજીભાઈ એમની અંગ્રેજી આત્મકથામાં નોંધે છે:

"મારા બાપુ ઈશ્વરના માણસ હતા અને ધર્મરત વૈષ્ણવ હતા. રાતે અગિયાર વાગ્યા સુધી તેઓ '૨૫૨ વૈષ્ણવની વાર્તાઓ' વાંચતા, ભજનોની રમઝટ બોલાવતા અને પુરાણો તથા આખ્યાનોની ધાર્મિક કથાઓ રસપૂર્વક સાંભળતા. . . . પંખીઓ અને કબૂતરોને ચણ નાખીને પછી જ પોતે ભોજન કરવું, એવો એમનો નિત્યક્રમ હતો. . . . જીવનનાં પાછલાં વર્ષોમાં તેઓ મારી પાસેથી આફ્રિકાથી આ પ્રકારનાં ધાર્મિક કાર્યો માટે પૈસા મંગાવતા અને હું એમને આનંદપૂર્વક મોકલતો. . . . તેઓ મનુષ્યો વચ્ચેના ઋણાનુબંધમાં માનતા અને આ ઋણ ચૂકવ્યા બાદ જ અંતિમ મોક્ષ મળે એવી એમની દૃઢ માન્યતા હતી. પિતાપુત્રના જન્મસંબંધને એઓ આ રીતે નીરખતા."

કિશોરાવસ્થામાં પ્રાપ્ત થયેલાં આ સંસ્કારો અને માન્યતાઓએ સાહસપ્રિય નાનજીભાઈના જીવનને આધ્યાત્મિક ભાવનાઓથી એટલું બધું સભર બનાવ્યું કે પૂર્વ આફ્રિકામાં એમના જીવનની શરૂઆતના કપરા દિવસોમાં જ્યારે જ્યારે આપત્તિઓ એમને ઘેરી વળતી અને કંઈ જ સૂઝતું નહીં, ત્યારે તેઓ વિનમ્રભાવે ઈશ્વરનો જ આશરો શોધતા. એ પરમકૃપાળુની ઈચ્છા વિના પાંદડુંય હલતું નથી એ માન્યતામાં સંપૂર્ણ શ્રદ્ધા સાથે આવી આપત્તિઓમાંથી યોગ્ય માર્ગ કાઢતા–ઈશ્વરની પ્રેરણાથી એમને એ મળી આવતો એમ કહીએ તોય ખોટું નહીં. આવા અનેક પ્રસંગોની હૂબહૂ રજૂઆત એમણે પોતાની આત્મકથામાં કરી છે. નરભક્ષી વન્યજાતિઓના ટોળામાંથી એમણે પોતાનો બચાવ કેમ કર્યો, લુગાઝીમાં વીજળીના પ્રપાતમાંથી પોતે કેમ બચી શક્યા વગેરે પ્રસંગો એમની પ્રભુ પ્રત્યેની સંપૂર્ણ શ્રદ્ધાના દ્યોતક છે.

ઈશ્વર-પ્રીત્યર્થ અખૂટ શ્રદ્ધાએ નાનજીભાઈના સારા દિવસોમાં પણ એમને સદાય માર્ગદર્શન આપ્યું છે. ગરીબાઈ અને દુઃખના દિવસોમાં તો પ્રભુને ઘણાખરા સંભારે પરંતુ જાહોજલાલીના શિખર પર બિરાજેલા મહાનુભાવો પ્રભુને જવલ્લેજ યાદ કરે. પરંતુ નાનજીભાઈ ઉદ્યોગ-ધંધામાં સારી રીતે આગળ વધ્યા પછીયે પ્રભુને નજર સમક્ષ રાખીને જ પ્રવૃત્તિઓ કરતા અને અણીના પ્રસંગે મુક્ત મને ઈશ્વરની પ્રાર્થના કરી બધું જ એના પર છોડતા.

આવો એક વાચનીય પ્રસંગ એમણે આત્મકથામાં વિસ્તારથી વર્ણવ્યો છે તે જોઈએ તે પહેલાં એ પ્રસંગની પશ્ચાદભૂ સમજી લઈએ.

બીજા વિશ્વયુદ્ધ સમયે પૂર્વ આફ્રિકાનાં જર્મન સંસ્થાનો અંગ્રેજી સેનાઓથી પરાજય પામ્યા બાદ, ત્યાંની મોટી મોટી કપાસની જિનરીઓ લિલામમાં મુકાઈ. યુગાન્ડામાં જિનરીઓની સ્થાપના તો નાનજીભાઈ હસ્તક આ પૂર્વે થઈ ચૂકી હતી. ટાંગાનિકાની જર્મનો હસ્તક ચાલતી જિનરીઓ સસ્તે ભાવે મેળવવાની આવી તક ફરી નહીં મળે એ વિચારથી શ્રી નાનજીભાઈએ દારેસ્સલામ જઈ લિલામમાં ભાગ લેવાનું નક્કી કર્યું. લિન્ડી ગામથી પચીસ માઈલ દૂર કપાસનાં ખેતરોમાં પણ તેમને રસ હતો એટલે તેઓ ત્યાં ગયા અને ત્યાંથી પાછા ફર્યા બાદ લિન્ડી બંદરેથી દારેસ્સલામ સ્ટીમર મારફતે જવાના હતા કે જેથી લિલામના સમય પહેલાં ત્યાં હાજર રહી શકાય. પરન્તુ કમનસીબે સ્ટીમર લિન્ડી બંદરે આવી જ નહીં. જમીન-માર્ગે ત્યાં પહોંચી શકવું શક્ય નહોતું–અને બીજી સ્ટીમરની વાટ જોવી પાલવે એમ નહોતું, કારણ કે એ લિલામના મુકરર કરેલા દિવસ પછીથી જ આવવાની હતી. લિન્ડીના પોતાના એક ભાટિયા વેપારી મિત્રની સહાયથી એમણે બે દિવસમાં દારેસ્સલામ પોતાને લઈ જાય એવા દેશી વહાણની તપાસ આદરી, પરંતુ જૂન-જુલાઈના તોફાની સમુદ્રમાં કોઈ પણ વહાણ ત્યાં જવા તૈયાર ન હતું–મોંમાંગ્યા પૈસા આપવા છતાંય. અંતે એક મિશ્ર લોહીનો વહાણવટી–સાહસિક અને શૂર–એમને મળી ગયો અને તેણે આ વિકટ પ્રવાસનું બીડું ઝડપ્યું. આંધી અને વરસાદ તથા ડુંગર જેવડાં મોજાંમાંથી વહાણ દારેસ્સલામ બંદરની પાસે નિયત સમયે પહોંચ્યું તો ખરું, પરંતુ વિધિની વિચિત્રતા હવે શરૂ થઈ. શનિવારે બપોરે બારની આસપાસ તેઓ ત્યાં પહોંચ્યા અને

સોમવારે સવારે સાડા નવે તો લિલામ હતું. બંદર સાંકડું હતું અને ખાડીમાં પાણી છીછરાં હતાં. શનિવાર હોવાથી બંદરની કચેરી બપોરે સાડા બારે બંધ થઈ જાય તે પૂર્વે વહાણને અંદર પ્રવેશવા માટે રજા લેવી આવશ્યક હતી; કોઈ પણ બંદર-અધિકારી ત્યાર બાદ સોમવારે સવારે દસ વાગ્યા પહેલાં ન મળી શકે, કારણ કે રવિવારે સંપૂર્ણ રજા રહેતી. આ પરિસ્થિતિથી શ્રી નાનજીભાઈ અકળાયા, એમને પોતાની બધીય મહેનત નિષ્ફળ જતી લાગી. દારેસ્સલામની બંદરગાહ તથા કિનારે આવેલો રાજમાર્ગ તથા પાસેનાં મકાનો સ્પષ્ટ દેખી શકાય એટલું એમનું વહાણ નજીક હતું—પરંતુ સોમવાર સવાર પહેલાં બંદરમાં પ્રવેશ જ ન મળી શકે તો નજીક શું અને દૂર શું? માનસિક વિટંબણાની આ પળે એમણે પ્રભુને પ્રાર્થના કરી કે "તું જ મારો તારણહાર છે." પછી શું બન્યું તે એમના જ શબ્દોમાં જોઈએ:

"માનો યા ન માનો, પરંતુ મારા ખરા હૃદયની પ્રાર્થના પ્રભુએ સાંભળી. પ્રાર્થના માટે બીડેલાં ચક્ષુઓ જ્યારે મેં ખોલ્યાં ત્યારે રાજમાર્ગ પર ઝડપથી જતી એક મોટર મેં જોઈ; એમાં બેઠેલા હતા ઝાંઝીબારના મારા જૂના મિત્ર શેઠ મહમદ પીરભાઈ. . . . વહાણમાં ઊભાં ઊભાં મેં બન્ને હાથો ઊંચા કર્યા અને એમના નામની મોટેથી બૂમ પાડી. એમણે અવાજની દિશા તરફ જોયું, મને ઓળખ્યો અને મોટર થંભાવી. મારી અવદશા જોઈ એમને આશ્ચર્ય થયું. મારાં કપડાં મેલાંદાટ થઈ ગયાં હતાં અને આ અતિવિકટ પ્રવાસમાં ત્રણ દિવસ સુધી ન તો હજામત કરવાની સગવડ મળી હતી કે ન તો સ્નાન કરવાની. મેં એમને મોટે સાદે બોલી સમજાવ્યું કે મારે તાબડતોબ બંદર ઉપર ઊતરવાની જરૂર હતી, માટે કૃપા કરી એમણે વિનાવિલંબે બંદર-અધિકારીને તેડી લાવવો. . . . એમણે તરત જ મોટર હંકારી મૂકી અને કચેરી બંધ થઈ જાય તે પૂર્વે જ બંદરના અધિકારીને લઈ આવ્યા. તેની સાથે મોટર-લૉન્ચમાં બેસી અમારા વહાણ પાસે આવ્યા અને મને તથા મારા સાથીદારને એમની લૉન્ચમાં તરત લઈ લીધા."

આ પ્રસંગ સવિસ્તર એટલા માટે જ અવલોક્યો છે કે જીવનમાં સારી સ્થિતિએ પહોંચ્યા હોવા છતાંય એમણે પ્રભુ પ્રત્યેની અસીમ શ્રદ્ધા વિસારે પાડી નહોતી અને એમના ખરા હૃદયની પ્રાર્થના સાંભળી હોય તેમ પ્રભુએ એ જ સમયે એમના ઝાંઝીબારના પરિચિત મિત્રની મોટર ત્યાંથી જાય એવો યોગાનુયોગ ઘડયો.

એમની સાહસવૃત્તિએ એમના પ્રવૃત્તિમય જીવનને વેગવંતી કાર્યશીલતા અર્પી અને એમની ઈશ્વર-પ્રીત્યર્થ શ્રદ્ધાએ એ જ પ્રવૃત્તિમય જીવનને શાંતિની શોધમાં ભારતનાં તીર્થધામોમાં પાઠવ્યા. એમણે આ પુણ્યમયી ભૂમિનાં વિવિધ તીર્થસ્થાનોની યાત્રા અનેક વાર કરી હતી. હિમાચ્છાદિત ગંગોત્રી અને જમ્નોત્રી, બદરીનારાયણ અને કેદારનાથ, અમરનાથ અને કાશી વિશ્વનાથનાં પર્યટનોએ એમને આધ્યાત્મિક શાતા અને શારીરિક સ્ફૂર્તિ આપ્યાં હતાં. ગંગામૈયાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોના વિવિધ સ્થળોએથી દર્શન કરવાની જે તક એમને સાંપડી તેનાથી તેમને જે નિર્વ્યાજ આનંદ અને ચિત્તશાંતિ પ્રાપ્ત થયાં તેનું કાવ્યમય ભાષામાં પોતાની આત્મકથામાં કરેલું વર્ણન નોંધપાત્ર છે. ભારતનાં તીર્થસ્થાનોએ એમને જે પ્રેરણા આપી તેનાથીય વધુ પ્રેરણા એમને રમણ મહર્ષિ, શ્રી અરવિંદ ઘોષ, સ્વામી રામદાસ, ગુરુદેવ ટાગોર અને મહાત્મા ગાંધીનાં દર્શન અને તેમની સાથે થયેલા વાર્તાલાપોથી મળી. એક વ્યવહારકુશળ ઉદ્યોગપતિ તરીકે એમણે બહિર્મુખ દૃષ્ટિ કેળવી જાણી, પરંતુ આજન્મપ્રાપ્ત ભારતીય સંસ્કારોએ એમને અંતર્મુખ દૃષ્ટિ પણ આપી.

શ્રી નાનજીભાઈને ગીતાએ વર્ણવેલા કર્મયોગીની કક્ષામાં મૂકી શકાય; લોકસંગ્રહ અને સમતાની વૃત્તિ-ઓનો તેમનામાં સુભગ સમન્વય થયો હતો. એમણે અઢળક સંપત્તિ કમાઈ જાણી અને એ સંપત્તિનો યજ્ઞ-બુદ્ધિથી વિવેકપૂર્ણ રીતે સદુપયોગ કર્યો. तेन त्यक्तेन भुञ्जीथा—ઉપનિષદકારના આ ઉપદેશનું તેમણે

સુયોગ્ય રીતે પાલન કર્યું. રૂપિયા બે કરોડથીય વધુ રકમનાં તેમણે દાન કર્યાં છે અને તેમની કર્મભૂમિ આફ્રિકા અને માતૃભૂમિ ભારતની સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક અને ધાર્મિક સંસ્થાઓને તેનો સારો લાભ મળ્યો છે. કમ્પાલાનાં આર્યકન્યા વિદ્યાલય અને નગરખંડ, મોમ્બાસાની સંતોકબહેન શિશુશાળા, ગાયાઝાનું વિશાળ વાચનાલય તથા નૈરોબીની મહાત્મા ગાંધી સ્મારક ઍકૅડેમી તેમનાં પૂર્વ આફ્રિકાનાં ઉદાર દાનોના સ્મારકરૂપે હજીય તેમની કીર્તિની સુવાસ ત્યાં ફેલાવી રહ્યાં છે. ભારતમાં તો એમણે કરેલા દાનો લગભગ પ્રત્યેક અગત્યના યાત્રાસ્થાનમાં ધર્મશાળા, સદાવ્રત અને સ્નાનઘાટ આદિ સ્વરૂપે ભાવિક જનતાની સારી સેવા કરી રહ્યાં છે. શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પોરબંદરનાં આર્યકન્યા ગુરુકુળ, મહિલા મહાવિદ્યાલય, મહાત્મા ગાંધી કીર્તિમંદિર, મહર્ષિ દયાનંદ વિજ્ઞાન મહાવિદ્યાલય, જવાહરલાલ નેહરુ પ્લૅનેટેરિયમ અને ભારત મંદિર તથા મુંબઈની બૃહદ ભારતીય સમાજ જેવી રાષ્ટ્રોપયોગી સંસ્થાઓ તેમનાં પુણ્ય કાર્યોની જીવન્ત સ્મૃતિરૂપે શિક્ષણ અને સંસ્કારના ઘડતરમાં અગત્યનો ફાળો આપી રહી છે.

આમ ભારતીય સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વોને પોતાનાં જીવન અને કાર્યમાં સુગ્રથિત કરીને સ્વ. નાનજી-ભાઈએ સંસ્કૃતિના એક સાચા ઉપાસક તરીકે જે સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તે એમણે એક અગ્રકોટિના ઉદ્યોગ-પતિ તરીકે પ્રાપ્ત કરેલી વિવિધ રોમાંચક સિદ્ધિઓ જેટલી જ—બલ્કે તેથીય વધુ—મહત્ત્વની છે.

## અંતરદેવતાની વાણી

અમેરિકામાં પણ મને તે લોકોએ એ જ પ્રશ્ન પૂછયો હતો. મેં કહ્યું કે ના, તમારા ઑર્ગેનિઝેશનમાં, એ દળ ઊભું કરવામાં મને શ્રદ્ધા નથી. સાચું જ કહ્યું છે કે મિથ્યાને માર્ગે સત્યની પ્રતિષ્ઠા થાય નહિ. દળ ઊભું કરવા જઈએ એટલે કોઈને કોઈ બહાને મિથ્યાનો આશ્રય લેવો જ પડે, પક્ષાપક્ષી આવે જ. પરંતુ જે શકિત દળ ઊભું કરાવે તે શકિતનો પાયો જ જ્યાં અસત્ય હોય, ત્યાં સૃષ્ટિ ઊભી જ શી રીતે રહેવાની? ના, હું તો કહું છું કે હું મિથ્યા સાથે અસહકાર જાહેર કરીશ. હું લોભ નહિ કરું. અને લોભ નહિ કરું એટલે જ ભય પણ નહિ પામું. મરીશ પણ મારીશ નહિ અને મિથ્યા સાથે ખભો પણ નહીં મિલાઉં. એકલા રહેવું પડે તો રહીશ, પણ સગવડને ખાતર મિથ્યાનો આશ્રય લઈ પક્ષાપક્ષીને નહિ ઉશ્કેરું. જગતમાં સત્યનો મોટામાં મોટો પ્રચાર એ જ માર્ગે થયો છે; એક એક વ્યકિત શિખરની પેઠે, દીવાદાંડીની પેઠે, એકલી ઊભી રહી છે અને બોલી છે: "સાંભળો કે ન સાંભળો, આ સત્ય મને લાધ્યું છે. એ સત્ય અનાદિ અનંત છે. એનો મંત્ર પ્રેમ છે." એનો એક એક માણસને ચેપ લાગીને, એની હાક સાંભળીને હજારો લોકો જાગ્યા છે; પણ ત્યાર પછી જેવું દળ ઊભું કર્યું કે સત્યભ્રષ્ટ થયા. જેને જે કહેવું હોય તે કહે, પરંતુ આવા એકલવાયા વીર પુરુષો કેવળ અંતરદેવતાની વાણી સાંભળવા માટે જ કાન માંડીને બેસી રહે છે.

('તીર્થ સલિલ'માંથી) — રવીન્દ્રનાથ ઠાકુર

## ☆ ☆ ☆ મહાભારતનાં તેજસ્વી સ્ત્રીપાત્રો

**લેખક : શ્રી કરસનદાસ માણેક, વિલે-પારલે, મુંબઈ**

મને તો મહાભારતનાં ઘણાંખરાં સ્ત્રીપાત્રો તેજસ્વી જ લાગે છે. પ્રત્યેકની તેજસ્વિતા જુદી. કોઈની શાન્ત-સૌમ્ય, કોઈની ઉગ્ર-ભીષણ, કોઈની ગૃહ-પરિમિત, કોઈની રાષ્ટ્ર-વ્યાપક, કોઈની કરુણ-ગંભીર, કોઈની હાસ્ય-સલીલ.

પેલા મન્દપાલની બે પત્નીઓ જ લો. (મન્દપાલને 'ઋષિ' શા માટે કહ્યો છે તે જ સમજાતું નથી, સિવાય કે ઋષિ શબ્દને આપણે કોઈ વર્ગ-વાચક નામ તરીકે લઈએ.) આ મન્દપાલ શરૂઆતમાં જરિતા નામની સ્ત્રીને પરણેલ. પછી એ ખરેખર જરિતા (જરા-ગ્રસ્ત) થઈ ગઈ, ત્યારે એ લપિતા પર મોહ્યો અને એને પરણ્યો. લપિતા એના નામ પ્રમાણે વાચાળ હોવી જોઈએ. જુવાન તો એ હશે જ.

પતિએ આટલા લાંબા અને સફળ (જરિતાને અનેક સંતાન હતાં) ઘરવાસ પછી પોતાને છેહ દીધો, તેથી જરિતા ચિડાઈ. પતિને તેમ જ શોકયને બન્નેને તેણે પોતાના ઘરમાંથી કાઢી મૂકયાં! આ લોકોએ એક નવું ઘર વસાવ્યું, જૂનું ઘર ખાંડવવનમાં હતું. નવું ખાંડવવનની બહાર, પણ નજીકમાં જ આવેલ હતું.

હવે અગ્નિદેવની વિનતિથી કૃષ્ણે અને અર્જુને ખાંડવવનને જ્યારે બાળવા માંડયું, ત્યારે મન્દપાલને એકાએક પોતાનો જૂનો સંસાર સાંભરી આવ્યો. (નવીના નવ દહાડા પૂરા થઈ ગયા હશે!) જરિતા અને છોકરાંની શી દશા થઈ હશે, તે જાણવાની, અને બની શકે તો તેમને કંઈક સહાયરૂપ થવાની તેમને ઉત્કટ ઈચ્છા થઈ. પણ લપિતા એને રજા શેની આપે! થોડોક વખત ઠીક ઠીક રકઝક ચાલી; પણ આખરે મન્દપાલનું હૈયું હાથમાં ન રહ્યું અને તે લપિતાની ઈચ્છાની ઉપરવટ થઈને, જૂનીની અને છોકરાંની ખબર કાઢવા ગયો.

પણ જેવો એ જૂના ઘરની નજીક પહોંચે છે તેવો જ જરિતાએ એને ઊધડો લેવા માંડયો: "શા માટે આવ્યા? તમારા વગર અહીં શું આભ ફાટી પડવાનું હતું? મને સંકટમાં દેખીને છાનો છાનો આનંદ માણવા આવ્યા હશો! કદાચ મારી શોકયે જ તમને મોકલ્યા હશે. પણ કહેજો એને, કે તમારી મદદથી જીવતાં રહેવા કરતાં, મરવાનું જ હું વધુ પસંદ કરીશ, જાઓ!"

જરિતાએ મન્દપાલને છોકરાંને મળવા પણ ન દીધો: બારોબાર તગડી મૂકયો.

અને ભોંઠો પડેલ મન્દપાલ પાછો નવે ઘેર પહોંચ્યો, ત્યાં પણ તેના એ જ હાલ થયા. "શા માટે પાછા આવ્યા? તમારો જીવ તો તમારી જૂની હારે જડાયેલો છે. જાઓ પાછા! ત્યાં જ રહો હવે!" કહીને લપિતાએ ઘરનાં બારણાં વાસી દીધાં અને મન્દપાલ બબ્બે ઘરે ઘર વગરનો થઈ ગયો.

જરિતા પરાજિત નારીત્વનું ઉગ્ર તેજ છે, તો લપિતા વિજયી નારીત્વનું એથીયે વધુ ઉગ્ર અને આક્રમક તેજ છે. અલબત્ત, બન્ને તેજ પ્રાકૃત છે.

શાન્તનુને પરણેલી ગંગા, એક રીતે જોઈએ તો, આ લપિતાની જ સંશોધિત, સંમાર્જિત, સંસ્કારિત અને વિસ્તારિત આવૃત્તિ નથી લાગતી? હાસ્ય અને અદ્‌ભુત જીવનમાં કેટલીયે વાર થડોથડ ઊભાં નથી હોતાં?

ગંગાના અપ્રતિમ સૌન્દર્ય પર મુગ્ધ થયેલ યુવાન અને ઊર્મિલ શાન્તનુ લગ્નનો પ્રસ્તાવ મૂકે છે. એ પ્રસ્તાવને ગંગા જે શરતે માન્ય રાખે છે તે શરત જાતે જ એના તેજની દ્યોતક છે.

"લગ્નજીવન મારા વ્યક્તિસ્વાતંત્ર્યની આડે ન આવવું જોઈએ. જે પળે મને લાગશે કે મારું સ્વાતંત્ર્ય જોખમમાં છે, તે જ પળે હું ચાલી જઈશ."

પછી તો નારીનો અખંડ જલતો અધિકારગ્રહ અને પુરુષની સતત ઉદ્દીપ્ત કામુકતા કેસર અને સાકર જેમ દૂધમાં ભળીને દૂધની સાથે એકરૂપ થઈ જાય, તેમ એ અપૂર્વ દામ્પત્યમાં ભળીને એની સાથે એકરૂપ થઈ જાય છે.

અને ગંગા સાત પુત્રોને એક પછી એક નદીમાં પધરાવી દે છે, અને શરતે બંધાયેલ શાન્તનુ ફડફડતે કલેજે પણ નીરવ વદને એ દૃશ્ય જોઈ રહે છે.

પણ આઠમો પુત્ર દેવવ્રત ગંગાને હાથે જળશાયી થવાની અણી પર હોય છે, ત્યારે શાન્તનુ પોતા ઉપરનો પોતાનો કાબૂ ગુમાવી બેસે છે અને શરતનું બંધન વીસરી જાય છે.

અને પરિણામે પત્ની તેમ જ પુત્ર બન્નેને ગુમાવી બેસે છે : સદ્યજાત દેવવ્રતને લઈને ગંગા અદૃશ્ય થઈ જાય છે.

પ્રેમાવેશમાં વચનો તો બધા જ પુરુષો આપે છે. શાન્તનુએ આપેલું વચન એ પ્રકારનું નથી. હૃદયના એક મહત્ત્વના ભાગનો ભીષણ વિરોધ છતાં, એ વચન તે પંદર-વીસ વરસ સુધી પાળે છે. પણ આખરે તો તે પ્રકૃતિ પર જાય છે અને પતિ અને પિતાને દાવે પત્ની અને માતાના સ્વાતંત્ર્ય ઉપર કાપ મૂકવા જતાં પત્ની અને પુત્ર બન્નેને ખોઈ બેસે છે. ગંગા દેવવ્રતને લઈને ચાલી ગઈ. ઠેઠ સોળ વરસે તે પાછી આવી, એક પળને માટે, ફક્ત દેવવ્રતની સોંપણી કરવા! દેવવ્રતને તેણે પોતાના સંસ્કારે રંગી દીધો હતો; અને એટલે જ દેવવ્રત શાન્તનુના પુત્ર 'શાન્તનવ' તરીકે જેટલો પ્રસિદ્ધ નથી, તેટલો 'ગાંગેય' ગંગાના પુત્ર તરીકે પ્રસિદ્ધ છે. નારીના અવ્યાખ્યેય તેજનું આ દૃષ્ટાન્ત મહાભારતના આદિપર્વમાં જ નોંધાયેલુ છે.

આ ગંગાની જ સમકાલીન મત્સ્યગંધા પણ એક અત્યંત તેજસ્વી પાત્ર છે, અલબત્ત એની પોતાની રીતે. (તેજની વ્યાખ્યા જ, મને લાગે છે કે આ છે, કે વ્યક્તિ પોતાની વિશિષ્ટ રીતે વર્તે, બહારનાં દબાણોની લેશ પણ દરકાર કર્યા વગર). દાશની ગેરહાજરીમાં પરાશર બીજા કોઈની હોડીમાં બેસીને નદી પાર કરે, એ એને માન્ય નથી. પરાશરને એ પોતાની હોડીમાં આમંત્રે છે, એકલપંડે; અને હોડી મઝધારમાં આવતાં પરાશરનો પ્રેમ-પ્રસ્તાવ તે જે રીતે સ્વીકારે છે, તે તેની તેજસ્વિતાનું જ એક દિગ્દર્શન છે. કેટલા સ્વસ્થ ગૌરવથી ઋષિના પ્રસ્તાવનો એ પ્રત્યુત્તર આપે છે :

संगमं मम कल्याणि कुरुष्वेत्यभ्यभाषत ।
साब्रवीत् पश्य भगवन् पारावारे स्थितानृषीन् ॥
आवयोर्दृष्टयोरेभिः कथं नु स्यात् समागमः ।
एवं तयोक्तो भगवान् नीहारमसृजत् प्रभुः ॥
येन देशः स सर्वस्तु तमोभूत इवाभवत् ।
दृष्ट्वा सृष्टं तु नीहारं ततस्तं परमर्षिणा ॥
विस्मिता साभवत् कन्या व्रीडिता च तपस्विनी ।
विद्धि मां भगवन् कन्यां सदा पितृवशानुगाम् ॥
त्वत्संयोगाच्च दुष्येत कन्याभावो ममानघ ।
कन्यात्वे दूषिते वापि कथं शक्ष्ये द्विजोत्तम ॥

गृहं गन्तुमृषे चाहं धीमन् न स्थातुमुत्सहे ।
एतत् संचिन्त्य भगवन् विधत्स्व यदनन्तरम् ।।
एवमुक्तवतीं तां तु प्रीतिमानृषिसत्तमः ।
उवाच मत्प्रियं कृत्वा कन्यैव त्वं भविष्यसि ।।

આજની ભાષામાં એનો અનુવાદ કરીએ તો "ભાવિમાં જન્મનારા સંતાનના પિતા તરીકેની બધી જ જવાબદારી તમે લેવાના હો, તો તમારો પ્રસ્તાવ મને સ્વીકાર્ય છે," એ જ થાય ને?

પછી તો યમુના નદીમાં આવેલ કોઈ નાનકડા ટાપુમાં – કૃષ્ણદ્વીપમાં – વ્યાસનો જન્મ થાય છે, અને પરાશરને શિશુની સોંપણી કરી મત્સ્યગંધા યોજનગંધા બનીને પિતૃગૃહે પાછી આવે છે. આમાં ક્યાંય દૈન્યનો છાંટોયે દેખાય છે? પરાશરવાળા પ્રસંગને લઈને એનામાં (કે એના પિતા દાશમાં પણ!) દીનતા આવી ગઈ હોત, તો એ લોકો શાન્તનુ જેવાનું માગું લઈને દેવવ્રત આવે છે, ત્યારે ઠંડે પેટે આટઆટલી ઉગ્ર શરતો રજૂ કરી શક્યાં હોત ખરાં?

પણ સત્યવતીની તેજસ્વિતા એટલેથી જ પૂરી નથી થતી. શાન્તનુને પરણીને તે હસ્તિનાપુરની મહારાણી બને છે. ભીષ્મ જેવા ભીષ્મ પણ તેને માતા તરીકે સ્વીકારે છે. શાન્તનુના મૃત્યુ વખતે તેના બન્ને પુત્રો ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય સગીર હોવાને કારણે એ રાજમાતા ભીષ્મની સહાય વડે રાજ્યનું સંગોપન કરે છે; અને એની ખરી હિંમત અને ખરું તેજ તો અત્યારે જ વર્તાય છે, જ્યારે વિચિત્રવીર્ય પણ નિ:સંતાન ગુજરી જાય છે અને જમનાને કાંઠે વસતા માછીમારો વચ્ચે ઊછરેલી આ નારી, રાજ્યની પ્રથમ મહિલાના દાવે ભીષ્મ જેવા ભીષ્મને કહે છે કે, "તેં બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા મારે કારણે લીધી હતી. તો હવે હું જ તને એ પ્રતિજ્ઞામાંથી મુક્ત કરું છું. તું પરણ અને હસ્તિનાપુરના સિંહાસન પર આરૂઢ થઈ જા!" પણ સત્યવતીની આ તેજસ્વિતાને ટક્કર મારે એટલું તેજ ભીષ્મમાં પણ હતું. . . . એટલે તેણે જવાબ આપ્યો: "પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા છે, કોઈ પણ સંયોગોમાં તેનો ભંગ ન કરી શકાય."

એક પેઢી આગળ ચાલીએ તો અંબા પણ એક તેજસ્વી પાત્ર છે. ભીષ્મ સ્વયંવરમાંથી ત્રણ છોકરી-ઓને ઉપાડી લાવ્યા — વિચિત્રવીર્ય માટે. તે ત્રણેયમાં મોટી આ અંબા. વિચિત્રવીર્ય સાથે લગ્ન થાય તે પહેલાં જ તેણે જાહેર કરી દીધું કે તે શાલ્વને ચાહે છે અને તેને જ પરણવા માગે છે. (જોકે આ વાત એણે પહેલેથી જ ભીષ્મને શા માટે ન કહી, એ કોયડો તો રહે જ છે.) ભીષ્મે તેને શાલ્વ પાસે જવાની રજા આપી. પણ શાલ્વ સાવ સામાન્ય કોટિનો પુરુષ. વહેમી અને ઘમંડી. આ પછી આ છોકરી જે ઘટના-ઓને ઠેબે ચઢી, તે ભલભલાની છાતી ભાંગી નાખે એવી છે. પણ અંબા પોતાના નિશ્ચયમાં અડગ રહી: પરણું તો શાલ્વને, નહીંતર અગ્નિને! ગંગાને કાંઠે ચેહ ખડકીને એ બળી મરી; ત્યારે પોતાના પ્રેમની આડે આવનાર ભીષ્મને કેવી રીતે સજા કરવી એ તેનો છેલ્લો વિચાર હતો.

હજુ એક પેઢી આગળ ચાલો તો ગાન્ધારી ખુદ શ્રીકૃષ્ણને પણ શાપ આપી શકે એટલી તેજસ્વિતા ધરાવે છે. પોતાને આંધળા પતિ જોડે પરણાવનાર દુનિયાને જાણે જોવા જ ન માગતી હોય એવી રીતે, પરણ્યા પછી એ આંખે પાટા બાંધીને જ ફરે છે; અને છતાં એ દેખતી છે. દુર્યોધનને અને ધૃતરાષ્ટ્રને, એ વખતોવખત ખખડાવે છે. પુત્ર-પ્રેમ અને ધર્મ-પ્રેમ વચ્ચેના ગજગ્રાહમાં એનું જીવન ધર્મપ્રેમ પ્રત્યે જ ઢળે છે. દુર્યોધનને તેની એક જ સલાહ અને આશિષ છે यतो धर्मस्ततो जयः ।

અને કુન્તાની તેજસ્વિતા તો વળી આ બધાં કરતાંયે નિરાળી છે. તે તો આંસુઓ સોતી જ જન્મી છે. માતાપિતાએ એને પોતાના નિ:સંતાન એક સ્વજનને દત્તક લેખે આપી. દુર્વાસાના શાપથીયે કષ્ટતર

સાબિત થયેલ વરદાને એને વિષમ સ્થિતિમાં હડસેલી દીધી, સૂર્યે એની સાથે દેવતાઓને ન છાજે એવું વર્તન કર્યું. એની પોતાની તીવ્ર અનિચ્છા હોવા છતાં, કર્ણને એણે શિષ્ટ સમાજના બધા જ નિયમોને નેવે મૂકીને પોતાના કુંવારા ઉદરમાં નવ માસ ધારણ કરી રાખ્યો, અને હેમખેમ પ્રસવીને મબલખ સંપત્તિની સાથે ગંગાનાં નીર પર તરતો મૂકયો; અને તરતો મૂકયા પછી કદી પણ એને ભૂલી નહીં; અને છતાં પાંડુનો ગૃહસ્થાશ્રમ એણે દીપાવ્યો અને માદ્રીના બે પુત્રોની પણ સગી માતા બનીને રહી. . . .

માતાઓના જન્મ જ દુ:ખાગ્નિમાં તપવા-તવાવા માટે છે એ સિદ્ધાંતનું દૃષ્ટાન્ત કુન્તાએ પૂરું પાડયું. એ રડી છે, જિંદગીભર, પણ ભાંગી પડી નથી કયારેય; અને શ્રીકૃષ્ણે જ્યારે એને વર માગવાનું કહ્યું છે ત્યારે એણે विपदः सन्तु नः शश्वत् । એટલું જ માગ્યું છે.

એક પ્રકારના ટાઢા, ખમતલ, ખડતલ, અડીખમ આત્મ-તેજ વગર વિપત્તિઓના ઉપરાઉપર ફૂંકાતા વાવંટોળો વચ્ચે, ટટ્ટાર નહીં તો કાંઈ નહીં, પણ વળીને પણ ઊભા રહેવાની, શક્તિ, ધૃતિ, કદીયે પ્રગટતી હશે ખરી?

ખરું પુછાવો તો મહાભારતમાં કોઈ રોતલ સ્રીપાત્ર જ નથી. જે રોતલ દેખાય છે, ઉપર ઉપરથી, તે પણ અંદરખાનેથી તો ખડતલ જ છે, અને તે એના પ્રચ્છન્ન, ભૂગર્ભ, આત્મગર્ભ તેજને લઈને. અંબાની બે બહેનો, અંબિકા અને અંબાલિકા, વિરાટની પત્ની સુદેષ્ણા, પુત્રી ઉત્તરા, ભીમસેનની હિડિમ્બા, અર્જુનનાં ઉલૂપી અને ચિત્રા અને સુભદ્રા, બધાં જ, પોતપોતાના વિશિષ્ટ તેજથી મંડિત છે.

અને માટે જ, નાનાંમોટાં અનેક તેજસ્વી રત્નોની વચ્ચે પોતાના વિશિષ્ટ તેજ વડે ચમકતી, અને તેજસ્વિતામાં સૌથી જુદી તરી આવતી દ્રૌપદી એ કદાચ મહાભારતનું સૌથી વધુ તેજસ્વી પાત્ર છે. પેલા સુપરિચિત સુભાષિતમાં કહ્યું છે તે પ્રમાણે तप्तं तप्तं पुनरपि पुनः कांचनं कान्तवर्णम् — દ્રૌપદીનું આત્મ-સુવર્ણ વિપત્તિએ વિપત્તિએ વધુ ને વધુ તેજસ્વી બનતું જાય છે; અથવા કહો કે એનું આંતરખમીર પિછાણીને એને વધુ ને વધુ તેજસ્વિની બનાવવા માટે એની સર્જક વિધાતા એના માથા પર, નિર્ઘૃણ બનીને વિપત્તિના ઘણ ઝીંકતો જાય છે. અર્જુન અને ભીમ અને યુધિષ્ઠિર અને નકુલ અને સહદેવ જેવા ભિન્ન ભિન્ન પ્રકૃતિના અને વજ્રખમીરના પતિઓને માટે પ્રેરણારૂપ બની રહેલ આ નારીને વ્યાસજીએ સાક્ષાત્ શ્રીકૃષ્ણની સખી બનાવી છે, તે સહેતુક જ છે. અદીઠ, અકળ, અગોચરના ઊંડાણમાંથી કોઈ નિગૂઢ રીતે સહાયતા ન મળે તો આવી અમાનુષી યાતનાઓ સામે એનાથી ઊભા જ શી રીતે રહી શકાય? ભલે એ ગમે તેવી લોકોત્તર તેજસ્વિની કાં ન હોય? દ્રુપદ અને દ્રોણ વચ્ચેના આમરણાન્ત વેરની આ પ્રતીક-પ્રતિમા છે. ભારત અને બૃહદ ભારતના અસંખ્ય રાજાઓના સાન્નિધ્યમાં લક્ષ્યવેધ કરનાર એક તદ્દન અજાણ્યા વિપ્ર-વેશધર વીરને એ કોઈ પણ જાતના સંકોચ કે વ્યગ્રતા વગર અનુસરે છે; પાંચને એ તદ્દન સ્વાભાવિકતાથી પરણે છે; ઇન્દ્રપ્રસ્થની મહારાણીપદે પણ એ એટલી જ સ્વાભાવિકતાથી આરૂઢ થાય છે; રાજસૂય યજ્ઞ પછી આવેલ આર્યાવર્તના સામ્રાજ્ઞીપદને પણ એ તેજસ્વી રીતે શોભાવે છે. અને એટલે ઊંચે આરોહણ કર્યા પછી, કોઈ ગ્રીક નાટયકૃતિનાં નાયક—નાયિકાની પેઠે, વિધાતાને હાથે એ એકવસ્ત્રા રજસ્વલાની દશામાં હસ્તિના-પુરની રાજસભામાં દુ:શાસનને હાથે ફંગોળાય છે ત્યારે પણ, અશ્રુભરી આંખોએ છતાં સ્વસ્થ ચિત્તે ભીષ્મ, દ્રોણ, કૃપ આદિ વડીલોને ઉદ્દેશીને તેમને સૌને મૂંઝવી નાખતો એક પ્રાણપ્રશ્ન પૂછે છે: "પતિઓને પત્નીઓ પર અધિકાર કેટલો, કયાં સુધીનો?" આના પહેલાં, દ્રૌપદીથીયે હજારો વર્ષો પહેલાં ગાર્ગી મૈત્રેયી આદિ ઉપનિષદકાલીન નારીઓએ આનાથી પણ વધુ ગહન પ્રશ્નો પૂછેલા છે, અને આના પછી, હજારો વરસ પછી મંડનમિશ્રાની પત્ની જેવી વિદુષી નારીઓએ પોતાના યુગના સર્વશ્રેષ્ઠ પંડિતોની ચર્ચામાં અત્યંત તેજ-ભરી રીતે મધ્યસ્થી કરી છે; પણ દુ:શાસન—પદાક્રાન્ત છતાં અણનમ કૃષ્ણસખી આ કૃષ્ણાએ જે પ્રશ્ન

ઉઠાવ્યો છે તે એ બધાએ ઉઠાવેલ પ્રશ્નો કરતાં વધુ મહત્ત્વનો છે, કારણ કે એ જગતની તમામ નારીઓના ત્રણેય કાળના રોજિંદા જીવનને સ્પર્શે છે; કારણ કે એ પ્રશ્ન આધ્યાત્મિકતાનો, આકાશનો કે પાંડિત્યના અંતરિક્ષનો નથી, પણ વાસ્તવિક જીવનની નક્કર ધરતીનો છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન શું ? દામ્પત્ય-રથમાં જોડાયેલાં નર-નારીના અન્યોન્ય સાપેક્ષ અધિકારો કયા? લગ્નજીવનનો સ્વીકાર, એ પતિ કરતાં પત્ની માટે સવિશેષ બંધનકર્તા શા માટે?

અત્યંત તેજસ્વિની સ્ત્રીને સાધારણ સમાજ સાંખી જ નથી શકતો. એનું દ્રૌપદી એક અત્યંત કરુણ છતાં ઓજસ્વી દૃષ્ટાન્ત છે. એનો કેશકલાપ કર્ષાય છે; એના ચીર ખેંચાય છે; એને વનવાસનો ત્રાસ વેઠવો પડે છે; એના શરીરનું અપહરણ થાય છે; એને દાસી વેષે એક વરસ વિરાટના અંતઃપુરમાં ચાકરી કરવી પડે છે; એના પર બળાત્કાર કરવાના પ્રયાસો થાય છે; એને ડાકિની સમજીને મારઝૂડ પણ કરવામાં આવે છે, અને છેલ્લે સર્વસ્વનું બલિદાન આપીને મેળવેલા અંતિમ વિજયની ઘડીએ વળી પાછું એનું સર્વસ્વ છિનવાઈ જાય છે. એના પાંચેય પુત્રોને અઢારમા દિવસની રાતે અશ્વત્થામા હણી નાખે છે.

અને અહીં જ, મને લાગે છે કે દ્રૌપદીની તેજસ્વિતાની પરાકાષ્ટા વર્તાય છે. પોતાના પુત્રોના ખૂની અશ્વત્થામાને પકડીને અર્જુન અને કૃષ્ણ જ્યારે તેની સામે હાજર કરે છે ત્યારે દુઃખોના તોફાની સાગરોને પાર કરીને, શાંત કિનારે ડૂબી રહેલી આ નારી. . . . જગતની તમામ માતાઓને સંબોધીને કહેતી હોય એવું એક વચન ઉચ્ચારીને આપણું મન હરી લે છે:

"છોડી મૂકો એને! પુત્રમૃત્યુના શોકથી જેમ અત્યારે હું રડી રહી છું તેમ એની મા રડે એવું હું નથી ઇચ્છતી."

## "THE WAVE AND THE OCEAN"

The ancient Aryans knew that man was not separate from the universe, but only a homogeneous part of it, as a wave is part of the ocean. An infinite energy, Prakriti, Maya or Shakti, pervades the world, pours itself into every name and form, and the clod, the plant, the insect, the animal, the man are, in their phenomenal existence, the merely more or less efficient adharas of this Energy. We are each of us a dynamo into which waves of that energy have been generated and stored, and are being perpetually conserved, used up and replenished. The same force which moves in the star and the planet, moves in us, and all our thought and action are merely its play and born of the complexity of its functioning.

(From 'The Brain of India') **Shri Aurobindo**

## ☆ ☆ ☆ નિયોજિત નચિકેતા

લેખક : **શ્રી સન્તપ્રસાદ ભટ્ટ, આચાર્ય, બી. ડી. કૉલેજ, અમદાવાદ**

માનવકુળની અતિ પ્રાચીન એષણા એનાં પુરાણાં પ્રતીકોમાં વ્યક્ત થાય છે. પુરાણકથન અજાણ્યાને હસનીય જણાય છે, તો અભિજ્ઞને એમાં પ્રજાજીવનનો રહસ્યસ્ફોટ વરતાય છે. ભારતીય સંસ્કૃતિનું કેટલુંય અર્ધવ્યક્ત કે અવ્યક્ત રહસ્ય ઉપનિષદ-જૂની નચિકેતા કથામાં છુપાયું છે.

આપણા યુગના એક વિખ્યાત અંગ્રેજ સાહિત્યકારે માનવીય વિકૃતિ અને સામાજિક સંઘર્ષો અને સામુદાયિક યુદ્ધોના ઓથારથી ક્લાન્ત એવા ચિત્તે ગાયું છે કે, "Life offers to deny"–જીવન નિમંત્રે છે કેવળ જાકારો આપવા કાજે. જન્મ મળે છે જીવવા માટે, પરંતુ યાત્રા કરાવે છે મૃત્યુના માર્ગે. મૃત્યુના મહા વ્યાઘ્રના સાન્નિધ્યે જીવતું હરણું એટલે માનવશિશુનું પ્રતીક. 'દીસે છે સર્વ ક્ષણિક છે' એવો જાપ જપતાં વ્યક્તિ કે સમાજ કઈ શ્રદ્ધાના બળે કર્મને, સુકર્મને, ઘડે?

માનવચિત્તને કોરી રહેલા મૃત્યુના ભયને ઈશુએ જીવનની સર્વ વિકૃતિના મૂળમાં પિછાન્યો હતો. મૃત્યુ અસત્ય છે અને જીવન સત્ય છે; એ રહસ્ય એમણે ચમત્કારો સર્જીને વ્યક્ત કર્યું હતું. મૃત્યુને વરેલા લેઝરસને નવું જીવન અર્પીને એમણે મૃત્યુના પડછાયામાં માનવ-સંબંધોને દૂષિત બનાવી રહેલા સમાજને સમુલ્લસિત જીવનની ક્ષિતિજો દર્શાવી હતી. પુણ્યશ્લોક એવા એમના ગિરિપ્રવચનમાં–Blessed are the peacemakers–શાંતિના સંવાહકો જ પુણ્યપવિત્ર છે એમ પ્રબોધવા એમણે રૂપક પસંદ કર્યું છે, સરવરજળની પોયણીનું. સાધુજનોને સંસારી જીવોનું હમેશનું મહેણું હોય છે કે જેનું કુટુંબ ભોજન પામે એ જ સાચો ભગત. મૃત્યુદેવનો ઉપાસક આમ જ વિચારે ને? મૃત્યુનો ભય એટલે જીવનનો ક્ષય. પારસ્પરિક અવિશ્વાસમાં ચૂંથાતા માનવ—સંબંધો કાદવની કમલિનીમાં ક્યું રહસ્ય શોધે? રોજી અને રોટીની ચિંતામાં વ્યસ્ત સંસારીજનોને ઈશુએ સ્મરણ કરાવ્યું કે કશીયે મથામણ કે મહેનત વિના જલક્રીડામાં વિલસતી પોયણીને ભલા ભૂપતિથી ઝાઝેરો વૈભવ પ્રાપ્ત થાય છે. સૂરજની સાખે વિસ્તરતા આયખાંને અંધાર પછેડીની ડરામણી નથી હોતી.

પરંતુ પ્રવચનોને મર્યાદા હોય છે. પયગંબરોના વેણને પણ તેવું જ. મૃત્યુથી ડરશો નહીં કહ્યે ઓછી જ અભયની પ્રાપ્તિ થાય છે? ઊંચે નીરખે નહીં તેને ક્યાંથી ઉન્નત શિખરોની ઝાંખી થાય? એટલે જ ઈશુએ અંતિમ વર્ષોમાં મૃત્યુ વિષે નાઽસતો વિદ્યતે માવો એવું પ્રતિપાદન કર્યું. સ્વેચ્છાએ અને કરુણામુદિત ચક્ષુએ એમણે ખુદ મૃત્યુનું હલાહલ સ્વીકાર્યું જેથી જીવનનો જય ઘોષિત થાય.

આમ ઈસુની કથા એ નચિકેતાનું સમર્થન કરે છે.

ભારતીય જીવનનું શ્રદ્ધેય વિશેષે કરીને એની શિશુ-શિક્ષાનું પ્રેરણાદાયી પ્રતીક નચિકેતા જ હોય. કુટુંબ અને શાળા જ્યારે જીવનધર્મને આચરશે અને પ્રબોધશે, ત્યારે ભારત જનનીને એનો નચિકેતા અવશ્ય પ્રાપ્ત થશે. કુમળાં બાળકો અત્યંત સંવેદનશીલ હોય છે, માની ન શકીએ એટલું ગ્રહણપાટવ એમનું હોય છે. માબાપ અને બાળકનો સંબંધ બાળકના ભાવિ જીવનના સર્વ સંબંધોને સુધારી શકે છે, અથવા દૂષિત કરે છે. શબ્દોથી બાળક છેતરાતું નથી. વેણમાં છુપાયેલા રણકાને, હાવભાવથી ઈંગિત કટુતાને, બાળક ન સમજે ત્યારે પણ પિછાની શકે છે. પરંતુ આટલી સરળ વાત ન સમજે તેવો સંસાર આપણે હોંશથી રચ્યો છે. એટલે કેળવણીને આપણે પ્રપંચના પાયા અર્પ્યા છે. વંચનાની આપણે શિક્ષણમાં પ્રતિષ્ઠા કરી છે. માવતરમાં અને સમાજમાં જે છે તે બાળકમાં નથી એમ માનીને આપણે શિક્ષણની યોજના કરી છે ને બાળકમાં જે છે તે

પ્રત્યે આપણે સાશંક બન્યા છીએ. આપણાં બધાંય સોણલાં સાચાં પાડે તદર્થે આપણને સંતાન મળ્યાં છે. મૃત્યુની આણ અને અવધને પડકાર આપીને તો આપણે બાળક વાંછ્યું છે; પરંતુ જેમ નચિકેતાને તેમ પોતાના બાળકને આપણે વિસાર્યું છે. સિંહનું મુખ ખોલીને દાંત ગણનાર ભરત કે મૃત્યુને સાક્ષાત્ કરનાર નચિકેતા નરવી સંસ્કૃતિનાં શ્રેષ્ઠ પ્રતીકો છે. એનો ઉછેર અને એનું શિક્ષણ સાંપ્રત સમાજના નવનિર્માણના ઉપેક્ષિત લક્ષ્યાંક રહ્યા છે. નરવું અને ઉલ્લસિત જીવન પ્રતીક્ષા કરે છે નિયોજિત નચિકેતાની.

## ચક્ષુરહિત આંદોલન

આજનો વિદ્યાર્થી સક્રિય બન્યો છે, સળવળી ઊઠયો છે. એક વખતે જીવનની મુખ્ય પ્રેરણા જીવનના અનુભવસિદ્ધ જ્ઞાનસંપન્ન આપણા મુરબ્બીઓને વૃદ્ધજનો તરફથી ને દૃષ્ટાઓ તરફથી આવતી. આપણા આજના જગતમાંથી જાણે કે આ જ્ઞાનવૃદ્ધો, અનુભવ સિદ્ધ પુરુષોનો વર્ગ અદૃશ્ય થઈ ગયો છે. આજના યુવાન માણસને, આજના વિદ્યાર્થીને પોતાના કોઈ ગુરૂજન પાસેથી, કોઈ પ્રતિભાશાળી નેતા પાસેથી, કોઈ જીવનયોગી કે પ્રભુયોગી તરફથી કાંઈ મળી શકે એમ લાગતું નથી, અને પછી એનામાં ગમે ત્યાંથી, ગમે તેવી જે કાંઈ પ્રેરણા જાગે છે, ગાંડી, ઘેલી, આંધળી, પાંગળી, સાચી ખોટી મૂઢ–અમૂઢ એ પ્રેરણાની આગળ તે ઝૂકી પડે છે. એ એને જ્યાં લઈ જાય ત્યાં તે ઢસડાઈ જાય છે. પોતે કયાં જઈ રહ્યો છે, પોતાનું શું થશે એનો વિચાર કરવાની એને ફૂરસદ નથી હોતી . . . . એક મહાન ચક્ષુરહિત આંદોલન ચાલી રહ્યું હોય એવી રીતે આજનો યુવાન, આજનો વિદ્યાર્થી વહી રહ્યો છે.

સુન્દરમ્

## ☆ ☆ ☆ શ્રીકૃષ્ણપ્રેમની જીવન-સાધના

લેખક : શ્રી કિશનસિંહ ચાવડા, વડોદરા

૧૪મી નવેમ્બર, ૧૯૬૫ની વહેલી સવારે નૈનીતાલમાં શ્રી શ્રીકૃષ્ણપ્રેમનું દેહાવસાન થયું. અનુભવજન્ય આત્મનિષ્ઠાની આરતીને અજવાળે, પ્રભુચરણે પોતાનું સર્વસ્વ સમર્પિત કરીને જીવતા અને બીજાને જિવાડતા, શ્રીકૃષ્ણપ્રેમ જેવા વિભૂતિવંત આત્મવિદને ઈ. સ. ૧૯૬૦ના ઑક્ટોબરની તેરમી તારીખે હિમાલયના એમના મીરતોલા નિવાસમાં જ્યારે પ્રથમ વાર નીરખ્યા ત્યારે પ્રથમ સમાગમે લાગ્યું હતું કે જાણે આ જ મારી જન્મ-ભૂમિ, આ જ મારાં માબાપ; અહીં જ જીવવું અને અહીં જ જન્મવું. ૧૯૪૮માં અમેરિકાથી પાછા ફરતાં લંડનમાં થોડાંક અઠવાડિયાં રહેવાનું થયું હતું. તે સમયમાં એક વખત જૉન વૉટકિન્સની પુસ્તકોની દુકાનમાં જઈને નવાં પુસ્તકો શોધતો હતો. પહેલા જ પ્રયત્નમાં એમનું "ધ યોગ ઑફ ધી ભગવદ્‌ગીતા" મારા હાથમાં આવ્યું. ત્યાં ઊભાં ઊભાં જ એનો આમુખ વાંચી ગયો. વાંચતાં વાંચતાં શું થતું હતું તેની ખબર ન પડી. અંતર વલોવાતું હતું. રોમાંચ થતાં હતાં. બુદ્ધિ અવાક બની ગઈ હતી. પરંતુ અંતરાત્મા ખુશીથી છલકાતો હતો. શબ્દો જીવતા થઈને હૃદયને વળગ્યા હતા. એમની અંદરનું રહસ્ય સમજાયા વિના તેજસ્વી લાગતું હતું. એટલે વૉટકિન્સ પાસેથી એમનું બીજું પુસ્તક "ધ યોગ ઑફ ધ કઠોપનિષદ" પણ લીધું. લંડનમાં જ બન્ને ગ્રંથોનો સ્વાધ્યાય પૂરો કર્યો. મને તે વખતે અંતઃકરણમાં કશુંક થયું હતું. શું થયું તે સમજાયું નહોતું. પણ જેવું કંઈક અને જે કંઈક ત્યારે થયું હતું, તેવું જ બાર વર્ષે એમના પ્રથમ દર્શને અને પ્રથમ સ્પર્શે થયું. એમના પાંચ વર્ષના સજીવન સમાગમ પછી જ એ સ્પષ્ટ થયું કે એ પણ પ્રભુનો જ કૃપાપ્રસાદ હતો.

મીરતોલાના જીવનના કેન્દ્રમાં પ્રભુ જ સર્વદા ચક્રવર્તી રહ્યા છે. શ્રીકૃષ્ણપ્રેમ પોતે સેવકભાવે જ જીવ્યા છે. એટલે એમની ચિરવિદાયની નિરાધારતા કે નિરાશા અથવા અપંગ વિવશતાની લાગણી થવાને બદલે જાણે નવજ્યોતનો, નવા આત્મજન્મનો ઉત્સવ થયો હોય, એવા પરમ આનંદનું સંવેદન સર્વોપરી બની રહ્યું.

એમના દેહવિસર્જને એક નવો જ અનુભવ કરાવ્યો. સામાન્ય જનનો દેહ પડે છે, ત્યારે એની સાથે એનું સર્વ કંઈ પડે છે. સંતજનનો, ભક્તજનનો દેહ પડે છે, ત્યારે એનું સર્વ કંઈ રહે છે. કેવળ દેહનું જીર્ણ વસ્ત્ર સહજ ભાવે ઊતરી જાય છે. એટલે શ્રીકૃષ્ણપ્રેમના દેહાવસાને મૃત્યુની છાયાને ઓગાળીને એનો ભય છેદી નાખ્યો. કોણ કહે છે મૃત્યુ છે?

છેલ્લી વિદાય વેળાના એમના અંતિમ શબ્દો હતા : My ship is sailing – મારી નૌકા હવે જીવનને પેલે પાર જાય છે. અને એ જીવનએકતાની શોધમાં જાણે ચાલી નીકળ્યા. એમની પ્રેમ કરવાની પારા-વાર શક્તિ અનન્ય હતી. એ રસાયણ વડે એમણે સ્વજનો – સર્વજનો જેઓ એમના સંપર્કમાં આવ્યાં, તે સૌને કંઈક ને કંઈક રૂપાન્તરનો પ્રસાદ આપ્યો હતો. એમનું સાન્નિધ્ય એટલું વિધાયક હતું કે માણસ તટસ્થ રહી જ ના શકે. એનો અંતરગર્ભ હાલી ઊઠ્યા વિના રહે જ નહીં. એક વખત તો એમના સંસ્પર્શની સંજીવની વડે એ અંતર્મુખ બની જાય.

પાંત્રીસ વર્ષના હિમાલયવાસમાં એકનિષ્ઠ અને એકાગ્ર પ્રેમમય આર્જવ વડે એમણે પ્રભુચરણને પોતાના હૃદયસિંહાસન પર ધારણ કરીને રાધાજીનું સ્મરણ કરાવ્યું હતું. મીરતોલાના નાના શા મંદિરમાં રાધાકૃષ્ણનાં મધુર સ્વરૂપો બિરાજમાન છે. એ બન્ને સ્વરૂપો એક બનીને શ્રીકૃષ્ણપ્રેમના હૃદયમાં વાસ કરતાં હતાં. એટલે એઓ એ અમૂર્તનું મૂર્ત સ્વરૂપ લાગતા. એમનું દર્શન નિર્મળ અને સ્વચ્છ હતું. કોઈ પણ પ્રશ્નને કે સમસ્યાને તેઓ એની પૂર્ણતામાં આરપાર જોઈ લેતા. મનુષ્યમાં પડેલા અંશને નહીં, પણ સમગ્રને એ ઓળખી લેતા;

અને એને જ સ્પર્શતા. છતાં પોતાની વાતનો કદી આગ્રહ ન રાખતા. આગ્રહ એક જ વાતનો કરતા કે અનુભૂતિ વિના મેળવેલું કોઈ પણ જ્ઞાન સમજણ બનતું નથી. સમજણ વિના સમર્પણની શક્તિ ઉદય પામતી નથી. અને સમર્પણ વિના અભિનવ આત્મજન્મ થતો નથી.

મૃત્યુ જીવનનું જ બીજું સ્વરૂપ છે. જેની ભીતરમાં અવિનાશીની રમણા હોય એને કાળ પોતાની અનંત લીલા વડે સજે છે. પોતાની અનંતતા અર્પીને એને પોતાનો કરે છે. પછી એમની પાસે અંતકાળનાં તાળાં ઉઘાડવાની કૂંચી આવી જાય છે. ભેદ ઓગળી જાય છે. એકતાનો એકતારો બજી રહે છે. પરસ્પરની ઓળખાણ થઈ જાય છે. નૌકાને પછી એ મહાનાવિક હંકારી જાય છે.

આવા એક જીવનના પરમ મરમી ને સાધક ઈ. સ. ૧૮૯૮ના મે માસની ૧૦મી તારીખે ઇંગ્લંડમાં એક મધ્યમ વર્ગના ખાનદાન અંગ્રેજ કુટુંબમાં જન્મ્યા હતા. એમનું મૂળ નામ રૉનાલ્ડ હેનરી નિકસન. ઇંગ્લંડની પબ્લિક સ્કૂલની એ નીપજ હતા. ત્યાર પછી કેમ્બ્રિજ યુનિવસિટીમાંથી મેન્ટલ અને મોરલ સાયન્સમાં ટ્રાયપોસ લઈને પહેલા વર્ગમાં બી. એ. થયા. પછી એમ. એ. થઈને ત્યાં જ ફેલોશિપ સ્વીકારી. ૧૯૧૮ની એ સાલ. કેમ્બ્રિજમાં હતા એ દરમિયાન પ્રથમ વિશ્વયુદ્ધમાં ઇંગ્લંડના રૉયલ ઍર ફોર્સમાં ભરતી થયા. લેફ્ટનન્ટનું કમિશન મળ્યું. પાયલોટ બન્યા. આ લડાઈમાં એક વખત ઍરોપ્લેનમાં એવો અદ્‌ભુત અનુભવ થયો કે એમને જીવનની નિયામક શક્તિનો મોઢેમોઢ સામનો થઈ ગયો. ભારત વિષે એમના હૃદયમાં ઘણી જિજ્ઞાસા અને ઘણો પ્રેમ. હિંદ આવવાની આકાંક્ષા પણ ઉત્કટ હતી; એટલે લડાઈ પછી જ્યારે લખનૌ યુનિવર્સિટીમાં અંગ્રેજી ભાષાસાહિત્યના પ્રોફેસરની જગ્યા માટે એમની પસંદગી થઈ, ત્યારે એમને ઘણો આનંદ થયો. ૧૯૨૧ના ઑક્ટોબરની આઠમી તારીખે એઓ ભારત આવ્યા.

એઓ ભારત આવ્યા તે પહેલાંના એક અપૂર્વ પ્રસંગની વાત એમને મુખે સાંભળી હતી. એક વખત બ્રિટિશ મ્યુઝિયમમાં તેઓ કેટલાંક ચિત્રો અને શિલ્પની પ્રતિમાઓ જોતા હતા. જોતાં જોતાં એક ધ્યાનસ્થ બુદ્ધની પ્રતિમા આગળ આવતાં બુદ્ધના મુખ પર અપાર કરુણાનો જે નિરુપમ પ્રસાદ હતો તેનાથી એઓ અભિભૂત થઈને આપોઆપ ધ્યાનસ્થ થઈ ગયા. એમના અંતરમાં ઊંડું સંવેદન થયું કે એ બુદ્ધની પ્રતિમાના ચહેરા પર જે કરુણાની હૃદયંગમ ચારુતા અને શાંતિ હતાં તે તો પેલા સર્જક શિલ્પીના અંતરઐશ્વર્યનો પડઘો માત્ર હતો. એટલે મૂળ કરુણા, શાંતિ, ચારુતા અને પ્રીતિની મુદિતા તો શિલ્પીસર્જકના અંતરમાં બિરાજમાન હતાં; એટલે એ જીવનતત્ત્વોની શોધ માનવે પોતાની અંદર કરવાની છે. આમ સત્યની શોધ વિષેનું અંતરપગેરું લઈને એઓ હિંદુસ્તાન આવવા નીકળ્યા.

એ વખતે લખનૌ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ડૉ. જ્ઞાનેન્દ્રનાથ ચક્રવર્તી હતા. યુનિવર્સિટીમાં જુદા જુદા સ્તરના અધ્યાપકોને રહેવા માટે યોગ્ય મકાનો હજી ચણાતાં હતાં. ડૉ. ચક્રવર્તીને એમ થયું કે આ જુવાન અંગ્રેજ છોકરો પોતાના કુટુંબથી વિખૂટો પડીને આવે છે, ત્યારે એને અતડું ન લાગે અને ઓછું ન આવે, માટે એમણે પોતાને ત્યાં જ શરૂઆતમાં થોડો વખત રહેવાની વ્યવસ્થા કરી આપી. પછી જ્યારે અધ્યાપકોનાં મકાનો તૈયાર થયાં ત્યારે પણ એ વિદેશી પ્રોફેસર નિકસને ડૉ. ચક્રવર્તીને પોતાના પિતા અને એમનાં પત્ની શ્રી મોનિકા ચક્રવર્તીને પોતાનાં માતા તરીકે સ્વીકારીને ત્યાં જ કાયમી રહેવાનું પસદ કર્યું. વચ્ચે થોડો સમય ઉનાળાની રજાઓ ગાળવા ઇંગ્લંડ જઈ આવ્યા. ઈ. સ. ૧૯૨૩માં બીજી વખત ઇંગ્લંડથી પાછા ફર્યા પછી એમણે આ દેશને જ પોતાની માતૃભૂમિ સાચા અર્થમાં માનીને કાયમ માટે રહેવાનો નિશ્ચય કર્યો. વખત જતાં ભારતની નાગરિકતા પણ મેળવી લીધી.

૧૯૨૪માં એમણે લખનૌની જગ્યાનું રાજીનામું આપ્યું અને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ઓછા પગારે અંગ્રેજીના અધ્યાપકનું કામ સ્વીકાર્યું. અહીં જ એમણે સંસ્કૃત અને પાલીનો અભ્યાસ પૂર્ણ કર્યો. ૧૯૨૬માં

શ્રી મોનિકા ચક્રવર્તીએ વૃન્દાવનમાં ગૌસ્વામી બાલકૃષ્ણદાસ પાસે વૈશાશ્રય સ્વીકારીને યશોદામા નામ ગ્રહણ કર્યું. ૧૯૨૬માં શ્રીકૃષ્ણપ્રેમે યશોદામાને ગુરુ તરીકે સ્વીકારીને મંત્રદીક્ષા લીધી. ૧૯૨૮માં બન્ને ગુરુશિષ્ય આલ્મોડા આવ્યાં. અને એ જ વરસમાં જાગેશ્વર જતાં મીરતોલામાં એમણે યશોદામા પાસેથી વૈશાશ્રય સ્વીકારીને શ્રીકૃષ્ણ-પ્રેમનો નવો જન્મ લીધો. ૧૯૩૧માં મીરતોલામાં મંદિરની પ્રતિષ્ઠા થઈ અને ત્યાં એમણે કાયમી નિવાસ કર્યો.

શ્રીકૃષ્ણપ્રેમનું જીવન જોતાં એવું લાગે છે કે માણસ માત્ર હકીકતોનો બનેલો નથી. એ સંજોગોવશ અકસ્માત્ જન્મેલું પ્રાણી નથી. પૂર્વ જન્મોનાં સંચિત કર્મોનું ફળ, તેનાં સિદ્ધિ તથા કૃતાર્થતાઓ સાથે લઈને અવતાર પામેલ આત્મા છે. આજે રાષ્ટ્રીયતા, સંસ્કૃતિ અને સભ્યતાની ભયંકર અથડામણો અને જબ્બર ટક્કરો થઈ રહી છે. પરંતુ એ બધાં વચ્ચે એ પણ જોવા મળે છે કે મૂલ્યો અને મહત્તાના ચલિત અને પરિવર્તનશીલ જમાનાથી અસ્પૃશ્ય રહીને, સંહારના આ તાંડવથી જરાય થડકયા વિના, જીવનસત્યની અંતિમ એકતા ભણી જતી વણઝારમાં પોતાનું અર્પણ પૂરનારા કોઈ અખંડ અને અખિલ જીવનના આંતરયાત્રીઓ શ્રદ્ધાની જ્યોતને અજવાળે પોતાનો માર્ગ કરી રહ્યા હોય છે. પોતાની મજલ કાપી રહ્યા હોય છે. આ મરજીવાઓના સંઘમાં રાષ્ટ્ર, જાતિ સંસ્કૃતિ અને ધર્મના ભેદભાવ આપમેળે ઓગળી ગયા હોય છે.

હમણાં થોડા સમય પહેલાં શ્રી દિલીપકુમાર રોયે "યોગી શ્રીકૃષ્ણપ્રેમ" નામનો ગ્રંથ લખીને મુંબઈના ભારતીય વિદ્યાભવન દ્વારા પ્રકાશિત કર્યો છે. એ ગ્રંથમાં શ્રી કૃષ્ણપ્રેમના લગભગ પાંસઠ પત્રો પણ પ્રસિદ્ધ થયા છે. આ પત્રોનો સમય ૧૯૨૭થી લઈને ૧૯૬૫ સુધીનો છે. આ સમગ્ર પત્રોમાં શ્રીકૃષ્ણપ્રેમની આંતરસંપદાનાં સુખદ દર્શન થાય છે. આખા પુસ્તકનું ઝવેરાત આ પત્રમાં એકત્ર થયું છે. આ પત્રોનો સ્વાધ્યાય કરતાં કરતાં ઊંડો આનંદ તો થાય છે જ, પરંતુ આંતરયાત્રા કર્યાની ઊંડી આત્મસંતૃપ્તિ થાય છે. આ પત્રોમાં જીવનનો જીવતો સંભાર ભારોભાર ભર્યાને કારણે અને દરેક વિચાર, પ્રત્યેક ભાવ અને સંવેદનમાં અનુભૂતિનો રણકો હોવાને લીધે એમાં સહજતાનું અમૃત ઊતર્યું છે. એની રમ્યતા, વેધકતા, પ્રવાહિતા અને ગૌરવગંભીરતા એકદમ વરતાઈ આવે છે. પત્રોનું એક વિશિષ્ટ લક્ષણ છે એની જીવનવ્યાપકતા, દર્શનની સમગ્રતા અને પ્રતીતિજનક ભયાનકતા. પ્રત્યેક પ્રગટીકરણ જાણે અંતરનિષ્ઠાની આત્મશ્રી વડે રસાયેલું લાગે છે. એમાંથી શ્રીકૃષ્ણપ્રેમની જીવનસાધનાનું રૂપ પણ મુખરિત થઈ ઊઠે છે.

એમાં પ્રબુદ્ધિની રમણા, પ્રજ્ઞાનું ઓજસ્, ભાવસંવેદનનું ઊંડાણ અને અનુભૂતિના અમૃત વડે પ્રત્યેક શબ્દ રસાયેલો છે. એટલે એમાં માત્ર શબ્દો નથી. શબ્દો દ્વારા આંતરજીવનનું રહસ્ય છતું કરવામાં આવ્યું છે. શબ્દોને જ્યારે એમની મૂળભૂત શક્તિ સમેત, એમના આત્મસૌંદર્યને અખંડ રાખીને અને એમની સુગંધીને જીવતી રાખીને વાપરવામાં આવે છે, ત્યારે એ કેવા ચમત્કાર સિદ્ધ કરે છે તેનો અહીં અનુભવ થાય છે. કેવળ વ્યક્તિમાં વિભૂતિ નથી ભરી. શબ્દમાં પણ વિભૂતિ અંતર્હિત છે. ઘણા શબ્દો અહીં નવું જીવન મેળવે છે, નવો જન્મ ધારણ કરે છે. નવા સંદર્ભમાં પ્રતિષ્ઠિત થાય છે. અહીં એવો અનુભવ થાય છે કે ભાષા તો માધ્યમ છે. સાચો સારથિ હોય, વિધાયક જીવનદ્રષ્ટા હોય અને શબ્દોનો પારખુ સખા હોય તો ગમે તે ભાષામાં જીવનની સમગ્રતાને ધારણ કરીને પ્રગટ કરવાની શક્તિ આવી જાય છે. શબ્દ એનો એ જ પણ કવિના અને મહાકવિના હાથમાં પડીને એ નવો અન્વય અને નવું ઓજસ્ ધારણ કરે છે.

શ્રી અરવિંદ પોતાના દિલીપકુમાર ઉપરના એક પત્રમાં શ્રીકૃષ્ણપ્રેમ વિષે લખતાં એમને પશ્યન્તી વાણીના સાધક કહે છે. પશ્યક શબ્દને જુએ છે. એટલે એમની સમગ્રતાનું કલેવર એમની દૃષ્ટિમાં સમાઈ જાય છે. શબ્દના આત્માનું તેજ એમની દૃષ્ટિમાં ઊતરીને હૃદયમાં વસી જાય છે. શબ્દના સ્વરૂપને એ પામે છે. પશ્યકની દૃષ્ટિએ ચડીને શબ્દ નવજન્મ પામી ધન્ય થાય છે. આવી પશ્યન્તી વાણીની લીલા એમના ગ્રંથોમાં આપણને મળે છે.

શ્રીકૃષ્ણપ્રેમની લાંબી, એકધારી અને એકનિષ્ઠ જીવનસાધનાનો મહત્ત્વનો સમય ઈ. સ. ૧૯૫૦ પછીનો છે. એમનો દેહ પડયો ૧૯૬૫ના નવેમ્બરની ચૌદમી તારીખે. આ સમય દરમિયાન એમના જીવનરૂપાન્તરનાં જે સીમાચિહ્નો રોપાયાં, પરિવર્તનનો જે પરિમલ નીપજ્યો અને અંતરપુરુષના ઓજસે જે અભિનય સ્વરૂપ ધારણ કર્યું એ બધું સત્યની કવિતા સમું અનન્ય છે.

શ્રીકૃષ્ણપ્રેમના ગુરુ શ્રી યશોદામાની સંન્યાસદીક્ષા શ્રી ચૈતન્ય મહાપ્રભુની પરંપરામાં આવે છે. એ જ પરંપરાના શ્રીકૃષ્ણપ્રેમ દીક્ષિત હતા. યશોદામાના સમયમાં મીરતોલાનું સાધનાધામ 'ઉત્તરવૃન્દાવન' કહેવાતું. અહીંનાં મંદિરમાં રાધાકૃષ્ણનાં સ્વરૂપોની પ્રતિષ્ઠા છે. એમની સેવાપૂજા વૃન્દાવનના રાધારમણ ગૌસ્વામીઓના પરંપરાગત વિધિ પ્રમાણે થતી આવતી હતી. યશોદામાના દેહવિલય પછી સાંપ્રદાયિક પરંપરાનો શ્રી કૃષ્ણ-પ્રેમના સાધનાક્રમમાં અંત આવ્યો. વૈષ્ણવધર્મના સંકુચિત સ્વરૂપમાં ક્રાંતિકારક પરિવર્તનો થયાં. શ્રી કૃષ્ણપ્રેમની સાધનાનો એક મુક્ત અંતરપથ પર રહ્યો. એમાંથી સાંપ્રદાયિક સંકુચિતતા હઠી ગઈ. વૈષ્ણવધર્મની સ્થિતિ-ચુસ્તતા ખરી પડી. એને બદલે વિશ્વરૂપ ઉદારતા અને ઉદ્યમતાની પ્રતિષ્ઠા થઈ. અહીં જ શ્રીકૃષ્ણપ્રેમની જીવનસાધના ભારતીય સનાતનતાના પ્રવાહમાં આવી મળી અને એણે જીવનનું નવું પરિમાણ મેળવ્યું. અંતર-પથની સાધના એ કોઈ દેશ, ધર્મ, જાતિ કે સંપ્રદાયની મિલકતમૂડી નથી. અધ્યાત્મ એ સર્વ ધર્મોનું ગોત્ર છે. જિજ્ઞાસાના ઉત્કટ અગ્નિને ધારણ કરનાર પ્રત્યેક અભીપ્સુ માનવ આ જીવનસાધનાનો અધિકારી છે. આમ એમણે માનવની આંતરસંપદાની નવી પ્રતિષ્ઠા કરી અને આપણા આ હડહડતા કળિયુગની ધરતી ઉપર સત્યુગના જીવનનો ઉન્મેષ અને અભિષેક સિદ્ધ કરીને આપણામાં નવો આત્મવિશ્વાસ ને નવી આત્મનિષ્ઠા પૂર્યાં. આવા એક મરમી જીવનયાત્રી આપણી આંખ આગળ આ ધરતી ઉપર જીવનની સમગ્રતા ને એકતાને જીવી ગયો એ આપણે માટે કેટલું મોટું આશ્વાસન અને આનંદ છે!

## THE ONLY HOPE FOR MAN

Modern civilization which is becoming increasingly technological, tends to concentrate on a limited order of truth. It accepts the scientifically verifiable as the only basis for action. Some scientists and technicians who have emerged as the leaders of our age speak of man as a purely mechanical, material being, a creature made up of automatic reflexes. They emphasize the more earthly propensities of men and women. They seem to be blind to the higher sanctity which lives in man. Those who are born in this age feel the loss of faith; they are culturally uprooted; they are traditionless. The only hope for man is a spiritual recovery, the realization that he is an unfinished animal and his goal is the kingdom of God which is latent in him.

(From 'Religion and Culture') **Dr. S. Radhakrishnan**

## ☆ ☆ ☆ ભારતીય સંસ્કૃતિ અને ચલચિત્ર

**લેખક : દિગ્દર્શક શ્રી વિજય ભટ્ટ, પ્રકાશ પિકચર્સ, અંધેરી**

દરેક દેશને, દરેક પ્રજાને, યુગોથી ઊતરી આવેલી પોતાની પરંપરા છે, સંસ્કૃતિ છે. એનાં પૂજનીય સ્ત્રીપુરુષોએ સ્થાપેલી ઉદાત્ત પ્રણાલીએ પ્રજાનું ઘડતર કર્યું છે; જીવનનાં નૈતિક મૂલ્યોનો વિકાસ કર્યો છે; સમાજનાં સુખ અને શાંતિ માટે, બહુજન હિતાય, બહુજન સુખાય, ઉચ્ચ જીવન જીવવાની આ મહાન વિભૂતિઓએ આપણને પ્રેરણા આપી છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, જિસસ, સીતા, સાવિત્રી, સિકંદર, શિવાજી, મોઝિઝ, અશોક, સૉક્રેટિસ, મહમ્મદ, રાણા પ્રતાપ, અકબર, રાણી લક્ષ્મીબાઈ, મીરાં, તુકારામ, ચૈતન્ય, જરથુસ્ત, રામકૃષ્ણ, વિવેકાનંદ, મહાત્મા ગાંધી વગેરે મહામાનવો આપણે માટે અનુકરણીય મહાન આદર્શોનો વારસો મૂકી ગયા છે.

કલા પણ સંસ્કૃતિનું એક અંગ છે. ભારતીય કલાની વિશિષ્ટતા એ છે કે એનું મૂળ ધર્મમાં છે. સંગીતકલાનો ઉદ્‌ગમ ૐકારમાંથી થયો છે. ૐના ત્રણ સૂરોમાંથી આપણને સાત સ્વર મળ્યા છે. સરસ્વતી અને નારદની વીણા, સામગાન, કૃષ્ણની વાંસળી અને ભક્તોનાં ભજનોમાંથી આપણી સંગીતપરંપરા શરૂ થઈ છે. સંગીતને આપણે નાદબ્રહ્મનું પુનિત નામ આપ્યું છે. નૃત્યકળા પણ નટરાજ શંકર અને પાર્વતીના લાસ્યનૃત્યમાંથી ઉદ્‌ભવી છે. મંદિરોમાં દેવદાસી-નૃત્ય અને આજે પણ દક્ષિણ ભારતનાં મંદિરોમાંથી ભારત-નાટયમ્ અને કથકલી નૃત્યનો સમૃદ્ધ વારસો આપણને મળતો રહે છે. શિલ્પકળા પણ આપણાં મંદિરોમાં જ ફૂલીફાલી છે. ઈલોરા, ખજૂરાહો, સાંચી, બેલૂર, હલેબીડ વગેરે મંદિરોનાં શિલ્પ સારાય વિશ્વને આકર્ષે છે. કલારસિકો આ અનુપમ કારીગરી જોઈને સ્તબ્ધ થઈ જાય છે. એના શિલ્પીઓએ પોતાના નામની કે પ્રસિદ્ધિની પરવા કરી નથી; પરંતુ પોતાના હૃદયની ભક્તિ અને ભાવનાની ઊર્મિઓ એમાં કંડારી છે. કેવળ પૈસા માટે જ, એમણે પોતાની કળા વેચી નથી. એટલે જ તો એમાં હૃદયનો રંગ ઊપસી આવ્યો છે; અને એથી જ એ શિલ્પ અજોડ બન્યાં છે. ચિત્રકળા પણ આ શ્રદ્ધા અને ભાવનાનો પરિપાક છે. અજન્ટા અને અન્ય પુરાતન મંદિરોની ચિત્રકળા એથી જ સુંદર અને કમનીય બની છે.

આવો કલાનો આપણો મહાન સાંસ્કૃતિક વારસો જેણે આપણી આદર્શ સમાજ-વ્યવસ્થા અને જીવનનો રસોલ્લાસ આપ્યો છે, તેને આજે આપણે કેટલા વફાદાર રહ્યા છીએ તેનું અન્વેષણ કરવું જરૂરી છે. આપણાં ચલચિત્રોનું ધોરણ ઉત્તરોત્તર કેટલી હીનતામાં સરી પડયું છે? પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં અને પછી તથા દ્વિતીય વિશ્વયુદ્ધ પછી આપણાં નૈતિક મૂલ્યો કેટલાં બદલાઈ ગયાં છે? બીજા વિશ્વયુદ્ધે આપણને 'કાળાં-બજાર'ની ભેટ આપી. કાતિલ મોંઘવારીએ જીવનનિર્વાહની જટિલ સમસ્યા ઊભી કરી. ગુનાખોરી વધી; નીતિ અને શીલને હોડમાં મૂકીને યેન કેન પ્રકારેણ પૈસા કમાઈ લેવાની વૃત્તિ પેદા થઈ; સરકાર તરફથી અનિચ્છ-નીય અને અયોગ્ય પ્રોત્સાહન મળતાં મજૂરવર્ગ માથે ચડી બેઠો. મજૂર નેતાઓએ પોતાના રાજકીય સ્વાર્થ માટે આંદોલનો ઊભાં કર્યાં. કોઈ પણ બહાને હડતાળો પાડીને માલિક અને મજૂરના સંબંધમાં ઝેર રેડયું. ઉત્પાદનક્ષમતા ઘટી. આ બધી ભૂતાવળમાં ઘેરાયેલો માનવી જીવનનો ઉલ્લાસ ખોઈ બેઠો! અશાંતિ અને અજંપો વધ્યાં અને આ અજંપાનું દુ:ખ દાબી દેવા એ સસ્તું મનોરંજન શોધવા લાગ્યો. જેમ નબળા મનનો માણસ દારૂનો નશો કરી, પોતાની મનોવ્યથા ભૂલવા પ્રયત્ન કરે, તેમ આ મૂંઝાયેલા માનવીને કોઈ ઉચ્ચ અને હેતુલક્ષી મનોરંજન ખપતું નથી, પરંતુ એને તો ખપે છે ભાગેડુ મનોરંજન!

જેનો નશો એને અઢી ત્રણ કલાક જીવનની દારુણ અથડામણ ભુલાવી દે!

આ મનોવૃત્તિને લીધે નાટકો અને ચલચિત્રોએ પણ એનો ચીલો બદલ્યો. હૃદયને સ્પર્શ કરે એવું ભાવવાહી મનોરંજન પીરસવાને બદલે, દિમાગને બહેલાવે અને મનની કુત્સિત વૃત્તિઓને ગલગલિયાં કરાવે એવું સસ્તું મનોરંજન આપવાનું શરૂ કર્યું. વળી આજે માત્ર બે વર્ગ રહ્યા છે. એક ધનવાન અને બીજો મજૂર. મધ્યમ વર્ગ તો તદ્દન ભુંસાઈ ગયો છે. એને મહિનાને અંતે બે છેડા મેળવવા મુશ્કેલ થઈ પડયા છે. રૅશન, શિક્ષણખર્ચ, ઘરભાડું, કપડાં અને સમયાનુસાર આવી પડતો લગ્નખર્ચ; આ બધામાંથી એને મનોરંજન માટે ખર્ચ કરવા પૈસા બચતા નથી! પહેલાં મધ્યમ વર્ગનો માનવી કુટુંબ સાથે મહિનામાં બે ચિત્ર જોતો. આજે બે મહિનામાં એ સહકુટુંબ ચિત્ર જોઈ શકે છે? મધ્યમવર્ગનું શિક્ષણધોરણ સારું હોવાથી એ સારાં ચિત્રો સમજી શકતો, પચાવી શકતો અને એથી ચિત્રનિર્માતાને એમાં કમાણી થતી. આજે મજૂરવર્ગ મધ્યમ વર્ગ કરતાં વધારે સમૃદ્ધ છે. નાની ઓરડીમાં કુટુંબના બધા સભ્યો રહે. બધા કમાય, શિક્ષણનું ખર્ચ નહીં. લગ્નપ્રસંગના મોટા ખર્ચા અને વ્યવહાર નહીં! એટલે સિનેમા જોવા માટે આ વર્ગ પાસે પૈસા બચી શકે છે. એટલે આ વર્ગ મહિને નહીં પણ અઠવાડિયે એક કે બે ચિત્ર જુએ છે. આ વર્ગ અશિક્ષિત હોવાથી, એને ગંભીર હેતુપ્રધાન ચિત્ર રીઝવી નથી શકતું. એને જલદી દિમાગમાં બેસી જાય, કંઈ વિચાર ન કરવો પડે અને મજા આવે એવું ચલચિત્ર ખપે છે. ધનવાન વર્ગ બહુધા વિદેશી ચિત્રો જુએ છે અથવા કલબ અને પાર્ટીઓમાં એને મનોરંજન મળી રહે છે. હિન્દી ચિત્ર જોતા આ વર્ગની સંખ્યા ઘણી નાની છે; એટલે સરવાળે તો નિર્માતાને બહુસંખ્યક અશિક્ષિત પ્રેક્ષકોની રુચિને અનુરૂપ થવું પડે છે. તેમાં પણ પાશ્ચાત્ય સંસ્કૃતિના આંધળા અનુકરણથી સમાજનો નૈતિક હ્રાસ થઈ રહ્યો છે! ભારત સ્વતંત્ર થયું તે પહેલાં આપણે આટલા વિદેશી રંગે રંગાયેલા ન હતા. આઝાદી પછી તો ભારતની અસ્મિતા અને સંસ્કૃતિનો ઉત્કર્ષ થવાને બદલે એનું પતન થતું ચાલ્યું છે. અડધું અંગ ઉઘાડું દેખાય એવાં છોકરીઓનાં મીનીસ્કર્ટ, બૅકલેસ ચોળી, યૌવનનું પ્રદર્શન કરતા તંગ પહેરવેશ, ટ્વીસ્ટ અને શેક ડાન્સ, હોટલનાં કૅબરે નૃત્યો વગેરેની આંધી ચઢી છે! આપણો સમાજ એમાં ભાન ભૂલીને તણાતો જાય છે. ચલચિત્ર નિર્માતા કહે છે કે અમે તો સમાજનું પ્રતિબિંબ રજૂ કરીએ છીએ; પરંતુ પ્રશ્ન એ છે કે ચલચિત્રમાંથી સમાજ આ શીખે છે કે સમાજ પાસેથી નિર્માતા આ બધું શીખે છે? બન્ને પ્રશ્નોનો સાચો ઉત્તર કોઈ આપતું નથી, આપી શકે તેમ નથી.

આજે સેક્સ–અપીલને નામે શૃંગાર નહીં, ભ્રષ્ટતા અને બીભત્સતાનું પ્રદર્શન થાય છે. શૃંગાર રસ એ આપણા ભરતમુનિએ વર્ણવેલા નવ રસોમાં પ્રધાન રસ છે. સંસ્કૃત નાટકોમાં કાલિદાસ, ભવભૂતિ, ભારવિ ઇત્યાદિ નાટ્યકારોએ શૃંગાર ભારોભાર આપ્યો છે; પણ એ શૃંગાર સાત્ત્વિક શૃંગાર હતો. એમાં પ્રેક્ષકોની હીનવૃત્તિ પોષવાનો બીભત્સ શૃંગાર ન હતો. હું માનું છું કે નારીનું જે સૌન્દર્ય, લાજ શરમ અને મર્યાદામાં છે તે ખુલ્લી કે અર્ધ નગ્નતામાં નથી. આપણી સામે કોઈ નગ્ન સ્ત્રીને ઊભી કરવામાં આવે, તો આપણને એ જોઈને ધૃણા ઉત્પન્ન થાય છે; એમાંથી શૃંગારની નિષ્પત્તિ થતી નથી; પરંતુ એક લાજ-શરમથી સંકોચ કરતી સ્ત્રીનું આછા ઘૂંઘટમાંથી દેખાતું સુંદર મુખ વધારે કુતૂહલ ઊભું કરે છે. તેના શૃંગારમાં વધારે આકર્ષણશકિત છે.

ભારતીય સંગીતમાં આટલી બધી સરળતા હોવા છતાં, આપણે પાશ્ચાત્ય સંગીત પાછળ દોડીએ છીએ! આજે પશ્ચિમના કલાકારો ભારતીય સંગીતથી આકર્ષાઈને એમાં રસ લેવા લાગ્યા છે. આપણી સંગીતપદ્ધતિ એક વ્યવસ્થિત શાસ્ત્ર છે. રાગરાગિણીના ચોક્કસ નિયમો છે. દરેક રાગનો ગાવાનો સમય છે; ઋતુ છે. આવી વ્યવસ્થા જગતના કોઈ સંગીતમાં નથી. આપણા રાગોથી જે એને અનુરૂપ વાતાવરણ ઊભું થાય છે તે અદ્‌ભુત છે. દીપકથી દીપક પ્રગટવાની, મલ્હારથી વરસાદ વરસવાની વાત ખોટી નથી. સંગીતમાં હૃદયને સ્પર્શવાની, રોગ મટાડવાની, અને એનાં આંદોલનોથી વાતાવરણ પર અસર કરવાની શક્તિને વિજ્ઞાન પણ

સ્વીકારે છે: પણ આ બધાં માટે સાધના જરૂરી છે; જે આપણા ભારતીય સંગીતકારોએ જીવનભર કરી હતી. આપણા શાસ્ત્રીય સંગીતને લોકભોગ્ય શૈલીમાં રજૂ કર્યું હોય, આપણાં લોકગીતોને એના યથાર્થ સ્વરૂપમાં પ્રસ્તુત કર્યાં હોય, તો તે કોઈ પણ માનવ-હૃદયને ડોલાવે છે. આટલી બધી કલાસમૃદ્ધિ આપણી પાસે હોવા છતાં, આપણે વિદેશી સંગીતના નિરર્થક રાગડા અને બૂમબરાડામાંથી રસ શોધવા જઈએ છીએ, એ આપણે માટે શરમની વાત છે.

હજારો વર્ષ પૂર્વે ભરતમુનિએ લખેલા નાટ્યશાસ્ત્રમાં નવ રસ, નાયક–નાયિકાભેદ, મુદ્રાઓ, ભાવભંગી, વેશભૂષા, પ્રસાધન, નાટ્યતત્ત્વ ઇત્યાદિ અનેક સામગ્રી પર વિશદ અને રસિક વિવરણ થયું છે. આપણી પ્રેમની પરિભાષા પણ જુદી છે; ત્યારે આપણે વિદેશી પદ્ધતિ અપનાવી અરસિક અને શુષ્ક પ્રયાણ-લીલામાં જ રાચીએ છીએ!

બીજા વિશ્વયુદ્ધ પહેલાં ધ્યેયપૂર્ણકથા, આદર્શ જીવનચરિત્રો, સમાજના સળગતા પ્રશ્નો, આર્યનારીના ઉજ્જવલ આદર્શો, માતા, પિતા, ભાઈ, પત્ની, ગુરુ, મિત્ર પ્રત્યેની પવિત્ર ફરજ, ભક્તો અને સંતો, વીરો અને દેશભક્તો–આ બધા વિષયો પર ચલચિત્રો બનતાં અને સફળ થતાં; પરંતુ આજે પ્રેમલાપ્રેમલીનાં ટાહેલાં, અર્થહીન હાસ્ય, બીભત્સ શૃંગાર, કવિતાને નામે નિરર્થક જોડકણાં અને કર્કશ સંગીતથી આપણાં ચલચિત્રો ભરપૂર છે. એમાં કથા ક્યાંય દેખાતી નથી; ધ્યેય શોધ્યું જડતું નથી; અભિનયની સચ્ચાઈ નથી અને ભારતીય સંસ્કૃતિની ઝલક પણ નથી. માનવ-મનને નિર્મળ આનંદ આપે, એની હૃદયતંત્રીના તાર ઝણઝણાવે, એના જીવનને કોઈ પ્રેરણા આપે, એવી કોઈ સામગ્રી આજનાં ચલચિત્રોમાં દેખાતી નથી. દલીલ એવી કરવામાં આવે છે કે "ભારતીય સંસ્કૃતિની વાત જુનવાણી છે, આજે જમાનો બદલાયો છે." આ દલીલ ટકી શકે તેવી નથી. જમાનો બદલાયો એટલે શું જીવનનાં નૈતિક મૂલ્યો બદલાઈ ગયાં? વિશ્વનાં સનાતન સત્યો નાશ પામી ગયાં? અનીતિ અને અધર્મના માર્ગ પર ચાલવાનો આપણને પરવાનો મળી ગયો? ચલચિત્રમાં મનોરંજન જરૂરી છે; પણ તે સ્વસ્થ હોવું જોઈએ; પછી ભલે તે રોમાન્સ હોય, ટ્રેજેડી હોય. કે કૉમેડી હોય. દુ:ખાંત નાટક "રોમિયો-જુલિયેટ" આજે પણ દીર્ઘકાળથી જનહૃદયને સ્પર્શે છે; કારણ કે એમાં મનોરંજનનો અખંડ સ્રોત વહ્યા કરે છે. આપણી આ બધી દલીલો શિષ્ટ લોકરંજન લોકભોગ્ય બનાવવામાં જે મહાન શક્તિ અને બુદ્ધિની જરૂર છે તેની ખામી ઢાંકવા માટે છે. આપણે ટૂંકો માર્ગ (Short cut) અપનાવીએ છીએ. જે રીતે આજે આપણાં ચલચિત્રોમાં ભારતીય સંસ્કૃતિનો લોપ થઈ રહ્યો છે અને જે રીતે આપણાં બાળકો અને યુવાનો એના રંગે રંગાતાં જાય છે, તે રીતે આપણી ભાવિ પેઢીનું ઘડતર કેટલું નિર્બળ અને કલુષિત હશે એનો વિચાર કરતાં ધ્રુજારી છૂટે છે!

## ☆ ☆ ☆ સમન્વયની મહાસંસ્કૃતિ

**લેખક : શ્રી અમૃત વસંત પંડ્યા, પુરાતત્ત્વ વિભાગ, વલ્લભવિદ્યાનગર**

[નોંધ : આ લેખમાંની હકીકતોનો મુખ્ય આધાર હાલમાં ભારત સરકારની ગ્રાંટ હેઠળ સરદાર વલ્લભભાઈ યુનિવર્સિટીએ પ્રગટ કરેલ અંગ્રેજી ગ્રંથ 'લૉસ્ટ સરસ્વતી' છે; જે દેશના વિદ્વત્વર્ગમાં ખૂબ વખણાઈ રહ્યો છે. એમાં રાજકીય નહિ, પણ સામાન્ય માનવી અને લોકસમાજનો વિશ્વઇતિહાસ અને તેની ભૂમિ વચ્ચે પ્રાચીન ભારતનો ઇતિહાસ નવાં વૈજ્ઞાનિક તથ્યોને આધારે રજૂ કરવામાં આવ્યો છે.]

કાળના કઠણ ખડકોની ટક્કર ઝીલતી ઝીલતી, ઈતિહાસના પ્રવાહમાં જે થોડીક સાંસ્કૃતિક-ધાર્મિક પરંપરાઓ (મહાસંસ્કૃતિઓ) અત્યારપર્યંત જીવંત રહી છે, તે હકીકત એમનામાં અંતર્હિત આંતરશક્તિ બળવાન હોવાનું સૂચન કરે છે. એવી બે મૂળભૂત પરંપરાઓ છે : સેમાઈટ અને આર્ય. પહેલીમાં ઈજિપ્શિયન (મિસ્રી), બેબિલોનિયન (દક્ષિણ ઈરાકી), આસીરિયન એટલે અસુર (ઉત્તર ઈરાકી), યાહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મોનો સમાવેશ થાય છે. બીજીના કલેવરમાં ખત્તી એટલે હિટાઈટ (એશિયા માઇનોર), ગ્રીક, ઈરાની, રોમન, સ્લાવનિક (પ્રાચીન પૂર્વ યુરોપ), ટયુટોનિક (ઉત્તર યુરોપ), સેલ્ટિક (પશ્ચિમ યુરોપ), ઇત્યાદિ છે. ભારત અને પૂર્વ એશિયાની બ્રાહ્મણ (પૌરાણિક અને વૈદિક એટલે આગમ અને નિગમ), શ્રમણ (જૈન અને બૌદ્ધ), સંત (ખાલસા એટલે શીખ; શૈવ, શાક્ત અને વૈષ્ણવનાં મધ્યકાલીન જ્ઞાન તથા ભક્તિપ્રવાહો) પરંપરા તે આ બંનેના સમન્વયમાંથી વિકાસ પામેલી માનવ – ઈતિહાસની ત્રીજી જીવંત સાંસ્કૃતિક-ધાર્મિક પરંપરા છે. આમાંથી પૌરાણિક તે વેદકાળ પૂર્વની ભારતીય સંસ્થા છે. એનો પાયો મુખ્યત્વે ગોપૂજા, કર્મસિદ્ધાંત, આવાગમન, અહિંસા, યમલોકની માન્યતા, ઇ૦, પર ઊભો છે ને આ બધાં તત્ત્વો મૂળ ઇજિપ્તના ધર્મનાં છે. એમાં ભારતનું કે આર્યત્વનું પોતાનું ઘણું જ ઓછું છે. તેવી જ રીતે વૈદિક સંસ્થાના પૌરાણિકથી જુદા પડતાં યજ્ઞયાગો, વૈદિક મંત્રોની રચનાશૈલી, વૈદિક યજ્ઞવિધિ, વૈદિક પુરોહિતોના પ્રકારો, ઇ૦, એ બધાં બેબિલોનિયન તત્ત્વો છે. મુખ્ય વૈદિક દેવો વરુણ અને ઇન્દ્ર એ બંનેનું વ્યક્તિત્વ બેબીલોનિયન પ્રકારનું છે. હિંદુ ધર્મનું ચાતુર્વર્ણ્ય કે જેને કારણે પાશ્ચાત્યાદિ લોકો આપણને વખોડે છે, તે પણ ઇજિપ્શિયન-બેબીલોનિયન મૂળનું છે. આ પ્રમાણે ભારતીય સંસ્કૃતિમાં સેમાઈટ તત્ત્વો વધારે છે. શિવ અને શક્તિનાં તત્ત્વો એ પૂર્વ એશિયાનાં છે. સેમાઈટ તત્ત્વોની આયાત તે વૈદિક સભ્યતાની સાથે વિરમી નથી. મધ્યકાલીન ભક્તિપ્રવાહ પર ઇસ્લામના તસવ્વુફ (સૂફીવાદ : સૂફીઝમ)ની અસર એક જાણીતી હકીકત છે. ત્યારે ભારતીય સંસ્કૃતિમાં આર્યત્વનું શું છે? એ મુખ્યત્વે એની અત્યંત શક્તિશાળી અને સુવિકસિત ભાષા છે. સંસ્કૃત એ પૌરાણિક-વૈદિક સંસ્થાઓનું વાહન હતું અને છે; પ્રાકૃત (અર્ધમાગધી અને પાલી) જૈન અને બૌદ્ધ મતોનું; અને મુખ્યત્વે તમિળ, બંગાળી તથા વ્રજભાષા એ મધ્યકાલીન ભક્તિપ્રવાહનાં. પ્રાગૈતિહાસિક કાળથી જ આર્ય ભાષાઓ માનવ-ઈતિહાસમાં સૌથી વધુ ઉન્નત અને વિકસિત મળી આવે છે. અદ્યતન ભાષાકીય સંશોધનની હકીકતો પ્રમાણે અમેરિકા ખંડોમાં લગભગ પંદર હજાર વર્ષ પૂર્વે જે આદિ અમેરિકન ભાષા (અમેરિકન પ્રોટો લેંગ્વેજ) બોલાતી તેના કલેવરમાં સ્પષ્ટ આર્યતત્ત્વો નજરે પડે છે; અને આજે પણ જગતમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની સાથે સાથે આર્ય ભાષાઓ (અંગ્રેજી, સ્પૅનિશ, ફ્રેન્ચ અને રશિયન)નું આધિપત્ય વધી રહ્યું છે.

ઉપર જણાવેલી બંને પરંપરાઓનું ભારતીય સંસ્કૃતિરૂપે જે સમન્વય થવા પામ્યું છે તેનો મુખ્ય સાર છે મૂળ ઇજિપ્શિયન એવી અહિંસાનો ઉત્તરોત્તર વિકાસ. બીજી એક્કે સંસ્કૃતિમાં અહિંસા પાયારૂપ બની શકી નથી. ભારતીય સમાજના સામાજિક સ્તરીકરણનો પાયો પણ અહિંસા છે. જે બીજાઓના જીવનનો વિનાશ પોતાની જીવનચર્યાના હેતુસર ન કરે તેણે ભારતીય સમાજમાં સપાટીની સ્થિતિ પ્રાપ્ત કરી. જે પ્રાણીહત્યા

કરે, પણ તેમાં ગાય તથા સૂવરનો અપવાદ રાખે તે બીજા થરમાં આવ્યા. જે ગાય ખાય પણ સુવર અપવાદ રાખે તે ત્રીજા થરમાં ગણાયા. જે સૂવર પણ ખાય તે ચોથા થરમાં મુકાયા. અને જે મરેલા પ્રાણીનું માંસ ખાઈ શકે તે પાંચમા થરમાં રહ્યા. નીચેથી ઉપર જવા માટે અહિંસાનાં આ ચાર પગથિયાં ચડવાનાં હોય છે. આપણે ત્યાં ચાંડાલમાંથી બ્રાહ્મણ થયેલા ઋષિઓના દાખલા મોજૂદ છે. ઉત્તર પ્રદેશનાં મુસ્લિમ ખાનદાનોનો એક વર્ગ છે કે જેમાં ઈંડાં પણ લઈ શકાતાં નથી, દા. ત. રફી અહમદ કીદવાઈનું કુટુંબ. આ વર્ગ બ્રાહ્મણો સાથે વહેવાર ધરાવતો હોય છે. બંગાળનું ટાગોર કુટુંબ નિકટ મુસ્લિમ સંપર્કને લઈ 'પીરઅલી બ્રાહ્મણ' કહેવાય છે.

ભારતીય સંસ્કૃતિના ઘડતરમાં જેનો સૌથી મોટો ફાળો રહેતો આવ્યો છે તે સેમાઈટ (સેમેટીક) સંસ્કૃતિનો આજનો મુખ્ય પ્રતિનિધિ તે આરબ નાગરિક છે. આરબ એટલે અરબી ભાષા બોલનાર જનસમુદાય, જે ઈરાન અને એટલાંટિક વચ્ચેના વિશાળ વિસ્તારમાં ટર્કીને બાદ કરતાં આખા પશ્ચિમ એશિયા અને ઉત્તર આફ્રિકામાં પ્રસરેલો છે. પૌરાણિક સંસ્થાનાં મૂળભૂત તત્ત્વો ઈજિપ્શિયનો પાસેથી ભારતીય સંસ્કૃતિને પ્રાપ્ત થયેલાં; વૈદિક સંસ્થાનાં તત્ત્વો બેબીલોનિયન-આસીરિયનો પાસેથી અહીં આવેલાં. સાતમા સૈકામાં આરંભ થયેલો ઈસ્લામનો પ્રભાવ તે આરબ અને ભારતીય લોકો વચ્ચેની સાંસ્કૃતિક કડીઓના ઈતિહાસનું ત્રીજું પ્રકરણ હતું. કચ્છ-સૌરાષ્ટ્રના જાડેજા (સિંધના એક જામ 'જાડા'ના વંશજો હોવાથી તેઓ 'જાડે-જા' એટલે 'જાડા-ના' કહેવાયા) રજપૂતો (કચ્છ, જામનગર, રાજકોટ, ગોંડળ, ધ્રોળ, મોરબી, માળિયા, ઈ.) અસલમાં આરંભકાળના આરબો હોવાને લગતી એક માન્યતા છે, જેઓ હિંદુ થઈ અફઘાનિસ્તાન અને સિંધમાં રાજ્ય કરતા કરતા કચ્છ-સૌરાષ્ટ્રમાં આવી વસ્યા. એમની ચારણી તવારીખ પણ એમનું વતન અરબસ્તાનમાં રહ્યું હોવાની સ્પષ્ટ હકીકત રજૂ કરે છે. એમના કેટલાક ખાસ રિવાજો પણ આને ટેકો આપે છે. મેવાડના સિસોદિયા કુળ સાથે તેમનો પહેલવહેલો લગ્નસંબંધ પાછલી પેઢીમાં સ્થપાતાં તે જનોઈ ધારણ કરીને પદ્ધતિસરના ક્ષત્રિયવર્ણમાં દાખલ થયા.

માનવ ઈતિહાસની ત્રણ મહાસંસ્કૃતિઓ કે જેમાંની એક (ભારતીય) તે બીજી બેના સમન્વયની છે, એ હકીકતની આપણે નોંધ લીધી. માનવજીવનમાં અર્થકારણ (ખોરાક અને અંગરક્ષણ વડે જીવનના અસ્તિત્વને ટકાવી રાખવા માટેનાં સાધનો–સગવડોની પ્રાપ્તિ)નું ધ્યેય તે સંસ્કૃતિ (જીવનની બિન-આર્થિક પ્રવૃત્તિઓ જેવી કે કળા-સાહિત્ય સાધના, સેવા, ઉપાસના, ઈ.)ને પોષણ આપવાનું સંસ્કૃતિનું ધ્યેય એ ધર્મ (ધર્મવૃત્તિ માનવપ્રવૃત્તિનું કુદરતી તત્ત્વ છે), અને ધર્મનું ધ્યેય એ જીવ અને બ્રહ્મના એકીકરણ વડે પ્રાપ્ત મોક્ષ છે. આર્થિક સંજોગોને અનુસરીને આ માનવવિકાસ ઓછોવત્તો બધી મહાસંસ્કૃતિઓમાં દેશકાળ પ્રમાણે ચાલતો આવ્યો છે. વિશ્વ એ મનુષ્ય અને મનુષ્યેતર તત્ત્વો વડે રચાયેલું છે એનું ભાન આદમજાતને એના પ્રારંભકાળથી છે. સંસ્કૃતિનો આર્થિક પાયો જ્યારે વન્ય-જીવન (શિકારી અને કંદમૂળસંગ્રાહક જીવન) પર હતો ત્યારે માનવસમુદાયોના ધર્મમાં જડ-ચેતન કે ચરાચરના ભેદ વગર મુખ્યત્વે આર્થિક પ્રવૃત્તિઓમાં નડે કે સહાયક બને એવાં ધોરણનાં અનેકાનેક દેવો (બહુદેવવાદ) હતા. ધર્મવિજ્ઞાનમાં ધર્મવિકાસની આ 'એનીમિસ્ટિક ભૂમિકા' કહેવાય છે. એમાં માનવીને અર્થોપાર્જનમાંથી ઈતર ચિંતન કે સાધના માટે બહુ ઓછો અવકાશ મળે છે. ઈ. સ. પૂર્વે ૮૦૦૦થી અર્થોપાર્જન માટેનાં સાધનો તે પશુપાલન, ખેતી, ઈ., જેમ વધુ ને વધુ કાર્યક્ષમ ઉપાયો શોધાતા ગયા અને તેમ થતાં જેમ જેમ જ્યાં જ્યાં માનવસમુદાયોને ઈતર ચિંતન અને સાધના માટે વધુ ને વધુ અવકાશ મળવા લાગ્યો, તેમ તેમ ત્યાં ધર્મનો વિકાસ સંસ્કૃતિના વાહન વડે અદ્વૈતવાદ તરફ અધિકાધિક પ્રગતિ કરતો ચાલ્યો છે. કૃષિ-ભૂમિકાએ ભટકતો માનવી ભૂમિ સાથે બંધાયો. ગામડાં ઊભાં થયાં અને વન્ય–જીવનના ખડક, ડુંગર, પ્રાણી, વૃક્ષાદિના અનેકાનેક દેવોનું સ્થાન ખેતી માટે ઉપયોગી તત્ત્વો જેવાં કે પૃથ્વી, આકાશ, સૂર્ય, વાયુ, મેઘ, વર્ષા, જળ, ઈ.ના ઓછી સંખ્યા ધરાવતા નવા દેવો લેવા લાગ્યા (દા. ત. બેબીલોનિયન અને વૈદિક ધર્મો). આગળ જતાં ઈ. સ. પૂર્વે ૩૫૦૦થી ગામડાં

નાની નદીઓને કાંઠેથી નાઈલ, યુફ્રેટીસ, સિંધુ, ગંગા, હોઆંગહો, ઇ. મહાનદીઓને કાંઠે આવતાં ઉત્પાદન વધતાં નાગરિક ભૂમિકા વિકાસ પામી. નગરો ઊભાં થવા લાગ્યાં. દરેક નગરનો એક્કેકો નવો દેવ ઊભો થવા લાગ્યો. કૃષિભૂમિકાના નિસર્ગાદિ દેવો ચાલુ હતા જ. એક નગર બીજા નગર પર વિજય મેળવે એટલે વિજયી નગરદેવ એ નગરરાજ્યનો સર્વોપરી દેવ બને, અને આ રીતે ધર્મે અદ્વૈત તરફ વધુ ને વધુ પગલાં માંડયાં. પૂર્વ એશિયાના વન્યભૂમિકાના સાગરકાંઠાના મત્સ્યાહારીઓનો સાગરદેવ મગરમચ્છ રૂપે પૂજાતો. આ દેવ ભારતના પૌરાણિક ધર્મમાં વરુણદેવ રૂપે પ્રવેશ પામ્યો. એ જ દેવ 'ઇઆ'ના નામે બેબીલોનિયા પહોંચી, ત્યાંના સર્વ પ્રથમ નગર ઇરીદુનો દેવ બન્યો. સેમાઈટ નગરસંસ્કૃતિમાં આ ઇઆદેવ ધીમે ધીમે સર્વોપરી બનવા લાગ્યો. પડોશની પરાજિત પ્રજાના સર્વોપરી દેવને ઇઆનો પુત્ર ઠેરવવામાં આવતો. આસીરિયનો, યુદ્ધદેવ અસ્સુર, આર્યભાષી એશિયા માઇનોરના ખત્તીઓનો પર્જન્યદેવ તેશુપ અને યહૂદીઓનો ચંદ્રદેવ તે જેહોવા આ રીતે ઇઆના પુત્રો રૂપે આ પ્રજાઓના સર્વોપરી દેવો બન્યા હતા. આસીરિયનો વડે પરાજય પામેલા હોવાથી આર્યભાષી જરથોસ્ત્રી ઈરાનીઓનો સર્વોપરી દેવ અહુરમઝ્દ ('મહાન અસુર') તે અસ્સુરની ઈરાની આવૃત્તિરૂપે જ છે. બંનેનાં પ્રતીકો પણ સરખાં છે. હવે મધ્ય પૂર્વના ધાર્મિક ઇતિહાસમાં અસ્સુર, તેશુપ, જેહોવા અને અહુરમઝદના એકીકરણ વડે એક સર્વોપરી (એકેશ્વર) દેવનો વિકાસ બાકી હતો.

ભારતીય મહાસંસ્કૃતિ એ સમન્વયની સંસ્કૃતિ છે. સમન્વયની સંસ્કૃતિમાં પૂર્વકાલીન તથા આગંતુક પ્રજાઓની પરંપરાઓને જાળવી રાખવામાં આવે છે. આવી પ્રક્રિયામાં ધર્મનો વિકાસ કંઈક અટપટી રીતે પણ ચાલતો હોય છે. નવી પ્રવેશતી ઊતરતી સંસ્કૃતિના સંખ્યાબળ અગર બીજી શક્તિ વડે અગાઉની ચડિયાતી સંસ્કૃતિ આવા સમન્વયમાં કોઈક વાર નીચલી કક્ષાએ પણ મૂકાતાં ધર્મના અદ્વૈતલક્ષી વિકાસને એકાદ ડગલું પીછે હઠ કરવાનું પણ આવે છે. ભારતીય ધર્મના પાયામાં પૂર્વ એશિયાની ઉપરોક્ત સાગરસંસ્કૃતિ ધરાવતી પ્રજાના જળચર, વનેચર અને વૃક્ષાદિ દેવોનો સ્તર આવેલ છે. આ ઑસ્ટ્રિકભાષી લોકો હાલના ખાસી, નીકોબારી, સંતાલ, મુંડા, શબર, ઇ. ના વડવા હતા. આ સ્તરના દેવોને પાછળથી આવેલી આર્યભાષી પૌરાણિક સંસ્કૃતિએ પોતાની મૂર્તિકળામાં પોતાના દેવોનાં વાહનો તરીકે જાળવી રાખ્યાં છે. ત્યાર પછીની સંસ્કૃતિએ પોતાના મુખ્ય દેવો (ત્રિદેવાયતન, શક્તિ, સૂર્ય, ઇ.)નાં મંદિરોમાં અગાઉના દેવો (ઇન્દ્ર, યમ, અગ્નિ, વાયુ, ઇ.)ને તેમનાં વાહનોરૂપે એમનાથી પણ અગાઉની સંસ્કૃતિના દેવો સાથે દિગ્પાલો તરીકે જાળવી રાખ્યા છે. આ, પાયાની ઑસ્ટ્રિક (નિષાદ) સંસ્કૃતિના બે પ્રકાર હતા; સાગરકાંઠો અને ટાપુઓની કે જેના દેવો સાગર અને જળચરો સાથે સંબંધિત હતા, અને, આંતપ્રદેશિક કે જેમાં સમાજતંત્ર સ્ત્રીપ્રધાન (ત્રિયા રાજ્ય) હોવાથી મુખ્યત્વે દેવીઓ પૂજાતી હતી અને તેમાં એક સર્વોપરી દેવી વિકાસ પામી રહી હતી જે આગળ જતાં મહાશક્તિ દુર્ગાના રૂપને પ્રાપ્ત થયેલી. ઑસ્ટ્રિક સંસ્કૃતિ પ્રશાંત મહાસાગર અને અગ્નિએશિયામાંથી ઇ. પૂ. આશરે ૬૦૦૦માં આસામ અને બંગાળના અખાતને માર્ગે પૂર્વ તરફથી ભારતમાં પ્રવેશી હતી. વિદ્વાનો એને 'નિષાદ સંસ્કૃતિ' પણ કહે છે. બીજી આર્યેતર સંસ્કૃતિ તે મંગોલિયન ચહેરાવાળા તિબેટી-બર્મન ભાષી લોકોની 'કિરાત–સંસ્કૃતિ' હતી, જે ઉત્તર એશિયા તરફથી તિબેટ અને હિમાલયની ખીણોમાં આવીને સ્થપાઈ હતી. આ પ્રજામાં યોગનો વિકાસ થતો હતો અને એમના ત્રણ આંખો ધરાવતા પાર્વત્ય દેવોમાં શંકર (કૈલાસપતિ) સર્વોપરી બનતા જતા હતા. ત્રીજી સંસ્કૃતિ તે ઈ. પૂ. ૪૦૦૦ની પણ પહેલાંથી દક્ષિણ ભારતમાં વિકાસ પામતી દ્રવિડ સંસ્કૃતિ હતી. જેમાં પર્વતદેવ મુરુગન સર્વોપરી દેવ તરીકે વિકાસ પામી રહ્યો હતો. આ રીતે આખા ભારતમાં તેના સાંસ્કૃતિક પ્રવાહો અદ્વૈત તરફ પ્રગતિ કરી રહ્યા હતા.

પ્રશાંત મહાસાગર તરફથી પ્રવેશેલી નિષાદ સાગરસંસ્કૃતિનો એક સર્વોપરી સાગરદેવ વરુણ કેવી રીતે પુરાતન મધ્યપૂર્વની સેમાઈટ મહાસંસ્કૃતિમાં પ્રવેશીને 'ઇઆ'રૂપે સર્વોપરી દેવ બનતો જતો હતો એ વાત કહેવાઈ ગઈ છે. આને લીધે પૂર્વની નિષાદ–સંસ્કૃતિમાં એક બીજો દેવ સર્વોપરી બનવા લાગ્યો હતો. આ દેવ તે

મહાસાગરમાં શેષનાગ (મૂળત: પ્રશાંત વિસ્તારમાં પૂજાતો વિશ્વરૂપ મહાનાગ)ની શય્યા પર સૂતેલો શંખધારી (શંખ એ સાગરનું ઉત્પાદન છે) ને શ્યામવર્ણ (નિષાદ લોકો શ્યામવર્ણ હોય છે) નારાયણ, જે આગળ જતાં ભારતીય સંસ્કૃતિનો સૌથી વધુ મહત્ત્વપૂર્ણ દેવ બનવા સર્જાયો હતો. આજે પણ સત્યનારાયણરૂપે તેની ઘેર ઘેર પૂજા થાય છે.

નિષાદ–સંસ્કૃતિ પછી ભારતમાં ઈ. પૂ. આશરે ૪૦૦૦માં પશ્ચિમોત્તર તરફથી વેદો પહેલાંની પૌરાણિક આર્યસંસ્કૃતિ પ્રવેશીને પ્રસરવા લાગી ને પરિણામે એની તથા નિષાદ સંસ્કૃતિ વચ્ચે સમન્વય સધાવા લાગ્યો. બંગ, અંગ (બિહાર), કલિંગ (ઓરિસ્સા), કોશલ (અવધ), ઇ. પ્રદેશનામો તે આ નિષાદ ભાષાનાં છે. 'ગંગા' પણ નિષાદ–ભાષાનું નામ છે. નિષાદ–સંસ્કૃતિનો આર્થિક આધાર તે ચોખા, કપાસ, અને શેરડીની ખેતી, તથા મચ્છીમારી હતો. પૌરાણિક આર્યોમાં 'વિશ્વકર્મન્'રૂપે એક દેવ સર્વોપરી થવા લાગ્યો હતો. એનાં બીજાં નામો તે 'પ્રજાપતિ' અને 'બ્રહ્મા'. પણ નારાયણ સમક્ષ હવે બ્રહ્મા ક્ષીણ થવા લાગ્યો અને પૌરાણિક આર્યોએ સર્વોપરી દેવ તરીકે નારાયણને ગ્રહણ કર્યા અને સમન્વયની આ પ્રક્રિયામાં બ્રહ્માને નારાયણના નાભિ-કમળ પર બેસાડી દેવામાં આવ્યા. એ જ ગાળામાં પૌરાણિક આર્યસંસ્કૃતિના મધ્યપૂર્વ સાથેના નિકટ સાંસ્કૃતિક સંબંધોને લઈ ઇજિપ્તની સંસ્કૃતિમાંથી ગોપૂજા, અહિંસા, કર્મ, આવાગમન, યમલોક, કમળ તથા હંસ પ્રતીકો પ્રવેશ પામી રહ્યાં હતાં. બીજી બાજુ કિરાત–સંસ્કૃતિ અને આંતર્પ્રદેશિક નિષાદ–સંસ્કૃતિના સમન્વયને પરિણામે એ બંનેના સર્વોપરી દેવો તે શંકર અને મહાશક્તિ દુર્ગા પતિ-પત્ની બન્યાં. આ બંનેના દક્ષિણની દ્રવિડ સંસ્કૃતિ સાથેના સમન્વયમાં દ્રવિડ મુખ્ય દેવ મુરુગન (સુબ્રહ્મણ્યમ્) કાર્તિકેય રૂપે શંકર-પાર્વતીના પુત્ર તરીકે લેવાયા. ત્યાર પછી ચારેય ભારતીય સંસ્કૃતિઓના સામાન્ય સમન્વયની પ્રક્રિયા ચાલી અને એમાં જગતનાં સૃજન, સ્થિતિ અને વિલય આ પરમ દૈવીશક્તિનાં ત્રણ કાર્યોના જવાબદારરૂપે અનુક્રમે આર્યોના બ્રહ્મા (હિરણ્યગર્ભ), નિષાદોના નારાયણ, અને કિરાતોના શિવ (ઈશ)ને ગોઠવીને ત્રિમૂર્તિની આ પ્રાથમિક કલ્પના વેદકાળ પૂર્વે અસ્તિત્વમાં આવવા લાગી હતી; કારણ કે પરમ દૈવી શક્તિના આ ત્રણથી વધુ કાર્યો હોતાં નથી. એટલે બીજા ભારતીય સમુદાયોના દેવો, જેવા કે આંતપ્રદેશિક નિષાદોની મહાશક્તિ તથા દ્રવિડોના મુરુગનને ત્રિમૂર્તિમાં છેલ્લા એવા શિવના કુટુંબરૂપે સમાવી લેવામાં આવ્યા, અને આ રીતે ભારતીય સમન્વયનો પ્રથમ તબક્કો પૂરો થયો. હાલ ચાલતા ઇતિહાસગ્રંથોમાં જોવા મળતી ખોટી માન્યતા કે ભારતીય પ્રજાઓ એકબીજાની સાથે લડયા કરતી હતી અને આર્યોએ બીજી પ્રજાઓનો સંહાર કરેલો અગર તો તેમને જંગલોમાં કે દક્ષિણ અને પૂર્વ તરફ હાંકી મૂકેલી, તે સામ્રાજ્યવાદી પાશ્ચાત્ય પ્રજાઓના ઇતિહાસકારોએ ભારતીય પ્રજાઓ અંદર-અંદર લડયા કરે, તથા "ભાગલા પાડો ને રાજ્ય કરો"ની રોમનનીતિને અનુસરીને પાશ્ચાત્ય સામ્રાજ્યવાદીઓ તેમના પર શાસન કર્યા કરે તે હેતુસર પ્રચલિત કરી છે, જે વજૂદ વગરની છે. આ હકીકત ભારતીય સંસ્કૃતિમાં ઈશ્વરના વિકાસ પરથી જણાય છે. આ બાબતમાં બીજી ઉલ્લેખનીય બાબત આ છે કે પ્રજાઓનો મુખ્ય સવાલ આર્થિક હોય છે, નહીં કે રાજકીય. નિષાદો, કિરાતો અને દ્રવિડો આ ત્રણે ચોખાની ખેતી કરતી પ્રજાઓ છે, જે ધાન્ય આબોહવાનાં કારણોને લઈ સિંધુ-સરસ્વતી ખીણમાં પ્રાચીન કાળમાં વાવી શકાય તેમ નહોતાં. આ કારણસર ગંગાખીણની પશ્ચિમે તથા 'પંચદ્રવિડ' વર્ગમાં આવતા પ્રદેશો (ગુજરાત એમાં છેલ્લું હતું અને એમાં પ્રાચીનકાળમાં પુષ્કર-અજમેર સુધીના પ્રદેશનો સમાવેશ થતો એવી મહાભારત, વનપર્વમાં આવતી 'આનર્ત્તવર્ણન'ની વિગતો તથા પુષ્કરની દક્ષિણે વસતા બ્રાહ્મણો 'દ્રવિડ' સમુદાયમાં આવે છે. આ હકીકતો નોંધપાત્ર છે.)ની ઉત્તરે એશિયામાં અથવા આખા પૂર્વ ગોળાર્ધમાં પ્રાચીનકાળમાં ડાંગરની ખેતી શક્ય નહીં હોવાથી ઇજિપ્શિયન, બેબીલોનિયન તથા આર્યાદિ પ્રજાઓનાં મુખ્ય ધાન્યો તે ઘઉં અને જવ બન્યાં હતાં. એટલે ઘઉં-જવ ખાતા આર્યો (ઋગ્વેદ પરથી આ હકીકત વધુ સમજાય છે) ને આર્થિક ધોરણે ભારતની અનાર્ય પ્રજાઓ સામે યુદ્ધ કે સંઘર્ષ માટે કશું કારણ નહોતું. ભારતના ચારેય ભાષા-વર્ગો (ઑસ્ટ્રિક એટલે

નિષાદ, તિબેટો-બર્મન એટલે કિરાત, દ્રવિડ, અને ઇન્ડો-યુરોપિયન એટલે આર્યભાષાવર્ગો)ના શબ્દો તથા પ્રયોગો એકબીજામાં ભળી ગયેલા જણાય છે. ઐક્યજનિત નિકટ સંપર્ક વિના આ સામાજિક પ્રક્રિયા શક્ય બનતી નથી. વેદકાળ પૂર્વનો આ ભારતીય સમન્વય ભારતમાં વસતી આ પ્રજાઓ વચ્ચેનું જ હોય તેમ નહોતું, પણ તેની સાથે ભારતીય અને ઇજિપ્શિયન સંસ્કૃતિઓ વચ્ચે પણ આ સમન્વય સધાયો હતો. તે હકીકત પૌરાણિક આર્યધર્મનાં પાયારૂપ તત્ત્વો ઇજિપ્શિયન છે તે બાબતથી પુરવાર થાય છે. મોહનજોડેરો, હરપ્પા અને લોથલની સિંધુ-સંસ્કૃતિ (ઈ. પૂ. ૨૪૦૦–૧૭૦૦) એ પૌરાણિક આર્યસંસ્કૃતિ હતી, જે એકમાત્ર પુરાતન મધ્યપૂર્વ સાથે સંપર્કમાં રહી હોય એટલું જ નહીં, પણ પૅસિફિક મહાસાગરમાં થઈ દક્ષિણ અમેરિકામાં પેરુ-દેશ સાથે પણ સંપર્કમાં આવી હતી. આ હકીકત આ મહાસાગરમાં આવેલા ઇસ્ટર ટાપુઓમાં પ્રાપ્ત સિંધુ-સંસ્કૃતિની ચિત્રલિપિના જેવી લિપિના પ્રાચીન લેખો તથા મોહનજોડેરોમાંથી મળેલા તેવા જ ભારતીય ઉત્પત્તિના કપાસની પેરુમાં ઉઆકાપ્રાયટાના અવશેષોના ખોદકામમાં ઈ. પૂ. ૨૫૦૦ના પડમાં થયેલી શોધ પરથી પુરવાર થાય છે (કપાસની જન્મભૂમિ ભારત છે અને અહીંથી જ એ દુનિયામાં સર્વત્ર ફેલાયો છે). જેવી રીતે આર્યધર્મગ્રંથો વેદ-પુરાણ છે, તેવી જ રીતે પરસ્પર સમન્વિત થયેલા આર્યેતર ધર્મોને લગતું સાહિત્ય વિકાસ પામ્યું હતું. તે આગમ સાહિત્ય કે જે વેદ (નિગમ)ની હરોળમાં મુકાય છે, ને બંને મળીને 'આગમનિગમ' (અગમનિગમ) કહેવાય છે. આ આર્યેતર આગમોમાંની પંચરાત્રસંહિતા એ નિષાદદેવ નારાયણ સાથે સંબંધિત છે; શૈવાગમો તે કિરાતદેવ શિવ સાથે; અને તંત્રો તે નિષાદદેવી કે જે શિવની પત્ની બની તે મહાશક્તિ દુર્ગા-પાર્વતી સાથે સંકળાયેલાં છે. ત્રિદેવોમાંય વળી નિષાદદેવ નારાયણ ધીમે ધીમે સર્વોપરી બનવા લાગ્યા હતા.

આ રીતે તત્ત્વજ્ઞાનના વિકાસની સાથે જે એકેશ્વરવાદ વિકસી રહ્યો હતો તેમાં એક બાજુ વિવિધ આર્યેતર, સૅમાઈટ અને આર્ય ધાર્મિક પરંપરાઓનો સમન્વય ચાલતો હતો તેની સાથે બીજી બાજુ ઇજિપ્તથી આવેલી અહિંસા તથા ગોપૂજા (ગાયના અંગમાં વિશ્વ સમાઈ જાય છે, ઇ. એટલે કે વૈશ્વગાય રૂપે) ધર્મમાં વિકાસ પામવા લાગી હતી; અને ત્રીજી બાજુ ભૌતિકવાદ પણ લોકાયત (ચાર્વાકયદર્શન કિંવા બાહ્યસ્પત્ય દર્શન), ઇ. રૂપે ઉદય પામી રહ્યો હતો. જૈનમત પણ ઉદય પામવા લાગ્યો હતો. સાંખ્યદર્શન પણ ઊપસવા લાગ્યું હતું. આસુરી (આસીરિયન) મનાતું લોકાયતદર્શન બૃહસ્પતિએ ભારતમાં પ્રચારિત કરેલું હોવાની પરંપરા છે. એનો શિષ્ય થયો ચાર્વાક. રામાયણ અને મહાભારતમાં ચાર્વાકોની નિંદા મળી આવે છે. તેઓ માનતા કે આત્મા એ શરીરનું ચૈતન્ય છે; મૃત્યુ એ જ મોક્ષ છે; પરલોકનું અસ્તિત્વ નથી; ખાઓ પીઓ, અને લહેર કરો એ જ જીવનનું મુખ્ય ધ્યેય છે.

ઈ. પૂ. આ. ૧૫૦૦ના ગાળામાં પશ્ચિમથી વૈદિક આર્યો ભારતમાં આવ્યા. બેબીલોનિયા પર ઈ. પૂર્વે ૧૭૪૬થી ૧૧૭૧ સુધી 'શૂરિયસ' (સૂર્ય), 'ઇન્દસ્' (ઇન્દ્ર), 'મરૂત્તાસ્' (મરુત), ઇ. દેવોના ઉપાસક તથા તેમનાં નામોમાં '–રથ' અને '–અશ્વ' પ્રત્યયો ધરાવતા આર્ય રાજાઓ રાજ્ય કરતા હતા; અને તેવી જ રીતે 'મિત્તર' (મિત્ર), 'ઇન્દર' (ઇન્દ્ર), 'વરુઅન' (વરુણ), ઇ. દેવોના ઉપાસક એવાં જ નામોવાળા મિતાન્નીના રાજાઓ (ઈ. પૂ. ૧૫૨૫–૧૨૫૦) અસ્સુર દેશ (આસીરિયા)માં રાજ્ય કરતા હતા તે હકીકતો ઇતિહાસમાં જાણીતી છે. વૈદિક આર્યો ત્યાંથી જ ભારતમાં આવ્યા હતા. તેમનો ધર્મ એ બેબીલોનિયન ધર્મની આર્ય આવૃત્તિ હતો તે હકીકતની નોંધ લેવાઈ ગઈ છે. આ લોકો આસીરિયનો (અસુરો) વડે પરાજય પામીને અહીં આવેલા. એમના ધર્મના દેવો પણ બેબીલોનિયન પ્રકારના હોય એ દેખીતું છે. વૈદિક ધર્મમાં પણ વરુણ રૂપે બેબિલોનિયન 'ઇઆ' જે મૂળ નિષાદોનો સાગર અને જળનો દેવ હતો તે સર્વોપરિતા મેળવી રહ્યો હતો, પણ બેબિલોનિયામાં ખત્તીઓ (હિટ્ટાઇટો)નું આધિપત્ય થતાં તેમનો વર્ષામેઘોનો વજ્ર(વીજળી)ધારી દેવ તે શુપ ઇન્દ્રરૂપે સર્વોપરી બનવા લાગ્યો. આ પરિવર્તન ઋગ્વેદમાં પણ પ્રતિબિંબિત થાય છે. આ રીતે વરુણનું સ્થાન ઇન્દ્રે લીધું. સિંધુ-સરસ્વતી કાંઠે આવી વસેલા વૈદિક આર્યો

ગંગાખીણમાં પ્રવેશ્યા કે ત્યાં અગાઉથી મોજૂદ પૌરાણિક આર્યો (સિંધુ સંસ્કૃતિવાળા)એ તેમનો વિરોધ કર્યો તે હકીકત કૃષ્ણના ગોવર્ધન-ધારણ તથા પારિજાત હરણની કથાઓ પરથી જણાય છે. આ પ્રમાણે મધ્યપૂર્વના આ બંને દેવોનો મુખ્ય દેવો રૂપે સ્વીકાર ન થતાં સમન્વયની પ્રક્રિયામાં તેમને તથા બીજા કેટલાક વૈદિક દેવોને દિગ્પાલો તરીકે ગોઠવીને સ્થાન આપવામાં આવ્યું. પરિણામે વૈદિક આર્યોને વિષ્ણુરૂપે નારાયણનો સ્વીકાર સર્વોપરીદેવ તરીકે કરવાનો થયો. અને આ રીતે વૈદિક આર્યો પણ ભારતીય મહાસંસ્કૃતિના સમન્વયમાં બીજી પ્રજાઓની પેઠે દૂધમાં સાકરની જેમ ભળી ગયા. આ લોકોના આગમનથી કેટલાંક બેબિલોનિયન-આસીરિયન તત્ત્વો ભારતીય સંસ્કૃતિમાં દાખલ થયાં, દા. ત., યાતનામય નર્કને લગતી માન્યતા, જલપ્રલયની કથા, સાવિત્રી ઉપાખ્યાન, દેવાસુર સંગ્રામ, ઇ. સેમેટિક (બેબિલોનિયન-આસીરિયન) શૈલીનો વૈદિક ધર્મ એ જીવ હિંસામય હતો. સેમેટિક પ્રકારના એમના યજ્ઞોમાં દૂધાળાં પ્રાણીઓનાં ભારે બલિદાનો અપાતાં. ગાય વૈદિક લોકો માટે પવિત્ર પ્રાણી નહોતું એવી કેટલીક વાતો વૈદિક ધર્મમાં એવી હતી કે જેનો પૂર્વથી વિકાસ પામતી આવતી ઉપરોક્ત ધાર્મિક પરંપરા સાથે મેળ ખાતો નહોતો. એ લોકોના પુરોહિતો તે અથર્વવેદની પરંપરાવાળા (અથર્વન) હતા. છતાં વૈદિક પુરોહિતો રાજ્યાશ્રય મેળવવા જાતજાતના પ્રયત્નો કરતા હતા. એ હકીકત દાલભ્યવક, દેવાપિ, ઇ.ને લગતી કથાઓ પરથી જાણવા મળે છે. મોટી આફતોમાં સપડાતા લોકો કોઈક વાર નવી માન્યતાઓનો સ્વીકાર કરે છે. શાંતનુના રાજ્યકાળમાં દેશમાં બાર વર્ષનો જે કારમો દુષ્કાળ પડેલો તેને લઈ દેશની અર્થવ્યવસ્થાને મોટો ફટકો લાગેલો. તે જ સમય મધ્યપૂર્વમાં આસીરિયનોના હાથે આર્યો પરાજય ઉપર પરાજયો પામીને અનેકરૂપે ભારતમાં પ્રવેશ કરી રહ્યા હતા. આવી કેટલીયે કટોકટીઓનું પરિણામ તે ઈ. પૂ. ૧૪મી શતાબ્દીમાં ખેલાયેલું મહાભારત યુદ્ધ હતું. આને પરિણામે વૈદિક પુરોહિતો રાજ્યાશ્રય મેળવવા લાગ્યા અને આ કાર્ય જન્મેજયના રાજ્યકાળમાં સંપૂર્ણ થયું. રાજ્યાશ્રય પામતાં વૈદિક પુરોહિતોના આગેવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે પોતાના શિષ્યમંડળની સહાય વડે વેદ પૂર્વના પુરાણાદિ સાહિત્યમાં ઘટતા ફેરફારો કરીને તેમની વાતોને 'વેદવિહિત' હોવાનો પોશાક પહેરાવ્યો, અને ભારે પ્રાણી-બલિદાનોવાળી યજ્ઞસંસ્થાનો ફેલાવો કરવા માંડયો. આ હકીકત છતાં, આપણે પાછળ જોયું તેમ, વૈદિક દેવો ગૌણ બન્યા અને વેદકાળ પૂર્વના સમન્વયના ત્રિદેવ (બ્રહ્મા, વિષ્ણુરૂપે નારાયણ, અને શિવ-શક્તિ) ઉપર ઊપસતા આવ્યા ને તેમાંય વિષ્ણુરૂપે નારાયણ અધિકાધિક આગળ આવતા ગયા.

સમન્વયની સંસ્કૃતિમાં સમન્વિત પ્રજાઓની પરંપરાઓ પણ જળવાતી હોવાથી એમાં શુદ્ધ એકેશ્વરવાદને વિકાસ પામતાં વાર લાગે છે, જ્યારે સેમેટીક પરંપરામાં આ પ્રક્રિયા વહેલી પૂરી થઈ અને ઇસ્લામમાં ઈ. ૭મી સદીમાં "લાઇલાહા ઇલ્લિલાહ" ('અલ્લાહ સિવાય બીજો દેવ નથી')ની માન્યતારૂપે એ સંપૂર્ણ બની.

સંસ્કૃતિની આગેકૂચમાં ધર્મવિકાસની ભૂમિકા કે જેમાં ઉપાસ્ય દેવોનું એકીકરણ થાય છે તે આ રીતે પૂર્ણતાને પ્રાપ્ત થઈ. આ પછીની બીજી ભૂમિકામાં જીવ અને ઈશ્વર એટલે કે ભક્ત અને ભગવાનનું એકીકરણ કેટલાંક સોપાનોમાં થાય છે. આ સાધનામાં ત્રણ સોપાનો એટલે કે જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને પ્રેમમાર્ગ છે, ને તેમાં પણ જુદા જુદા માનવસમુદાયોએ દેશકાળ પ્રમાણે જુદી જુદી રીતે પ્રગતિ સાધી છે.

પ્રાચીન સેમેટીક (બેબિલોનિયન-આસીરિયન) છાપવાળાં સંસ્કૃતિ અને ધર્મ ધરાવતા વૈદિક આર્યો ઋગ્વેદકાળ પછી જેમ જેમ પૂર્વમાં ગંગાખીણમાં આગળ વધતા ગયા તેમ તેમ ત્યાં અગાઉથી વસતા પૌરાણિક આર્યોના નિષાદ-કિરાત-દ્રવિડ-ઈજિપ્શિયન-આર્ય સમન્વયવાળાં સંસ્કૃતિ અને ધર્મના નિકટ સંપર્કમાં આવવાથી આ સમન્વયની માન્યતાઓ (ગોપૂજા, અહિંસા, કર્મ, આવાગમન, યમલોક, ઇ.) અને તેના દેવો (બ્રહ્મા-નારાયણ-શિવશક્તિ) તેમનાં સંસ્કૃતિ અને ધર્મમાં એક પછી એક કેવી રીતે પ્રવેશીને પ્રબળ બનતાં ગયા એને લગતી હકીકતો ઋગ્વેદથી ઉપનિષદો સુધીના વૈદિક સાહિત્યના વિકાસમાંથી પ્રતિબિંબિત થાય છે.

## ☆ ☆ ☆ સમાજસુધારણાના ગુજરાતી જ્યોતિર્ધરો

લેખક : **શ્રીમતી વિનોદિનીબહેન નીલકંઠ, અમદાવાદ**

ગુજરાતમાં સમાજસુધારણાની સૌ પ્રથમ હાકલ કરનાર ભડવીર દુર્ગારામ મહેતાજીનો જન્મ સને ૧૮૦૯માં થયો અને સને ૧૮૪૪માં તેમણે માનવધર્મસભા નામની સંસ્થા ઊભી કરી; તે દ્વારા તેમણે ગુજરાતમાં સમાજસુધારણાનાં પગલાંનું મંડાણ કર્યું. વ્યવસાયે તે હતા શિક્ષક; અને તેમનું વ્યક્તિત્વ ઘણું પ્રખર હતું—સ્વભાવે તે નીડર અને કોઈની શેહશરમ રાખનારા ન હતા. તેમના જમાનામાં વિધવા બનેલી સ્ત્રી માટે પુનર્લગ્નનો નિષેધ મનાતો હતો; છતાં મહેતાજી વિધવાલગ્નની હિમાયત મુક્ત રીતે કરતા. તે ઉપરાંત ભૂત-પલિતના વહેમોનો પણ તેમણે ખૂબ ઉપહાસ કરેલો અને તે માટે ઠેર ઠેર ભાષણો કરતા અને લોકોના મનમાં જડ ઘાલીને પેઠેલી ખોટી માન્યતાઓ નાબૂદ કરવા મથતા. ન્યાતજાતના વાડા તોડવા માટે, બાળલગ્નો અટકાવવા માટે તેમ જ મૂર્તિપૂજા ત્યજીને અમૂર્ત ઈશ્વરની ઉપાસના કરવા વિષે, લોકોને હરિજનોને પણ અન્ય માનવીની હરોળના સમજી, અસ્પૃશ્યતાનિવારણનો ઉપદેશ પણ મહેતાજી આપતા. તે બધા સમાજસુધારાઓનો પ્રચાર પૂ. ગાંધીજીના જન્મ પહેલાં ત્રણ દાયકા પહેલાં થયો હતો એ હકીકત નોંધપાત્ર છે. સર્વ માનવોના દેહ એકસરખા પવિત્ર છે, એવો બોધ દુર્ગારામ મહેતાજી સને ૧૮૪૪ની સાલમાં ગુજરાતની જનતાને આપતા હતા.

"આ રીતે દુર્ગારામના નામનો ડંકો દેશમાં વાગી રહ્યો હતો, અને તેનું નામ સાંભળી, વહેમ તથા જુલમ કરનારા થરથર કંપતા. એમના અવાજે આખા પ્રાંતને ઘણા યુગની ભરનિદ્રામાંથી ચોંકાવ્યો, એનું કહેવું નવું, ઘણું જ નવું, વિપરીત લાગ્યું; પણ તેમાં સત્ય છે, એમ સઘળાને દેખાયું."

ઉપલા શબ્દો પંડિત યુગના સાક્ષર શ્રી નવલરામે ઉચ્ચાર્યા છે.

દુર્ગારામ મહેતાજી પાસેથી અખૂટ પ્રેરણા મેળવીને નર્મદ, મહીપતરામ, નવલરામ તથા નંદશંકરે ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોમાં વસીને સુધારાનો પ્રચાર આદર્યો. દુર્ગારામ મહેતાજીની માનવધર્મસભાએ સમાજમાં પ્રચલિત વહેમોનું ખંડન કરવા ઉપર પોતાનું લક્ષ્ય વધુ પ્રમાણમાં કેન્દ્રિત કર્યું હતું, તે જ રીતે તેમની પછીના સુધારકોએ 'બુદ્ધિવર્ધક સભા' નામની સંસ્થાની સ્થાપના કરીને કન્યા કેળવણી ઉપર વધારે ભાર મૂક્યો. તદ્ઉપરાંત વિધવાઓને પુનર્લગ્નનો અધિકાર, પરદેશગમન, સ્વદેશાભિમાન વગેરે વિષયો ઉપર પણ ગંભીર ચર્ચા-વિચારણા તથા નિબંધ—લેખન—વાચન તે સભા દ્વારા થતાં.

ગુજરાતના સમાજસુધારાના ઇતિહાસમાં જો શ્રી કરસનદાસ મૂળજીનું નામ પડતું મૂકવામાં આવે તો તે ઇતિહાસ ઘણો અપૂર્ણ લેખાય. વૈષ્ણવમંદિરના મહારાજોનાં તે સમયનાં દુરાચરણો ખુલ્લાં કરવા આ વીર પુરુષે 'સત્ય-પ્રકાશ' નામના સામયિકમાં નીડરતાપૂર્વક લેખમાળા પ્રસિદ્ધ કરી. તે ઉપરથી જદુનાથજી મહારાજે શ્રી કરસનદાસ ઉપર "લાયબલ કેસ" માંડયો, અને ગુજરાતભરમાં તેથી ભારે ખળભળાટ મચી ગયો હતો. તે વિખ્યાત "મહારાજ લાયબલ કેસ"માં કરસનદાસનો છેવટે વિજય થયો. તે વેળા તે માત્ર ૨૮ વર્ષની ભરજુવાન અવસ્થામાં હતા. મહાબળિયા સાથે આ રીતે બાથ ભીડનાર આવા વીર નર આજે પણ જવલ્લેજ મળે. આ કરસનદાસ મૂળજી ખરે જ ગુજરાતના આદિ સુધારકોની પ્રથમ હરોળના જ્યોતિર્ધર હતા.

ગુજરાતના સંસારસુધારકોની ગણના કરતી વેળા બીજા એક પ્રખર જ્યોતિર્ધરનું નામ રખેને ચૂકી જઈએ. તે નામ છે સમસ્ત ગુજરાતને માટે ગૌરવ લેવા જેવું—વીર નર્મદનું. સને ૧૮૬૦માં કવિ નર્મદે ગુજરાતના સમાજસુધારક મંડળનું અગ્રપદ લીધું. તેનો ઉમંગ, તેની ધગશ, અને તેનો ઉત્સાહ અદમ્ય હતો. વિધવાના

પુનર્વિવાહની તેમણે જોરશોરથી હિમાયત કરી હતી. લોકનિન્દાથી ડર્યા વગર તે બીજા સુધારકોની માફક જ પોતાના વિચારોનો હિંમતભેર પ્રચાર કરતા. બાળલગ્ન પ્રતિબંધ, વહેમભંજન, કન્યાકેળવણીની અનિવાર્ય આવશ્યકતા વગેરે વિષે ગદ્ય તથા પદ્ય દ્વારા નર્મદે સુધારાવાદ ખૂબ જ ફેલાવ્યો.

પાછળથી નર્મદના વિચારોમાં એકદમ પલટો આવ્યો, સુધારકો તથા સંસારસુધારાની પ્રવૃત્તિ પ્રત્યે તેના મનમાં નફરત જાગી, અને 'દાંડિયો' નામનું પખવાડિક છાપું તેમણે શરૂ કરીને પોતાના વિચારોનો ધોધ તે દ્વારા વહેતો મૂક્યો. છતાં એક સુધારક તરીકે જ નર્મદ પણ ગુજરાતમાં એક માર્ગસૂચક સ્તંભરૂપ બની રહ્યો છે. તે જ નર્મદે ગુજરાતને માટે પ્રેરક ભવિષ્યવાણી ઉચ્ચારી હતી, તે હજી સૌ માટે પ્રેરણાદાયી બની રહી છે. કવિ અને સુધારક નર્મદે ગાયું છે કે:

શુભ શકુન દિસે
મધ્યાહ્ન શોભશે
વીતી ગઈ છે રાત;
જય જય ગરવી ગુજરાત.

કવિની ભવિષ્યવાણી ફળી છે, અને હજી ફળશે એવી શ્રદ્ધા ગુજરાતના આજના સમાજસુધારકો પણ સેવી રહ્યા છે.

ગુજરાતના એક અગ્રગણ્ય જ્યોતિર્ધર હતા મહીપતરામ રૂપરામ નીલકંઠ. માનવધર્મસભા તેમ જ બુદ્ધિવર્ધક સભાના બધા જ વિચાર તથા કાર્યક્રમોમાં મહીપતરામ સક્રિય સાથ આપતા. છતાં તેમનું નામ પરદેશગમનમાં પહેલ કરનાર 'હિમ્મતે બહાદુર' તરીકે, તેમ જ મૂર્તિપૂજા-વિરોધક પ્રાર્થનાસમાજના આદિસ્થાપક તરીકે ગુજરાતના ઈતિહાસમાં સવિશેષ જાણીતું બન્યું છે. ઉપરાંત ગુજરાતમાં પ્રાથમિક કેળવણી માટે શિક્ષકોને તાલીમ આપવાની કામગીરી તેમણે ઉત્તમ રીતે બજાવીને નામના મેળવી હતી. સંસારસુધારાનાં તેમનાં તમામ કાર્યોમાં તેમનાં પત્ની પાર્વતીકુંવરનો સંપૂર્ણ સાથ અને સહકાર તેને લાધ્યો હતો, તે હકીકત તે યુગ માટે ઘણી અસામાન્ય ગણાય.

વળી એક અન્ય ધગશદાર જ્યોતિર્ધર હતા કવિ દલપતરામ. પોતાની કાવ્યધારા-દ્વારા તે, કુધારાની નિંદા અને સુધારાને બિરદાવવાનું કામ કરી, મોટી સમાજસેવા કરી શક્યા હતા. તે ઉપરાંત બાળલગ્ન-પ્રતિબંધ તથા ન્યાતજાતના વાડા તોડવા વિષે, તેમ જ વિધવાના પુનર્લગ્નની તરફેણમાં તેમણે પ્રચારાત્મક નિબંધો લખીને સંસારસુધારાની ચળવળને ઘણો વેગ આપ્યો હતો. અમદાવાદની આજની ગુજરાત વિદ્યાસભા, એટલે તે વેળાની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો વિકાસ કરવાનું દલપતરામે પોતાનું જીવનકાર્ય માન્યું હતું. સાથે સાથે અમદાવાદ પ્રાર્થનાસમાજના ધાર્મિક સુધારાના પ્રચારમાં પણ ક.દ.ડા. ઊંડો રસ ધરાવતા હતા.

દલપતરામે રમૂજી કાવ્યો દ્વારા સંસારસુધારાને લોકપ્રિય બનાવવામાં પહેલ કરી હતી. કવિ દલપતરામની પણ તેમના યુગના સામાજિક સુધારાના એક નામાંકિત જ્યોતિર્ધર તરીકે ગણના થાય છે.

અમદાવાદની પ્રાર્થનાસમાજ દ્વારા ધાર્મિક તેમ જ સામાજિક સુધારણાની જે ઝુંબેશ શરૂ થઈ, તેના પ્રણેતા હતા સરદાર ભોળાનાથ સારાભાઈ દિવેટિયા. સમાજના કુરિવાજો દૂર કરવાની ધગશવાળી મંડળીઓના તે એક આગેવાન સભ્ય હતા. બાળલગ્ન નિષેધક મંડળ અમદાવાદમાં શરૂ થયું હતું. તેમાં તેમ જ વિધવા-વિવાહોત્તેજક મંડળના તે અગ્રગણ્ય સભ્ય હતા. છતાં તેમનો વધારે ઝોક તો ધાર્મિક સુધારણા તરફ હતો. મૂર્તિપૂજાની ભાવનામાં વહેમ તથા અજ્ઞાનરૂપી ઘણાં જાળાં-બાઉવાં લાગી ગયાં છે, તે દૂર કરી નિરંજન-નિરાકાર ઈશ્વરની માનસિક પૂજા કરવાનો, અને ઉપનિષદમાં વર્ણવેલા એકેશ્વરવાદનો પ્રચાર કરવામાં તેમણે જીવનનું સાફલ્ય માન્યું હતું. આ ભક્ત, કવિ તથા સમાજસુધારક પણ ગુજરાતના એક જ્યોતિર્ધર હતા.

## ☆ ☆ ☆ શિક્ષકનું માન અને પ્રદાન

લેખક : **આચાર્ય શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર, હેરલ્ડ લાસ્કી ઇન્સ્ટીટ્યૂટ, અમદાવાદ**

સ્વતંત્ર ભારતમાં આજે સાર્વત્રિક અસંતોષ પ્રવર્તે છે. સમાજના દરેક ક્ષેત્રમાં કશીક ઊણપ દેખાય છે અને પ્રજાકીય પ્રવૃત્તિઓમાં પ્રત્યેકને કાંઈ ને કાંઈ અધૂરપ લાગે છે. પણ એક રીતે જોતાં આ અસંતોષ કુદરતી છે. આટલો મોટો દેશ પહેલવહેલી વાર રાજકીય એકરાગ સાથે સ્વાતંત્ર્ય અને લોકશાહીનો પ્રયોગ ચલાવે ત્યારે તેમાં ભૂલો, મુશ્કેલીઓ, અંતરાયો અને મર્યાદાઓ પ્રવેશે જ. પ્રજાની ગુણવત્તા તેમ જ ક્ષમતાની પાત્રતા જુદી જુદી હોવાને કારણે પણ વ્યવહારમાં મુશ્કેલીઓ વધવાની જ. એટલે, અસંતોષ માત્રથી અકળામણ અનુભવીને નહીં ચાલે. વિટંબણાઓમાંથી જ રસ્તો કાપવાનાં સૂઝ અને હિંમત સ્વતંત્ર પ્રજાએ કેળવવાં રહ્યાં.

પણ, એક વાત અવશ્ય ખટકે ખરી. પ્રજાજીવનમાં આજે વર્તાતો અસંતોષ મહદ્ અંશે પ્રજાકીય નિષ્ક્રિયતા કે બેફિકરાઈમાંથી પ્રગટ થતો રહ્યો છે. દરેકને હક્ક જોઈએ છે, પણ કોઈને જવાબદારી સ્વીકારવી નથી; દરેક જણ એમ ઇચ્છે છે કે પારકાઓ કશુંક કરે, પણ પોતે પોતાનો ફાળો આપે એ એને ફાવતું કે ભાવતું નથી. પરિણામે, હાલનો અસંતોષ એક પ્રકારની સાર્વત્રિક બેજવાબદારીની ઊપજ છે. તેથી જ એ અસંતોષકારક નહીં પણ મારક છે. સ્વાર્થ અને સલામતીના વમળમાં પડેલી પ્રજાનો અસંતોષ કેવી રીતે ઉપકારક નીવડે?

પ્રજાજનો જાગ્રત હોય, સમાજોન્મુખ રહે અને શિક્ષિત બન્યાં હોય તો આવો અસંતોષ સ્પૃહણીય અસ્વસ્થતામાં પરિણમે. એવી પ્રજાકીય અસ્વસ્થતા રાષ્ટ્રની પ્રગતિનું એક સુંદર અને આવશ્યક પરિબળ બની રહે. પણ આજે તો કમભાગ્યે મોટા ભાગના લોકોને કોઈ પ્રકારની અસ્વસ્થતાનો અનુભવ જ થતો નથી. આજની પરિસ્થિતિમાં જે વિષમતા છે, અન્યાય છે, જૂઠાણું છે એ બધાંથી કોણ કેટલા ગુસ્સે થાય છે? ક્યાં છે રોષે ભરાયેલા અને જુસ્સાવાળા યુવાનો? કેવળ ટીકા કરવાથી કે બેછૂટ રીતે ગાળો ભાંડવાથી પ્રકોપ નહીં, પણ ગંદવાડ ફેલાય છે. સમાજના આરોગ્ય માટે તે હાનિકારક છે. નિઃસ્વાર્થભાવે જે વ્યક્તિ સમાજકાર્ય કરે અને તેમ કરતાં કરતાં જે કોઈ અંતરાયો અને આપત્તિઓ આવી પડે તેનો સામનો કરે ત્યારે જે મિજાજ ને ખમીર તે વ્યક્તિના વાણીવર્તનમાંથી આપોઆપ પ્રગટે છે, એ પ્રકોપ રાષ્ટ્રની રચના માટે ઉપયોગી નીવડે છે. સ્વાભાવિક જ, આવો ગુસ્સો એ કેવળ લાગણીવેડાનો કે ભાવનાશીલતાનો આવિર્ભાવ નથી. સ્પષ્ટ વિચાર અને ઉત્કટ વિમર્શનો ટેકો હોય તો જ એ ગુસ્સો ખપમાં આવે છે. એટલે, સાચા અને સ્વતંત્ર શિક્ષણની સવિશેષ આવશ્યકતા છે.

* * *

ભારતમાં આજે બધું જ બગડયું છે એમ બધા કહ્યા કરે છે, તેમ છતાં ભારત દેશ હજી ટકયો છે અને આપણે સહુ હજી જીવી રહ્યાં છીએ, એટલે પરિસ્થિતિ સાવ અંધકારમય કે અશક્યવત્ નથી, એ તો ઉઘાડી વાત છે. આપણું જાહેર જીવન આજકાલ ઠીક ઠીક કલુષિત થયું છે એની ના પાડી શકાય તેમ નથી. નેતાઓ નેતા રહ્યા નથી અને સૂત્રધારો માર્ગદર્શક રહ્યા નથી. સત્તા સાધન મટીને સાધ્ય બની છે; કર્તૃત્વનાં સ્થાનો કેવળ પદ-પ્રતિષ્ઠા ને ભોગવિલાસનાં ધામ બન્યાં છે. વાણી અને વર્તન વચ્ચેનું અંતર રોજ-બ-રોજ પૂરવેગે વધતું રહ્યું છે. આવી પરિસ્થિતિમાં સત્યનું આચરણ કરવાનું તો બાજુ પર રહ્યું, પણ તેનો જયઘોષ પણ મંદ પડતો ચાલ્યો છે. લાંચ-રુશવતની બદી ઠેર ઠેર ફેલાતી રહી છે. લાગવગનું જોર વધતું જ રહ્યું છે. આવા બધા ભ્રષ્ટાચારોને કારણે સાર્વજનિક જીવન ભાંગી પડયું છે.

રાષ્ટ્રીય ચારિત્ર્યનો આવો અભાવ જરૂર ચિંતાજનક છે. પણ, આવી ઘોર અંધકારમય પરિસ્થિતિમાંથી પણ ચિંતા કરતાં ચિંતન અને ચિંતનને આધારે સમયસરનું સુયોગ્ય વર્તન શરૂ થઈ જવાં જોઈએ. એ દૃષ્ટિથી પ્રજાસત્તાક ભારતમાં આજે બે કાર્યક્ષેત્રો તરફ સ્વાભાવિક સવિશેષ ધ્યાન જાય છે : (૧) ન્યાયતંત્ર અને (૨) શિક્ષણ-જગત. જો અને જ્યાંસુધી આ બે પ્રવાહો મહદ્અંશે ચોખ્ખા, ગતિશીલ, સ્વતંત્ર, કાર્યક્ષમ, કૌશલ્ય-યુક્ત અને નિરપેક્ષ બુદ્ધિ-વૃત્તિવાળા રહેશે, તો અને ત્યાં સુધી આશા રાખવાનું સબળ કારણ અવશ્ય ચાલુ રહેશે. પ્રજાજીવનનાં આ બે પાસાં એટલાં તો પાયાનાં અને મહત્ત્વપૂર્ણ છે કે એમની સક્રિયતા વડે ભલભલા અંતરાયો પણ પાર કરી શકાય અને ગમે તેટલી ઊંડી ખાઈમાંથી પણ પ્રજાજનો વ્યક્તિગત રીતે ને સામૂહિક રીતે બહાર આવી શકે અને ઉચ્ચ શિખરો સર કરી શકે.

ન્યાયાધીશો સ્વતંત્ર હોય અને નિષ્પક્ષ હોય તો જ તેઓ બરાબર ન્યાય તોળી શકે. સત્તાધારીઓની શેહ કે શરમમાં તણાયા વિના તેઓ ન્યાય-પ્રદાનનું કાર્ય કરી શકે તે માટે તેમને બંધારણીય જોગવાઈઓ દ્વારા તેમ જ વ્યવહારક્ષમ પ્રણાલિકાઓ મારફત મજબૂત બનાવવા જોઈએ. એમની નિમણૂંકો ચોક્કસ અને સ્પષ્ટ ધોરણો અનુસાર થવી જોઈએ. એમને મોટો પગાર અને જરૂરી તમામ સવલતો ઉપલબ્ધ હોવાં જોઈએ, એમની કામગીરી વિષે અને એમના ચુકાદાઓ વિષે કોઈ વ્યક્તિ કે જૂથ સહેલાઈથી કે વાતવાતમાં ટીકા ન કરી શકે એ પ્રમાણેની વ્યવસ્થા અને આબોહવા ઊભાં થવાં ઘટે.

જે તત્ત્વ ન્યાયાધીશને લાગુ પડે છે તે જ શિક્ષકને પણ બંધબેસતું છે, હોવું ઘટે. શિક્ષકો ઉચ્ચ ચારિત્ર્યના, વિદ્યાવ્યાસંગી ને સતત અધ્યયનશીલ હોય એ આવશ્યક છે. એવા તેજસ્વી શિક્ષકો વડે જ પ્રજા-ઘડતરનું ભગીરથ કાર્ય સરસ થઈ શકે. આવા શિક્ષકો મેળવવા માટે સમાજે સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. શિક્ષકોને એમનાં યોગક્ષેમની જરા પણ ચિંતા ન રહે એ રીતનો આર્થિક પ્રબંધ થવો જોઈએ. શિક્ષકો પ્રયોગ-શીલ ને વિચારશીલ રહી શકે એવી મોકળાશ પણ હોવી ઘટે.

જો આજના ડહોળાયેલા વાતાવરણમાંથી આપણે પ્રજા અને રાષ્ટ્રને બહાર કાઢવાં હોય ને ઉન્નત બનાવવાં હોય તો રાષ્ટ્રના સર્વવિચારકો અને કાર્યકરોનું ધ્યાન ઉપરોક્ત બે કાર્યક્ષેત્રો અને એમાંની વ્યક્તિઓ પર કેન્દ્રિત થવું ઘટે.

* * *

શિક્ષણની પ્રવૃત્તિને હું પાયાની તેમ જ કળશની ગણું છું. રાષ્ટ્રની પ્રગતિ માપવી હોય તો એમાં અપાતા શિક્ષણ પરથી તેનો તાગ મેળવી શકાય. ખરું પૂછો તો, આજે જ નહીં પણ સર્વકાળ માટે, આપણો બધો આધાર શિક્ષણ પર અવલંબે છે. આજે એવા આધારની સવિશેષ જરૂર છે. સંયુક્ત રાષ્ટ્રસંઘે આર્થિક વિકાસના દસકાઓની ઉજવણી શરૂ કરીને ચાલુ રાખી; પણ શિક્ષણના વિકાસ વિના નરી આર્થિક પ્રવૃત્તિ ને પ્રગતિ અધૂરાં છે, બલકે ઘણી વાર અપાયકારક ને જોખમકારક પણ છે. આ સત્ય સમજીને જ કદાચ દુનિયાભરમાં સાંપ્રત ૧૯૭૦નું વર્ષ 'આંતરરાષ્ટ્રીય શિક્ષણ વર્ષ' તરીકે ઊજવાઈ રહ્યું છે. આવી ઉજવણીમાં આંતરરાષ્ટ્રીય કે એક વિશ્વ રચવાની કલ્પના અભિપ્રેત નથી. પણ આખા વિશ્વમાં એક સાથે સર્વ દેશોની સરકારો અને પ્રજાઓ શિક્ષણનાં હેતુઓ, કાર્યક્રમો ને લક્ષ્યાંકો પર ખાસ ધ્યાન આપે એ માટેની આ મથામણ છે.

શિક્ષણ-જગતનો વિચાર કરીએ છીએ ત્યારે સહુ પ્રથમ સ્વાભાવિક જ શિક્ષક અને વિદ્યાર્થી એમ બે ઘટકો નજર સમક્ષ ખડા થાય છે. બીજું કશું ન હોય અને કેવળ આ બે જ ઘટકો હોય તોપણ શિક્ષણની વ્યવસ્થા શરૂ થઈ શકે ખરી. શિક્ષક બોલે ને વિદ્યાર્થી સાંભળે, વિદ્યાર્થી પૂછે ને શિક્ષક જવાબ આપે. પરંતુ, માનવ-ઇતિહાસમાં જેમ જેમ પ્રગતિનાં સોપાન ચડાતાં ગયાં, તેમ તેમ શિક્ષણ-જગતમાંના

અન્ય ઘટકો આકાર પામવા લાગ્યા. શિક્ષક અને વિદ્યાર્થી ઉપરાંત વ્યવસ્થાપક અને વાલી, સરકાર અને સમાજ એ ઘટકો પણ ઉમેરાયા. વિજ્ઞાન અને ટેક્નૉલૉજીની આજની દુનિયામાં સાધનો ને ઇમારતો, મેદાનો ને સવલતો એ પણ નોખાં પાડી શકાય એવાં ઘટકો ને પરિબળો બન્યાં છે. વળી, લોકશાહીની મજલ સાથે અને પ્રજાસત્તાકની સ્થાપના સાથે દેશ દેશમાં અખબારો અને લોકમત, રેડિયો અને ટેલિવિઝન, વિશિષ્ટ મંડળો અને વિવિધ હિતસંબંધક સંસ્થાઓ અને ખુદ પ્રજાકીય પ્રતિનિધિત્વ સર્વાંશે કરનારી પાર્લમેન્ટો કે લોક-પ્રતિનિધિ સભાઓ પણ હવે શિક્ષણ-જગતના કાર્ય-સંદર્ભમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અગત્યનાં બની રહ્યાં છે.

પણ હું આ લેખમાં આટલા વિસ્તારથી કે આવી ઝીણવટથી શિક્ષણ-જગતના વિવિધ તાર કાંતવા કે ગૂંથવા માગતો નથી. કેવળ એક જ ઘટકને હું આ તબક્કે કંઈક વિશેષ લક્ષપૂર્વક જોવા ને તપાસવા માગું છું. તે ઘટક એટલે શિક્ષક. હવે, શિક્ષણ-જગતમાં વિવિધ સ્તરોએ જે ભાઈબહેનો ભણાવવાનું અને અધ્યાપનનું કાર્ય કરે છે તે તમામને હું 'શિક્ષક' એ એક શબ્દ વડે ઓળખાવું છું ને બિરદાવું છું. મારે મન પ્રાથમિક શિક્ષક એ વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક જેટલો જ મહત્ત્વનો છે. એ બન્નેના કામમાં ઘણો ફરક છે એ તો દેખીતું જ છે. એ બન્નેની શૈક્ષણિક લાયકાતમાં ઘણો તફાવત છે એ પણ ઉઘાડી વાત છે. પરંતુ, 'શિક્ષક' તરીકે, તત્ત્વતઃ અને મૂળભૂત વ્યવહારમાં બન્નેની પાત્રતા અને ગુણવત્તા એકસરખી છે, હોવી જોઈએ. એટલે પૂર્વ-પ્રાથમિક, પ્રાથમિક, પૂર્વ-માધ્યમિક, માધ્યમિક, મહાવિદ્યાલયિન, વિશ્વવિદ્યાલયિન ને તેથી ય ઉચ્ચતર સપાટી પરના તમામ શિક્ષકોને હું એક વ્યાપક એવા 'કુલ'માં સમાવું છું અને એ સહુને એ 'કુલ'ના સમાન દરજ્જાના સભ્યો ગણું છું.

શિક્ષણ-જગતમાં જે બધા પ્રયોગો અને કાર્યક્રમો સતત અમલમાં મૂકતા રહેવાનું છે તેમાં આગળ જણાવેલ વિવિધ શિક્ષણ-ઘટકોએ પોતપોતાનો ફાળો અવશ્ય આપવાનો છે. પણ આ બધામાં શિક્ષકનો ફાળો સવિશેષ મહત્ત્વપૂર્ણ બલકે નિર્ણાયક છે. શિક્ષકની જવાબદારી જેમ મોટી છે તેમ તેનો અધિકાર પણ મોટો છે. શિક્ષક પોતાનું કામ બરાબર કરી શકે તે માટે તેને જરૂરી તમામ સગવડો અને સવલતો હક્કથી મળવાં જોઈએ, એ સ્વયંસ્પષ્ટ છે. પણ, એટલી જ સ્વતઃસિદ્ધ અપેક્ષા એ પણ છે કે શિક્ષકે પોતાનું નિર્ધારિત કાર્ય ગમે તે ભોગે કે ગમે તે સંજોગોમાં પણ અખંડ ચાલુ રાખવું જોઈએ. અલબત્ત, આ વાત એક આદર્શ જેવી છે, અને આદર્શ હમેશ કઠણ હોય છે. પણ શિક્ષક, એવા આદર્શને અમલી બનાવી શકે તેવાં પાત્રતા અને ક્ષમતા એનામાં છે એ શા માટે ભૂલી જાય છે?

સમગ્ર બાહ્ય જગતમાં તેમ શિક્ષણ-જગતમાં પણ આજે એક જબરદસ્ત દુષ્ટચક્ર ચાલી રહ્યું છે. અને એની અંદર બીજાં અનેક ઓછાંવત્તાં અનિષ્ટોનાં વમળો પણ ફરતાં રહ્યાં છે. શિક્ષક-વર્ગ આ બધામાં સપડાયો છે એમ કહેવું એ કેવળ ઉઘાડી વાત વધારે ખુલ્લી કરવા જેવું છે. પણ, આવા દુષ્ટચક્રમાં સપ-ડાયેલો શિક્ષક એમાં અટવાઈ ન જાય કે ગૂંગળાઈ ન જાય એ બહુ જ આવશ્યક છે. ચોમેરથી ઘેરાયેલી પરિસ્થિતિમાં પણ શિક્ષકની શ્રદ્ધા ડગમગે નહીં અને એની નિષ્ઠા ચળે નહીં એ બહુ જરૂરી છે; કારણ કે, શિક્ષકના હાથમાં જ આ દુષ્ટચક્રને દૂર કરવાની ચાવી છે. અનેક પ્રકારનાં અનિષ્ટોનો સામનો કરતાં કરતાં એણે ખંતથી અને હિંમતથી પોતાના પગ ઉપર સ્વસ્થ અને ટટાર ઊભા રહેવાનું છે. એટલે, દુષ્ટચક્રની ફરિયાદ શિક્ષક કરે એ નહીં ચાલે. ઊલટું, એવા ખરાબ ચક્રને તોડવાનો પુરુષાર્થ શિક્ષકે કરતા રહેવાનો છે. જરા જુદી રીતે કહું તો, શિક્ષણ-જગતમાંનાં હાલના દુષ્ટચક્રને આંતરવાનો ને કાળે કરીને એને અટકાવવાનો વિશેષાધિકાર કેવળ શિક્ષકવર્ગનો જ છે. શિક્ષણ-જગતમાંનાં અન્ય પરિબળો ને ઘટકો પર એ દોષારોપણ જરૂર કરી શકે, પણ પોતે એ દોષપરંપરાનો ભાગ ન બની જાય તેની કાળજી એણે સતત લેવી ઘટે.

* * *

શિક્ષકોની વ્યક્તિગત અને સામૂહિક જવાબદારી વિશિષ્ટ પ્રકારની છે તથા એમનાં કાર્ય ને પ્રદાન સમાજની પ્રગતિ માટે નોંધપાત્ર ને નિર્ણાયક છે એ જો સ્વીકારીએ તો આવા તમામ શિક્ષકોને સમાજે સર્વ મહત્ત્વની બાબતોમાં સંતુષ્ટ રાખવા જોઈએ અને એમનું સન્માન કરવું જોઈએ, એ ભાગ્યે જ જુદું જણાવવું પડે. શિક્ષકો કેવળ પોતપોતાના અભ્યાસ-વિષયોને ભણાવતા નથી, વર્તમાન ને ભાવિ પ્રજાઓનું તેઓ ઘડતર કરે છે. આવી ઘડાયેલી, ટીપાયેલી ને કસાયેલી પ્રજા સમાજ-જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કાર્યપ્રવૃત્ત બને છે અને એ બધાંની કામગીરીથી સમાજનો વિકાસ થતો રહે છે. એટલે, શિક્ષકવર્ગ પ્રત્યે સમાજે પૂરા સન્માનથી ને સહજ સમભાવ વડે જોવું ઘટે.

સહુ પ્રથમ, શિક્ષકનું પગારધોરણ વાજબી અને એના કાર્ય જોડે સુસંગત હોવું જોઈએ. જીવનની મૂળભૂત જરૂરિયાતો સંતોષાય એટલું જ પૂરતું નથી, પણ તે સારી રીતે સંતોષાય એ જરૂરનું છે. પૌષ્ટિક આહાર અને નાનકડું પણ સુંદર નિવાસસ્થાન એને ઉપલબ્ધ હોવાં જોઈએ. વળી, શિક્ષકની જે કેટલીક સાંસ્કૃતિક જરૂરિયાતો છે તે પણ ઠીક ઠીક પ્રમાણમાં સંતોષાય એ રીતે પગારધોરણ મુકરર થયેલું હોવું જોઈએ. કમાવાની વૃત્તિથી કોઈ શિક્ષક બનતું નથી. પણ ભૂખે મરવાની શિક્ષા ભોગવવા કોઈ શિક્ષક તૈયાર ન જ હોય. રોજ-બ-રોજની જરૂરિયાતો ઉપરાંત નૈમિત્તિક ને આકસ્મિક પરિસ્થિતિને પહોંચી વળવા માટે પણ શિક્ષકના પગારધોરણમાં તેમ જ અન્ય નાણાકીય સુવિધાઓમાં કેટલીક સ્પષ્ટ જોગવાઈઓ હોવી ઘટે. ઓછા પગારમાં બચત થવી બહુ મુશ્કેલ છે અને બચત ન હોય તો તડકીછાંયડીના અનેક પ્રસંગોમાં કઈ રીતે ટકી રહી શકાય? એટલે, પગાર ઉપરાંત પ્રોવિડન્ટ ફંડ, ગ્રેચ્યુઈટી, પેન્શન, આદિની સવલતો શિક્ષકવર્ગને મળવી જ જોઈએ. ઉપરાંત, માંદગી કે અકસ્માત જેવા કિસ્સાઓમાં લોન કે ગ્રાન્ટની સવલત પણ હોવી જોઈએ. શિક્ષક એનું પોતાનું સ્વતંત્ર એવું નાનું મજાનું નિવાસસ્થાન બાંધી શકે અને પોતાનાં અધ્યયન-અધ્યાપન માટે નાના પાયા પર સરસ અંગત ગ્રંથાલય વસાવી શકે એ પણ એટલું જ જરૂરી છે. ભાડૂઆત તરીકેની હેસિયત શિક્ષકને ન હોય તો તેની કૌટુંબિક ચિંતાનો ઘણો ભાર હળવો થાય છે.

પણ કેવળ નાણાકીય જોગવાઈઓ અને આર્થિક સવલતો પૂરતાં નથી. શિક્ષકને એના કામમાં મહત્તમ માત્રામાં મોકળાશ હોવી જોઈએ. કેવી રીતે ભણાવવું અને કોણે કેટલું સમજાવવું એ નક્કી કરવાનો અધિકાર શિક્ષકનો છે. એમાં હેડમાસ્તરની, આચાર્યની કે સંચાલકની દખલ કદાપિ ન ચાલે. શૈક્ષણિક વાતાવરણ જેટલું મુક્ત હોય, તેટલાં શિક્ષકનાં પ્રયોગશીલતા અને કાર્યસિદ્ધિ વધશે. એ જ રીતે કયાં પાઠ્યપુસ્તકો વાંચવાં ને મુકરર કરવાં, શું લખવું ને લખાવવું, કેવા અભિપ્રાયો વ્યક્ત કરવા ને વ્યક્ત થવા દેવા એ બધામાં પણ શિક્ષકને એના પોતાના વ્યક્તિગત તેમ જ વિદ્યાકીય સંઘ-વાતાવરણમાં લગભગ સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ. આવી બધી બાબતોમાં શિક્ષકને બાંધવા જતાં શિક્ષણની પ્રક્રિયા જ ખોરવાઈ જાય છે ને ખોરંભે પડે છે તથા શિક્ષણ-જગત બંધિયાર બની જાય છે; એટલે શિક્ષકને જેમ નાણાકીય ને આર્થિક બાબતોમાં ચિંતામુક્ત બનેતો સ્વતંત્ર રાખવો જોઈએ તેમ વૈચારિક ને શૈક્ષણિક બાબતોમાં પણ શિક્ષકની સ્વાભાવિક સ્વતંત્રતાને અકબંધ જાળવવી જોઈએ.

શિક્ષકની પસંદગી અને એની નિમણૂક કરતી વખતે કેટલાંક સ્પષ્ટ ધોરણો હોવાં જોઈએ અને એ મુજબ થતી નિમણૂકોમાં પછી કોઈ ભેદભાવ કે પક્ષપાત ન રહેવો જોઈએ. શૈક્ષણિક પાત્રતા સાથે શિક્ષકની માનવીય લાયકાત અવશ્ય વિચારણામાં લેવી જોઈએ. જે વ્યક્તિ શિક્ષક તરીકે નિમાય એ કેવળ બુદ્ધિશાળી ને હોશિયાર હોય તે પૂરતું નથી; એવી વ્યક્તિ વધારામાં વિદ્યાવ્યાસંગી હોય તોપણ બધી વિચારણા અને આવશ્યકતા ત્યાં અટકતી નથી. એવી બધી પાત્રતા ધરાવનાર વ્યક્તિનું સર્વાંગી ચારિત્ર્ય કેવું છે અને એ વિદ્યાર્થીવત્સલ કેટલા પ્રમાણમાં છે એ પણ જોવું ઘટે. એક વાર શિક્ષક તરીકે નિમણૂક થઈ એટલે પછી

આજીવન એ પદે રહેવાનું મળે જ એવી જડતાભરી સલામતી શિક્ષકને ન હોવી જોઈએ. તે સાથે જ ગમે ત્યારે અધવચથી પોતાને જવું પડે એવી ભીતિ કે ધ્રૂજારી પણ શિક્ષકને નસીબે ન રહેવી ઘટે. ખાસ કરીને સ્વમાનની જાળવણી અને સ્વાતંત્ર્યના ઉપભોગ માટે શિક્ષક જ્યારે સ્વાભાવિક ખમીરથી ચાલતો-બોલતો હોય ત્યારે એ કોઈ જડસુ તંત્રવાહક કે અજ્ઞાની સંચાલકની કિન્નાખોરીનો ભોગ ન થઈ પડે એ ખાસ જોવું રહ્યું. ટૂંકમાં, શિક્ષકનાં ભૌતિક જીવનધોરણ અને સાંસ્કૃતિક સ્તર સરસ જળવાય એ જોવાની સમાજની ફરજ અને જવાબદારી છે. સરકાર કેવળ વધુ શાળા-કૉલેજો ખોલે અને વાલીઓ માત્ર ફી-ફાળો આપ્યા કરે એટલું પૂરતું નથી. સમજપૂર્વક અને મર્યાદિત સંખ્યામાં શિક્ષણસંસ્થાઓ શરૂ થાય એ જોવાની એ સહુની ફરજ છે; અને આવી સંસ્થાઓમાં કામ કરતાં શિક્ષક ભાઈબહેનોને સુયોગ્ય પગારધોરણ તથા અન્ય આર્થિક સવલતો ન્યાયપુરઃસર ને હક્કથી મળતી રહે એ જોવાની આજના યુગમાં કલ્યાણ રાજ્યવાળી સરકારોની સવિશેષ ફરજ છે. સારા શિક્ષકો નિર્માણ કરવા માટેની તત્પરતા ને ક્ષમતા ન હોય તો કેવળ વાર્ષિક અહેવાલોમાં આંકડાઓની માયાજાળ ફેલાવવા માટે છાશવારે વધુ સંસ્થાઓ ખોલવાનો અને પછી તેમને ગમે તેમ ચલાવવાનો સરકારોને, રાજકારણીઓને તથા વાલીઓને કોઈ અધિકાર નથી.

* * *

શિક્ષકવર્ગ જેમ કેટલાક વિશેષાધિકારોને પાત્ર છે તેમ કેટલીક ખાસ જવાબદારીઓ માટે પણ એ પૂરતો તૈયાર બલકે તત્પર જોઈશે. પગારધોરણો વધારતા જવાથી સારા શિક્ષકોની સંખ્યા આપોઆપ વધતી જશે એ ભ્રમ છે. સારા શિક્ષકને સારો ને ઊંચો પગાર મળવો જોઈએ. પણ વધારે પગાર આપવાથી સારા ને ઉત્તમ શિક્ષકો મળશે જ એવી કોઈ ખાતરી નથી. વળી, કેવળ પૈસા કમાવા એ શિક્ષકનું ધ્યેય નથી – ન જ હોઈ શકે. એટલે ધનપ્રાપ્તિ બાબતમાં શિક્ષકની વૃત્તિ અમુક કક્ષાએ સંતોષ મેળવનારી હોવી જોઈએ. એ પણ ભુલાવું ન જોઈએ કે શિક્ષકના પ્રત્યક્ષ અધ્યાપનના કલાકો રોજના ૨૪ કલાકમાં થોડાક જ હોય છે, અને વધારામાં લાંબી-ટૂંકી રજાઓ મેળવવાનો પણ લહાવો તેને મળે છે. એટલે, એને મળતા વિશેષ ફાજલ સમયમાં સતત અધ્યયનશીલ રહીને એણે પોતાની નવરાશને સફળ રીતે વાપરવાની છે.

શિક્ષકે સતત નવું વાચન કરતા રહેવું જોઈએ. પોતાના વિષયમાં તો તેણે ખાસ રસપૂર્વક વધુ ને વધુ જાણકારી મેળવતા રહેવું જોઈએ. નવું વાચન અને સાથે નવી પરિસ્થિતિમાંનાં ઉદાહરણો એ બન્ને વડે શિક્ષકે શીખવવું જોઈએ. વર્ગમાં જે યુવાન, ઉત્સાહી, વિદ્યોત્સુક વિદ્યાર્થી ભાઈબહેનો બેઠાં હોય તેમની આગળ દૃષ્ટિવંત રીતે અને તાઝગીભરી શૈલીમાં શિક્ષકે પોતાના અભ્યાસ વિષયોની રજૂઆત અને એનું નિરૂપણ કરવાનાં છે. તે સાથે જ, પોતે સતત વિચારશીલ રહે એ પણ શિક્ષક માટે ખૂબ આવશ્યક છે. આજે કમભાગ્યે મોટા ભાગના શિક્ષકો ચીલાચાલુ થઈ માર્ગ કાપતા જોવા મળે છે. વિદ્યા માટે પ્રીતિ ન હોય, વિદ્યાર્થીઓ માટે વત્સલભાવ ન હોય, વિચારશીલતાની વૃત્તિ ન હોય અને વાચનલેખન માટે ઉત્સાહ ન હોય તો પછી શિક્ષક શિક્ષક કેવી રીતે રહે? અધ્યયન-અધ્યાપન ઉપરાંત લેખન-પ્રકાશન દ્વારા પણ શિક્ષકે પોતાનાં કાર્યશક્તિ અને તેજસ્વિતા પ્રગટાવવાનાં છે.

સમાજ શિક્ષક પાસેથી અનેક અપેક્ષાઓ રાખે છે અને તે યોગ્ય જ છે. શિક્ષક સમાજ પાસેથી જેટલું મેળવે તેના કરતાં અનેકગણું વધારે તે સમાજને આપે એમાં શિક્ષકની વિશેષતા અને મહત્તા છે. આવા સાચા અને મહાન શિક્ષકો કોઈ પણ રાષ્ટ્રમાં અને સમાજમાં અલ્પ સંખ્યામાં જ હોવાના; પરંતુ, આજના ભારતમાં એવા શિક્ષકો એકંદર લોકસંખ્યાના પ્રમાણમાં ગણ્યાગાંઠ્યા પણ દેખાતા નથી; આ કરુણતા ને કમનસીબી છે. પણ એનો બળાપો કરવાનો કશો અર્થ નથી; જે થોડી ઉદાત્ત વ્યક્તિઓ શિક્ષણ-ક્ષેત્રે હોય તેમણે પોતાની આંતરિક ચેતનારૂપી વિદ્યુત્ વડે પોતાનો જીવન-યજ્ઞ સતત જલતો રાખીને, એકલવીર તરીકે પણ, અડગ આત્મશ્રદ્ધા વડે અને ધૈર્યશીલતા સાથે હાલના અંધકારમાંથી માર્ગ કાપવો જ રહ્યો!

# ☆ ☆ ☆ ઉચ્ચ શિક્ષણનો નવો અભિગમ

લેખક: શ્રી હરસુખભાઈ સંઘવી, પ્રમુખ : સર્વોદય કેળવણી મંડળ, રાજકોટ

આજે રાષ્ટ્ર મહાન કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે. સને ૧૯૪૭માં ભારત આઝાદ થયું ત્યારે ભારત પાસે પૂ. બાપુ ઉપરાંત પંડિત નેહરુ, સરદાર પટેલ, સી. રાજગોપાલાચારી, ડૉ. રાજેન્દ્રપ્રસાદ ઈત્યાદિ પ્રથમ કોટિના નેતાઓ હતા. તેમના પહેલાં બાલ ગંગાધર ટિળક, શ્રી મોતીલાલ નેહરુ, ગોપાળ કૃષ્ણ ગોખલે ઈત્યાદિ રાજકીય નેતાઓએ આપણા રાષ્ટ્રના ઘડતરમાં ફાળો આપ્યો હતો. કવિ રવીન્દ્રનાથ ટાગોર, શ્રીમતી સરોજિની નાયડુ, સર જગદીશચંદ્ર બોઝ, સર જમશેદજી તાતા ઈત્યાદિ વિધવિધ ક્ષેત્રના નેતાઓએ રાષ્ટ્રને ઉન્નત કરવામાં મોટો ફાળો આપ્યો હતો.

આઝાદી પછીના વીસ વર્ષના ગાળા બાદ ઘણા નેતાઓ અદૃશ્ય થયા છે. નેતાઓની નવી પેઢી માટેની કામગીરી વધારે કઠિન થઈ છે અને વિદ્યમાન નેતાઓએ રાષ્ટ્રની સમસ્યાના ઉકેલના પ્રયાસોમાં અગાઉની નેતાગીરી જેવી છાપ પાડી નથી. આજે રાષ્ટ્રની અનેક કટોકટીઓમાં નેતાગીરીની કટોકટી પણ એક વિકટ કોયડો બની ચૂકી છે.

આજે પ્રજાના પ્રત્યેક ક્ષેત્રમાં ઉચ્ચ શ્રેણીની વ્યક્તિઓ ઘટતી જાય છે અને રાષ્ટ્રજીવનના પ્રત્યેક સ્તરમાં વચલી કક્ષાઓના માનવીઓ અગ્ર ભાગ ભજવતા રહ્યા છે. શિક્ષણમાં અને ખાસ કરીને ઉચ્ચ શિક્ષણમાં શિક્ષણનો વ્યાપ વિસ્તરતો જાય છે. પ્રથમ કરતાં વધારે યુવાનો અને યુવતીઓ સ્નાતક કક્ષા સુધી પહોંચી વિદ્યાપીઠોની ઉપાધિઓ મેળવે છે અને છતાંયે શિક્ષિત બેકારોની સંખ્યા વધતી જાય છે. શિક્ષણ પામેલા સ્નાતકો અને અનુસ્નાતકોના કાર્યની કુશળતા, જ્ઞાનની ઘનતા અને દૃષ્ટિની તીક્ષ્ણતા પણ ઘટતાં જાય છે. રાષ્ટ્રની સમસ્યાઓના ઉકેલ માટે જીવનનાં વિધવિધ ક્ષેત્રોમાં જ્યારે ઘણી મોટી સંખ્યાના ઉચ્ચ કક્ષાના કાર્યકર્તાઓની આવશ્યકતા છે ત્યારે પ્રાપ્ય થતા કાર્યકર્તાઓની સંખ્યા વધતી હોવા છતાં કાર્યક્ષમતા ઘટતી જાય છે તે મોટી ચિંતાનો વિષય છે.

આજે ટોચ અને વચલી કક્ષાના વહીવટકર્તાઓ પાસે કામના નિકાલની સૂઝ નથી. કચેરીઓમાં કામ કરતા કારકુનો પાસે ચીવટ અને કુશળતા નથી.

શિક્ષણના વધતા જતા વ્યાપની સાથે, સાચા અર્થના શિક્ષકો દૂર થતા જાય છે. શિક્ષકોની નવી પેઢી પાસે પરિશ્રમ, પાંડિત્ય અને શિક્ષકના વ્યવસાયની પવિત્રતા નથી. પરિણામે તેમનું શિક્ષણકાર્ય પાંખું બને છે અને નવી જવાબદારીઓ માટે તેમના દ્વારા તૈયાર થતા વિદ્યાર્થીઓની તાલીમ પણ પાતળી બની ગઈ છે.

આજે વ્યાપાર અને ઉદ્યોગો વિસ્તૃત થતા જાય છે. વ્યાપાર-ઉદ્યોગના વિકાસ માટે પ્રજાકીય સરકાર વિપુલ સહાય આપી રહી છે. વ્યાપાર-ઉદ્યોગ માટે સાધનો અને સગવડતાઓ પણ પ્રથમ કરતાં ઘણાં વિશેષ પ્રાપ્ય છે. વ્યાપાર-ઉદ્યોગની પ્રામાણિકતા, નીતિમત્તા અને બિરાદરીનું સ્થાન આજે મહદ્અંશે અનીતિ, અપ્રામાણિકતા અને સ્વાર્થે લીધું છે. આ પરિસ્થિતિને કારણે પૈસો વધે છે પરંતુ રાષ્ટ્રસંપત્તિમાં આનુષંગિક વધારો થતો નથી.

વિજ્ઞાનનો અભ્યાસ વધ્યો છે પણ તેજસ્વી વૈજ્ઞાનિકોની સંખ્યા ઘટી છે. અર્થશાસ્ત્રનો અભ્યાસ વધ્યો છે, પણ અર્થશાસ્ત્રીઓ રાષ્ટ્રવિકાસ માટેનું આવશ્યક આયોજન મૌલિક રીતે વિચારી શકતા નથી. સમાજશાસ્ત્રનો અભ્યાસ વધ્યો છે, પણ સમાજનાં પરિબળો અને વહેણો સાચા માર્ગે વાળવા માર્ગદર્શન દુર્લભ બન્યું છે,

ઈજનેરો વધ્યા છે, ઈજનેરોમાં બેકારી પણ વધી છે, છતાં સસ્તાં અને સારાં સુઘડ મકાનો, સસ્તી વીજળી, સસ્તી દવાઓ, સસ્તાં સારાં ટકાઉ યંત્રો અપ્રાપ્ય છે.

વિકસતા દેશ માટે આવી સમસ્યાઓ અત્યંત ખતરનાક છે. ખતરો કેટલો વ્યાપક છે તેની પણ બહુ ઓછાને કલ્પના હશે. પરદેશોનાં વિકાસની ગતિ, ચારિત્ર્ય અને નિષ્ઠા સામે વર્તમાન ભારતનું આવું ચિત્ર અતિ કંગાળ છે.

ત્યારે આવી મુશ્કેલ પરિસ્થિતિમાંથી માર્ગ કેવી રીતે નીકળી શકે? આ ખતરામાંથી કોણ આપણને બચાવશે? રાષ્ટ્રના ઘટતાં જતાં ચારિત્ર્ય, પ્રામાણિકતા, નિષ્ઠા, નીતિમત્તા અને પરિશ્રમની માત્રા યોગ્ય અંશ ઉપર મૂકવા માટે આપણને કોણ સહાય કરશે?

આજે વિચારકોની, સમાજસુધારકોની અને જનતાની દૃષ્ટિ શિક્ષણ ઉપર છે. ઉચ્ચ શિક્ષણ ઉપર છે. ઉચ્ચ શિક્ષણનું કલેવર બદલી તેને નવો અભિગમ આપવાની ઘણી મોટી આવશ્યકતા છે. સમિતિઓ, ઉપ-સમિતિઓ, કમિશનો વગેરેના કામકાજમાંથી બહાર નીકળી જે કંઈ નિર્ણયો લેવાયા છે તેને વ્યવહારની ભૂમિકા ઉપર મૂકી, કાર્યરત થવાની આજે તાતી જરૂર છે.

એ કેવી રીતે બની શકે? પ્રશ્ન સરળ છે, સીધો છે પણ તેના ઉકેલ માટે દૃઢ નિર્ણયશક્તિ અને આત્મશ્રદ્ધાની જરૂર છે. આપણી પાસે અસંખ્ય દૃષ્ટાંતો છે કે અલ્પશિક્ષિત માનવો દૃઢ નિર્ણયશક્તિ, પરિશ્રમ અને આત્મશ્રદ્ધાથી ઘણાં આગળ વધ્યા છે. આજના ઉચ્ચ શિક્ષણના સુધારા માટેના રાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલ માટે આવી કાર્યવાહી આવશ્યક બની ચૂકી છે.

આજે ઉચ્ચ શિક્ષણના નવા વિકાસનો માપદંડ તાલીમ અને શિક્ષણની સાચી જરૂરિયાત હોવો ઘટે છે. વિનયન, વાણિજ્ય કે કાયદાના ચીલાચાલુ અભ્યાસ માટે, શિક્ષણ અર્થે પ્રાપ્ય થતા મોંઘાં નાણાંનો દુર્વ્યય અટકાવવો જોઈશે. આ નાણાંનો ઉપયોગ ખેતીવિકાસ, ભૂસંપત્તિને અનુરૂપ ઉદ્યોગોના વિકાસ અને પ્રજાનાં ખમીર અને ચૈતન્યના વિકાસ માટે ઉપયોગી બને તેવી નવીન શિક્ષણ સંસ્થાઓ માટે કરવો પડશે.

શિક્ષણની વિદ્યમાન સંસ્થાઓ પૂર્ણ સમય માટે કાર્ય કરતી થાય, શિક્ષકો અને વિદ્યાર્થીઓ પણ પૂર્ણ પરિશ્રમ કરી વિદ્યાસાધનાના પવિત્ર કાર્યમાં પ્રવૃત્ત થાય, અભ્યાસની ઉપરછલ્લી પ્રવૃત્તિઓને બદલે ઊંડા અભ્યાસ અને સંશોધનના કાર્યમાં બન્ને પક્ષ પ્રવર્તમાન બને, તે માટે વિદ્યાપીઠો પણ કાર્યરત થાય તે જોવા સૌ કોઈએ ચીવટ રાખવી જોઈશે.

આજના શિક્ષણને શ્રમની સાથે સંબંધ નથી. માત્ર કચેરીના ટેબલ ઉપર બેસી, સમયાનુસાર જે કંઈ બની શકે તેવું અલ્પ કાર્ય કરી પ્રમાદપૂર્ણ અને ધ્યેયહીન જીવન વ્યતીત કરતા શિક્ષિત યુવાનોને શ્રમની ધરેડમાં નાખવા જોઈએ. તેમ કરવાથી તેઓ રાષ્ટ્રના પ્રશ્નોની સાથે ઓતપ્રોત બની શકશે અને તેમના વિકાસ માટે વિચારતા થશે. ઘણા દેશમાં લશ્કરી સેવા ફરજિયાત છે. આપણા દેશમાં રાષ્ટ્રીય સેવા ફરજિયાત બનાવવી પડશે અને તેમ થશે તો જ આપણી મોટામાં મોટી મૂડી, માનવધનનો, ગ્રામીણ પ્રદેશ, ગ્રામીણ અર્થકારણ અને ગ્રામીણ સંપત્તિના વિકાસમાં આપણે ઉપયોગ કરી શકીશું.

આજે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓએ શિક્ષણના નવા માર્ગો શોધી ઉપકારક પ્રયોગો કરવા પડશે. આવા ઉપયોગી પ્રયોગોમાં નેતાગીરીની તાલીમ માટેના શિક્ષણનો પણ સમાવેશ કરવો પડશે. કૉલેજોના પ્રથમ વર્ષમાં આવતા તેજસ્વી, ચૈતન્યપૂર્ણ અને ખંતીલા યુવાનો શોધી, શિક્ષકોએ તેમને વાચન, મનન, ચિંતન, લેખન, સંશોધન અને પરિશીલનને માટે સતત માર્ગદર્શન આપવું જોઈશે. વિશાળ અને સમૃદ્ધ પુસ્તકાલયો, પ્રયોગશાળાઓ, ચર્ચાઓ અને પરિસંવાદો યોજી નેતાગીરીને માટે આવશ્યક લક્ષણો સમજાવી તેવાં

લક્ષણો યોગ્ય યુવાનો ગ્રહણ કરે તે માટે શિક્ષકો અને સંચાલકોએ અર્થપૂર્ણ પ્રયાસો કરવા જોઈશે. આવા પ્રયોગોમાં વ્યાપાર અને ઉદ્યોગોમાં પડેલા સ્વદેશપ્રેમી અને સમજુ વર્ગે સહાય કરવી પડશે. આવા પ્રયોગોમાં સરકાર અને સમાજે રસ દાખવવો પડશે અને ક્ષીણ નેતાગીરીમાંથી દેશને બચાવવો હશે તો ભાવિ જવાબદારી ઉપાડવા આ તમામ વર્ગોએ ઉચ્ચ શિક્ષણ દ્વારા પ્રયત્નશીલ બનવું પડશે.

પરંતુ આવા કાર્ય માટે શિક્ષણસંસ્થાઓ, શિક્ષકો, સંચાલકો, વિપુલ સાધનો, યોગ્ય પ્રકારના વિદ્યાર્થીઓ, આ બધું ખરેખર મળશે? જ્યારે નવી નેતાગીરી માટેની સતત ચિંતા સર્વત્ર પ્રસરતી જાય છે ત્યારે પોતાનો ધર્મ બજાવવા સર્વત્ર ઇંતેજારી ન દેખાય તોપણ આવું પાયાનું કાર્ય કરવા થોડી સંસ્થાઓ, શિક્ષકો અને વિદ્યાર્થીઓ અવશ્ય મળી શકશે તે નિ:શંક છે. જરૂર છે માત્ર પહેલ કરવાની અને પહેલ કર્યા પછી મુશ્કેલી પડે તો નાસીપાસ થયા વગર પ્રયોગો ચાલુ રાખવાની હિંમતની.

ઉચ્ચ શિક્ષણમાં પડેલા સૌ કોઈ આ પ્રશ્ન ઉપર નવેસરથી વિચારી, ઉપરોક્ત દૃષ્ટિએ તેને નવો અભિગમ આપવાનો સક્રિય પ્રયાસ કરશે, તો તેઓએ આજનો તેમનો રાષ્ટ્રધર્મ બજાવ્યો કહેવાશે તે નિર્વિવાદ છે.

## TRADITION AND MODERNITY

Is modernity so modern as to negate altogether the past and the tradition? Is there no real inherent and organic connection between them? While I must leave these and other allied questions to others at this seminar, I cannot help drawing their attention to one basic concept of Indian tradition and modernity. The concept is that of *kula* and *Sheela*, which invariably go together so as to make of the two a compound word Kula Sheela, which was the concept of identity of a person, of the social man. Now, *Kula*, as everybody knows, is heredity, inheritance, which is both biological and cultural, together constituting what we call tradition. One does not determine one's *Kula*, it is given to him. That is what we call tradition. The other half or part is his *Sheela*. What is *Sheela* then? Every man finds himself in a given time and space, in a given human situation which has its particular problems, obligations and challenges that have to be met if he is to live fully and well; in the process are generated new thoughts, new ideas, visions, images, symbols, modes and methods of thought and action. How and to what extent I make myself aware of them, respond to determine my *Sheela*. This *Sheela*, then, which is my make, becomes, when passed on to my son or daughter, transmuted into his or her *Kula;* what with me was my *Sheela* becomes their *Kula* or inheritance, and in their own time and space they will have to build up *Sheela*, which in its turn will again be transmuted to *Kula* of their sons and daughters. And thus the whole process which is continuous, goes on and the dichotomy between tradition and modernity vanishes into thin air, making the entire process an integral and organic one.

From: Modernity And Contemporary Indian Literature.

—**Niharranjan Ray**

## ☆ ☆ ☆ આધુનિક શિક્ષણ અને અંગ્રેજી ભાષા

લેખક: **શ્રી અમૃતલાલ યાજ્ઞિક, આચાર્ય મીઠીબાઈ આર્ટસ્ ઍન્ડ કોમર્સ કૉલેજ, વિલેપારલે**

અત્યારે એક બાજુથી શિક્ષણના તમામ સ્તરે શિક્ષણનું માધ્યમ માતૃભાષા કે પ્રાદેશિક ભાષા હોવી જોઈએ તેવી ઘોષણાઓ થાય છે અને ગંભીરપણે તેની વિચારણા કરાય છે, ત્યારે બીજી બાજુથી શહેરમાં વસતાં માબાપોમાં પોતાનાં બાળક અંગ્રેજી દ્વારા શિક્ષણ લે એ મનોવૃત્તિ અને તદ્નુસાર પ્રવૃત્તિ વધતી જાય છે. આ કેવી વિચિત્રતા છે! મુંબઈ, અમદાવાદ વગેરે શહેરોમાં અંગ્રેજી માધ્યમવાળી નિશાળો વધતી જાય છે, એટલું જ નહીં પણ વધુ પૈસાવાળી ફી આપીને—ડોનેશન આપીને પણ—એવી નિશાળોમાં પોતાનાં બાળકોને દાખલ કરીને તેમનું હિત સાધ્યાનો સંતોષ માબાપ મેળવે છે!

જે બાળકોએ આવી અંગ્રેજી માધ્યમવાળી નિશાળોમાં શિક્ષણ લીધું હોય તેમનું વ્યક્તિત્વ ઘડતર, તેમનાં રહેણીકરણી, રીતભાત, વિચારપદ્ધતિ અને માનસ કેવાં થાય છે તે બધાનું નિરીક્ષણ કરીને આ રીતે શિક્ષણ આપવું કેટલે અંશે ઈષ્ટ છે, તેનો માતાપિતા અને સમાજ વિચાર કરે તો યથાર્થ સ્થિતિ સમજાય.

મોટાં શહેરોમાં ઘણીખરી અંગ્રેજી માધ્યમવાળી નિશાળોનું સંચાલન ખ્રિસ્તીધર્મી મંડળો કરતાં હોય છે. આખું વાતાવરણ અંગ્રેજી ભાષાથી વીંટળાયેલું હોવાથી આવી નિશાળોમાં ભણતાં બાળકો અંગ્રેજી ભાષા સરસ છટાથી બોલતાં શીખી જાય છે એ વાત ખરી છે. શિક્ષકો પણ મોટાભાગના અંગ્રેજી ભાષા બોલનારા જ હોય છે, એટલું જ નહીં પણ પશ્ચિમી સંસ્કારોથી સજ્જ હોય છે; એટલે બાળકના ઘડતરમાં એવી રીતભાત સ્વાભાવિક રીતે જ આવે છે. પરંતુ બાળક જે ઘર કે કુટુંબમાંથી આવે છે ત્યાં વાતાવરણ જુદું જ હોય છે; તેની ભાષા, તેનાં સામાજિક રીતરિવાજો અને જીવનપદ્ધતિ ભારતીય રંગે રંગાયેલાં હોય છે. પરિણામે, આવી નિશાળોમાં ભણતા બાળકના ઘડતરમાં એક પ્રકારની વિસંવાદિતા ઊભી થાય છે. ઘરનું સાંસ્કારિક ઘડતર નિશાળના શિક્ષણથી તદ્દ્ન જુદું હોય છે. નિશાળમાં અપાતું શિક્ષણ વ્યવસ્થિત પ્રકારનું અને દૃઢ નિયમોથી અંકિત હોય છે; તેથી તેની છાપ બાળકના ચરિત્ર ઉપર વિશેષ પડે છે. તેને લીધે તેની શક્તિનો સ્રોત એ દિશામાં વિશેષ બળથી વહેતો થાય છે. આ બધાંને લીધે ઘરમાં બોલાતી ભાષા ઉપર તેનું લક્ષ બહુ રહેતું નથી; તેથી બાળક માતૃભાષા દ્વારા પોતાનાં ભાવો, વિચારો, મનોવૃત્તિઓ વગેરે યથાર્થ રીતે વ્યક્ત કરી શકતું નથી. ઘરમાં આપણી સંસ્કૃતિમાંથી ઉપસ્થિત થયેલાં રીતરિવાજો, વિચારઢબો, સામાજિક વિચારણાઓ વગેરે તેની ઉપેક્ષા પામે છે; તેનું માનસ તેનાથી વેગળું થતું જાય છે. તેનું બૌદ્ધિક અને સાંસ્કૃતિક ઘડતર તેના કૌટુંબિક વાતાવરણથી જુદા પ્રકારનું થાય છે. પછી એ બાળક ઘરમાં કુટુંબ સાથે એકરૂપ બની શકતું નથી ને તે અતડું થતું જાય છે.

જેમ જેમ એ મોટું થતું જાય છે તેમ તેમ આપણી જીવનપદ્ધતિ અને આપણાં સાંસ્કૃતિક મૂલ્યો તેને સમજાતાં નથી. તેનો શાળાઉછેર જ એવા પ્રકારનો બને છે કે તેને નિશાળમાંથી મળેલા સંસ્કારોને અનુરૂપ જેઓ હોય તેમની સાથે જ તેની સંવાદિતા સધાય છે અને પોતાનાં સ્વજનો તેને પરાયાં લાગે છે. પોતાની માતૃભાષા, અંગ્રેજી ભાષા જેટલી, સરળતાથી એ બોલી શકતું નથી. એટલું જ નહીં પણ પોતાના ભાવ કે વિચારોની અભિવ્યક્તિ માટે પોતાની માતૃભાષા એને અડવી, અધૂરી ને અકળાવનારી ભાસે છે. ગુજરાતી બોલતાં ઘણા અંગ્રેજી શબ્દો તેને વચ્ચે વચ્ચે મૂકવા પડે છે. અંગ્રેજીમાં વ્યક્ત થતી વિચારઢબને ગુજરાતીમાં વ્યક્ત કરવા જતાં વિચિત્રતાનું પ્રદર્શન કરી બેસે છે. કોઈ પરદેશી ગુજરાતી બોલતો હોય તેવી તેની સ્થિતિ થાય છે.

આ તો થઈ બાહ્ય વાત. પણ જે સંસ્કાર અને વાતાવરણમાં આપણે જીવન જીવીએ છીએ તેનાથી ભિન્ન પ્રકારે તેનો માનસપિંડ બંધાતો હોય છે. તેથી કુટુંબ અને સમાજ સાથે તે એક પ્રકારની માનસિક જુદાઈ અનુભવે છે. એક સ્વાનુભવયુક્ત ઉદાહરણથી આ વસ્તુ વધુ સ્ફૂટ થશે. થોડા વખત પહેલાં હું એક મારા મિત્રને ઘેર અમદાવાદ ગયો. તેનો બુદ્ધિશાળી છોકરો ત્યાંની એક અંગ્રેજી માધ્યમવાળી નિશાળમાં ભણતો હતો. તે એસ. એસ. સી.ના વર્ગમાં હતો. અંગ્રેજી ભાષા ઉપર તેનો સરસ કાબૂ હતો. તેની રીતભાતમાં વિનયશીલતા તેમ જ સ્વસ્થતા સ્વાભાવિક રીતે તરી આવતાં હતાં.

મેં એને અંગ્રેજીમાં પૂછયું, "મહાત્મા ગાંધીનું નામ તો સાંભળ્યું જ હશે?" એણે ઉત્તર વાળ્યો, "હા, રાષ્ટ્રપિતાનું નામ કોણ ન જાણે?" પછી મેં પૂછ્યું, "જવાહરનું નામ?" તેણે જવાબ આપ્યો, "ભારતના એ પ્રથમ વડા પ્રધાન હતા." એના ઉદ્ગારોમાં ઉમળકો કે ઉષ્મા નહોતાં! મહાત્મા ગાંધી કે જવાહરલાલ એને મન ઐતિહાસિક માહિતીનાં નામ હતાં. પછી પૂછયું, "રવિશંકર મહારાજ વિશે કશું જાણો છો? તેમણે ગુજરાતની શી સેવા કરી છે?" એ મારા સામું જોઈ રહ્યો. મહારાજનું નામ જ નહોતું સાંભળ્યું. દયાનંદ સરસ્વતી કે આર્યસમાજ વિશે મેં માહિતી માગી તો જાણ્યું કે એની તેને જાણ નહોતી. લોકસાહિત્ય અને મેઘાણી વિશે પૂછયું તો તે વિશે પણ એ ખાસ પરિચિત ન હતો. નીચલી શ્રેણીના ગુજરાતી વિષયમાં મેઘાણીનું કાવ્ય હતું એટલી હકીકત તે જાણતો હતો. એ વિદ્યાર્થી બુદ્ધિશીલ અને તેજસ્વી હોવા છતાં તેને ગુજરાતની સામાજિક, સાંસ્કૃતિક કે સાહિત્યક માહિતી નહોતી. પછી ગુજરાત પોતાની છે એવી ભાવના તેનામાં કયાંથી જાગે ને ભારતીય સંસ્કૃતિના હાર્દને કયાંથી સમજી શકે?

આમાં એ વિદ્યાર્થીનો કશો દોષ નહોતો. જે વાતાવરણમાં તે ઊછરતો હતો તેમાં પોતાના સમાજ કે સંસ્કૃતિ વિશેની સામગ્રી જ નહોતી. ગુજરાતમાં રહેતો હતો, પણ તે એના સ્થૂળ જીવન પૂરતું જ. એનું બૌદ્ધિક અને સાંસ્કૃતિક પોષણ ગુજરાત બહારનાં આબોહવા અને ઢબથી થતું હતું. આવી નિશાળોમાં ભારતીય સંસ્કૃતિનો પરિચય આપતી વાર્તાઓ શીખવાય છે, પણ એ જે રીતે આપણે ગ્રીક કે અન્ય યુરોપિયન સંસ્કૃતિની વાર્તાઓ શીખીએ છીએ તે રીતે. મેં આવા અનેક અંગ્રેજી માધ્યમમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ જોડે વાત કરી છે, ત્યારે આ જ લાગણી અનુભવી છે. રામ અને રાવણની વાર્તા જાણે છે, પણ 'રામા' અને 'રાવણા' જેવાં વિચિત્ર ઉચ્ચારણો જ આપણા સંસ્કાર વિશેની એની પરકીયતા સૂચવે છે; આપણને જેમ ટ્રૉયના યુદ્ધનાં હેલન, હૅક્ટર અને એકિલીસ જેવાં પાત્રો લાગે છે તેમ.

આ કારણોને લીધે આવી નિશાળોમાં બાળકોને ભણાવવાથી આપણે આપણાં બાળકોને ઘરમાં અને કુટુંબમાં 'પરદેશી' બનાવીએ છીએ એ હકીકત લક્ષમાં રાખવી ઘટે છે. બાળક અંગ્રેજી ભાષા શીખે તેનો જરાય વાંધો નથી, પણ સ્વકીય સંસ્કારો ભૂંસી નાખે તેવી શિક્ષણપ્રથા તેના વ્યક્તિત્વને વિસંવાદી બનાવે છે. એટલે પછી તેનું સાંસ્કારિક વ્યક્તિત્વ નથી રહેતું આપણા દેશનું કે નથી પૂરું બની શકતું પશ્ચિમી. કેટલીક વાર 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' જેવી એની સ્થિતિ થાય છે. આ પરિસ્થિતિનો સામનો કરવા આપણા લોકોએ અંગ્રેજી માધ્યમવાળી નિશાળોનું સંચાલન શરૂ કર્યું છે. આ પ્રકારની નિશાળોમાં આપણું વાતાવરણ રહે છે અને પરકીય સંસ્કારોની બીક નથી રહેતી એ ખરું, પણ બાળકની સ્વાભાવિક પ્રગતિને આવી પરદેશી ભાષાના માધ્યમવાળી નિશાળો રૂંધે છે, અડચણરૂપ બને છે. આ જાતનું શિક્ષણ બાળકને પોતાની સામાજિક વ્યવસ્થાના ઘટકરૂપ નથી બનાવી શકતું. ઊલટું, ઘણી વાર કૌટુંબિક, સામાજિક કે સાંસ્કારિક ઐક્યને વિઘાતક નીવડે છે.

કેળવણીની બાબતમાં એક પાયાની હકીકત યાદ રાખવી જરૂરી છે. બાળક જન્મે છે ત્યારે તેનો ઉછેર જેમ આસપાસની આબોહવાને અનુરૂપ થતો હોય છે, તેમ એનો સામાજિક અને સાંસ્કારિક ઉછેર પણ

આસપાસની સામાજિક અને સાંસ્કારિક આબોહવા ઉપર આધાર રાખે છે. માતૃભાષા એ બાળકના ઊર્મિતંત્રને તથા ચિત્તતંત્રને ઘડવાનું, વિકસાવવાનું અને સંસ્કારવાનું કુદરતી સાધન છે. પોતાનાં સ્વજનોનાં પ્રેમ અને લાગણી તે માતૃભાષા દ્વારા મેળવે છે; પ્રથમ તે માતૃભાષા દ્વારા પોતાનાં સંવેદનો, ઊર્મિઓ, અભિલાષાઓ, સ્વપ્નો સ્વાભાવિક રીતે વ્યક્ત કરે છે. આ ઉપરથી માતૃભાષાનું મહત્ત્વ અન્ય ભાષાઓ કરતાં ઘણું વિશિષ્ટ પ્રકારનું છે. બાળપણમાં જ પાયાના માનવીગુણોનાં બીજ રોપાય છે; માતૃભાષા દ્વારા જ એનું સિંચન અને પોષણ થાય છે. તેથી પ્રાથમિક શિક્ષણ માતૃભાષા દ્વારા જ થવું જોઈએ એમ જગતના શિક્ષણકારો અને માનસશાસ્ત્રીઓ કહે છે તે યોગ્ય જ છે.

પ્રાથમિક શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાથી બાળકનો માનસિક અને બૌદ્ધિક વિકાસ ઝડપી અને સમતોલ બને છે; સંવાદી બને છે. બાળક નિશાળમાં શિક્ષણ લે છે તેમ તે કુટુંબમાં તથા સમાજમાં પણ હરતોફરતો હોવાથી તેની કેળવણીને અનુરૂપ અદૃષ્ટ સંસ્કારો મેળવે છે. પ્રાથમિક શિક્ષણમાં અન્ય કોઈ ભાષા શીખવાની ખાસ આવશ્યકતા નથી. બાળકના સમગ્ર વ્યક્તિત્વ ઘડતરનો પાયો આ અવસ્થાએ નખાતો હોવાથી માતૃભાષા જ એને સુદૃઢ કરી શકે છે. અંગ્રેજી ભાષા દ્વારા બાળકને પ્રાથમિક શિક્ષણ આપવાથી આપણે તેને પોતાના જ ઘરમાં, સમાજમાં અને રાષ્ટ્રમાં પરાયા જેવો બનાવી દઈએ છીએ એનો આપણને ભાગ્યે જ ખ્યાલ રહે છે. આ હકીકતો માબાપ ને અંગ્રેજી માધ્યમની શાળાના સંચાલકો સત્વર સમજી લે તેમાં બાળકનું, સમાજનું, આપણા સર્વેનું સાચું હિત સમાયેલું છે. શિક્ષણના પરદેશી માધ્યમ દ્વારા રાષ્ટ્રની બાલ અને યુવાશકિતનો કેટલો દુર્વ્યય થાય છે તે આજે યે આપણને સમજાતું ન હોય તો આપણે ખરેખર ભારે મોહમાં પડયા છીએ. તેમાંથી નીકળી જવું, ને તેયે ઝટપટ, એ રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ કર્તવ્યરૂપ છે.

કૉલેજોમાં પ્રવેશ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ કૉલેજના આચાર્યને 'ઇન્ટરવ્યૂ' માટે મળવું જોઈએ એવી પ્રથા બધે ચાલુ થઈ ગઈ છે. આવા ઇન્ટરવ્યૂ ઉપરથી એ વિદ્યાર્થી કઈ સંસ્થામાંથી આવે છે તેનો થોડો અણસાર મળી રહે છે. ઉદાહરણ તરીકે, 'ગુડમૉર્નિંગ સર' કહેતો વિદ્યાર્થી મારી રૂમમાં દાખલ થાય, સ્વસ્થપણે ટટાર ઊભો રહે એટલે એ કોઈ અંગ્રેજી માધ્યમવાળી કોન્વેન્ટ નિશાળમાંથી આવે છે તેમ સહેલાઈથી પરખાઈ જાય છે. આવા વિદ્યાર્થીઓ સારી રીતભાત દાખવે છે અને શિસ્તની સુંદર છાપ પડે છે. પણ જ્યારે કોઈ ઢંગધડા વિનાની ચાલથી પ્રવેશે અને કાં તો ડોક વળેલી હોય અથવા કેડ એક કે બીજી બાજુએ નમેલી હોય તેવી રીતે બેડોળ ઊભો કે ઊભી રહે અને ગભરાયેલા ચહેરે મૂંગા મોઢે સામું કે નીચું જોયા કરે, ત્યારે તે ગુજરાતી, મરાઠી કે હિંદીભાષી નિશાળમાંથી આવે છે તેવું અનુમાન કરવું ખરું ઠરે છે. આવે વખતે મને અચૂક લાગ્યા કરે છે કે બાહ્ય વિનય, સારી રીતભાત અને સ્વસ્થ વાતચીત ગુજરાતી, હિંદી, મરાઠી આદિ ભારતીયભાષી નિશાળોએ વિદ્યાર્થીને શીખવવાં જોઈએ. સારી રીતભાત એ કેળવણીનું વસ્ત્ર છે.

અલબત્ત, કોઈ આનો અર્થ એમ ન કરે કે ભારતીય-ભાષી નિશાળના વિદ્યાર્થીઓ અવિનયી છે અને અંગ્રેજીભાષી નિશાળોના વિદ્યાર્થીઓ શિક્ષકો પ્રત્યે આદર ધરાવે છે. વસ્તુતઃ ઘણી વાર સ્થિતિ ઊલટી જ હોય છે. અંગ્રેજીભાષી નિશાળોવાળા વિદ્યાર્થીઓ જ્યારે સંસ્થામાં કે રસ્તામાં મળે ત્યારે 'ગુડ મૉર્નિંગ, સર' કહી વિનય દર્શાવે ત્યારે તેઓ તેવી તાલીમ પામેલા હોય છે એમ સમજવું જોઈએ. ગુજરાતી આદિ ભારતીય ભાષાની માધ્યમવાળી નિશાળોમાં વિનય દર્શાવવાની તાલીમ આપવામાં આવતી નથી તેટલો જ તેનો અર્થ થાય. આવા વિદ્યાર્થીઓ કાં તો મૂંગા મૂંગા સામું જુએ અથવા મોઢું ફેરવી લે છે (શું બોલવું જોઈએ તેનો કશો ખ્યાલ ન હોવાથી). શિક્ષકોને પણ આવે વખતે શું કરવું તે સૂઝતું નથી. ઘણી વાર તો શિક્ષકોને મોઢું ફેરવી લેવાની ફરજ પડે છે. શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ સારી રીતભાત કેળવે એ ખરી કેળવણીનું અગત્યનું લક્ષણ ગણાવું જોઈએ.

આવી તાલીમ, ખરું જોતાં, માબાપે ઘરમાં અને શિક્ષકોએ શાળામાં આપવી જોઈએ. કોઈને મળવા જવાનું હોય ત્યારે કેવી રીતે ઊભા રહેવું, 'નમસ્તે' કે 'ગુડ મૉર્નિંગ' જેવા વિનયસૂચક વંદન કેમ કરવા તેની તાલીમ બાળપણથી મળે તે જરૂરી છે. આપણે જાણીએ છીએ કે મોટા ભાગના વિદ્યાર્થીઓને શિક્ષકો માટે ખરી આદરવૃત્તિ હોય છે, પણ આદર વ્યક્ત કરતાં તેમને આવડતો નથી એટલું જ. સારી રીતભાતથી વિદ્યાર્થીની પ્રથમ છાપ અનુકૂળ પડે છે અને તેમને એ મદદકર્તા બને છે તે વિદ્યાર્થીને બરાબર ઠસાવવું જોઈએ.

માત્ર અંગ્રેજી બોલનારની વાક્‌છટા ઉપરથી એની બુદ્ધિશક્તિનું ઊંચું માપ આંકવાની જરૂર નથી. વર્ષોના અનુભવ પછી હું પ્રતીતિપૂર્વક માનતો થયો છું કે કેવળ સુંદર છટાથી અંગ્રેજી બોલનાર અંગ્રેજી માધ્યમની નિશાળના વિદ્યાર્થીઓ વિશે માત્ર ભાષાને લક્ષમાં રાખી તેમની બુદ્ધિશક્તિ વિશે ઊંચો અભિપ્રાય બાંધવો એ ખોટું છે. ભારતીય ભાષાની માધ્યમવાળી નિશાળોમાંથી આવનાર વિદ્યાર્થી ભલે ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી બોલતો હોય, તોપણ તેનું પરિણામ છટાદાર અંગ્રેજી બોલનાર કરતાં ઘણું ઊંચું આવતું હોય છે એ હકીકત નોંધપાત્ર છે. વસ્તુતઃ બુદ્ધિશક્તિને અંગ્રેજી બોલચાલની છટા સાથે સાંકળવી એ ખોટું છે. બુદ્ધિશક્તિ એ ભાષાથી ભિન્ન વસ્તુ છે. મારી કૉલેજનો અનુભવ કહું તો મારું વક્તવ્ય વધુ સ્પષ્ટ થશે. મારી કૉલેજમાં અંગ્રેજી માધ્યમવાળી નિશાળોવાળા છટાદાર અંગ્રેજી બોલનાર વિદ્યાર્થીઓ પણ ઠીક સંખ્યામાં હોય છે. તેમના અસ્ખલિત વાક્‌પ્રવાહથી અને બોલવાની છટાથી તેમની મારા મનમાં સારી છાપ હોય છે. પરંતુ યુનિવર્સિટીની પરીક્ષાનું પરિણામ આવે છે ત્યારે મેં નિહાળ્યું છે કે મોટે ભાગે પ્રથમ કક્ષામાં આવનાર અને અંગ્રેજીમાં પણ સારા ગુણો મેળવનાર વિદ્યાર્થીઓ બહુધા ભારતીયભાષી માધ્યમવાળી નિશાળોમાંથી આવતા હોય છે. ખરી રીતે આ સમજી શકાય તેવી વસ્તુ છે. ઊંચી બુદ્ધિશક્તિ ધરાવતો વિદ્યાર્થી અંગ્રેજી કાવ્યનું હાર્દ કે સાહિત્યકૃતિની ગુણવત્તા છટાદાર અંગ્રેજી બોલનાર વિદ્યાર્થી કરતાં વધારે સહેલાઈથી અને સ્વાભાવિકતાથી પારખી લે છે. આ હકીકતની ખાતરી કરવી હોય તો એસ. એસ. સી.ના પ્રથમ દસ વિદ્યાર્થીઓ કઈ ભાષાની માધ્યમવાળી નિશાળોમાંથી આવે છે તે જુઓ. મોટા ભાગના ભારતીય ભાષાવાળી માધ્યમની નિશાળોમાંથી જ હોય છે. અંગ્રેજી માધ્યમવાળો વિદ્યાર્થી તેજસ્વી હોય તો તે જરૂર પ્રથમ કોટિમાં આવે, પણ તે કેવળ અંગ્રેજી ભાષા ઉપરના પ્રભુત્વને લીધે જ નહીં પણ એની બુદ્ધિશક્તિને લીધે. ટૂંકામાં, અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ અને બુદ્ધિશક્તિ, એ ભિન્ન વસ્તુઓ છે તે સ્પષ્ટપણે સમજી લેવું જોઈએ.

એ વાત સાચી છે કે ભારતીય ભાષાના માધ્યમવાળી નિશાળોમાંથી આવતા વિદ્યાર્થીઓને અંગ્રેજી માધ્યમનું કૉલેજ-શિક્ષણ પ્રથમ ખૂબ અઘરું પડે છે. મહિના બે મહિના સુધી પ્રોફેસરનાં પ્રવચનો સમજાતાં નથી. પણ પછી બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ હળવે હળવે ભાષા જ નહીં પણ વિષય પણ સારી રીતે સમજવા લાગે છે. અલબત્ત, એટલું ખરું કે તેમને લખતાં ફાવતું નથી હોતું. હળવે હળવે લખતાં પણ ટેવાઈ જાય છે. વ્યાકરણની થોડી ભૂલો થાય, પણ નાગરિકશાસ્ત્ર, રાજ્યબંધારણ આદિ વિષયો સમજતા થઈ જાય છે. યુનિવર્સિટીની પરીક્ષામાં આવા વિદ્યાર્થીઓ પાસ થાય છે અને થોડા ઉચ્ચ કક્ષા પણ મેળવે છે. ગણિત અને વિજ્ઞાનમાં ભાષાની ખાસ નડતર ન હોવાથી કેટલાક વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમાં પાસ થાય છે અને છટાદાર અંગ્રેજી બોલનાર અંગ્રેજી માધ્યમવાળા વિદ્યાર્થીઓ કરતાં ઘણું સારું પરિણામ લાવે છે. યુનિ-વર્સિટીની પરીક્ષામાં પ્રથમ આવનારાઓ મોટેભાગે ભારતીય ભાષાઓના માધ્યમવાળી નિશાળોના વિદ્યાર્થીઓ હોય છે. ટૂંકામાં, ભાષા માત્ર જ્ઞાનનું વાહન છે અને જ્ઞાન મેળવવા માટે બુદ્ધિશક્તિ જરૂરી છે. જેમનામાં બુદ્ધિશક્તિ હોય છે તેઓ ભાષાની અડચણને દૂર કરી શકે છે. ભાષાની છટાને બુદ્ધિશક્તિનું લક્ષણ ગણવું જોઈએ નહીં એ જ કહેવાનું તાત્પર્ય છે. સૌથી આશ્ચર્ય ત્યારે જ થાય છે, જ્યારે અન્ય માધ્યમવાળા સાહિત્ય-કલાના વિદ્યાર્થીઓ અંગ્રેજી વિષયમાં પણ અંગ્રેજી ભાષાના માધ્યમવાળા વિદ્યાર્થીઓ કરતાં સારા ગુણ મેળવે

છે. મેં જાતે કેટલીક ઉત્તરવહીઓ અવલોકી છે. છટાદાર અંગ્રેજી બોલનારનું અંગ્રેજી લખાણ શુદ્ધ હોય છે એવું નથી હોતું. વળી ગુણાંકોનો આધાર માત્ર ભાષા ઉપર નહીં પણ કવિતા કે અન્ય કૃતિનો મર્મ કેટલા સમજે છે તેના ઉપર રહે છે. આવો મર્મ સમજનાર છટાદાર અંગ્રેજી બોલનાર હોય છે તેમ નથી હોતું. મર્મગ્રહણ કરવાની બુદ્ધિશક્તિ કેટલી હોય છે તેના ઉપર વિદ્યાર્થીઓના ગુણાંકોનો આધાર રહે છે. ભલે ભાષા ઉપર પ્રભુત્વ ન હોય પણ ઉચ્ચ બુદ્ધિશક્તિ અને રસાસ્વાદની શક્તિ ધરાવનાર વિદ્યાર્થી કાવ્યનો રસિક પરિચય અને મર્મ સમજાવી શકે છે અને વ્યાકરણશુદ્ધ અંગ્રેજીમાં લખે તોયે તેને સારા ગુણો મળે છે. આવા વિદ્યાર્થીઓ ભારતીયભાષી માધ્યમવાળી નિશાળોમાં વિશેષ હોય છે. કારણ કે આવી નિશાળોની સંખ્યા ઘણી મોટી છે. પણ વક્તવ્ય એ છે કે છટાદાર અંગ્રેજી ભાષા બોલવાની શક્તિ અને બુદ્ધિશક્તિ એ બે તદ્દન ભિન્ન વસ્તુઓ છે. અંગ્રેજી માધ્યમવાળી ભાષાની નિશાળોથી મોહાંધ બનનાર માતપિતા આટલું સમજે તે તેમનાં બાળકો માટે, તેમ જ સમાજ માટે હિતકારક છે. છટાદાર અંગ્રેજી બોલી એ બુદ્ધિશક્તિનું અનિવાર્ય લક્ષણ નથી; બુદ્ધિશક્તિ એ નિરાળી વસ્તુ છે અને અસ્ખલિત અંગ્રેજી ન બોલનારમાં પણ સારા પ્રમાણમાં હોઈ શકે છે.

## THE POETRY WRITTEN OUT OF SOUL

Out of the infinite silence of the past a few voices arise which speak for it. These are the voices of the poets. We whose souls are drying up in this hard and parched age of utilitarian and scientific thought when men value little beyond what gives them exact and useful knowledge or leads them to some outward increase of power and pleasure, we who are beginning to neglect and ignore poetry and can no longer write it greatly and well—are apt to forget this grand utility of poets, one noble faculty among their many divine and unusual powers. The Kavi or Vatas, poet and seer is not the *manisi*; he is not the logical thinker; his knowledge is one not of thought but of his being; he has not arrived at it but has it in himself by virtue of his power to become one with all that is around him. By some form of spiritual, vital and emotional oneness he is what he sees, he is the hero thundering in the forefront of the battle, the mother weeping over her dead, the tree trembling violently in the storm, the flower warmly penetrated with the sunshine. And because he is these things, therefore, he knows them. He feels their delight and pain, he shares their virtue and sin, he enjoys their reward or bears their punishment. It is for this reason that poetry written out of intellect is so inferior to poetry written out of soul.

(From: 'The Genius of Valmiki') **Shri Aurobindo**

## ☆ ☆ ☆ સાચી કેળવણી

લેખક : શ્રી રમણુ વકીલ, આચાર્ય મૉડર્ન સ્કૂલ, મુંબઈ

સમગ્ર જીવનની પુનર્ઘટનાનો પ્રશ્ન દેશ સમસ્તનું ધ્યાન ખેંચી રહ્યો છે. એવા સમયમાં શિક્ષણની પુનર્રચનાનો પ્રશ્ન સૌથી પહેલો હાથ ધરવો જોઈએ. જ્યાં સુધી આપણી શિક્ષણપદ્ધતિ ઉચ્ચ કક્ષાની ને ઉપયોગી નહીં થાય ત્યાં સુધી, સર્વાંગી રાષ્ટ્રીય પ્રગતિ સંગીન બની શકશે નહીં. આજે શિક્ષણ ને વ્યવહાર એ બંને દૃષ્ટિએ શિક્ષણપદ્ધતિની પુનર્રચના જરૂરી છે. બીજાં ક્ષેત્રોમાં આજે માનવજીવન જે ગતિએ આગળ વધી રહ્યું છે તેની સરખામણીમાં કેળવણી કીડીવેગે પણ આગળ વધતી નથી. કેળવણીની પ્રગતિની મંદતા અમુક કાળે આપણા રાષ્ટ્રીય અને સાંસ્કારિક જીવનના વિકાસનો વેગ અવરોધશે. ત્યારે જ કેળવણીનું સાચું મહત્ત્વ આપણે સમજતા થઈશું; પણ ત્યારે એ માટે આપણે બહુ મોંઘું મૂલ્ય ચૂકવવું પડયું હશે.

જીવનની બીજી લડતોમાં, અજ્ઞાન અને અંધકાર સામેની લડતની આપણે ઉપેક્ષા કરી બેઠા છીએ અને એથી જ સત્તાની સાઠમારી, સ્વાર્થવૃત્તિ, આંતરિક વિખવાદો, પક્ષાપક્ષી વગેરે આપણી પ્રગતિને આજે અવરોધી રહ્યાં છે. હજી આપણે આ બાબતમાં જાગ્રત નહીં થઈએ તો વર્ષોનાં તપશ્ચર્યા ને યાતનાઓ પછી સાંપડેલી મુક્તિ અફળ જ નીવડશે ને મુક્ત થયેલો દેશ ફરી પાછો મધ્યકાલીન દશામાં હડસેલાઈ જશે.

કેળવણીના ક્ષેત્રમાં આજે બે ભિન્ન દૃષ્ટિબિન્દુઓ છે. કેટલાક કેળવણીને સંસ્કારનું મૂળ લેખી એ ધોરણે જ શિક્ષણની પુનર્રચનાનો વિચાર કરે છે; જ્યારે બીજે પક્ષે કેટલાક કેળવણીને આજીવિકાનું સાધન માત્ર ગણીને એ દૃષ્ટિએ જ એના નવસંસ્કરણનો વિચાર કરી રહ્યા છે. બંને દૃષ્ટિમાં તથ્ય છે, પણ કેળવણીનો સાચો ને વ્યવહારિક આદર્શ આ બે દૃષ્ટિની વચ્ચે, બે દૃષ્ટિના સુસંગત સમન્વયમાં રહેલો છે. જે કેળવણી માત્ર સંસ્કારની જ જનેતા હોય તે દૃષ્ટિ આપશે પણ શક્તિ નહીં આપી શકે. જે કેળવણી માત્ર અર્થપ્રાપ્તિ માટે જ ઉપયોગી હશે તે સ્થૂલ શક્તિ આપશે પણ જીવનની સાચી દૃષ્ટિ નહીં આપે. એટલે જ ભગવાન બુદ્ધે દર્શાવેલ 'મધ્યમ પ્રતિપદા' આપણો માર્ગ બને તો આપણા રાષ્ટ્રજીવનનો સર્વાંગી વિકાસ આપણે કેળવણી દ્વારા સાધી શકીએ; અને કેળવણી, સંસ્કાર ને વ્યવહારનો સુમેળભર્યો સમન્વય સાધી શકીએ.

માનવનાં શરીર, મન અને હૃદયનો સુમેળભર્યો વિકાસ એ જ કેળવણીનું સાચું લક્ષ્ય છે. જે કેળવણી જીવનનો સર્વાંગી વિકાસ ન સાધી શકે તે સાચી કેળવણી નથી. આપણી આજની કેળવણીમાં માત્ર માનસિક વિકાસને જ સ્થાન મળે છે; શરીર અને હૃદયના વિકાસની એમાં ઉપેક્ષા કે વિડંબના જ થઈ છે. એટલે જ આજનો સમાજ કાર્યમાં કાયર, આદર્શ ને સહૃદયતામાં ઊણો, ને કેવળ વિતંડાવાદમાં શૂરાપૂરાની જમાત જેવો થઈ પડયો છે. કાલ્પનિક કે સ્વહસ્તે ઊભા કરેલા ભયથી આજે આપણી જીવનશક્તિ ક્ષીણ થતી જાય છે. અસંસ્કારી હૃદયનાં પામરતા ને અસહિષ્ણુતા આપણી દૃષ્ટિને મલિન બનાવી રહી છે, ને પરિણામે આપણે તર્કવિતર્ક, કાર્યકારણ ને નિર્જીવ દલીલોની ભુલભુલામણીમાં આદર્શવિહોણા અટવાયા કરીએ છીએ.

માનવજીવનનાં અથાગ શક્તિ ને શક્યતાનું આપણને આછુંપાતળું ભાન છે, પણ કર્તવ્યશીલતાના અભાવને કારણે આપણી શક્તિનો પૂરો ને સાચો ઉપયોગ આપણે કરી જાણતા નથી. આજની કેળવણી આપણને આપણી શક્તિનો આછો ખ્યાલ આપે છે પણ એ શક્તિનો આપણા ને સમાજના કલ્યાણાર્થે કેવી રીતે ઉપયોગ કરવો તે વિષયમાં સાચી દૃષ્ટિ આપી શકતી નથી કે આપણા ધર્મનું—ફરજનું—ભાન કરાવી શકતી નથી. પરિણામે આપણે દૃષ્ટિ કે આદર્શ વિનાના યંત્રમાનવ જેવા થઈ રહ્યા છીએ. છેલ્લાં બે વિશ્વયુદ્ધોનાં વિઘાતક ને વિસંવાદભર્યાં પરિણામો જોયા પછી આ કથન માટે બીજા કોઈ વિશેષ પુરાવાની જરૂર ખરી?

બીજાની પરતંત્રતા દ્વારા પોતા માટે સમૃદ્ધિ ને સુખ મેળવનાર માણસ અને રાષ્ટ્ર સંસ્કારી ગણાય ખરાં? બીજાનાં શ્રમ ને શક્તિ દ્વારા પોતે સશક્ત ને સમૃદ્ધ બની બેસે એવા માણસમાં માનવતા કેટલી? આજની કેળવણી સત્તા ને સમૃદ્ધિનો માર્ગ ચીંધે છે, સેવા ને સ્વાશ્રયની ભાવના એથી પ્રાપ્ત થતી નથી. હું સમાજનો છું, સમાજ માટે છું, સમાજ વડે છું—એ જાતનું ભાન જે માનવહૃદયમાં ન પ્રેરી શકે, એ ભાન પ્રેરી તેને કર્તવ્યરત ન કરી શકે, ને કર્તવ્યનિષ્ઠ થતાં પોતાની જાતને ગૌણ અને વિનમ્ર લેખતાં ન શીખવી શકે તે કેળવણી સાચી કેળવણી નથી.

માનવની પ્રત્યેક વૃત્તિ કે પ્રવૃત્તિનું માપ આપણે ઈંચ અને ફૂટની દૃષ્ટિએ કાઢીએ છીએ. બધાં સાધનોનું મૂલ્ય આપણે રૂપિયા-પૈસામાં ગણીએ છીએ. જીવનના આદર્શ કે ભાવનાનું મહત્ત્વ તેની ઉપયોગિતા કે તેના આઘાત-પ્રત્યાઘાતની દૃષ્ટિએ માપીએ છીએ. માનવશક્તિનું આ માપ કે તેની મુલવણીની રીત સાચી નથી.

પોતાને ને બીજાને પ્રેરી પ્રગતિવાન કરી શકે એ જ સાચી વૃત્તિ ને પ્રવૃત્તિ; પોતાને ને બીજાને માટે કલ્યાણકારક થઈ પડે એ જ સાધન; પોતાને ને સાથે બીજાને ઉદ્ધારી શકે એ જ સાચી ભાવના. શારીરિક, માનસિક ને આધ્યાત્મિક કેળવણીનો સાચો ને સપ્રમાણ સમન્વય જ માનવજીવનના સનાતન સત્યનો પાર પમાડી—સમજાવી શકે; કારણ કેળવણીનો આદર્શ આપણે જ્યાં છીએ તેના કરતાં આપણને વધુ ઊંચે લઈ જાય એ જ છે.

આજની કેળવણીને માત્ર આંખ છે, દૃષ્ટિ નથી. એ જુએ છે પણ એ જોવામાં દર્શન નથી. ઇતિહાસને પાને એને ભૂતકાળ વંચાય છે, પણ કાર્યકારણની સનાતન ને જીવંત પરંપરામાંથી સજીવન થતો અસીમ ભૂતકાળ એને નથી દેખાતો. 'હતું' તેનું જ્ઞાન છે પણ 'હતું' તે સતર્ક દૃષ્ટિસંમુખ છતું થતું નથી. દૃષ્ટિ સામે પડેલો વિપુલ વર્તમાન સ્થિર ઊભેલો જણાય છે; એનો એકધારો વેગ ને પ્રગતિ વરતાતાં નથી. ભવિષ્ય તો જાણે એને દેખાતું જ નથી. એના અસ્તિત્વની કલ્પના જ એને નથી આવતી. ભૂત, વર્તમાન અને ભવિષ્યને ભેદી શકે તે દૃષ્ટિ, એ ત્રણેને જીવંત ને અખંડ રીતે સંકળાયેલાં જોઈ તેનો પાર પામી શકે તે દર્શન. આવી જીવનદૃષ્ટિ આપી શકે એ જ સાચી કેળવણી. જે ન આપી શકે તે દૃષ્ટિ-વિહોણી આંખ અંધ ને નિર્જીવ જ લેખાય.

એ જ પ્રમાણે આજની કેળવણીને મગજ છે, વિવેકશક્તિ નથી. ગણિત કે વિજ્ઞાનના અટપટા કોયડા ઉકેલતાં તે શીખવે છે, પણ એથી જીવનના સાદા કોયડા ઉકેલી શકાતા નથી. માણસનું મગજ ઍટમ બૉમ્બ ઉપજાવી શકે છે; એથી પ્રલયંકારી વિનાશની ઝડીઓ વરસાવી શકે છે, પણ સર્જનાત્મક કે માનવ-કલ્યાણક પ્રવૃત્તિ માટે એનું નિયમન કરવાનું ને વિનિયોગ કરવાનું હજી માનવે શીખવાનું છે. આજની કેળવણી જ્ઞાન આપતી હશે, બુદ્ધિનો વિકાસ સાધતી હશે; પણ ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ પારખવાની વિવેક-બુદ્ધિ એથી લાધતી નથી. ભૌતિક જીવનના માર્ગ એથી ખૂલતા હશે પણ જીવનના સાચા રહસ્યની ચાવી એથી સાંપડતી નથી. પરિણામે માનવ બુદ્ધિનો સ્વામી ન બનતાં દાસ બની ગયો છે.

કેળવણી એ મોક્ષનું દ્વાર છે. લૌકિક દૃષ્ટિએ મોક્ષનો અર્થ જન્મમરણના ચકરાવામાંથી મુક્તિ એમ થાય છે. જન્મ, મરણ ને પુનર્જન્મની વાત અહીં આપણે નહીં કરીએ. આપણે તો આ જગત ને આ જીવનની જ વાત કરીએ છીએ. એ દૃષ્ટિએ ભૌતિક, માનસિક અને આધ્યાત્મિક મુક્તિ આપે તે સાચી કેળવણી. શરીર ઉપર મનનું નિયમન હોય, મન ઉપર હૃદયનું અને હૃદય ઉપર આત્માનું. તે સિવાયનાં બીજાં નડતરરૂપ બંધનોમાંથી સાચી કેળવણી માનવને જરૂર મુક્ત કરે. વ્યાવહારિક દૃષ્ટિએ પણ સ્થૂલ જીવનની જરૂરિયાતો મેળવી આપી, એનાં અભાવમાંથી કેળવણી મુક્તિ આપે છે; વિચાર ને વાણીમાં મુક્ત વિહાર કરાવે છે, અને એથીયે વિશેષ અનેક પ્રકારના નાનામોટા વાસ્તવિક કે કાલ્પનિક ભયમાંથી માનવને મુક્ત કરી

નિર્ભય બનાવે છે. સર્વ પ્રકારની મુક્તિની અધિષ્ઠાત્રી કેળવણી આજે તો બંધનભર્યા માનવજીવનને વિશેષાંશે જ બંધનમય કરે છે. શરીર, મન અને આત્માનો મુક્ત વિહાર સાચી કેળવણી દ્વારા જ સાધી શકાય છે. અનિષ્ટ કેળવણી કાં તો જીવનને બંધનમય કરે છે અગર તેને સ્વચ્છંદી બનાવી દે છે.

આમ સાચી કેળવણી જીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ કે સ્થૂલમાં સ્થૂલ બાબતને સ્પર્શે છે. આહાર અને વિહાર, ચિંતન અને મનન, ભાવનાનાં વિહાર કે કલ્પનાનાં ગગનગામી ઉડ્ડયન, સર્વનો સાચી કેળવણીમાં સમાવેશ થાય છે. અર્થવાદ, બુદ્ધિવાદ ને ભાવનાવાદ એ ત્રણેનો સુસંગત સમન્વય સાચી કેળવણી દ્વારા જ સાધી શકાય.

ટૂંકમાં શરીર, મન અને હૃદયની સર્વાંગી કેળવણી એ જ સાચી કેળવણી છે. આવી કેળવણી માનવ-જીવનને સુંદર અને ઉપયોગી બનાવે છે; માનવજાતને વારસામાં મળેલા સંસ્કારને વિકસાવી વિશેષ સમૃદ્ધ કરે છે ને માનવસંસ્કૃતિના અસ્ખલિત પ્રવાહને વિપુલ બનાવી વેગ આપે છે. આમ માનવનું સંસ્કારધન અને તેની પ્રગટ કે નિગૂઢ શક્તિનો, તે માનવજાતના સર્વાંગી કલ્યાણ અર્થે સુમેળ સાધી આપે છે.

માનવમાત્ર પોતા માટે નહીં પણ સમસ્ત સમાજ માટે જીવે છે; એની સર્વ શક્તિઓ પોતાના અને માનવજાતના કલ્યાણાર્થે છે; જ્યાં સુધી માનવની સર્વ શક્તિઓનો યોગ્ય ને પૂરતો વિકાસ ન થાય, એ શક્તિઓ અને જ્ઞાનનો વધુમાં વધુ પ્રમાણમાં અને સારામાં સારી રીતે ઉપયોગ કરતાં એ ન શીખે અને બીજાના કલ્યાણની ભાવના ન કેળવે, ત્યાં સુધી એની કેળવણી અપૂર્ણ જ છે.

## THE GENIUS OF VYASA

Vyasa is the most masculine of writers. When Coleridge spoke of the femineity of genius he had in mind certain features of temperament which, whether justly or not, are usually thought to count for more in feminine mould than in the masculine, the love of ornament, emotionalism, mobile impression, ability, the tyranny of imagination over the reason, excessive sensitiveness to form and outward beauty, tendency to be dominated imaginatively by violence and strength to be prodigal of one self, not to husband the powers, to be for showing them off, to fail in self-restraint is also feminine. But none of the great poets, Wordsworth, Goeth, Dante and Sophocles, is so singularly masculine, so deficient in femineity as Vyasa, none dominates so much by intellect and personality, yet satisfies so little the romantic imagination. Indeed no poet, at all, near the first rank has the same granite mind in which impressions are received with difficulty but once received are ineffaceable, the same bare energy and strength without violence and the same absolute empire of inspired intellect over the more showy faculties.

**Shri Aurobindo**

## ☆ ☆ ☆ ફર્ગ્યૂસન કૉલેજનું રાષ્ટ્રને પ્રદાન

લેખક : ડૉ. શશિનૂ ઓઝા, ફરગ્યૂસન કૉલેજ, પૂના

If you are planning for one year, plant grain; if you are planning for ten years, plant trees: if you are planning for a hundred years, plant men'.— Chinese proverb.

ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલના અંત સાથે ભારતમાં નવા યુગની શરૂઆત થઈ. ૧૮૫૭ના બળવાની નિષ્ફળતા પછી હિંદીઓને પ્રતીતિ થઈ કે ભારતીય સ્વરાજ શાંતિપૂર્ણ અને બંધારણીય માર્ગે જ મેળવી શકાશે. બંગાળમાં રાજા રામમોહન રાય અને મહારાષ્ટ્રમાં મહાદેવ ગોવિંદ રાનડે આ નવજાગૃતિકાળના સૂત્રધારો હતા. સૌથી મહત્ત્વની વાત એ બની કે નવભારતના ઉત્થાન માટે કેળવણીનું કેટલું બધું મહત્ત્વ છે તેની નેતાઓને જાણ થઈ. રાષ્ટ્રના નવઘડતર માટે રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાઓની આવશ્યકતા સ્વીકારાઈ.

૧૮૮૦ સુધી આવી એકેયે રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા ન હતી, સિવાય કે વિદેશી ખ્રિસ્તી મિશનરીઓની સંસ્થાઓ. પણ રાષ્ટ્રનવવિધાનનું કાર્ય આવા વિદેશી મિશનરીઓ દ્વારા ભાગ્યે જ થઈ શકે. રાષ્ટ્રીય હેતુઓ સિદ્ધ કરવા માટે લોકશાહીની જેમ શિક્ષણ પણ 'of the people, for the people and by the people' હોવું જોઈએ; એ સૂત્ર નેતાઓને હૈયે વસી ગયું.

પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટીની સ્થાપના પ્રસંગે ભવિષ્યમાં થનારી ફર્ગ્યૂસન કૉલેજના પહેલા પ્રિન્સિપાલ વામન શિવરામ આપ્ટેએ ઘોષણા કરેલી કે, 'માનવપ્રગતિનાં સર્વ સાધનોમાં શિક્ષણ એ એક જ એવું સાધન છે કે જેના દ્વારા પતિત રાષ્ટ્ર ધીમે ધીમે પણ શાંતિપૂર્વક ક્રાંતિ કરી ભૌતિક, નૈતિક અને ધાર્મિક પુનર્જીવન સાધે છે; અને અત્યંત સુધરેલા દેશો સાથે સમાન કક્ષા પ્રાપ્ત કરે છે; એવી અમારી દૃઢ શ્રદ્ધા હોવાથી જ અમે આ કાર્ય સ્વીકાર્યું છે.'

તત્કાલીન મહારાષ્ટ્રીય નેતાઓના ઉપર્યુક્ત ભાવનાસ્વપ્નમાંથી પુનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી અને આંતરપ્રાંતીય કીર્તિ ધરાવતી ફર્ગ્યૂસન કૉલેજ, તેમ જ તેની શાખા-પ્રશાખા જેવી વિવિધ શિક્ષણસંસ્થાઓનો ઉદય થયો.

પ્રખર દેશાભિમાન અને આત્મભોગની ભાવનાઓથી પ્રેરાયેલા તત્કાલીન મહારાષ્ટ્રના ચાર યુવાનો વિષ્ણુ શાસ્ત્રી ચિપળૂણકર, લોકમાન્ય બાળ ગંગાધર ટિળક, સમાજસુધારક ગોપાળ ગણેશ આગરકર અને મહાદેવ બલ્લાળ નામજોશીએ આ કાર્ય ઉપાડી લીધું. પોતપોતાના ક્ષેત્રના આ સમર્થ પુરુષો હતા. ટિળક રાજકારણમાં, આગરકર સમાજસુધારામાં, નામજોશી અર્થશાસ્ત્રમાં, તો ચિપળૂણકર સાહિત્યક્ષેત્રના અગ્રણી હતા. પોતાના બાંધવોને કેળવણી સસ્તી અને સહેલાઈથી મળી શકે ને કેળવણી દ્વારા તેમની બુદ્ધિ જાગ્રત કરી તેમની રાષ્ટ્રપ્રીતિની સુપ્ત ચેતનાને ઢંઢોળવાનો તેમનો ઉદ્દેશ હતો. આ ઉદ્દેશથી પ્રેરાઈ સર્વપ્રથમ ૧૮૮૦માં તેમણે પૂનામાં 'નવીન મરાઠી શાળા' અથવા 'New English School' નામની શાળા શરૂ કરી.

શાળાની અદ્‌ભુત પ્રગતિ અને સર્વદેશીય પ્રશંસાથી પ્રેરિત બની, વ્યવસ્થિત રીતે શિક્ષણનો અધિક પ્રસાર કરવાની ઇચ્છાથી, આ મંડળીએ 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' નામની આજીવન સભ્યો (Life members)*ની બનેલી સોસાયટીની સ્થાપના કરી (૧૮૮૪).

---

* આજીવન સભ્યને ઓછામાં ઓછાં વીસ વર્ષ સંસ્થાની સેવા કરવાનું લેખિત વચન આપવું પડે છે. બદલામાં તેમને કેટલાક વિશિષ્ટ હક્ક મળે છે. જેમ કે બાળકોને વિનાશુલ્ક શિક્ષણ, પ્રિન્સિપાલ, વાઇસ પ્રિન્સિપાલ રેક્ટર, લાયબ્રેરી, જિમખાના ઇત્યાદિનું અધ્યક્ષપદ–ઇત્યાદિ વહીવટી જગાઓ, તેમનાં અમુક રકમનાં વીમાનાં પ્રિમિયમ સોસાયટી ભરે છે. ઉપરાંત કૉલેજ–કૅમ્પસમાં રહેવા માટે બંગલો, પૅન્શન, વિદેશ જવા માટે લોન વગેરે. આજીવન સભ્યસંસ્થાનાં દૂષણો સામે કડક ટીકાઓ પણ થઈ છે, એ અત્રે અપ્રસ્તુત હોઈ અહીં અટકશું.

સોસાયટીની સ્થાપના પછી ભાવિ કાર્યની પૂર્તિ માટે કાર્યકર્તાઓ નિર્માણ કરવાની આવશ્યકતા હતી. આ માટે સોસાયટીએ એક કૉલેજ કાઢવી ને તેમાંથી સમાજસેવાથી પ્રેરિત કાર્યકર્તાઓ ચૂંટી કાઢવા એવું નક્કી કરવામાં આવ્યું. બીજે જ વરસે એટલે ૧૮૮૫માં ફર્ગ્યૂસન કૉલેજ સ્થાપવામાં આવી. અને સંસ્કૃત કોશકાર વામન શિવરામ આપ્ટે તેના પહેલા પ્રિન્સિપાલ બન્યા. કોઈ પણ વિષય શીખવવા માટે વિદેશી પ્રાધ્યાપકોની સહાય લેવા સંસ્થાપકો તૈયાર ન હતા. જોકે એ વખતે તો આ વાત અશક્યપ્રાય: લેખાતી. તેથી સૌ કુતૂહલની દૃષ્ટિએ આ નવો ઉપક્રમ નિહાળી રહ્યા હતા.

કૉલેજ નીકળી અને તે સફળતાપૂર્વક ચાલવા પણ લાગી. આથી સંસ્થાપકોનો જ નહીં, પણ બહારની જનતાનો વિશ્વાસ પણ દૃઢીભૂત થયો. સરકારમાં પણ એની પ્રશંસા થઈ. હિંદ માટે સહાનુભૂતિભર્યું વલણ ધરાવનારા વેડરબર્ન, શેલ્બી, વર્ડ્‌ઝવર્થ, ફર્ગ્યૂસન ઇત્યાદિ અંગ્રેજ અધિકારીઓનો પણ સોસાયટીને સહકાર મળ્યો. તે વખતે રૂ. ૭૫ જેટલા અલ્પ વેતનમાં સોસાયટીના આજીવન સભ્ય થઈ, કૉલેજમાં અધ્યાપનનું કાર્ય કરનારા કેવળ વિદ્યારસિક પ્રાધ્યાપકો જ નહોતા, પણ તેમના કાર્યને લઈ, ભારતભરમાં નામના પામેલા મહાપુરુષ હતા. ટિળક, આગરકર, ગોપાળકૃષ્ણ ગોખલે, વી. જી. કાળે, મહર્ષિ ધોંડો કેશવ કર્વે, ધર્માનંદ કોસંબી, રેંગ્લર પરાંજપે, ડૉ. મહાજની, ડૉ. આર. ડી. રાનડે, ડૉ. આર. એન. દાંડેકર, ડી. જી. કર્વે—આવાં કેટલાંક નામો જ એની પ્રતીતિ માટે પૂરતાં છે.

થોડા જ સમયમાં ફર્ગ્યૂસન કૉલેજનું નામ ભારતભરમાં ગાજતું થયું. પ્રાંતપ્રાંતમાંથી વિદ્યાર્થીઓ આ કૉલેજમાં ભણવા માટે આવવા લાગ્યા. અહીં ફર્ગ્યૂસન કૉલેજના જ એક વિદ્યાર્થી ને પછી તેના પ્રિન્સિપાલ થનાર ડૉ. પરાંજપેનું નામ ખાસ ઉલ્લેખ માગી લે છે. આ તેજસ્વી વિદ્યાર્થી ઉચ્ચ અભ્યાસ માટે ઇંગ્લંડ જતાં પહેલાં જ, આજીવન સભ્ય તરીકે સોસાયટીમાં જોડાવાનું લેખિત વચન આપી ગયેલ. ને ઇંગ્લંડમાં રેંગ્લરની પદવી સંપાદન કરી ભારત પાછા ફર્યા, ત્યારે મોટા પગારની સરકારી નોકરીનાં અનેક પ્રલોભનો મળ્યાં અને સોસાયટી પણ એમને એમના વચનમાંથી મુક્ત કરવા તૈયાર હતી; છતાં રૂ. ૭૫/- ના પગારે ફર્ગ્યૂસન કૉલેજમાં જોડાયા ને તેના પ્રિન્સિપાલ બન્યા (૧૯૦૨). આ અપૂર્વ સ્વાર્થત્યાગ અને ગણિત વિષય ઉપરના તેમના અપ્રતિમ પ્રભુત્વને લઈને ફર્ગ્યૂસન કૉલેજ વિદ્યાર્થીઓનું આકર્ષણકેન્દ્ર બની. એક જ ઉદાહરણ આપું તો સુરતની એમ. ટી. બી. કૉલેજના માજી પ્રિ. ડૉ. એન. એમ. શાહનું. ડૉ. પરાંજપેના નામથી આકર્ષાઈ શ્રી એન. એમ. શાહ ૧૯૧૨માં ફર્ગ્યૂસન કૉલેજમાં બી. એ.ના વર્ગમાં દાખલ થયેલા. ડૉ. પરાંજપેએ તેમને આજીવન સભ્ય તરીકે પોતાની કૉલેજમાં જોડાવા નિમંત્રણ આપેલું, પણ એ યોજના સફળ ન થઈ. પૂનાની બીજી એક શિક્ષણસંસ્થા એસ. પી. કૉલેજે તેમને ઇંગ્લંડ મોકલ્યા ને રેંગ્લરની પદવી સાથે પાછા આવી ડૉ. શાહ ૧૯૨૨–'૩૦ સુધી સર પરશુરામ ભાઉ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે રહ્યા; ને ૯–૪–'૩૦માં રાજીનામું આપી, છૂટા થઈ સુરતમાં ડેક્કન એજ્યુકેશન સોસાયટીના જ આદર્શો પર સાર્વજનિક સોસાયટી સ્થાપી તેની એમ. ટી. બી. કૉલેજના પ્રિન્સિપાલ બન્યા. આમ, આપણે ત્યાં ગુજરાતમાં આજીવન સભ્ય સંસ્થાના શ્રીગણેશની પ્રેરણા પણ પુનાની આ સોસાયટીમાંથી આવી.

એ વખતે ભાષાવાદ અને પ્રાંતવાદનું ઝેર રાજકારણી નેતાઓએ પ્રસાર્યું ન હતું. ને તેથી જ કાકા કાલેલકર જેવા મહારાષ્ટ્રીય, આચાર્ય કૃપાલાની જેવા સીંધી ને ગુજરાતના અનેક વિદ્યાર્થીઓ અહીં એકત્ર વસીને સ્નેહથી વિદ્યાભ્યાસ કરતા. આમ ફર્ગ્યૂસન કૉલેજ સર્વ પ્રાંતના વિદ્યાર્થીઓના મિલનકેન્દ્ર સમી બની. ગુજરાત–સૌરાષ્ટ્રમાં એ વખતે ગણીગાંઠી જ કૉલેજો હતી. તેથી ફર્ગ્યૂસન કૉલેજ થઈ એ અગાઉ પૂનાની ડેક્કન કૉલેજમાં વિદ્યાર્થીઓ ભણવા આવતા. ગોંડળના મહારાજા સ્વ. ભગવતસિંહજી ડેક્કન કૉલેજના વિદ્યાર્થી હતા. ફર્ગ્યૂસન કૉલેજ થઈ એ અરસામાં પોતાના ગુરુ, ડેક્કન કૉલેજના પ્રિન્સિપાલ, શેલ્બીની વિનતિને માન આપી ફર્ગ્યૂસન કૉલેજને ગોંડળ નરેશે હોસ્ટેલ બાંધવા માટે વીસ હજાર રૂપિયાનું દાન આપ્યું (૧૮૯૬). એ વખતે એક રૂપિયાની કિંમત કેટલી હતી તેની કલ્પના કરી જોવા જેવી છે! ગવર્નરના હાથે એ હોસ્ટેલ

ખુલ્લી મૂકવામાં આવી ત્યારે, સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેએ એક પત્રમાં આ વાતની ખૂબ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેતાં લખ્યું છે: 'His Excellency the Governor was pleased to do the honour to open up their buildings. The report which was then read on behalf of the council made mention of the Thakore Sahib as a first and foremost among the donors and patrons of the Society. Highness's munificent donation of Rs. 20,000 is by far the largest that the Society has yet received'.*

આ ઉપરાંત પણ મુંબઈ, ગુજરાતના અનેક પારસીઓ, ગુજરાતી ઉદ્યોગપતિઓ અને સૌરાષ્ટ્રના નાના-મોટા રાજવીઓએ ભરપૂર આર્થિક સહાય કરી. તાજો જ દાખલો આપીએ તો ૧૯૫૪માં વરલી અને શિવાજી પાર્કની પાસે સાગરતીરે આ સોસાયટીએ મુંબઈમાં (આર્ટ્સ ઍન્ડ સાયન્સ) કીર્તિ કૉલેજ શરૂ કરી. તે કૉલેજ માટે મુંબઈના એક ગુજરાતી ઉદ્યોગપતિ મનુભાઈ ડુંગરસીએ બે લાખ રૂપિયાની સખાવત કરી. ટિળક રોડ ઉપરની આ જ સંસ્થાની 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' ઉપર એક પ્લેનેટેરિયમ સ્થાપવા માટે ફર્ગ્યૂસન કૉલેજના એક માજી વિદ્યાર્થી ને તે વખતના મુંબઈના શેરિફ શ્રી મોતીચંદ શાહે પચાસ હજાર રૂપિયા આપ્યા હતા. ગુજરાત સરકારે ગુજરાતી લાયબ્રેરી માટે ૫,૦૦૦ રૂપિયા ફર્ગ્યૂસન કૉલેજને આપ્યા હતા (૧૯૬૩).

અલબત્ત, આ તો બહુસંખ્ય દાનોમાંની એક નાનકડી ઝલક માત્ર છે! પણ એથી એક વાત સિદ્ધ થાય છે કે ભલે થોડા પણ ધ્યેયરત, રાષ્ટ્રભક્તિથી ઊછળતા અને આત્મભોગ તત્પર માણસો મળી આવે તો પૈસા માટે એમનું કાર્ય અટકી પડતું નથી. જ્યાં સુધી સંસ્થામાં આવા માણસો હોય છે, ત્યાં સુધી સંસ્થા પ્રગતિનાં સોપાનો ચડતી જાય છે, ને એવા ધ્યેયનિષ્ઠ અને સાચા માણસો ઓછા થઈ જતાં જ પુનઃ સંસ્થાનું પતન થઈ એ નિષ્પ્રાણ બની જાય છે; ને કેવળ ભૂતકાલીન ગૌરવ ઉપર એને જીવવું પડે છે!

૧૮૮૦માં 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' ને ૧૮૮૪માં ફર્ગ્યૂસન કૉલેજ થઈ ત્યારથી સોસાયટીની અનેક શાખા-પ્રશાખાઓ વિસ્તરી. વિલિંગ્ડન કૉલેજ (સાંગલી), ટેકનિકલ ઈન્સ્ટિટ્યુટ (પુના), બૃહન્મહારાષ્ટ્ર કૉમર્સ કૉલેજ (પૂના), કીર્તિ કૉલેજ (મુંબઈ), ચિંતામણરાવ કોમર્સ કૉલેજ (સાંગલી), ઉપરાંત, નવીન મરાઠી શાળા (પુના), ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ (સતારા), ઉંબરગાવ હાઈસ્કૂલ (ઉંબરગાવ), દ્રવિડ નવીન મરાઠી શાળા (વાઈ), ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ (પુના),—આમ પુના અને પુના બહાર પણ સંસ્થાએ શિક્ષણસંસ્થાઓના તંતુ વણ્યા. પરસ્પર સહકાર, ભાવના ને ધગશ હોય ને એક જ ધ્યેય પાછળ જીવન સમર્પણ કરવાની મિશનરી વૃત્તિ હોય તો કેવું સ્મરણીય કાર્ય થઈ શકે તે ડેક્કન એજ્યુકેશન સોસાયટીના ૮૫ વર્ષના ઇતિહાસ ઉપરથી જોઈ શકાય છે.

આ સાસાયટીએ મહારાષ્ટ્રમાં આગવું કાર્ય કર્યું. એની પ્રેરણા લઈ પાછળથી પુનામાં કેટલીયે સોસાયટીઓ અસ્તિત્વમાં આવી; ને વાડિયા કોલેજ, એસ. પી. કૉલેજ, એમ. ઈ. એસ. કૉલેજ વગેરે શરૂ થઈ. પુના વિદ્યાનું ધામ ગણાયું. એ પ્રણાલી હજી ચાલુ છે. પણ આ બધાંની પાછળની પ્રેરક ભાવના તો ડેક્કન એજ્યુકેશન સોસાયટી અને ફર્ગ્યૂસન કૉલેજના સ્થાપકો ટિળક, આગરકર ને ગોપાળકૃષ્ણ ગોખલેની એ વાતનું ભાગ્યે જ વિસ્મરણ થઈ શકે!

---

* આ દાન સાથે પોતાની પ્રજાના હિતાર્થે ગોંડળ નરેશે પોતાના રાજ્યના દસ વિદ્યાર્થીઓને ફર્ગ્યૂસન કૉલેજમાં વિનાશુલ્ક ભણવાનું અને હૉસ્ટેલમાં રહેવાનું મળે એવી શરત કરી હતી. હાલ પણ ગોંડળ રાજ્યના વિદ્યાર્થીઓ આ કૉલેજમાં અભ્યાસાર્થે આવે છે ને આ યોજનાનો લાભ મેળવે છે.

## ☆ ☆ ☆ આજના સ્ત્રીશિક્ષણની ઊણપો

લેખક : કુ. વિભાબહેન પારેખ, એમ. એ., બી. એડ., રાજકોટ,

આપણા દેશમાં આજે આપણે જોઈએ છીએ કે સ્ત્રીઓની ઉન્નતિ થઈ રહી છે. સ્ત્રીનો વિકાસ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. રાજા રામમોહનરાય, મહર્ષિ રાનડે, મહર્ષિ કર્વે, કવિ નર્મદાશંકર, પંડિતા રમાબાઈ અને મહાત્મા ગાંધી આજે જીવંત હોત તો તેઓ સાનંદાશ્ચર્ય આ ઉન્નતિ અને વિકાસને નિહાળી કૃતકૃત્યતા અનુભવતાં હોત. સ્ત્રીપ્રતિષ્ઠાની જે ભાવના માટે તેઓ જીવ્યા તેને આજે મૂર્ત થતી નિહાળી તેઓએ સંપૂર્ણ સંતોષ અનુભવ્યો હોત. સભ્ય સમાજમાં આજે સ્ત્રીઓએ ગૌરવાન્વિત સ્થાન પ્રાપ્ત કર્યું છે. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता–મનુ ભગવાનની એ ઉક્તિ આજે સમાજજીવનમાં આપણે ચરિતાર્થ થતી અનુભવી શકીએ છીએ. કારણ?

આજે સ્ત્રીઓએ આપણા સમાજજીવનમાં હરેક ક્ષેત્રે અસાધારણ ઉત્કર્ષ સાધી બતાવ્યો છે. રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય અને કલામાં આપણા દેશની સ્ત્રીઓ પુરુષોની સાથે ઊભી રહે છે. જે કંઈ આજના પુરુષો સિદ્ધ કરી શકે છે તે આજની સ્ત્રીઓ પણ સિદ્ધ કરી શકે છે, તે આ મહાન દેશની કેટલીય પ્રતિભાવન્ત નારીઓએ બતાવી આપ્યું છે. સંગીતકલા અને અભિનયકલામાં તો સ્ત્રીઓ સહેજે મોખરે હોય, પણ પર્વતારોહણ જેવાં સાહસોમાં પણ આપણી યુવતીઓએ મહત્ત્વનું આરોહણ કરીને દેશનું નામ રોશન કર્યું છે અને સ્ત્રીશિક્ષણને ઉજ્જવલ બનાવ્યું છે. ઊંચી સરકારી નોકરીઓમાં તેમ જ શિક્ષણક્ષેત્રે, કાયદાના ક્ષેત્રે અને તબીબીક્ષેત્રે પણ આજની મહિલાઓએ પદાર્પણ કરીને, આ દેશના સ્ત્રીત્વને સંપૂર્ણ મનુષ્યત્વની કક્ષામાં લાવી દીધું છે. આજની કેટલીય બુદ્ધિશાળી યુવતીઓએ ઇજનેરીક્ષેત્રે અને ટેકનિકલ વિદ્યાશાખાઓમાં શિક્ષણ મેળવીને સ્ત્રીઓ માટે સામાન્યતઃ અશક્ય ગણાતું શિક્ષણ પણ સાધ્ય કર્યું છે અને પોતાની ઉજ્જવલ કારકિર્દી દ્વારા સારા નંબરે ઉત્તીર્ણ થાય છે.

પરંતુ શિક્ષણનો અર્થ કેવળ બૌદ્ધિક વિકાસ અને ભૌતિક ઉન્નતિ—તેવો સાંકડો કદાપિ થઈ શકે નહિ. શિક્ષણ મનુષ્યની બૌદ્ધિક ઉન્નતિ સાથે તેની આધ્યાત્મિક ઉન્નતિ પણ સાધી આપે છે. શિક્ષણ ધર્મને સમજાવે છે અને આત્માનો વિકાસ કરે છે. આ દૃષ્ટિએ મને લાગે છે કે આપણી સ્ત્રીઓ એક પ્રગતિને સાધતાં બીજીને ભૂલી ગઈ છે. તેમણે બૌદ્ધિક વિકાસ સાધ્યો છે, પણ આધ્યાત્મિક અને આત્મિક વિકાસ ગુમાવ્યો છે. જીવનના અમાપ ઐશ્વર્યને પ્રાપ્ત કર્યું છે, પરંતુ જીવનનાં મૂળભૂત મૂલ્યોને હાંકી કાઢયાં છે.

વર્ષો થયાં હું વિકાસગૃહમાં કાર્ય કરું છું. સમાજથી દુભાયેલી, તરછોડાયેલી, નંદવાયેલા હૈયાવાળી અનેક કમનસીબ બહેનોનાં જીવન મનને ક્ષુબ્ધ કરે છે. તેઓ મહિલા વિકાસગૃહમાં આવે છે, નૈતિક હિંમત પણ મેળવે છે; મનને સ્વસ્થ બનાવે છે, અક્ષરજ્ઞાન પણ પ્રાપ્ત કરે છે. પરંતુ તેઓએ જીવનમાંથી સમાધાનની દૃષ્ટિ ગુમાવી હોય છે. જીવન સાથે સમાધાન કરવું એ પણ શિક્ષણનો એક પ્રભાવ છે. પણ આ એક વારની હતભાગી સ્ત્રીઓ સ્વયંસિદ્ધ થતા એ પ્રભાવની અસરને કચડી નાખતી હોય છે. જે પુરુષે તેને ત્યાગી છે, રિબાવી છે, છંછેડી છે એ પણ મનુષ્ય હોવાથી અંતે પસ્તાતો હોય છે, અને પોતાની સ્ત્રીને અમુક વખત પછી અપનાવી લેવાની મનોદશા કેળવતો થઈ ગયો હોય છે. અલબત્ત આમાં કેટલાક દંભી પણ હશે. પરંતુ કેટલાક એવા દાખલાઓ પણ મેં જોયા છે કે આવા પુરુષો પશ્ચાત્તાપથી બળતા હોય છે; પરંતુ ત્યારે પરિસ્થિતિ પલટાઈ ગઈ હોય છે. ત્યક્તા બનેલી સ્ત્રી જ તેનો સ્વીકાર કરવા માગતી હોતી નથી. સમાધાનને બદલે છૂટાછેડાને એ વધારે પસંદ કરતી હોય છે! પરંતુ આ વલણ ખોટું છે. પસ્તાયેલા પુરુષને

પશ્ચાત્તાપની પુનિત ગંગામાં શુદ્ધ થયા પછી અપનાવવામાં કશો વાંધો હોઈ શકે નહિ, પણ તે જવલ્લે જ જોવામાં આવે છે. સમાધાનની દૃષ્ટિ આમ આવી હતભાગી સ્ત્રીઓએ જીવનમાંથી ગુમાવી દીધેલ છે.

આજે અનેક સ્ત્રીઓ આપણા સમાજમાં પુરુષોની સાથે કાર્ય કરતી થઈ છે. સરકારી ઑફિસોમાં, અર્ધ-સરકારી સંસ્થાઓમાં, પંચાયતોમાં, દવાખાનાંઓમાં અને વિદ્યાલયો, મહાવિદ્યાલયોમાં તેમને પુરુષો જોડે કામ કરવાનું હોય છે. આમાંથી કેટલીય સ્ત્રીઓ સંતોષકારક રીતે પોતાને ફાળે આવતું કામ કરતી પણ હોય છે, અને એ રીતે સમાજને ઉપયોગી સેવા આપતી પણ હોય છે. પરંતુ એ છતાં મને વારંવાર સાંભળવા મળે છે કે જે સ્ત્રીઓ પુરુષો સાથે વ્યવસાયમાં ગૂંથાયેલી છે, તે ઓછી કાર્યક્ષમ હોય છે. આળસ, પ્રમાદ, અવ્યવસ્થા, અનિયમિતતા વગેરે દૂષણો તેમનામાં પ્રવેશે છે. અલબત્ત આ દૂષણો પુરુષ કર્મચારીઓમાં પણ હોય છે. પરંતુ સ્ત્રીઓ જો વધારે નિષ્ઠાવંત, મહેનતુ અને પવિત્ર મનાતી હોય તો આ વિષે તેમણે પુરુષોની સ્પર્ધા કરવાનું છોડી દેવું જોઈએ. પુરુષોમાં રહેલ કામચોરીનાં દૂષણોનું અનુકરણ કે અનુસરણ કરવાને બદલે પોતાને ભાગે આવેલું કામ તેણે નિષ્ઠાપૂર્વક પાર પાડવું જોઈએ.

પંડિત જવાહરલાલ નેહરુએ એક વખતે કહ્યું હતું કે જ્યારે જીવનની મહત્ત્વની કામગીરી સ્ત્રીઓ સંભાળશે, ત્યારે આપણા જીવનમાંથી ભ્રષ્ટાચાર ચાલ્યો જશે. નૉર્વેના સમર્થ નાટયકાર હેનરિક ઇબ્સને પણ સમાજતંત્રનાં સર્વ સૂત્રો અને રાજકારણની ધૂરા સુધ્ધાં સ્ત્રીઓને સોંપી દેવાનો અનુરોધ કર્યો હતો, પરંતુ આ લોકોની એવી ભવ્ય ભાવનાઓને આપણી કેટલીક સ્ત્રીઓએ છિન્નભિન્ન કરી નાખી હોય તેવું દેખાતું નથી? તેનું કારણ શું? કારણ સ્પષ્ટ છે.

સહિષ્ણુતા એ સ્ત્રીનો મહાન ગુણ છે. આજની સ્ત્રીઓએ સહિષ્ણુતા ગુમાવી છે. કેટલાક પુરુષ ઑફિસરો અને કૉલેજના અધ્યાપકોએ વારંવાર મને કહ્યું છે કે તેમના હાથ નીચે કામ કરતી સ્ત્રીઓ ઘણી અસહિષ્ણુ હોય છે. પોતાનું કામ તે બરાબર કરતી નથી પણ અન્યને ઘણી મુશ્કેલીમાં મૂકતી હોય છે. અને જો એમ જ બનતું હોય, અર્થાત્ મારા સાંભળવામાં આવતી ઘટનાઓ જો સાચી જ હોય, તો પછી સ્ત્રી-કર્મચારી અને પુરુષ-કર્મચારીમાં તફાવત શો?

આ અને આવી ઘટનાઓ આપણી સ્ત્રીઉન્નતિના માર્ગને રૂંધનારી છે અને તેનાં મૂળ આજના સ્ત્રી-શિક્ષણમાં રહ્યાં છે. આજના કેળવણીકારોએ, મને લાગે છે, આ સંબંધે ખૂબ વિચાર કરવો જોઈએ; અને સ્ત્રીઓ આર્થિક ઉન્નતિ અને સામાજિક ઉત્કર્ષ સાધી શકે એવી કેળવણી સાથે સ્ત્રીજીવનની જે મૂળભૂત અને પાયાની ભાવનાઓ છે તેનો પણ સંપૂર્ણ વિકાસ તે સાધી શકે, એ પ્રકારની કેળવણી, એ પ્રકારનું શિક્ષણ, તેમને મળવું જોઈએ. તે દ્વારા સહિષ્ણુતા, પ્રામાણિકતા, નિષ્ઠા, પ્રેમ, દયા, ક્ષમા અને ઉદારતા જેવા ગુણોની જીવનમાં પુનઃપ્રતિષ્ઠા કરવી જોઈએ. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે પોતાના "The King of the ark Chamber" નામના નાટકમાં એક જગ્યાએ લખ્યું છે, 'When woman swerves from the right path, she appears fraught with the direst calamity'. અર્થાત્ સ્ત્રી જ્યારે પોતાના સાચા માર્ગથી વિમુખ થાય છે ત્યારે તે આપત્તિથી ઘેરાઈ જાય છે.

આર્થિક ઉન્નતિ, ભૌતિક વિકાસ કદાચ આ જીવનમાં ઉપયોગી નીવડે; પણ તે આપણા જન્મજન્માંતરનું દળદર નહીં ફિટાડે. તેમાંથી મુક્તિ આપશે એક ધર્મ. અને તે ધર્મ એટલે જીવનનાં મૂળભૂત સદ્‌ગુણો અને મૂલ્યો. તેની ઉપેક્ષા કરવાથી મનુષ્યમાત્રની અધોગતિ થાય છે. પરમાત્મા તેમાં સ્ત્રી-પુરુષનો ભેદ નહીં રાખે.

જેમનો આત્મા જ કેળવણીકારનો હતો તેવા આપણા સૌના પૂજ્ય શેઠશ્રી નાનજીભાઈ મહેતાએ સ્ત્રી-શિક્ષણનો એક સુંદર અને વ્યવહારુ પ્રયોગ આપણી સમક્ષ સાર્થક કરી બતાવ્યો. જીવનભર કન્યા-જીવન-ઘડતર માટે જેમણે જીવનનાં શ્રેષ્ઠતમ મૂલ્યો ધરી દીધાં એવા પૂ. બાપુજીએ સ્ત્રીશિક્ષણમાં ખૂટતી કડીઓ પૂરવાની

ખૂબ કોશિશ કરી. પરિણામે આદર્શ આપણી પાસે આવ્યો, પણ તેને ચરિતાર્થ કરવાનું કામ તો પ્રત્યેક સ્રીનું છે. ઘરની ચાર દીવાલો વચ્ચે રહેલી સ્રીને બહારનું કાર્યક્ષેત્ર મળતાં તે વિનયને વીસરી ગયેલ છે. હવે ઘરમાં રહેવાનું પસંદ કરતી નથી એ પણ એક પ્રકારનું ચિંતા ઉપજાવે તેવું reaction છે. પૂર્ણ સ્રી બનવા માટે ઈશ્વરે સોંપેલ ઘર જ વધુ અનુરૂપ છે ને તે ઘર વિવેકભરી રીતે સ્રી ચલાવે તેવું શિક્ષણ બાલપણથી મળે તો તે વધુ સાર્થક થશે.

આપણું આજનું સ્રીશિક્ષણ આપણા સુંદર સંસ્કારવારસાને અનુરૂપ આપવું જોઈએ. આજનું સ્રીશિક્ષણ તો પુરુષને લક્ષમાં રાખીને જ અપાય છે. તેમાં થોડા ફેરફારો અનિવાર્ય છે. પણ સ્રીના પૂરા ગુણોનો વિકાસ થાય તે લક્ષમાં રાખવાની ખાસ જરૂર છે.

## ASPECTS OF GREATNESS IN LIFE AND ART

The fifth aspect of greatness is the attribute of *prajna* or wisdom which is but another name for profundity, reflected in and radiated by the specific way or philosophy of life. Wisdom comes from the experience, understanding and realisation of the different levels of human existence; these are in ascending order, first, the physical or nutritive (*annamaya*) and sensuous (*pranamaya*) levels, then the levels of intellect (*manomaya*) and understanding (*vijnanamaya*) and finally the joyous and the blissful (*anandamaya*) level, all operating at one and the same time in a fully integrated person. Artists, even those who are significant, stay usually at the first three levels, and by doing so, are in a position to reveal the awareness of the nature of facts and things, and as such achieve wisdom or profundity of a sort. But there are also artists (Kalidasa, Shakespeare, Goethe, Tolstoy, the author of the 'battlebooks' of the Mahabharata for example) who are capable of passing on to the next higher level of existency that of understanding or vijnana, where they develop a rare insight into, and a sort of intutive knowledge of, the nature of reality, and reveal higher altitudes of life. Yet there are a few others, very rare though (the seer-composers of the lyric passages of the Upanishads, the authors of a few psalms of the Old Testament, the composers of a few of our medieval mystic songs) who, in some rare moments of exaltation of the spirit, reflect and radiate joy, bliss, peace and harmony and thereby affirm the experience, the understanding and the realisation of the highest level of human existence, the *anandamaya*. This, the last, is the ultimate reach of human wisdom. The greatness of a life as much as of any art lies in its reflection and radiation of the awareness of and insight into the different levels of existence, including the last one in the ascending the descending order.

(From: 'An Artist in Life') —**Nirharranjan Ray**

## ☆ ☆ ☆ એક નવી ક્રાંતિનાં પગરણ

લેખક : **પ્રા. શ્રી નલિનાક્ષ પંડ્યા,** વલ્લભવિદ્યાનગર, આણંદ.

### આપણા મૂળભૂત આર્થિક પ્રશ્નો અને ભૌતિક અધિકારો

આપણામાંના ઘણા ઓછા લોકોને આ હકીકતનો ખ્યાલ હશે કે માનવજાતિના નવનિર્માણને લગતા એક અવનવા સંદેશાની સૂરાવલિનો પ્રતિધ્વનિ છેક સાબરકાંઠા, પંચમહાલ તથા તાપીતટનાં ગ્રામક્ષેત્રોમાંથી સંભળાઈ રહ્યો છે. એક યુનિવર્સિટી–પ્રાધ્યાપક કે જેના માનવના ભાવિનિર્માણને લગતા એક નવા અને મૌલિક તત્ત્વદર્શન સંબંધી લેખો અને નોંધો એક વાર આપણાં માસિકો કુમાર, માનવ, ઊર્મિ, નવરચના, વિશ્વ-માનવ વગેરેમાં ચમકી ગયેલાં, તે એક વર્ષના મંદવાડ પછી હૉસ્પિટલમાંથી છૂટતાં જ આ ગ્રામક્ષેત્રોમાં એક નવી લોકજાગૃતિનાં મંડાણ કરી રહ્યા છે. તેમની દલીલ છે કે પ્રકૃતિ સકલ ચરાચરોને જીવવાનાં ઉપાદાનો મફત પૂરાં પાડે છે, ત્યારે માનવીને શા માટે તે આ રીતે મેળવવાનો અધિકાર નથી? તેમણે માનવવ્યક્તિ માટે આર્થિક સ્વાવલંબનનો નાદ ગાજતો કર્યો છે, અને તેમની એ હેતુસર આ દલીલ છે કે દરેક માનવ-વ્યક્તિને એક એક એકર જમીન સંપૂર્ણ સ્વામિત્વના હક સાથે (ગણોત, રાજ્ય અને સમાજની કશી દખલગીરી વગર) મળી જવી જોઈએ; તો જ બેકારી, ભૂખમરો, ભીખ, નગરોમાં જનવૃદ્ધિથી પ્રસરી રહેલી અંધાધૂંધી અને બદીઓનો નિકાલ આવશે; તે લોકોમાં સારું આકર્ષણ જમાવવા લાગી છે. ધરતીના ભેદભરમોના જાણકાર આ ભૂસ્તર ખનિજશાસ્ત્રી પ્રાધ્યાપક ઇન્દ્રસ આ પાયા પર નવી આર્થિક-વ્યવસ્થાનું માળખું ઊભું કરવા લોકોને હાકલ કરી રહ્યા છે અને સાથે સાથે માનવજીવનનું સાવ નવું અને વૈજ્ઞાનિક તત્ત્વદર્શન પણ આપી રહ્યા છે. અહીં, પહેલાં આ તત્ત્વદર્શનનો ટૂંકો પરિચય મેળવી લઈએ.

### માનવજાતિ અને ભારતનો પ્રથમ વાર પ્રગટ થતો જનઇતિહાસ

પ્રોફેસર ઇન્દ્રસ કહે છે કે પચીસેક વર્ષ પૂર્વે તેમને એવા વિચારો આવવા લાગેલા કે માનવ ઇતિ-હાસમાં, સતત, એક પછી એક સુધારકો, ઉપદેશકો, નીતિવિદો, દંડપ્રવર્તકાદિની જરૂર રહેતી આવી છે, એટલે માનવજાત એના ખરે માર્ગે નથી; વળી આ લોકોના ઉપદેશ છતાં માનવજાતિ વધુ ને વધુ પતનોન્મુખી બનતી બનતી, હવે આપઘાતની ખીણને આરે આવી પહોંચી છે; આ લોકોનું કાર્ય જે વિચારધારાઓને ઓથે થતું આવ્યું છે તે કદાચ ખોટી હોઈ શકે! એમ એમની સરવાળે નિષ્ફળતા પરથી કહી શકાય. એટલે ઇન્દ્રસને, આ પરંપરાગત વિચારધારાઓને કોરે મૂકી, નવેસરથી વૈજ્ઞાનિક ધોરણે કોઈક અસરકારક અને વહેવારુ વિચારધારા ઉપસાવવાનો અખતરો કરવાનું સૂઝયું. આ કામ સારુ નવેસરથી માનવતાનાં મૂળિયાં છેક ઊંડેથી તપાસવાની જરૂર લાગી, પણ ઇતિહાસ-સાહિત્યમાંથી એવું એક પણ પુસ્તક ન લાધ્યું જે એ હેતુ માટે અનુકૂળ એટલે કે 'રસ્તે ચાલતા સામાન્ય માનવીનો ઇતિહાસ' એટલે કે 'જનઇતિહાસ' રજૂ કરતું હોય! પ્રો. ઇન્દ્રસે અંતે જાતે જ આ કાર્ય કરવાનું બીડું ઝડપ્યું; અને ભૂસ્તર, માનવશાસ્ત્ર, માનવભૂગોળ, જીવવિકાસ, માનસશાસ્ત્ર, ભોજનશાસ્ત્ર, પુરાતત્ત્વ, પ્રાચીન ભાષાઓ, સાહિત્ય, લોકજીવન તથા ઇતિહાસાદિ વિષયોનો એક સામટો અભ્યાસ જે જનઇતિહાસ રજૂ કરે છે તેને 'લૉસ્ટ સરસ્વતી' નામના ગ્રંથ રૂપે વર્ષોની મહેનત પછી ૧૯૬૭માં તૈયાર કર્યો. ભારત સરકારને એ ગ્રંથ એટલો પસંદ પડયો કે તેના પ્રકાશનના સંપૂર્ણ ખર્ચ માટે રૂ. ૬,૦૦૦ની ગ્રાન્ટ આપી. ૧૯૬૮માં એ પ્રગટ થતાં જ, તેની ભૂરિ ભૂરિ પ્રશંસા થવા લાગી. ('કુમાર', માર્ચ, ૧૯૬૭થી માંડી કવૉર્ટરલી રિવ્યૂ ઑફ ઇન્ડિયન હિસ્ટોરિકલ સ્ટડીઝ, કલકત્તા સુધી), કારણ કે એમાં પ્રોફેસર ઇન્દ્રસે રાજાઓ, દરબારીઓ, યુદ્ધો અને રાજકીય વિજય-પરાજયને બદલે આખી

માનવજાતનો, અને તેની પાર્શ્વભૂમિમાં ભારતનો, એક નવો જનઇતિહાસ આલેખ્યો. તેમાં પાને પાને લેખકના માનવજાતના વિશાળ, ગહન અને સર્વતોમુખી અભ્યાસનો પરિચય મળતો હતો. પણ લેખક એથીયે એક ડગલું આગળ વધ્યા. ભૂતકાળમાંથી સાંપડતો આ પ્રકાશ, માનવતાના ઊંડાં મૂળિયાંની આ સર્વાંગી તપાસ, માનવ-અસ્તિત્વ, તેનું ધ્યેય અને ધ્યેયને પ્રાપ્ત કરવાના વાસ્તવિક માર્ગ પર પ્રકાશ પાથરી માનવતાના ભાવિ નિર્માણ માટે એક સાવ નવું તત્ત્વદર્શન વિકસાવવામાં તેઓ પ્રવૃત્ત થયા. પણ આ તત્ત્વદર્શન તૈયાર કરતાં લેખકને કારમી કસોટીમાંથી પસાર થવું પડયું. એ માંદગીને બિછાને બાર મહિના માટે રહ્યો. આ સ્થિતિમાં આ નવા તત્ત્વદર્શનનો વિચાર આગળ વધ્યો અને પૂર્ણતાએ પણ પહોંચ્યો. હૉસ્પિટલની બહાર નીકળતાં જ પ્રોફેસર ઇન્દ્રસે 'નવમાનવ કા નિર્માણ ઔર ભાવિ આર્થિક–સાંસ્કૃતિક–શૈક્ષણિક મહાક્રાંતિ' : આ હિંદી પુસ્તક લખીને એ કાર્ય પૂરું કર્યું અને ત્યાર પછી તરત જ તેઓ ગામડાંઓમાં નીકળી પડયા.

પ્રોફેસર ઇન્દ્રસના આ નિરપેક્ષ્ય અને વૈજ્ઞાનિક તત્ત્વદર્શનનો આરંભ દરેક જીવ (પ્રાણી અને વન-સ્પતિ)માં મૃત્યુની ઘટનાદિને આધારે બે વ્યક્તિત્વોના અસ્તિત્વની સ્થાપનાથી થાય છે; ભૌતિક બાહ્ય વ્યક્તિત્વ-એટલે શરીર; અને તેમાં અચેતનથી ચેતનમાં વિકાસ પામી રહેલું સૂક્ષ્મ આંતરવ્યક્તિત્વ; એટલે કે સામાન્ય અર્થમાં આત્મા; મૃત્યુ વેળા શરીર છોડી અજ્ઞાતમાં વિલીન થતાં શરીર નિષ્ક્રિય બનીને નાશ પામે છે. તે હકીકત સૂચવે છે કે જીવનમાં આત્મા મુખ્ય તત્ત્વ છે અને શરીર ગૌણ છે. શરીરનું મુખ્ય કાર્ય અથવા ધર્મ આર્થિક પ્રવૃત્તિ; (શ્વાસોચ્છ્વાસ, અંગરક્ષણ અને ભોજનનાં સાધનો સંપાદન અગર ઉત્પન્ન કરવાં); અને આત્માનું તે બિન-આર્થિક; એટલે કે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ છે; એમ પરસ્પર વિરુદ્ધ બે શૃંખલાઓ છે, એક ધન–સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ; એટલે પરોપકાર, ઉપાસના, ઉજવણી અને રમતગમત, કળા (સંગીત, નૃત્ય, નાટય, ચિત્ર, શિલ્પ, સ્થાપત્યાદિ) અને સાહિત્ય (કથાઓ, કવિતા ઇ.) વગેરે; બીજી, ઋણ–સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ એટલે ત્રાસવાદ, અભિમાન, હિંસા, શોષણાત્મક ઉજવણી, યુદ્ધખોરી, વિકૃત અને પતનોન્મુખી કળા, સાહિત્યની સાધના વગેરે; કે જે બધું હાલ આપણી સંસ્કૃતિમાં તેના ઇતિહાસ દરમિયાન રહેતાં આવ્યાં છે. ઇન્દ્રસ આપણી વર્તમાન લોહિયાળ સંસ્કૃતિને નરોત્તમ (મહામાનવ)ને બદલે નરાધમ (ઢાળની) સંસ્કૃતિ કહે છે.

### ભૂખ્યો રહી જતો આત્મા અને તેનાં દુષ્પરિણામો

જીવોમાં પ્રાણીઓને જીવન માટે પોષણ આપવાનું કાર્ય વનસ્પતિનું છે. પોષણ માટેના પદાર્થો પૃથ્વી પર ખનિજાદિરૂપે પ્રાપ્ય છે; જેમને પ્રાણીઓ સીધેસીધાં ગ્રહણ કરી શકતાં નથી; એટલે વનસ્પતિઓમાં વચગાળાનો ભાગ ભજવી એ પદાર્થોને પ્રાણીશરીર ગ્રહણ કરી શકે તેવાં રૂપો, મૂળિયાં, ફળ, પાંદડાંમાં ફેરવે છે; અને તે ઉપરાંત પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસમાં જે ઝેરી કાર્બન ડાયોક્સાઇડાદિ ગૅસ કાઢે છે તેનું ઑક્સિજન (પ્રાણવાયુ)માં રૂપાંતર પણ કરે છે. બીજી બાજુ જીવનનો ધર્મ પોતાનું રક્ષણ પણ કરવાનો છે, અને તેના માટે કુદરતે તેના શરીરને ઉપયુક્ત ઇન્દ્રિયો બક્ષી છે. એટલે કોઈ જીવ આક્રમક એટલે હિંસા (Predation) અને શોષણ (Parasitism) કરનાર જીવને તાબે ન થતાં, તેનો પ્રતિકાર કરી, જીવનરક્ષણ કરે છે. એનો અર્થ એ થયો કે કોઈ પણ પ્રાણીએ અને ખાસ કરીને સમજદાર પ્રાણીઓએ પરસ્પરનાં હિંસા-શોષણ ન કરીને જીવનને ટકાવી રાખવું. જીવન એક પ્રાકૃતિક પ્રક્રિયા છે, જે આગળ ચાલવી જ જોઈએ. અહિંસા–અશોષણથી તે આગળ ચાલે છે; અને હિંસા–શોષણ વડે તે વિનાશને માર્ગે પાછી વળે છે. આ દૃષ્ટિએ જોતાં શરીર, એ વનસ્પતિ-આહાર અને અહિંસા-અશોષણના જીવનવ્યવહાર દ્વારા, પોતાનાં તથા આત્માનાં વિકાસયંત્રોને ચાલકશક્તિ આપે છે અને જીવનવિકાસ યા માનવવિકાસ એના ધ્યેયની દિશામાં ખરે રસ્તે ચાલે છે; પણ એથી વિરુદ્ધ જો શરીર હિંસા-શોષણમય જીવનવ્યવહાર આચરે અને માણસ માટે

બિનકુદરતી એવો બિનવનસ્પત્યાહાર (માંસ ભક્ષણાદિ તથા બીજા પાસેથી પડાવી લીધેલો ખોરાક) કરે, તો એથી શરીરના વિકાસયંત્રને ચાલકશક્તિ મળી રહે છે, પણ આત્માને તે ન મળતાં ભૂખ્યો રહી જાય છે.

**અજ્ઞાતમાંથી, માનવયોનિ પર સાંસ્કૃતિક સાધના માટે આવી રહેલું ભારે દબાણ, અને ઔદ્યોગિક ક્રાંતિઓ**

હવે આગળ ચાલતાં પહેલાં, આપણે પ્રાણીવિકાસને લગતાં ત્રણ તથ્યોની નોંધ લઈએ. શરીર, તેનાં અંગો તથા ઇન્દ્રિયોનો એવો વિકાસ થવો જોઈએ કે આગળ જતાં એમની આગલી કામગીરી માટે એ પોતાનાં કાર્યક્ષમતા–યંત્રો એટલે કૃત્રિમ અંગો અને ઇન્દ્રિયો બનાવીને વધારી શકે, ને તેમ થતાં શરીર-વિકાસ (ડાર્વિનાદિ પ્રતિપાદિત)ની પ્રક્રિયા સમાપ્ત થાય. આ પ્રક્રિયા માનવયોનિમાં પૂરી થઈ છે. એટલે હવે ભવિષ્યમાં માનવયોનિ જ ટકી રહેશે; અને તેમાંથી હવે પછી કોઈ આગવી પ્રાણીયોનિ વિકાસ નહીં પામે. (અહીં સવાલ થાય કે તો પછી માનવયોનિનું અસ્તિત્વ શા માટે છે?) બીજા તથ્ય પ્રમાણે, જેમ જેમ પ્રાણી-યોનિઓ ઉપરોક્ત શરીરવિકાસને કારણે ઊંચી ને ઊંચી યોનિઓમાં વિકાસ પામતી જાય છે, (હક્સલી વગેરે પ્રમાણે) તેમ તેમ ફ્રોઇડાદિ વડે પ્રતિપાદિત અચેતનમાંથી ચેતનમાં આત્માનો અધિકાધિક વિકાસ થતો જાય છે; અને તે પ્રમાણે શરીરની અપેક્ષાએ મસ્તિષ્કનું કદ વધતું જાય છે. આ વધારો બધાં પ્રાણીઓ કરતાં માનવમાં સર્વાધિક થયો છે; બીજી બાજુ ફ્રોઇડાદિના કથન પ્રમાણે માનવમાં આત્માનો ચેતનમાં વિકાસ હજુ લગભગ દસમા ભાગ જેટલો જ થયેલો લેખાય છે, અને હજુ નવગણું કરવાનું બાકી રહે છે. આત્માનો ધર્મ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ છે એ આપણે જોયું. એટલે આપણે એમ કહી શકીએ કે **માનવયોનિના અસ્તિત્વનું ધ્યેય સાંસ્કૃતિક સાધના વડે આત્માનો (આત્મ) વિકાસ છે.** ત્રીજું તથ્ય કે જે ઇન્દ્રસની પોતાની શોધ છે, તે એ છે કે માનવયોનિ પર આ આત્મવિકાસ માટે અજ્ઞાતમાંથી કંઈક અસહ્ય ભારે દબાણ આવી રહ્યું છે. દા. ત. સાત કરોડ વર્ષ પૂર્વે વિકસેલા સસ્તન પ્રાણી, ઘોડાના મસ્તિષ્ક-વિકાસને એકમ ગણીને, આપણે માનવ તરફ આગળ વધીએ, તો જણાશે કે કરોડ વર્ષ પૂર્વે વિકસેલા નરવાનરમાં એ પાંચગણો; દસ લાખ વર્ષ પૂર્વના (સૌથી પહેલાં પથ્થરાદિના હથિયાર બનાવનાર) આદિતમ માનવ ઑસ્ટ્રેલોપિથેકસ (હિમયુગ આવતાં ખાદ્ય વનસ્પતિઓના દુષ્કાળને લઈ પછીના કાળમાં એ માંસાહારી બનેલો ત્યારથી અત્યાર સુધી માનવજાતિનો ખોરાક મુખ્યત્વે હિંસા-શોષણમય રહેતાં આવ્યાં છે)માં દસગણો, પાંચ લાખ વર્ષ પહેલાંના આદિ માનવ (પિથેકેન્ટ્રોપસાદિ; એ તબક્કાનાં પથ્થરનાં હથિયારો ભારતમાં 'પેલિઓલિથ'રૂપે મળી આવે છે: ગુજરાતમાં મુખ્યત્વે સાબરમતી અને નર્મદાતટે)માં ત્રીસગણો; અને છેવટે લાખેક વર્ષ પહેલાં વિકાસ પામેલા સાંપ્રત માનવ હોમોસેપિયન્સ (આધુનિક માનવજાતિ)માં આ પાંત્રીસ ગણો થયો છે; જે સામાન્ય સ્થિતિમાં ઘોડા કરતાં માત્ર પાંચ ગણો જ થવો જોઈતો હતો. આ હકીકત પ્રમાણે સમયના પ્રમાણમાં માનવ-ની બાબતમાં આ વિકાસ ઉત્તરોત્તર ઝડપી બનતો ગયો છે; અને તેના પરિણામે, પ્રોફેસર ઇન્દ્રસ આ હકીકતનો અર્થ ઘટાવતાં કહે છે કે અજ્ઞાતમાંથી માનવયોનિ પર આત્મવિકાસ (સાંસ્કૃતિક સાધના દ્વારા) માટે કંઈક અસહ્ય જેવું ભારે દબાણ આવ્યું છે. એની પ્રતિક્રિયા કેટલીક ખાસ હકીકતો વડે આજે જણાઈ રહી છે. પહેલી હકીકત પ્રમાણે કેટલાક લોકો વૈરાગ્ય લે છે અગર યોગ, તસવ્વુફ (સૂફીવાદ) વગેરે રહસ્યાવાદાત્મક વલણોને અપનાવે છે, અગર અતિ ધાર્મિકવૃત્તિ ધરાવતા બને છે. બીજી હકીકત પ્રમાણે, સામાન્યપણે, માણસ આર્થિક પ્રવૃત્તિઓમાંથી મન ચોરે છે; કે બીજાઓ પર તે લાદે છે, જેથી કરી પોતે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સારુ વધુમાં વધુ સમય અને સગવડો મેળવી શકે. ત્રીજી હકીકત પ્રમાણે, આ છેલ્લા હેતુ માટે તે તેના આરંભ કાળથી જ વિજ્ઞાનની મદદથી યંત્રવિદ્યા (Technology) વિકસાવી રહ્યો છે; અને હાલ તે પ્રગતિના ત્રીજા તબક્કામાં પ્રવેશ્યો છે. આ તબક્કાઓ 'ઔદ્યોગિક ક્રાંતિઓ' (Industrial Revolutions) કહેવાય છે. આવી પહેલી ક્રાંતિ ઈ. પૂર્વે ૪૫૦૦માં મધ્યપૂર્વમાં થઈ; જ્યારે માનવી સરળ (સીધી લીટીમાં)

ગતિમાં કામ કરતાં ને પોતાના સ્નાયુબળે ચાલતાં (કોદાળી, કુહાડી, ભાલું, તીર, આર વગેરે) ઓજારોથી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ માટે ઠીક ઠીક ફુરસદ કાઢતો હતો; તે પાળેલાં પ્રાણીઓના સ્નાયુબળની વધારાની મદદ લઈ ચક્ર (ગોળ) ગતિનાં ઓજારો-હથિયારો (ગોફણ, તકલી, સારડી, ખરાદ, ઘાણી, ચાકડો, પૈડું, વગેરે) વસાવતો. એમાંથી નીપજેલાં વધુ આર્થિક ફુરસદ અને સગવડોમાંથી નગર સંસ્કૃતિ અને સામંતશાહી વિકાસ પામ્યાં. ઈ. પૂર્વ ૧૨૦૦ લગભગ, લોખંડની શોધે એની ક્ષમતા વધારી; એટલે સામ્રાજ્યવાદનો ઉદય થયો. (આસીરિયન, ઈરાનિયન, મૌર્ય વગેરેથી માંડી ઉત્તર મધ્યકાલીન યુરોપીયન સામ્રાજ્યો સુધી). બીજી ક્રાંતિ ઈ. પૂર્વે ૧૭૭૦માં એન્જિન (આગળ જતાં ઑઈલ એન્જિન, વીજળિક મોટર વગેરે)ની શોધ સાથે થતાં મૂડીવાદ અને લોકશાહી વિકાસ પામવા લાગ્યાં. ત્રીજી ઔદ્યોગિક ક્રાંતિ ઈ. સ. ૧૯૫૧માં ઑટોમેશન (સ્વયંસંચાલિત યંત્રો)ની શોધ સાથે થઈ. આ ત્રણે ક્રાંતિઓ વડે ઉપરોક્ત દબાણ હેઠળ માનવી અનુક્રમે (૧) શારીરિક અંગો અને ઇન્દ્રિયો દ્વારા થતો શ્રમ, (૨) સંચાલકશક્તિ પૂરી પાડવી અને (૩) સંચાલન કરવું આ ત્રણે જવાબદારીઓમાંથી વધુ ને વધુ મુક્તિ મેળવતો જાય છે. આ પ્રક્રિયા વેગવાન બને અને વિસ્તરે એ માટે ભાવિ આર્થિક યોજનાઓમાં જોગવાઈ કરવાની રહે છે; જેથી અજ્ઞાતમાંથી માનવ પર સાંસ્કૃતિક સાધના માટે આવી રહેલા ભારે દબાણને તે પહોંચી વળે. આ રીતે સાધક – આત્મા શરીર-સાધનથી સાંસ્કૃતિક સાધના કરવા આગળ મથે છે. હવે આ સાધનાનાં કારણ અને સાધ્ય શું છે તે જરા તપાસીએ.

**માનવ વિકાસશીલ પરમેશ્વર છે.**

સાંસ્કૃતિક સાધના હાથ ધરવા મનુષ્ય કેટલીક પ્રેરક પ્રવૃત્તિઓથી દોરાય છે, તેમાંની થોડીક આ પ્રમાણે છે. દરેક સામાન્ય માણસ ભલેને આર્થિક કે સામાજિક દૃષ્ટિએ સાવ ઊતરતી કક્ષામાં રહેલો હોય, છતાં પોતાના વ્યક્તિત્વને (ગમે તે અર્થમાં – પછી તે અર્થનો સંબંધ ધનસાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સાથે હોય કે ઋણસાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સાથે હોય) સમાજમાં અદ્વિતીય (અજોડ) મનાવવા મથે છે. કોઈ કળા (સંગીત, ચિત્ર, નાટય, શિલ્પ, નૃત્યાદિ) યા સાહિત્ય (કવિતા, નવલ વગેરે) વડે, કોઈ દાદાગીરી કે માથા-ભારે થઈ, તો કોઈ લટકાં કરીને કે વાચાળતા વડે અથવા બીજી અનેક રીતે તેમ કરે છે. બીજી એક વૃત્તિ માનવમાં છે તે સર્વજ્ઞ થવા મથવાની, અને સમાજ પાસે, એ દંભ હોવા છતાં, સ્વીકાર કરાવવા મથવાની. અભણ માણસ અગર બાળક પણ ભાગ્યે જ કબૂલ રાખે કે તેને અમુક સારા વિષયનું જરાય જ્ઞાન નથી. વળી, દરેક માણસ કંઈ ને કંઈ નિરીક્ષણ કરી, પોતાનું જ્ઞાન વધારવા તેમ જ જાણતો હોય તેના કરતાં વધુ જાણતો હોવાનો ડોળ કરવા મથે છે; એટલે સરવાળે સર્વજ્ઞાનીપણું ખોળતો હોય છે. એ જ રીતે સર્વશક્તિમાન થવાની પણ માણસની અંદર પ્રેરકવૃત્તિ છે; જે અનેકરૂપે પ્રગટતી હોય છે. આ પ્રમાણે માણસ (ખરું જોતાં આંતર-વ્યક્તિત્વ એટલે આત્મા) સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ વડે અદ્વિતીય વ્યક્તિત્વ, સર્વજ્ઞાનીપણું, સર્વશક્તિમાન-પણું વગેરે શોધતો હોય છે અને આ તે વિશેષણો છે જે આપણે વિશ્વની અંતિમ સત્તા એટલે કે ઈશ્વર યા પરમેશ્વરમાં આરોપિત કરીએ છીએ. પણ મનુષ્ય તે શક્તિઓ શા માટે શોધી રહ્યો છે? કોઈની પાસે છત્રી, ઘડિયાળ કે પેન અગાઉ હોય, અને પછી ખોવાઈ જાય, તો જ તે તેને ખોળતો ફરતો હોય! એનો સામાન્ય અર્થ થાય કે મનુષ્ય અસલમાં પરમેશ્વર હતો, પણ તેની પાસેથી આ પદ ઝૂંટવાઈ કે ખોવાઈ જતાં, તે આ રીતે હવે તે પાછું મેળવવા મથી રહ્યો છે. કેટલાક લોકોમાં આ પ્રેરકવૃત્તિ એટલી બધી બળવાન હોય છે કે તે સમાજને એમ જણાવવા લાગે છે કે તેમનામાં ઈશ્વરનો અંશ છે અગર તો તેઓ એના અવતાર છે. અવતારવાદના વિચારનું આ પણ એક કારણ છે. એ ખરું છે કે દરેક માણસમાં આ ગુણ છે, અને વર્તમાન નરાધમ સંસ્કૃતિની વિષમતાઓ, કૃત્રિમ સામાજિક માન્યતાઓ અને બંધનો તેને આ વિકાસથી વંચિત રાખે છે. આ પ્રમાણે સાધક – આત્મા તે શરીર સાધનથી સાંસ્કૃતિક સાધના વડે

પરમેશ્વર પદ સાધ્ય કરવા મથી રહ્યો છે. હવે પ્રશ્ન એ થાય છે કે બેમાંથી (ધન અને ઋણ) ગમે તે એક સાંસ્કૃતિક સાધના વડે આ સાધ્ય હાંસલ કરી શકાય કે?

**માનવી અંદરથી આપોઆપ બદલાઈ રહ્યો છે.**

એના ઉત્તર માટે આપણે હવે સાંસ્કૃતિક સાધનાની થોડીક વિગતોમાં ઊતરવું જોઈશે. એક પાર્વત્ય માર્ગ જેવા ત્રાંસા ધરાતલ પર, આત્મા અજ્ઞાતમાંથી આત્મવિકાસ માટે આવી રહેલા ભારે દબાણ હેઠળ સાંસ્કૃતિક સાધના માટે, અધીરો બનીને વચ્ચોવચ્ચ બેઠો છે. એની એક બાજુએ નરોત્તમ, પરમેશ્વરપદ પામવાની પ્રેરકવૃત્તિઓના પ્રભાવ હેઠળ (મહામાનવતા)નું ચડાણ છે; જેની ઉપર ધન-સાંસ્કૃતિક સાધનાઓની શૃંખલા પડી છે. બીજી બાજુ; નરાધમ સંસ્કૃતિના ઢાળ પર ઋણ-સાંસ્કૃતિક વૃત્તિઓની શ્રેણી પથરાયેલી છે. શરીર તેની પ્રવૃત્તિઓમાં જીવની પ્રક્રિયાને આગળ ધપાવનાર અહિંસા-અશોષણનું આચરણ આદરતું હોય છે અને માનવીને પ્રાકૃતિક એવો વનસ્પત્યાહાર પૂરું પાડતું હોય છે; તેનાથી શરીર અને આત્મા એ બંનેનાં વિકાસયંત્રોને યોગ્ય અને પર્યાપ્ત ચાલકશક્તિ પ્રાપ્ત થાય છે. પરિણામે તૃપ્ત અને સશક્ત આત્મા આત્મસમર્પણના માધ્યમ વડે પરમેશ્વરપદ-પ્રાપ્તિના ધ્યેયની દિશામાં ધન સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું નરોત્તમ યા મહામાનવતાનું ચડાણ સ્વબળે ચડવા સમર્થ બને છે, અને એ દિશામાં ઊંચે ચડવા-માટે નરાધમ ઢાળ પર ગબડતાં બને છે તેમ હિંસા-શોષણ વડે બીજાઓને નીચા ઉતારી ઉતારીને, ઉપર જવાની જરૂર હોતી નથી. એટલે આ મહામાનવ—સંસ્કૃતિનો ઇતિહાસ યુદ્ધાદિના અભાવને લઈ અમૃતના પ્રવાહમાં વહે છે, અને તેમાં સામાજિક અસમાનતા, સામંતશાહી, યુદ્ધખોરી, મૂડીવાદ વગેરે દૂષણો રહેતાં નથી. આ તે જ સ્થિતિ છે કે જેની કલ્પના માનવે સત્યયુગ, સુવર્ણયુગ, યુટોપિયા, પ્લેટોના આદર્શ નગર, વગેરે વગેરે રૂપે કરી છે અને તે મેળવવા તે અનેક રીતે મથી રહ્યો છે. પણ જો તે એની આર્થિક પ્રવૃત્તિઓમાં શરીરહિંસા અને શોષણ આદરે છે અને બિનકુદરતી એવો માંસાહાર પૂરો પાડે છે, તો એથી શરીરના પોતાના વિકાસયંત્રને ચાલક-શક્તિ તો મળી રહે છે, પણ આત્માની પ્રગતિના વિકાસયંત્રને તે મળતી નથી, એટલે તે નિષ્ક્રિય બની રહે છે. પરિણામે અજ્ઞાતમાંથી માનવયોનિ પર સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા પરમાત્માપદની પ્રાપ્તિ માટે આત્મવિકાસ સારુ જે ભારે દબાણ આવી રહ્યું છે, તેને લઈ આત્મા સ્થિર થઈ બેસી શકતો નથી; એટલેકે શક્તિના અભાવે તે હિંસા—શોષણના માધ્યમ વડે તે પોતાની જાતને પરમાત્માપદ તરફ ઊંચે ન લઈ જતાં તે બીજાઓને નીચા ઉતારી ઉતારીને પોતાનું સ્વામિત્વ જમાવવા હંમેશાં મથતો હોય છે. આ સ્થિતિમાંથી જ સામાજિક અને આર્થિક અસમાનતા, ઊંચનીચના ભેદ તથા અસ્પર્શ્યતા, મૂડીવાદ, યુદ્ધખોરી, સત્તાવાદ, સ્થાપિત હિતવાદ, અભિમાન, સ્વભાવગત જાતીય વિકૃતિઓ, ત્રાસવાદ, ગુનાવૃત્તિ, પટાવતવાદ, લોકશાહીની આડમાં ચાલતાં સામંતવાદ અને બાપુશાહી, લોભ, મોહ, ઇત્યાદિ ફાલે છે; એટલે ઇતિહાસ લોહીની ધારાઓમાં વહે છે અને કળા અને સાહિત્ય તેનો પડઘો પાડે છે, જેમ અત્યારે બની રહ્યું છે. આ એવી વિષમ પરિસ્થિતિ છે કે જેને અવતારો, સુધારકો, ઉપદેશકો, નીતિશાસ્ત્રીઓ, દંડવિધાયકો અને તેમના કોરડા કે જેલના સળિયા, આદેશો, નિરધારો, શપથો, ઠરાવો, સંદેશાઓ પણ સુધારી શકતા નથી.

ઉપરોક્ત દૃષ્ટિએ, પ્રોફેસર ઇન્દ્રસ માને છે કે જો ભૂખ્યા આત્માને ઋણ—સાંસ્કૃતિક ઢાળ પર વિનાશ તરફ ધવાતો ધવાતો, ગબડતો અટકાવી, તેને ધનસાંસ્કૃતિક ચડાણ ચડતો ને પોતાના ધ્યેય તરફ ખરે માર્ગે વાળવો હોય, તો તેનું ભોજન વનસ્પતિઓનું અને તેનું આચરણ હિંસા-શોષણ વગરનું બનાવીને સહેલાઈથી કરી શકીએ છીએ અને આ રીતે સત્યયુગ અગર સુવર્ણયુગ ઊભો કરી શકીએ છીએ. સહેલાઈથી એટલા માટે કે કુદરત, પોતે જ વિકૃતિઓને ઠેકાણે લાવવાના એના નિયમ પ્રમાણે દશેક લાખ વર્ષના શિકારી અને જંગલીજીવન પછી, હિમમહાયુગના દશેક હજાર વર્ષ પૂર્વે આવેલા સંપૂર્ણ અંતથી, કંઈક અજાણી રીતે

અગ્નિ એશિયાથી શરૂ કરીને, ખેતીની શોધ દ્વારા, એનાં મૂળ વનસ્પત્યાહાર અને સભ્યતા તરફ ધીમે ધીમે દોરી રહી છે; અને આ પ્રક્રિયા અત્યાર સુધીમાં ત્રણ તબક્કામાંથી પસાર થઈ ચૂકી છે; અને એની સંપૂર્ણતા માટે ચોથો તબક્કો મનુષ્યે લાવવાનો છે; તેની સાથે પ્રોફેસર ઈન્ડ્રસનો પ્રયત્ન સંકળાયેલો છે. પહેલા ખેતીના તબક્કાની આપણે નોંધ લીધી. બીજા તબક્કે સર્વપ્રથમ ઈજિપ્તના પિરામિડયુગ (ઈ. પૂ. ૨૭૦૦)માં મનુષ્યને જીવહિંસા અમાનુષેય હોઈ વર્જ્ય હોવાનો આપોઆપ બોધ થયો, પણ સહરા અને મધ્યપૂર્વમાં થઈ રહેલા રણવિસ્તરણે ખેતીના સંજોગો નબળા બનાવ્યા; એટલે અહિંસાનો આ પછીનો વિકાસ ખેતીપ્રધાન ભારતમાં થવા સરજાયેલો હતો; એ છતાં ખોરાક માટે ઢોરોની કતલ વખતે તેમને દુ:ખ ન થાય અગર ઓછામાં ઓછું થાય એ હેતુસર જાતજાતનાં નિત નવાં સાધનોનો વિકાસ ચાલુ રહ્યો છે; અને હ્યુમેઈન કીલર (Humane killer) વપરાય છે. એનો અર્થ એ થયો કે માનવીના અંતરમાં કંઈક કુદરતી રીતે પણ અજાણપણે અહિંસા વિકસી રહી છે; અને હાલ પશ્ચિમના દેશોમાં ઊભાં થયેલાં કેટલાંક આંદોલનો જોતાં કહી શકાય કે પ્રત્યેક માંસાહારી માનવી એક કે બીજે દિવસે માંસાહારનો ત્યાગ કરીને ઊભો રહેશે. આ પ્રક્રિયાના ત્રીજા તબક્કામાં, ઈ. પૂ. ૮૦૦ લગભગ, ભારતમાં સર્વ પ્રથમ જૈનતીર્થંકર પાર્શ્વનાથે અહિંસા પાળવાનો સામાજિક નિયમ બનાવ્યો. મહાવીર અને બુદ્ધે આ કાર્ય વિસ્તાર્યું. ઈ. સ. ૮મા શતકમાં આદ્ય શંકરાચાર્યે આ પ્રવૃત્તિ સવિશેષ વ્યાપક બનાવી; અને ત્યાર પછી દક્ષિણના શૈવ અવતાર અને વિષ્ણુ અવતાર તથા આચાર્યો અને ભક્તિમાર્ગના સંતોએ મધ્યકાલીન ભારતમાં એનો ભારે ફેલાવો કર્યો અને તે પ્રક્રિયા હજી સુધી ચાલુ છે. વૈષ્ણવો આ બાબતમાં બહુ ચુસ્ત રહેતાં તેમનામાં પરમેશ્વરની પૂજા ઈસ્લામના તસવ્વુફ (સૂફીવાદ જે નિરામિષાહારી સૂફી સાધ્વીએ બસરામાં ઈ. સ. ૮મી સદીમાં પ્રચારેલો)ની જેમ પ્રિયતમના કુદરતી રૂપે વિકાસ પામી છે.

**આપણે આ તબક્કે શું કરવાનું રહે છે ?**

ઉપરોક્ત પ્રક્રિયાનો ચોથો તબક્કો વિજ્ઞાનની મદદથી આપણે હવે સાધવાનો રહે છે. આ કાર્યમાં વનસ્પતિઓ, ખનિજો ઇત્યાદિની રાસાયણિક ક્રિયાઓ વડે, અહિંસક રીતે, ગજવાને પરવડતી, જાતજાતના માંસ જેવો સ્વાદ આપનારી વાનીઓ બનાવવાનાં કારખાનાં બનાવીને માંસાહાર છોડાવવામાં મહત્ત્વનો ભાગ ભજવી શકે. બીજી બાજુ આપણી હાલની સામંતશાહી તરફ પાછી વળી રહેલી લોકશાહીઓને વાસ્તવિક લોકશાહી બનાવવાની રહે છે. વાસ્તવિક લોકશાહીમાં, કોઈ ઉમેદવાર જો ફરી વાર ઊભો રહે, તો તેણે એક-બીજા નાગરિકનો સમાન હક્ક ઝૂંટવી લીધો ગણાય; એટલે કે શોષણનું એક કાર્ય કર્યું લેખાય. મૂડીવાદ અને શોષણમાત્ર ધનનાં જ હોતાં નથી. બુદ્ધિ, લોકશાહી હક્કો, કળા, સાહિત્યાદિમાં પણ હોય છે. માનવી-વૃત્તિઓ જ્યારે ધનસાંસ્કૃતિક સાધનાના ઉચ્ચ ધરાતલ પર આવે છે, ત્યારે સત્તાનો લોભ, સત્તાનો ઉન્માદ અને બીજી અત્યારે નજરે પડતી રાજકીય અને સામાજિક બદીઓ આપોઆપ નાબૂદ થતાં, ચૂંટણીઓ સંબંધી દૂષણો અદૃશ્ય થવા લાગે છે. એટલે એક ઉમેદવાર બીજી વાર ઊભો ન રહેતાં રાજકીય સ્થાપિત—હિતવાદાદિ નાશ પામશે. આ લોકશાહીમાં હોદ્દેદારોનાં રાજાશાહી ઠાઠ ને આચરણ ચાલશે નહિ. દરેક મતદાતા નાગરિક પાસે એક કે સવા એકર જમીન રાજ્યના પ્રવેશ, કર કે દખલગીરી વગરની ખેતી વ્યક્તિગત—અન્નવસ્ત્ર—સ્વાવલંબન માટે હોવી જ જોઈએ; કારણ કે ધનસાંસ્કૃતિક સાધના વ્યક્તિએ વ્યક્તિએ જુદી જુદી જાતની હોવાથી, તેનું વ્યક્તિગત ધોરણ, વ્યક્તિગત ખોરાક, વસ્ત્રાદિનું સ્વાવલંબન અનિવાર્ય છે. નગરોના કે અન્યત્રના મતદાતાઓ માટે એ અનિવાર્ય ગણાવું જોઈએ. પરદેશો કે આંતરિક સંસ્થાઓ અગર લોકો સાથે જે નાણાકીય કે શોષણ વગરના ઔદ્યોગિક પ્રકારના કરાર થયા હોય તે પાળવાના અને તેમનું ખર્ચ, ત્રણેક કરોડ સૈનિકો (આર્થિક યોજનાઓ મૂર્ત બનાવવા તથા દેશનું સંરક્ષણ કરવા), વગેરેના ખર્ચને પહોંચી વળવા રાજ્યે મોટા ઉદ્યોગો સૈનિક જેવા ધોરણે ચલાવવા અને ખેતી સિવાયના ઉત્પાદનાદિ પર કર નાખી શકાય. સાંસ્કૃતિક, ધાર્મિક,

શૈક્ષણિક આદિ બાબતો સાથે રાજ્યને કશી નિસ્બત ન હોઈ શકે. રાજ્યકક્ષાની બહારના તથા ખાનગી ઉદ્યોગો સિવાયના ઉદ્યોગો મજૂરોની સહકારી સંસ્થાઓને ધોરણે ચાલે. નોકરશાહીને દફનાવવાની ને મુખ્યત્વે સ્ત્રીઓ દફતરી કામ સંભાળે કે જેથી પુરુષો ઉત્પાદક કાર્યોમાં પરોવાયલા રહી શકે, અને કામના કલાકો હાલના કરતાં ઓછા હોય કે જેથી ધનસાંસ્કૃતિક સાધના કે જે માનવજીવનનું મુખ્ય ધ્યેય છે તેના માટે પૂરતો સમય અને સાધન મળી રહે અને તેના પરિણામે પરોપકારી અને ધાર્મિક કાર્યો, રમતગમતો, ઉજવણીઓ, સંગીત, નૃત્ય, નાટય, ચિત્ર, શિલ્પ, કવિતા તથા અન્ય કળા, સાહિત્ય અને વિજ્ઞાનની સાધના વ્યક્તિગત અને સામાજિક જીવનમાં મુખ્ય બની રહે અને ઑટોમેશનાદિની યાંત્રિક મદદથી આર્થિક કાર્યો પાછળના પરિશ્રમમાંથી મનુષ્ય અધિકાધિક ફુરસદ મેળવતો જાય અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં પરોવાતો જાય: તે આર્થિક યોજનાઓનું મુખ્ય ધ્યેય બનવું જોઈએ. વિદ્યાર્થી શિક્ષણ માટે નહિ પણ શિક્ષણ વિદ્યાર્થી માટે બને : વિદ્યાર્થીની ક્ષમતા પ્રમાણે, તેને બોજારૂપ ન લાગે તેવું વૈજ્ઞાનિક સાધનો વડેનું શિક્ષણ, વિદ્યાર્થી એની સારી કૌટુંબિક પરંપરાઓમાંથી છૂટો ન પડે તેમ, આપવું જોઈએ; કારણ કે માણસ પરંપરામાંથી તૂટતાં વિકૃત મનોદશા ધરાવતો બને છે. આવા જ લોકોએ ઇતિહાસમાં લોહીની નદીઓ વહેવડાવી છે તે યાદ રહે. ઉમેદવાર ગમે તે હોય; તેની સમક્ષ ઉપરોક્ત બાબતો કાર્યાન્વિત કરવાની લેખિતવાર કબૂલાત લીધા પછી, મતદારો તેને ચૂંટણીઓમાં મત આપે, અને ચૂંટાયા પછી તે ફરી બેસે કે ગલ્લાંતલ્લાં કરે તો મતદારો તેની પાસેથી તેના આર્થિક-સામાજિક-શૈક્ષણિક બહિષ્કારાદિ વડે રાજીનામું લે. એક ઉમેદવાર બીજી વખત ઊભો ન રહે અને વચનભંગ ન કરે તેની બંધારણમાં જોગવાઈ થવી જોઈએ. ઉપર જણાવ્યું તેમ ધનસાંસ્કૃતિક સાધના માટે લોકોને તક મળતાં તેઓ પોતાની મેળે રાજદ્વારી ઉમેદવારીમાં ઓછો રસ લેવા લાગશે. રાષ્ટ્રીયકરણ, સામાજીકરણ, સમાજવાદ, વગેરેના આકર્ષક નારાઓ અને અમલ વડે નેતાશાહી, નોકરશાહી અને મૂડીવાદ પ્રજાના આર્થિક-સાંસ્કૃતિક-શૈક્ષણિક જીવનપર પોતાનાં ક્ષણિકભૌતિક હિતો માટે એકાધિપત્ય સ્થાપવા માગે છે. આ બુઠ્ઠાં સાધનો છે. પ્રોફેસર ઇન્દ્રસ બતાવે છે તેવી સમાજવ્યવસ્થામાં વ્યક્તિવાદ, કુટુંબવાદ, સમાજવાદ વગેરે ભક્ષક ન બનતાં, એકબીજાના યોગ્ય સ્થાને, યંત્રોની જેમ સમાજમાં ગોઠવાઈ જાય છે. પ્રજાનો પ્રતિનિધિ રાજમહેલમાં ન રહી શકે અને લોકો પાસે પોતાની પૂજા ન કરાવી શકે. સમાજસુધારો એ તેનું કામ નથી. નવી વ્યવસ્થા વિષયક આર્થિક-સાંસ્કૃતિક-શૈક્ષણિક બાબતોની મુક્ત ચર્ચા, ભૂમિવિતરણ અને અન્ય આર્થિક યોજનાઓની વિચારણા, માટે પ્રો૦ ઇન્દ્રસ તેથી સાથીઓ સાથે તાલુકાવાર રસ–ધરાવનારા સજ્જનોની હવે પરિષદો ભરવા માગે છે.

### વિયોગી સ્થિતિ ભોગવી રહેલો આપણો આત્મા

ધનસસાંસ્કૃતિક સાધનામાં શું થાય છે તે હવે જોઈએ. કંઈક ઊંડો અભ્યાસ કરતાં જણાય છે કે સંગીત, કવિતા, નૃત્ય, ચિત્ર, નવલ, ઉપાસનાદિ વડે, જાણેઅજાણે, છેક ઊંડે ઊંડે સાધક પોતાના કોઈક જન્મજન્માંતરોથી વિખૂટા પડેલા પ્રિયતમને ખોળતો હોય છે. આ સાધનામાં, તે આત્મસમર્પણની પરાકાષ્ટાનો આનંદ માણતો, ને મિલન માટે પોકારતો પોકારતો અને વીનવતો વીનવતો અંતે ઈશ્વરની સ્થાપના તેનામાં કરીને તેને જ પોતાને પરમેશ્વર માનવા લાગે છે. આ રીતે માનવજીવનમાં બે રૂપે, આપણને પરમેશ્વર ઉપસ્થિત મળે છે; સાધક પોતે અને તેનો આ વિખૂટો પડી ગયેલો પ્રિયતમ. એક છે ધનપ્રિયતમ (નર) અને બીજો છે ઋણપ્રિયતમ (નારી); જે વિખૂટાં પડયા પછી આવાગમનની પ્રક્રિયા વડે એકબીજાને ખોળી રહ્યાં છે, પણ માનવતા ખોટે માર્ગે ચડી ગયેલી હોવાથી એક બાજુ તે આ હેતુમાં દરેક જન્મે સરવાળે નિરાશાની ગૂંગળામણ અનુભવે છે, તો બીજી બાજુ અસાધ્ય રોગો, આકસ્મિક અગર અકાળ અવસાનનાં દુ:ખો તેને સતાવે છે અને તે સાધનામાં આડે આવે છે.

આપણા જીવનમાં ઈશ્વરનાં બે સ્વરૂપો છે, એક અભાવજનિત અને બીજું ધનસાંસ્કૃતિક સાધનાજનિત. અભાવજનિત ઈશ્વરનું સ્વરૂપ વિકરાળ હોય. આપણા અભાવની આ સંસ્કૃતિના ઇતિહાસમાં ઈશ્વર અનેક દેવદેવીઓના રૂપમાં આપણી સમક્ષ એવા રૂપે જ રહ્યો છે અને એવા જ અભાવજન્ય વિકરાળ દેવોના પાયા પર આપણો ધર્મ વિકાસ પામ્યો છે. પણ જ્યારે માનવ અભાવપીડિત હોતો નથી ત્યારે ઈશ્વર એના વાસ્તવિક, મધુર રૂપમાં પ્રેમપાત્ર રૂપે સાધક સમક્ષ પ્રગટ થાય છે. આ રીતે, પ્રોફેસર ઇન્દ્રસ કહે છે તેના જેવી અર્થવ્યવસ્થા આપણને અભાવમુક્ત બનાવતાં ધનસાંસ્કૃતિક સાધના વડે આપણે આપણા જીવનના પ્રત્યેક માનવજન્મમાં, પોતાથી વિખૂટા પડી ગયેલા પ્રિયતમના રૂપે જીવવિકાસના આ તબક્કામાં પરમેશ્વરને પામવાનો છે અને એની પ્રાપ્તિ થતાં આવાગમન સમાપ્ત થતાં આપણને મોક્ષ, મુક્તિ, નિર્વાણ વગેરેની સ્થિતિ પ્રાપ્ત થાય છે.

**ઇતિહાસની સાહેદી**

ઉપરોક્ત હકીકતો બરોબર છે તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. યાદ રહે કે ચાલુ નરાધમ સંસ્કૃતિમાં માનવ-હિંસા-શોષણનો આચાર આદરી ઋણસાંસ્કૃતિક ઢાળ પર ગબડી રહ્યો છે. એથી તે બીજાઓનું આંચકી લઈ (શોષણ કરી) અને તેને હિંસાદિ વડે નીચે ઉતારી ઉતારીને સ્વામિત્વના તખ્તની દિશામાં ઉપર ને ઉપર ચડવા મથે છે. શિકાર–જીવનમાં એકબીજા પાસેથી પડાવી લેવા કે નીચે ઉતારવાના સંજોગો સુલભ નહોતા. પ્રથમ ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે આ શક્ય બનવા લાગ્યું. સમાજ પોષક (ખેડૂત, માલધારી, ખાણિયા, વિતરક, કારીગર, મજૂર, ગુલામ, સિપાહી, વિજ્ઞાનશાસ્ત્રી, શિક્ષક વગેરે) અને શોષક (રાજા, પુરોહિત, દરબારીઓ, અમલદારો, મૂડીવાદી, જમીનદાર વગેરે) આ બે શ્રેણીઓમાં વહેંચાઈ ગયો અને પોષકને ખભે હિંસા-શોષણ વડે શોષકશ્રેણી ચડી બેઠી. ઠાકોર, રાજા, મહારાજા, સમ્રાટ અને અર્ધચક્રવર્તીના પદ સુધી સામંતશાહી પોષક શ્રેણીને નિચોવી નિચોવીને જઈ પહોંચી અને ત્યાં પરાકાષ્ઠા આવી. સમયે લૉક, વૉલ્તેર, રૂસો અને માર્ક્સ પેદા કર્યા. લોકશાહીનો ઉદય થયો. પરિણામે ૧૬૪૯માં ચાર્લ્સ પહેલો, ૧૭૯૩માં લુઇ-સોળમો અને ૧૯૧૭માં ઝાર નિકોલાય ઈશ્વરના તખ્તને બદલે ફાંસીના તખ્તે ચડયા; ને નરાધમસંસ્કૃતિનો ઇતિહાસ વાંઝિયો નીવડયો. લોકશાહીનો વિકાસ પછી થવા લાગ્યો, પણ ભૂખ્યો આત્મા ધરાવતો માનવ ઋણસાંસ્કૃતિક ઢાળ પર ગબડી રહ્યો છે; એટલે હવે લોકશાહી ફરી સામંતશાહી તરફ વળી રહી છે. માર્ક્સે યોજેલા માનવપ્રગતિના ઘડિયાળના કાંટા અવળા ચાલવા લાગ્યા છે. આ લોકશાહીએ ઇતિહાસને મોટામાં મોટું વિશ્વયુદ્ધ દેખાડયું. સામાન્ય માનવીનો કોઈ બેલી નથી, એટલે જ્યાં સુધી પ્રોફેસર ઇન્દ્રસે જણાવ્યું છે તેમ ભૂખ્યો આત્મા નહીં ધરાય, ત્યાં સુધી પરિસ્થિતિ નહીં સુધરે.

બીજી બાજુ શોષણ હેઠળ ચગદાઈ રહેલી પોષકશ્રેણી પાસે પરસ્પરના શોષણ માટે સરવાળે ભાગ્યે જ કશુંક રહેતું આવ્યું છે. માંસાહાર પણ ઓછા પ્રમાણમાં હતો; એટલે તેટલા પ્રમાણે એમાં આત્માને જૂજજાજ ખોરાક મળતો રહ્યો; અને જે જે જનસમુદાયોએ એનો ત્યાગ કર્યો તેમાં ઈશ્વર એના વાસ્તવિક એટલે કે મધુર રૂપે (પ્રિયતમ) પૂજાયો છે. ઇસ્લામમાં તસવ્વુફ વડે (સૂફીવાદ) ઈ.સ. ૮મી સદીમાં નિરામિષાહારી સૂફી સાધ્વી રાબિયાએ માનવઇતિહાસમાં સર્વ પ્રથમ આ હકીકત રજૂ કરેલી છે. પછી સૂફીવાદનો ખૂબ પ્રસાર થયો. અનેક મસનવીઓ અને બીજું સુંદર સાહિત્ય લખાયું અને ઇસ્લામની કવિતા એના સ્વર્ગિક આનંદથી તરબોળ બની છે. ભારતમાં ઇસ્લામ સાથે એનો પ્રવેશ અને પ્રસાર થયો; અને સિંધી, પંજાબી, અવધી, હિંદી, બંગાળીમાં બહુ સુંદર પ્રેમાખ્યાનો લખાયાં, જેમાં ભક્ત અને ઈશ્વરને પરસ્પરના પ્રિયતમરૂપે રજૂ કર્યા છે. ઉર્દૂ કવિતા એનાથી તરબોળ છે. બીજી ધારા ભારતમાં ઈ.સ. ૯મી સદીમાં શ્રીરંગમ ખાતે સાધ્વી આંડલે શરૂ કરેલી. કાન્હોપાત્રા (૧૪મી સદી, પંઢરપુર) અને મીરાં (૧૬મી સદી, ચિતોડ અને દ્વારકા) એ જ પરંપરામાં થયાં, જેમણે કૃષ્ણને પોતાના પતિ માનેલા. નિમ્બાર્કે (૧૨મી સદી) રાધાકૃષ્ણની ઉપાસના સ્થાપી. ભારતમાં શક્તિ, શિવ અને નારાયણ (વિષ્ણુ) મુખ્ય દેવો રૂપે પૂજાતા આવ્યા છે, એમાં નારાયણ-વિષ્ણુના આઠમા અવતાર

લેખાયેલા કર્મયોગ પ્રતિપાદક ગીતાના ગાયા અને ગોપી રાધાના પ્રિયતમ કૃષ્ણની ભાગવત અને બ્રહ્મવૈવર્ત પુરાણવર્ણિત લીલાઓમાં ધનસાંસ્કૃતિક સાધકને પોતાની અને પ્રિયતમ રૂપે પરમાત્માની વચ્ચે નિકટતા લાધી; પરિણામે જયદેવ, ચૈતન્ય, વલ્લભાચાર્ય, પ્રાણનાથ વગેરે સંતભક્તોએ રાધાકૃષ્ણની પૂજા ખૂબ વિકસાવી અને રાધાકૃષ્ણ માનવ-ઇતિહાસમાં સૌથી વધુ લોકપ્રિય દેવ બન્યા; તે એટલે સુધી કે મધ્યકાલીન ભારતનાં કવિતા, સંગીત અને ચિત્ર-કળામાંથી જો રાધાકૃષ્ણને કાઢી નાખીએ, તો ભાગ્યે જ કશું મહત્ત્વનું બાકી રહે છે.

આ પ્રમાણે ઇતિહાસની ઈશ્વરસંબંધી બે મુખ્ય અને મૌલિક વિચારધારાઓ પરિપક્વ રૂપમાં પ્રોફેસર ઇન્દ્રસના ઉપરોક્ત તથ્યને ટેકો આપે છે કે માનવયોનિના જ તબક્કામાં પ્રિયતમના રૂપે, પરમાત્માની પ્રાપ્તિ થવાની છે; અને ભારતમાં એ બંનેના સમન્વયનો પ્રથમ પ્રયત્ન દારાશિકોહે કરેલો અને આગળ જતાં અહિંસાના ધરાતલ પર, તસવ્વુફ અને મહાભાવાત્મક રાધાકૃષ્ણભક્તિ ઉભય એકાકાર થઈ શકે. બીજી નોંધપાત્ર હકીકત એ છે કે અહિંસા–અશોષણની ભૂમિકા પર અહીં બધા ધર્મો એકત્ર થાય છે.

**વાતનો સાર**

આ પ્રમાણે વિકાસશીલ પરમેશ્વર ને આત્મા સાધકરૂપે માનવયોનિના શરીરસાધનથી ધનસાંસ્કૃતિક સાધના (પરોપકાર; ઉપાસના, નિર્દોષ ઉત્સવો, રમતગમત; કળા-સાહિત્યની ઊર્ધ્વગામી અને સર્જનાત્મક સાધના ઇ૦) વડે પ્રિયતમના રૂપે પરમાત્મા, સાધ્યને, પ્રાપ્ત કરવાનો રહે છે; કારણ કે આ સાધના વ્યક્તિગત પ્રકારની હોવાથી તે વ્યક્તિગત આર્થિક સ્વાવલંબન માગે છે; જેના વિષે આપણે થોડીક ચર્ચા આગળ કરી છે, કે તે કેવી રીતે સમાજની પુનર્ઘટના કરીને કરવું.

ઉપરોક્ત હેતુસર પ્રોફેસર ઇન્દ્રસે હાલ ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશાદિમાં પ્રવાસો આદર્યા છે અને તાલુકાવાર ચર્ચા-પરિષદો અને નવયોજન સભાઓ ભરવા ઉપરાંત મંદિરો અને બીજાં ધાર્મિક સ્થાનો ભૂખ્યા ભોજન આપતાં થાય તેવા પ્રયત્નો તેઓ આદરી રહ્યા છે.

## OUR HIGHER EDUCATION

As we read we do not think, with the result that while we are piling up a heap of matter, we are not creating anything. Brick and mortar, joists and beams, lime and sand rise sky-high; and all of a sudden the University ordains that an extra floor must be built. At once we climb over this mountainous pile and for two whole years apply ourselves to beating down on it a plane surface: it assumes the appearance of a floor. But can it at all be called a building? Can light and air find their way into it? Is it possible for man to find a habitable life-long refuge in it? Can it protect him from the inclemencies of the outer world? Where can one find order, beauty and harmony in it?

**Rabindranath Tagore**

## ☆ ☆ ☆ स्त्री-शिक्षाका वैदिक आदर्श

लेखक : प्रा० धर्मदेव, सिद्धान्तालंकार, विद्यामार्तण्ड, गुरुकुल कांगडी

वेदोंमें स्त्री-शिक्षाके संबंधमें अनेक सूक्त आये हैं। उनमेंसे कुछ मंत्रोंको ही मैं इस लेखमें अर्थसहित उद्धृत कर सकूँगा, ताकि इस विषयमें वैदिक आदर्शका जनताको परिचय मिल सके। मैं जिस सूक्तके मंत्रोंका स्त्री-शिक्षाका वैदिक आदर्श दिखानेके लिए महर्षि दयानन्द द्वारा लिखित भावार्थके साथ विशेष रूपसे उल्लेख करना चाहता हूँ, वह ऋग्वेदके सप्तम मंडलका ३४वाँ सूक्त है। इस सूक्तमें छोटे छोटे सरल शब्दोंवाले मंत्र हैं जिनमें कन्या-शिक्षाके विषयमें अत्यंत महत्त्वपूर्ण उपदेश हैं। उदाहरणार्थ निम्न मंत्रोंको देखिये। इस सूक्तके प्रथम मंत्रका शीर्षक महर्षि दयानन्द सरस्वतीने इस प्रकार दिया है–

'कन्याः काम्यो विद्याः प्राप्नुयुरित्याह।'

अर्थात् कन्यायें किनसे विद्या प्राप्त करें इस विषयका यहाँ प्रतिपादन किया गया है। मंत्र इस प्रकार है–

'प्र शुक्रैतु देवी मनीषा अस्मत् सुतष्टो रथो न वाजी।। (ऋ० ७-३४-१)

मुख्य मुख्य शब्दोंके महर्षि दयानन्दकृत अर्थ ये हैं: (शुक्रा) शुद्धान्तःकरणा आशुकारिणी (देवी) विदुषी (मनीषाः) प्रज्ञाः।

भाषार्थः– शुद्ध अंतःकरणयुक्त, शीघ्रकारिणी विदुषी कन्या हमारेसे उत्तम कारीगरके बनाये हुए वेगवान् रथके समान उत्तम बुद्धियोंको प्राप्त होवें।

भावार्थः–सर्वाः कन्या विदुषीभ्यः स्त्रीभ्यो ब्रह्मचर्येण सर्वा विद्या अधीयीरन्।। अर्थात् सब कन्यायें विदुषियोंसे ब्रह्मचर्यपूर्वक सब विद्याओंका अध्ययन करें।

इस मंत्रमें कन्याके लिए 'शुक्रा' और 'देवी' ये दो विशेषण दिये गये हैं जो महत्त्वपूर्ण हैं। शुक्राका अर्थ शुद्ध अंतःकरणवाली और आशुकारिणी अर्थात् शीघ्र कार्य करनेवाली फुर्तिली यह है। कन्याओंमें इन दोनों गुणोंका होना आवश्यक है। अन्यथा वे उत्तम बुद्धि और ज्ञानको प्राप्त नहीं कर सकतीं। जिसका अंतःकरण अपवित्र व मलिन है और जो दीर्घ-सूत्रिणी—लटका लटकाकर काम करनेवाली, सुस्त है वह उत्तम विद्याको प्राप्त करनेके योग्य नहीं हो सकती। यह मंत्र क्योंकि विदुषी देवियोंके मुखसे कहलाया गया है अतः महर्षि दयानंदने इसके भावार्थमें ठीक ही लिख दिया है कि कन्यायें विदुषी देवियोंसे ही ब्रह्मचर्यपूर्वक सब विद्याओंको ग्रहण करें।

ऋ० ७-३४-२में इस बातका प्रतिपादन है कि कन्यायें किन किन विद्याओंको जानें। मंत्र इस प्रकार है–

'विदुः पृथिव्या दिवो जनित्रं शृण्वन्त्यापो अधःक्षरन्तीः।। २।।

भाषार्थ :– जो कन्यायें नीचेको बरसते जलोंके समान विद्यायें सुनती हैं वे पृथ्वी और सूर्यके कारणको जानें।

महर्षिकृत भावार्थ :–यथा मेघमण्डलादापो वेगेन पृथिवीं प्राप्य प्रजा आनन्दन्ति तथैव या कन्या अध्यापिकाभ्यो भूगर्भादिविद्याः प्राप्य पत्यादीन् सततं सुखयन्ति ताः श्रेष्ठतरा भवन्ति।।

अर्थात् जैसे मेघमंडलसे जल वेगसे पृथ्वीको पाकर प्रजाओंको आनंदित करते हैं वैसे जो कन्यायें अध्यापिकाओंसे भूगर्भादि विद्याओंको पढ़कर (गृहस्थाश्रममें) पति आदिको निरंतर सुख देती हैं, वे अत्यंत

श्रेष्ठ होती हैं। इस मंत्रमें कन्याओंके लिए भूगोल, भूगर्भादि तथा आकाश-विज्ञान व ज्योतिष-शास्त्र आदिको पढ़ने और गृहस्थाश्रममें पति आदिको सुखी बनानेका उपदेश है।

इस मंत्रमें बताया गया है कि कौन कन्यायें व स्त्रियाँ सौभाग्यवती होती हैं। 'आपश्चिदस्मै पिन्वन्त पृथ्वीर्वृत्रेषु शूरामंसन्त उग्राः ।। ३ ।।' विशेष शब्दार्थ– (वृत्रेषु) धनेषु। वृत्रमिति धननाम (निघण्टु–२-१०) (पिन्वन्त) सिञ्चन्ति (अस्मै) विद्या-व्यवहाराय।

भाषार्थ :–जो कन्यायें पृथ्वी और जलके समान इस विद्या-व्यवहारके लिए सिंचन करती और धनोंके निमित्त तेजस्वी शूरवीरोंके समान कार्य करती हैं वे विदुषी होती हैं।

महर्षिकृत भावार्थ :–याः कन्या जलवत् कोमलत्वादि गुणाः पृथिवीवत् क्षमाशीलाः शूरवीरवदुत्साहिन्यो विद्या गृह्णन्ति ताः सौभाग्यवत्यः जायन्ते ।।

अर्थात् जो कन्यायें जलके समान कोमलतादि गुणयुक्त हैं, पृथ्वीके समान सहनशील और शूरोंके समान उत्साहिनी होकर विद्या ग्रहण करती हैं वे सौभाग्यवती होती हैं। इसमें कन्याओंके लिए कोमलता, सहनशक्ति और उत्साह इनको ग्रहण करनेका विशेष रूपसे उपदेश किया गया है जिससे गृहस्थाश्रममें प्रवेश करने पर भी सौभाग्यकी वृद्धि होती है। अध्यापिकाओंको कन्याओंमें इन गुणोंको धारण करवानेका विशेष यत्न करना चाहिये।

चतुर्थ मंत्रमें ब्रह्मचर्य तथा इन्द्रियोंके संयमका विशेष उपदेश दिया गया है। मंत्र इस प्रकार है–'आ धूर्ष्वस्मै दधाताश्वानिन्द्रो न वज्री हिरण्यबाहुः ।। ४ ।।

भाषार्थ :– हे कन्याओ! तुम (अस्मै) इस विद्याको ग्रहण करनेके लिए (धूर्षु) रथोंके आधार धुरियोंमें (अश्वान्) घोड़े और (हिरण्यबाहुः) दानशील (वज्री) शस्त्रास्त्रयुक्त (इन्द्रः) सूर्यतुल्य राजाके (न) समान ब्रह्मचर्यको (आदधात) अच्छे प्रकार धारण करो।

भावार्थ :–यथा सारथिः अश्वान् रथे संयोज्य नियमेन चालयति तथा कन्या आत्मान्तः करणेन्द्रियाणि विद्या प्रावणे व्यवहारे नियोज्य नियमेन चालयन्तु ।।

अर्थात् जैसे सारथि घोड़ोंको रथमें जोड़कर नियमसे चलाता है वैसे कन्यायें आत्मा, अंतःकरण और इन्द्रियोंको विद्याकी प्राप्तिके व्यवहारमें निरंतर जोड़कर नियमसे चलावें।

इस प्रकार हम देखते हैं कि मंत्रमें कन्याओंके लिए ब्रह्मचर्यके पालन, इन्द्रियसंयम और और नियम-पालकता (Punctuality) इन तीन बातोंकी ओर ध्यान आकर्षित किया गया है जो शिक्षाकी दृष्टिसे अत्यंत आवश्यक हैं।

पंचम मंत्रमें कन्यायें किस प्रकार विद्याको बढ़ावें इस विषयका इस प्रकार प्रतिपादन किया गया है–'अभि प्रस्थाताहेव यज्ञं यातेव पत्मन् त्मना हिनोत ।। ५ ।।

विशेष शब्दार्थ–(यज्ञम्) अध्ययनाध्यापनाख्यम् (पत्मन्) मार्गे (त्मना) आत्मना (हिनोत) वर्धयत।

भाषार्थ :– हे कन्याओ! तुम विद्याप्राप्तिके लिए दिनोंके समान पढ़ने-पढ़ाने रूप यज्ञके सब ओरसे जाओ। अपने प्रयत्नसे मार्गमें जाते हुएके समान बढ़ाओ।

भावार्थ :– हे कन्या! यथा दिनान्यनुक्रमेण गच्छन्त्यागच्छन्ति यथा च पथिका नित्यं चलन्ति तथैवानुक्रमेण विद्याप्राप्ति मार्गेण विद्या प्राप्तिरूपं यज्ञं वर्धयत।

अर्थात् हे कन्याओ! जैसे दिन क्रम क्रमसे एकके बाद एक जाते आते हैं और जैसे यात्री सदा चलते हैं वैसे ही क्रमसे और विद्याप्राप्तिके मार्गसे तुम विद्याप्राप्ति रूप यज्ञको बढ़ाओ।

इस मंत्रमें प्रतिदिनके स्वाध्याय द्वारा ज्ञानवृद्धिका उपदेश किया गया है।

મહીધરનાં વેદભાષ્યોમાં ગણાનાત્વાં ગણપતિ હવામહેના અર્થો લઈ પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદોની અશ્લીલતા જણાવી અને ભરવાડોના ગીત રૂપે વેદોની નિંદા કરી, તેના સચોટ ઉત્તર રૂપે વેદમંત્રોના આધ્યાત્મિક અર્થ કરી વેદોનો પુનરુદ્ધાર કરી પાશ્ચાત્ય વિદ્વાનોના અંધ અનુયાયી આ દેશના ભારતીય વિદ્વાનોને વેદનો કક્કો શીખવા ફરજ પાડી. દેશભરમાં યાત્રા આરંભી લેખન, પ્રવચન અને શાસ્ત્રાર્થો દ્વારા એકલે હાથે દેશીવિદેશી વિદ્વાનો તથા રાજકર્તાઓની ઊંઘ ઉડાડી દીધી; તે ત્યાં સુધી કે દયાનંદે ઉપદેશેલા સૃષ્ટિનિયમાનુકૂળ વિજ્ઞાન દ્વારા પુરાણ, કુરાન અને બાઇબલના પણ આધ્યાત્મિક અર્થો થવા લાગ્યા! એ તેની અદ્‌ભુત કરામત છે.

પરમાત્માના સચ્ચિદાનંદ સ્વરૂપને નિરાકાર, અજ, અનંત, અનાદિ, સર્વવ્યાપક આદિ વિશેષણોથી બુદ્ધિપૂર્વક સાબિત કરી નાની કે મોટી, લાંબી કે પહોળી, કાળી કે ગોરી, ઊભી કે બેઠી, સવસ્ત્ર કે નિર્વસ્ત્ર તમામ પ્રકારની મૂર્તિઓનું સયુક્તિક ખંડન કરી, જનસમાજ પાસે પાખંડ ખુલ્લું કરી, મઠાધીશો અને મહંતોની માયામાંથી સમાજને ઉગારી લીધો; તથા કોઈ પણ પ્રકારની મૂર્તિપૂજાના નામે થતા અનાચારો અને શોષણથી દેશ અને દુનિયાને જાગ્રત કર્યાં. એ દયાનંદની એકલવ્ય–વીરતા સંસારના પટે અન્યત્ર જોવા નથી મળતી.

તેમનું કાર્યક્ષેત્ર જેટલું વિશાળ–વિસ્તૃત તેટલો તેમનો કાર્યસમય અતિ ટૂંકો! માત્ર ૯ વર્ષમાં જ આવું અદ્‌ભુત કાર્ય કરી સંતોષથી ઝેરનો કટોરો પી દયાનંદે સાચે જ નીલકંઠ બની બતાવ્યું* અને દયાનંદ પછી તેનાં શિષ્યમંડળ અને અનુયાયીઓએ તેમનું અપૂર્ણ કાર્ય પૂરું કરવા બીડું ઝડપ્યું. તેની શાખા-પ્રશાખાઓ ભારતમાં જ નહીં પણ ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા, આદિ પાશ્ચાત્ય દેશોમાં વિકસી પુનઃ ભારતમાં પ્રત્યાવર્તિત થઈ. દયાનંદજીના પ્રમુખ શિષ્ય શ્યામજી કૃષ્ણવર્માએ ઑક્સફર્ડ પહોંચી વેદોનો નિનાદ કરતાં, "ઇન્ડિયા હાઉસ"ની સ્થાપના કરી અને તેમાં અનેક મદનલાલ ધીંગરા અને સાવરકર, લાલા હરદયાલ અને મૅડમ કામાને તૈયાર કરી ભારતની મુક્તિફોજના શ્રી ગણેશ માંડયા. પછી તો દેશભક્તિની ભરતી ઊછળી અને લાલ-બાલ-પાલની ત્રિપુટીની ભારતભરમાં બોલબાલા થઈ. સને ૧૯૦૬માં કલકત્તાની મહાસભામાં 'સ્વરાજ'ની દાદાભાઈ દ્વારા સામૂહિક માગણી થઈ; જે વિકસતાં આખરે 'સ્વરાજ'ની ૧૯૪૭માં પ્રાપ્તિ થઈ. ગાંધીજીની એ સ્વરાજની લડતમાં દેશભરમાં ૮૦ ટકાથી વધુ દયાનંદના આર્યોએ ભાગ લઈ માલમિલકત ફના કરી જેલવાસ અંગીકૃત કર્યો. એ દયાનંદના ઉપદેશામૃતની ઉષ્મા હતી, જેમાં રામપ્રસાદ બિસ્મીલ તથા ભગતસિંહ આદિ શહીદો માતૃભૂમિની બલિવેદી પર હસતા હસતા લટકી ગયા!

નવજાગરણના એ જુવાળ – Renaissanceમાં ચોમેર જ્યાં નજર નાખો – જે ક્ષેત્રે નજર નાખો ત્યાં ત્યાં દયાનંદની અડીખમ અને નિર્ભીક મૂર્તિનાં જ દર્શન થશે – જેના પ્રકાશમાં સર્વ મતમતાંતરવાદીઓ, વિદેશી શાસકો અને પાખંડીઓ ધ્રૂજતા જોઈ શકાશે :

संसार की नजर में, सूरज समान चमका ।
क्या क्या न दृश्य देखें, उस सांसने सफर में ?
उसको निहारने की, फुर्सद कहां किसे थी ?
सौ बार होठ कांपे, सौ बार आंख रोई ! !

---

* "I behold a fire, that is universal, the fire of infinite love, which burneth to destroy all hate, which dissolveth all things to their purification . . Beholding this infinite fire . . . to restore primitive Aryan religion to its first pure state was the fire in the furnace called "Aryasamaj" which started and burnt brightly in the bosom of that inspired son of God in India, Dayanand Saraswati."

A. J. Devis of America. Beyond The Valley, P. 382.

મહર્ષિ દયાનંદ એ પ્રથમ ભારતીય છે, જે સૌથી પ્રથમ પાશ્ચાત્યોના ગુરુ ગણાય!

અમેરિકામાં થિયૉસૉફીનો પ્રચાર કરનાર અને આદ્યસંસ્થાપક કર્નલ આલ્કોટ અને મૅડમ બ્લેવેટ્સ્કી અમેરિકાથી લખેલા પત્રોમાં મહર્ષિ દયાનંદને — venerated Teacher ગુરુ માની તેમને અમેરિકામાં પ્રચાર કરવા બોલાવે છે. આખરે તેઓ ભારતમાં આવી ગુરુદેવ દયાનંદના ચરણોમાં બેસી ધર્મજિજ્ઞાસા તૃપ્ત કરવા લલચાય છે અને પોતાની થિયૉસૉફીકલ સોસાયટીને આર્યસમાજમાં જોડી દઈ નવું નામ 'The Theosophical Society of Aryasamaj in India' આપવા માગે છે. દયાનંદ પાસે ત્યારે જગદ્‌ગુરુનું પદ ચરણમાં પડયું હતું, પણ કર્નલ આલ્કોટ તથા મૅડમ બ્લેવૅટ્સ્કી સાથે ઈશ્વરીય જ્ઞાન વેદ વિષે મતભેદ પેદા થતાં થિયૉસૉફિકલ સોસાયટીને અલગ કરી પોતાની નિઃસ્પૃહતા જગત સામે ધરી એ એની સિદ્ધાંતનિષ્ઠા બતાવે છે.

येषामशेषोदयदायि दिव्यं
वचः सुधासार रसालहारम् ।
वन्देऽहमानन्दिपदारविंदं
श्रीमद्दयानंद महामुनीनाम् ।। મહર્ષિ ચરિતામૃત

આ લેખની શરૂઆતમાં મેં જણાવ્યું છે કે મૅક્સમૂલરની જાળમાં દેશનો બુદ્ધિમાન વર્ગ ફસાતો હતો. મૅક્સમૂલરનું ધ્યેય આપણા ધર્મગ્રંથોનાં ભાષ્યો પાછળ દેશના શિક્ષિત વર્ગને ખ્રિસ્તી બનાવવાનો હતો. તેના અનુસંધાનમાં નીચે કેટલાક ફકરા તેના પત્રવ્યવહારમાંથી ટાંકીશ, જે દેશના શિક્ષિતોની આંખ ખોલવા બસ થશે :

મેક્સમૂલરે પ્રથમ પત્ર ૧૮૬૮માં તત્કાલીન વાઈસરૉય ડ્યૂક ઑફ આર્ગાઈલને લખ્યો હતો તેમાં તે લખે છે :

"The ancient religion of India is doomed. If Christianity does not step in, whose fault will it be?"

મેક્સમૂલરે તેની પત્નીને ૧૮૮૬માં એક પત્ર લખ્યો હતો તેમાં તેણે લખેલું :

"I hope I shall finish the work and I feel convinced, though I shall not live to see it, yet this edition of mine and the translation of the Veda will hereafter tell to a great extent on the fate of India and on the growth of millions of souls in that country. It is the root of this religion and to show them what the root is, I feel sure, is the only way of improving all that has sprung from it during the last three thousand years".

૧૮૯૯માં એક બ્રહ્મસમાજી શ્રી. એન. કે. મજમુદારને તેણે સ્પષ્ટ પૂછયું કે

" . . . Tell me some of your chief difficulties that prevent you and your countrymen from openly following Christ."

એક વધુ ઉદાહરણથી પાશ્ચાત્યોની જાળ વધુ સ્પષ્ટ થશે. મેક્સમૂલર જે ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં બોર્ડના ટ્રસ્ટ તરફથી વેદોનાં ભાષ્યોનું કામ કરતા હતા, તે ટ્રસ્ટનો ઉદ્દેશ Monier Williams એ પોતાની સંસ્કૃત-અંગ્રેજી ડિક્ષનેરીની ભૂમિકામાં બતાવ્યો છે કે–

"That the special object of his (Boden's) munificent bequest was to promote the translation of the scriptures into Sanskrit, so as to enable his countrymen to proceed in the conversion of the natives of India to the Christian religion".

વાચકોને આટલાથી મૅક્સમૂલરનાં વેદભાષ્યોનું રહસ્ય પ્રગટ થશે. એ મેક્સમૂલર અને બીજા પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોના છક્કા છોડાવવા દયાનંદનાં વેદભાષ્યોએ હિંદુજાતિ માટે સંજીવનીનું કામ કર્યું છે જે અન્ય કોઈ

આચાર્ય કે ધર્મગુરુએ કર્યું નથી. માટે દયાનંદને વેદોના પુનરુદ્ધારક તરીકેની વિશિષ્ટતાથી આજે સંસાર નવાજે છે તે યોગ્ય જ છે.

મહર્ષિ દયાનંદ આવ્યા તે સમયના દાસ બનીને નહીં; પણ સમયને પોતાનો દાસ બનાવવા આવ્યા. સામાન્ય જનો જમાનાને અનુસરે છે. મહાપુરુષો જમાનાને બદલી દે છે. દયાનંદે એ જ કર્યું તે સર્વવિદિત છે. હવે તો એ પણ નિઃસંદિગ્ધ રીતે સાબિત થયું છે કે સન ૧૮૫૭ની ક્રાંતિમાં પણ દયાનંદનો હાથ હતો. તે વખતે તેમનું આયુ ૩૩ વર્ષનું ભરયુવાન હતું. ૫૭–૫૮ અને ૫૯નાં ૩ વર્ષો તેના જીવનનાં ગુપ્ત વર્ષો રહ્યાં છે. એ ૩ વર્ષોમાં જ તેણે કયાં કયાં ચીનગારીઓ ચાંપી, કયાં કયાં આગ લગાવી, એની વિગત હજી પૂર્ણપણે ઉપલબ્ધ નથી, છતાં એ વાતનો કોઈ ઇન્કાર કરી શકે નહીં કે તેના જેવો આર્યોના ચક્રવર્તી સામ્રાજ્ય-નાં સ્વપ્નો સેવનાર '૫૭ના ખરા વખતે મૌન રહી જ ન શકે. નાનાસાહેબ પેશ્વા સાથે તેની અવારનવાર મુલાકાત થતી રહી તેમ ઇતિહાસવિદો જણાવવા લાગ્યા છે. આવા બત્રીસ લક્ષણા પુત્રને જન્મ આપી ભારતમાતા પુત્રવતી બની છે. એ બત્રીસ લક્ષણાએ આખરે ધર્મજાતિ અને વિશ્વકલ્યાણ માટે નવમી વાર ઝેરનો પ્યાલો પી સંસારને અમૃતનું પાન કરાવ્યું.

---

* જુઓ ઋષિ દયાનંદ રચિત આર્યાભિવિજય.

## સૌરાષ્ટ્રના ગૂઢ વાણીના ગાયકો

વિરાટ ભારતીય જનતાને ભીંજવી ગયેલા મધ્યકાલીન રહસ્યવાદના, આ ગુજરાતી ભજનિકો નાના નાના પ્રણાલીવાહકો બન્યા. ગોરખનાથ, રામાનુજ, રામાનંદ, કબીર, જ્ઞાનેશ્વર, નામદેવ, જ્ઞાનદેવ વગેરે મધ્યકાલીન સંતો અલગ અલગ પ્રાંતના છતાં પરંપરાની દૃષ્ટિએ અભિન્ન એક સંસ્થા કે સંઘસ્વરૂપે હતા. એ રહસ્યવાદીઓની ગૂઢવાણીને આ ગુર્જર સાંઈ-સંતોએ પોતાની ગુજરાતી ભાષાના વાહનમાં બેસાડી મઠો, તપોવનો અને મંદિરની બહાર, શ્રી રાનડે કહે છે તેમ ચોકચૌટામાં લાવી મૂકી હતી. એવું બોલાતું સાંભળ્યું છે કે આ ગુર્જર ભજનકારોમાં નિજનું તો કંઈ જ નથી, એ તો પેલા મધ્યકાલીનોની, મુખ્યત્વે કબીરની ઉક્તિ-ઓનું કે જુક્તિઓનું અનુકરણ માત્ર છે. ના, એ અનુકરણ કે નકલ નથી. મૂળ પરંપરાનો જ, નિજત્વના તોર પર પ્રવાહમાન રાખેલો સાહિત્ય-સ્રોત છે. મધ્યકાલીન રહસ્યવાદ, કે જે સમગ્ર ભારતવર્ષમાં છવાઈ જઈને એક તેમ જ અખંડ સ્વરૂપને ધારણ કરી બેઠો હતો, તેનો ગૂઢાર્થ આ ભજનિકો ગુજરાતી વાણીની છાબમાં ઝીલી શકયા હોય, અદલ અને અસલ સ્વરૂપે, નાદે, છંદે, તાલે ને લયે અપનાવી શકયા હોય, અને જનસામાન્યને હૈયાદ્વારે એની ખુશબૂને મહેકાવી શકયા હોય, તો તે આપણે માટે બસ છે.

("સોરઠી સંતવાણી"માંથી) — ઝવેરચંદ મેઘાણી

## ☆ ☆ ☆ આર્યસમાજ, ભુજ્યુની નૌકા

લેખક : **શ્રી દિનેશભાઈ નર્મદાશંકર ત્રિવેદી, આર્યસમાજ, સુરત**

एतद्देशप्रसूतस्य सकाशाद् अग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ।।

આર્યાવર્ત સતયુગ – ત્રેતા – દ્વાપરમાંથી પસાર થઈ કલિયુગમાં પણ પ્રબલ તેજથી પ્રકાશ્યું હતું. વૈદિક ધર્મના અમૃતપાનથી એની સંસ્કૃતિ ભૂમંડલ પરની બધીયે માનવજાતને પોતાની પાસેનો વારસો આપ્યે જતું હતું. મહાભારતના રાજસૂયયજ્ઞ વખતે ભૂમંડલમાં આર્યાવર્ત ચક્રવર્તી બન્યું હતું – બધી દૃષ્ટિએ. કાળ જતાં સમયપલટો થયો અને દુનિયાના બીજા દેશોએ – પ્રજાઓએ ભારત પર આક્રમણ કરીને પોતપોતાની સંસ્કૃતિનાં મોજાં આ દેશ પર લાવી મૂક્યાં. પ્રલય નાનામોટા સ્વરૂપમાં આ દેશને આવરવા માંડયો.

આ દેશ પાસેથી મુસ્લિમ અને ખ્રિસ્તી સંપ્રદાયના સ્થાપકોએ એકેશ્વરવાદ મેળવ્યો. Sermon on the Mountના ઉપદેશો આપણા ધર્મગ્રંથોમાંથી મેળવ્યા. હઝરત મહમદ પેગંબરે પણ ભારતની યાત્રા કરી અને યુરોપ તથા એશિયાના ઇતર દેશોમાં અહીંની મશાલની રોશનીમાંથી પ્રેરણા લઈને પોતપોતાના દેશ-કાળ અને પાત્ર તથા સંયોગાનુકૂલ સંસ્કૃતિઓનો ઉછેર શરૂ કર્યો.

ચાલુ વર્ષમાં હિજરી સન ૧૩૮૯ છે; પારસી સાલ ૧૩૩૯ છે; ક્રાઈસ્ટની સાલ ૧૯૭૦ અને ભારત-માંના વિક્રમ યુગની ૨૦૨૬ છે. ભારતમાં ગૌતમ બુદ્ધનો નાસ્તિકવાદ આવ્યો. એ આ દેશ માટે પ્રલયનું એક મોજું ફેલાવી ગયો. ઘણા રાજાઓ બૌદ્ધ બન્યા અને એ જ અરસામાં વામમાર્ગ પણ અમુક સ્વરૂપે પ્રચલિત થયો. આ પ્રલયની સામે શંકરાચાર્યજીએ ટક્કર ઝીલી અને ભારતમાંથી બૌદ્ધ ધર્મ સીમાપાર ગયો. એકચક્રી રાજ્ય અશોકના વખતમાં અમુક વિસ્તારમાં થયો. મુસ્લિમ આક્રમણો અને મુસ્લિમ રાજ્યને લીધે એક સંસ્કૃતિ આ દેશમાં આવી. જે મુસ્લિમ ધર્મે આપણી પાસેથી સંસ્કારો મેળવેલા તે જ ધર્મના પાદશાહોએ તલવારના બળે આપણા ભારતને છિન્નભિન્ન કર્યું. એના ફલસ્વરૂપે વર્ણાશ્રમ ધર્મની વૈજ્ઞાનિક પદ્ધતિ અને સમાજરચના આ દેશમાં વિકૃતિ પામી. આ એક પ્રલયકારી ક્રિયાએ આ દેશની સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક અવસ્થાને હલાવી નાંખી. એ શાસકને પરાસ્ત કરનાર પાશ્ચાત્ય પ્રજા આવી. એ પ્રજાએ પણ આપણી પાસેથી જ સંસ્કૃતિનું પીયૂષ-પાન કરેલું. એણે હિંદુ-મુસ્લિમ બંનેને એની ચાણક્યનીતિથી હરાવીને પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ બીજી વિજાતીય સંસ્કૃતિનો પ્રલય-પ્રવાહ આ દેશમાં વહેવા માંડયો. આ પરદેશી આક્રમણોને લીધે આપણા દેશની દરેક પ્રકારની પરિસ્થિતિ પલટાવા માંડી. આપણું અસ્તિત્વ બીજી પ્રજાનો આધાર લેતું થયું. જુદા જુદા સંપ્રદાયો થયા. અન્ય સંસ્કૃતિઓને આપણામાં સમાવી દઈને નવો ઓપ આપવાની જે શક્તિ – Assimilation power – આ દેશમાં હતી તે તૂટવા માંડી. આ બીજી પ્રજાનો હુમલો કાંચનમૃગ જેવો હતો. પાશ્ચાત્ય સંસ્કૃતિએ અને શાસકોએ સામ-દામ-દંડ-ભેદથી આ પ્રજાની સાહસિક શક્તિનો નાશ કરવા માંડયો. આપણી ભાષાની જગાએ પોતાની અંગ્રેજી ભાષાને એવું પદ આપ્યું કે જે આજના સ્વાતંત્ર્યયુગમાં પણ ચસી શકતું નથી.

આંગ્લશાસને આખા ભારતમાં રાજકીય, શૈક્ષણિક અને આર્થિક કબજો જમાવ્યો. ખૂબ ઝડપી પરિવર્તનો થયાં. આ ભયંકર પ્રલયમાંથી આપણી ભારતીય સંસ્કૃતિને રક્ષણ આપનાર એક મહાન વિભૂતિ થઈ તે મહર્ષિ દયાનંદ. મહર્ષિએ ભુજ્યુની નૌકારૂપી આર્યસમાજ દ્વારા મૂળભૂત બીજોનું રક્ષણ કર્યું. આર્યદેશ, આર્ય-

ભાષા, આર્યલિપિ અને સ્વરાજ્યનું બીજારોપણ કર્યું. શંકરાચાર્યની માફક મહર્ષિ દયાનંદજીએ ભારતમાં ફરી ફરીને શાસ્ત્રાર્થો અને પ્રવચનો દ્વારા વૈદિક ધર્મની જ્યોતિનું ભારતીઓને દર્શન કરાવ્યું. ગુરુકુલ દ્વારા રાષ્ટ્રીય શિક્ષણની યોજના અમલમાં મુકાઈ. આર્યસમાજરૂપી સંસ્થા મારફત સંસ્કૃતિની જ્યોત સળગાવી. 'સત્યાર્થપ્રકાશ' લખીને સ્વતંત્ર ભારતને ઉપયોગી બધાં ક્ષેત્રોની રૂપરેખા દોરી. આર્યસમાજના દસ નિયમોમાં સંસ્કૃતિનું દોહન કર્યું.

આધુનિક ભારતના નવજાગરણમાં આર્યસમાજનું પ્રદાન બીજસ્વરૂપે દરેક ક્ષેત્રમાં થયેલું છે. પૂજ્ય ગાંધીજીની લડતમાં મોટા ભાગે આર્યસમાજી ભાઈઓએ બલિદાન આપ્યાં. અમૃતસર કૉંગ્રેસ વખતે સ્વાગતાધ્યક્ષ બનીને સ્વામી શ્રદ્ધાનંદજીએ ભારતની અનોખી સેવા બજાવી. આપણી પાસે મૌલિક દૃષ્ટિબિંદુ અને વિચારધારાઓ છતાં આપણે જેટલા પ્રમાણમાં પ્રદાન કરી શકયા હોત તેટલું કરી શકયા નથી. ભારતનું બંધારણ ઘડવામાં આપણે સહયોગ આપી શકયા નહીં. રાજદ્વારી પ્રવૃત્તિમાં આર્યસમાજે ભાગ લીધો ન હોવાથી આજે આપણે સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં યોગ્ય ફાળો આપી શકયા નથી. રાષ્ટ્રીય કૉંગ્રેસને વિસર્જન કરવાનું પૂ. ગાંધીજીએ કહેલું. તે જગ્યાએ જો આર્યસમાજે કાર્યધુરા હાથમાં ધરી હોત તો આજની જે પરિસ્થિતિ છે તે પેદા થઈ ન હોત. મહર્ષિનું અકાળ અવસાન દેશ માટે શાપરૂપ નીવડયું. રાજ્યાશ્રય વગર ઘણી પ્રવૃત્તિઓનાં વહેણ બદલાઈ જાય છે. આર્યસમાજ એ ધર્મ નથી પણ વૈદિક ધર્માનુયાયીઓની સંસ્થા છે. એ ભુજ્યુની નૌકાની માફક છે. તેમાં બીજસ્વરૂપે દરેક વિદ્યુતશક્તિઓ છે. નિઃસ્વાર્થી અને તેજસ્વી નેતાઓની જરૂર છે. આશ્રમપ્રણાલીની પુનર્રચનાની જરૂર છે. વૈદિકધર્મી પ્રભુ પાસે બીજી કોઈ યાચના કરતો નથી—ફક્ત સદ્‌બુદ્ધિની માગણી કરે છે. આર્ય પ્રભુને ચરણે શીર્ષ નમાવે છે અને પૂર્વજન્મ તથા પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતને માનીને જીવન જીવે છે. હાલની રાજકીય જાગૃતિમાં બુદ્ધના અશોક ચક્રને સ્થાન છે. એથી પણ મહાન દિવ્યશિખાથી ભારતનું એકચક્રી ઉત્થાન થાય તેવી આશા રાખીએ. વ્યક્તિગત ચારિત્ર્યના અભાવે આજે બાવીસ વર્ષનાં વહાણાં વહી ગયાં છતાં આપણે પ્રજામાં સાચી જાગૃતિ લાવી શકયા નથી. બ્રિટિશ શાસન વખતે થોડા વખતમાં આર્ય સમાજે જે સેવા કરી હતી અને પૂ. ગાંધીજીએ જે સત્ય-અહિંસાનો માર્ગ બતાવ્યો હતો તે તરફ પ્રજાનો અભિગમ થઈ શકયો નથી. આસુરી શક્તિઓનો ઝંઝાવાત થઈ રહ્યો છે. આજે તો નિરાશા અને ઉદાસીનતામાં આપણે ભાવિ તરફ આંખ માંડી રહ્યા છીએ. પણ સત્ય હમેશ જીતે છે એ સ્મરી લઈએ અને કહીએ:

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।

## ધર્મનો અંતઃપ્રવેશ

ધર્મનો અન્ય પુરુષાર્થો (અર્થ, કામ અને મોક્ષ) સાથે કેવી જાતનો સંબંધ છે એ ન સમજવાથી જ ધર્મની આ સર્વ વિડંબના થાય છે. સિપાઈના પહેરા બદલાય છે તેમ ધર્મ, અર્થ અને કામના પહેરા નથી કે અર્થ અને કામના સમય ઉપરાંત ધર્મનો સમય જોઈએ. અર્થ અને કામનો સમય તે જ ધર્મનો. માત્ર ધર્મના અંતઃપ્રવેશથી અર્થ અને કામ સપ્રયોજન અને પવિત્ર બને છે એટલું જ : અંતઃપ્રવેશ, બાહ્ય સહચાર નહિ. અન્ય પુરુષાર્થ સાથે ધર્મનો બાહ્ય સહચાર એ નિરર્થક દંભ છે. ધર્મની શિક્ષાશાળા તે આ વ્યવહારનું જગત છે. પાણીમાં પડયા વિના માત્ર હાથ હલાવવાની વાત જાણવાથી તરતાં આવડતું નથી. આ જ પ્રમાણે ધર્મનું પણ છે.

("આપણો ધર્મ"માંથી) —આચાર્ય આનંદશંકર ધ્રુવ

# ☆ ☆ ☆ પોરબંદરને પુષ્ટિમાર્ગનું પ્રદાન

લેખક : પ્રેમલાલ ગો. મેવચા, તંત્રી : 'વૈશ્વાનર', પોરબંદર

પૂર્ણપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણના પરમ સ્નેહાસ્પદ સખા સુદામાજીની પરમ પાવનકારી જન્મભૂમિ સુદામાપુરી (પોરબંદર), સાંસ્કૃતિક, ધાર્મિક અને ઐતિહાસિક ગુણગરિમા ધરાવતી નગરી છે. અહીંની અસાધારણ રજકણમાંથી ઉદ્ભવેલી જ્યોતિશિખાએ સમગ્ર ભૂમંડલનાં અજ્ઞાનઆવરણને દૂર કરી, તેની સમક્ષ મુક્તિનો દિવ્ય અને ભવ્ય રાજમાર્ગ પ્રકાશિત કરી, તેને નવચેતનવંતું બનાવ્યું છે. આમ પુરાણકાલીન પોરબંદરનું ઐતિહાસિક, રાજકીય, સામાજિક અને ધાર્મિકક્ષેત્રે અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રદાન છે. આ લેખ દ્વારા ધાર્મિકક્ષેત્ર પૈકી 'પોરબંદરને પુષ્ટિમાર્ગનું પ્રદાન'—એ વિષય ઉપર યથાશક્તિમતિ વિહંગાવલોકન કરવામાં આવે છે.

'પુષ્ટિમાર્ગ' એ શબ્દનું શ્રવણ અથવા વાચન થતાં પરિચિત કે પઠિત વર્ગ તેનો એવો અર્થ ઘટાવે છે કે સોળમી શતાબ્દીમાં થયેલ ભક્તિમાર્ગના છેલ્લા આચાર્ય શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ પ્રકટ કરેલો માર્ગ તે પુષ્ટિમાર્ગ છે. આ માન્યતાને જરા સ્પષ્ટ કરીશું : 'પુષ્ટિમાર્ગ' બે પદોનો બનેલો શબ્દ છે : ૧. પુષ્ટિ અને ૨. માર્ગ. સંસ્કૃત વ્યાકરણની રચના પ્રમાણે પુષ્ટિ શબ્દનો ઉદ્ભવ પુષ્ ધાતુમાંથી થયો છે. પુષ્ એટલે પોષણ. કોનું પોષણ? શ્રીમદભાગવત્ તેનો ઉત્તર આપે છે કે पोषणं तदनुग्रहः । તેના—ભગવાનના અનુગ્રહનું પોષણ એટલે પુષ્ટિ. હવે માર્ગ શબ્દનો અર્થ જોઈશું. मृग्यते अनेन फलप्राप्त्यर्थमिति मार्गः । જેના વડે અભીપ્સિત શોધી શકાય છે, તેને 'માર્ગ' કહેવામાં આવે છે. એટલે કે, પ્રભુકૃપાની જેમાં શોધ થતી હોય તેનું નામ 'પુષ્ટિમાર્ગ.' આ પુષ્ટિમાર્ગ સારસ્વત–કલ્પ જેટલો પ્રાચીન છે. વ્રજની ગોપીઓ આ માર્ગની પ્રવર્તક છે. શ્રી વલ્લભાચાર્યજી પોતાના ગ્રંથમાં એ વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરે છે કે . . . गोपिकाः प्रोक्ता गुरवः શ્રી ગોપીજનોને આ માર્ગના ગુરુ કહેલા છે. તાત્પર્યાર્થ એ છે કે ગોપીભાવ—પ્રેમલક્ષણા ભક્તિનો કોમળભાવ આવ્યા વિના આ માર્ગના મુખ્ય ફળની પ્રાપ્તિ થતી નથી. શ્રી વલ્લભાચાર્યજીએ મનુષ્યોના નિઃશ્રેયસ માટે આ પુષ્ટિમાર્ગનો પ્રકાશ અને યુગાનુરૂપ વિકાસ કર્યો છે. અને તેને માટે એઓ-શ્રીએ વેદાંત અને ભક્તિનું વિશદ રીતે નિરુપણ કરતા લગભગ ત્રીસેક જેટલા સંસ્કૃત ગ્રંથોની રચના કરી છે.

હવે, પોરબંદરમાં પુષ્ટિમાર્ગનો પ્રારંભ ક્યારથી થયો, તે વિષે આપણે જોઈશું. ભક્તિમાર્ગનો સર્વવ્યાપક પ્રચાર કરવા માટે શ્રી વલ્લભાચાર્યજીએ માત્ર શ્વેત ધોતી અને ઉપવસ્ત્ર ધારણ કરી, ખુલ્લા ચરણારવિંદથી સમગ્ર ભારતની ત્રણ ત્રણ વખત પરિક્રમા કરી છે. વિ. સં. ૧૫૫૬માં દ્વિતીય પરિક્રમા કરતા કરતા એઓશ્રી ગુજરાતમાંથી પશ્ચિમનાં તીર્થો કરતા સૌરાષ્ટ્રમાં થઈ દ્વારકા પધારી રહ્યા હતા, ત્યારે ચૈત્ર માસમાં સુદામાપુરી (પોરબંદર)ના એક ઉપવનમાં પધારી, 'કપૂર' નામક એક સુદામ્ ક્ષત્રી (બાર વર્ષના) બાળકને શરણે લઈ સેવક કર્યો હતો અને તેની પ્રાર્થનાથી તેને દ્વારકાયાત્રામાં સાથે લઈ ગયા હતા.[1] એટલે સં. ૧૫૫૬થી પોરબંદરમાં કપૂર ક્ષત્રીના નામ સાથે પુષ્ટિમાર્ગનો પ્રારંભ થાય છે. પોરબંદરમાં એક બીજા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ દેવજીભાઈ વાણિયાના નામનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. તેમનાં માતાપિતા દ્રવ્યસંપન્ન હતાં. 'બસો બાવન વૈષ્ણવોની વાર્તા' (વાર્તા સં. ૧૪૧)માં તેમનું માનભર્યું સ્થાન છે. તેમનાં માતાપિતા વિદેહ થયા પછી દ્વારકા-યાત્રા કરવા તેઓ ગયા હતા ત્યારે શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી ગુસાંઈજીના

---

૧. . . . गुर्ज्जरं समुद्धरन्तः सुदामपुरोपवने कपूरसुदामबालमुपविश्य सह निन्युः ।

—श्री वल्लभदिग्विजयम् (कर्ता—श्री यदुनादजी

(रचनाकाल : सं. १६५८ फाल्गुन शु. २ रविवासरे)

સેવક થયા હતા. શ્રી ગુસાંઈજી દ્વારકાયાત્રા નિમિત્તે સં. ૧૬૦૦થી ૧૬૩૭ સુધીમાં છ વાર સૌરાષ્ટ્રમાં પધાર્યા હતા. તેમાંનાં કોઈ પણ એક યાત્રાપ્રવાસ વખતે આ દેવજીભાઈ વણિક, શ્રી ગુસાંઈજીના સેવક થયા હોવાનું અનુમાન પ્રાપ્ત થાય છે.

પોરબંદરમાં પુષ્ટિમાર્ગની આઠ હવેલીઓ છે : ૧. શ્રી ગોપીનાથજીની હવેલી, ૨. શ્રી દ્વારકાનાથજીની હવેલી, ૩. શ્રી ગોપાલલાલજીની હવેલી, ૪. શ્રી રણછોડજીની હવેલી, ૫. શ્રીનાથજીની હવેલી (ભંડાર), ૬. શ્રી ગોવર્ધનનાથજીની હવેલી, ૭. શ્રી બાલકૃષ્ણલાલજીની (માતુશ્રી રામબા સાહેબની) હવેલી, અને ૮. શ્રી મહાપ્રભુજીની (શ્રી દ્વારકાનાથજીની) બેઠક.

**૧. શ્રી ગોપીનાથજીની હવેલી :** આ હવેલી પ્રથમ તો બહુ જ નાના સ્વરૂપમાં હતી. શ્રીનાથદ્વારાવાળા શ્રી ગોપાલજી મહારાજ સં. ૧૮૨૨માં પોરબંદર પધાર્યા હતા ત્યારે શ્રાવણ વદી ૧૧ના દિવસે, આ હવેલીમાં બિરાજતા ઠાકોરજી શ્રી મદનમોહનલાલજીને પાટ બેસાડયા હતા. આ હવેલીના જગમોહન ચોકમાં જતાં ડાબી બાજુએ શ્રી ગોપાલજી મહારાજનાં ગાદીજી બિરાજે છે. ઐતિહાસિક પરંપરાનુસાર આ હવેલીના નિધિસ્વરૂપ શ્રી મદનમોહનલાલજી, સિંધ-નગરઠઠ્ઠા (પ્રાચીન નગર સમૈ)ના લોહાણા કામદારના પુત્ર નારાયણદાસના સેવ્ય છે. શ્રી ગોપાલજી મહારાજ પછી તેમના વંશજ શ્રી ગોપીનાથજી મહારાજ આ ગાદી ઉપર બિરાજ્યા, તેમના નામથી આ હવેલી ઓળખાય છે. ત્યાર પછી તેમના પુત્ર શ્રી વ્રજજીવનજી મહારાજ થોડોક સમય આ ગાદી ઉપર બિરાજી નિત્યલીલાસ્થ થયા અને એઓશ્રીનાં પત્ની શ્રી જાનકી વહુજી રુગ્ણ હોવાના સમાચાર મળતાં તેમના વંશજ ગો. શ્રીજીવનલાલજી મહારાજ ગોકુલથી સં. ૧૯૩૫માં પોરબંદર પધાર્યા. તે વખતે ધોરાજી સુધી જ રેલગાડી હોવાથી, ત્યાંથી સિગરામમાં પોરબંદર પધાર્યા, ત્યારે કાકીજી શ્રી જાનકી વહુજી લીલાસ્થ થયાં હતાં. માસીજી જાનકી વહુજીના ક્રિયાકર્મ પછી જૂનાગઢવાળા શ્રી ગોકુલેશજી મહારાજ અહીં પધાર્યા હતા, ત્યારે તેમણે આ હવેલી વિષે તકરાર ઉપાડી હતી. શ્રી જીવનલાલજી મહારાજશ્રીએ માત્ર શ્રી મદનમોહનલાલજી ઠાકોરજીને રાખી, હવેલીનું તમામ સાહિત્ય અને શ્રી કાકીજીની જંગમ મિલકત એઓશ્રીને સોંપી ક્લેશમુક્ત બન્યા. એઓશ્રી વિદ્વાન, સાહિત્યપ્રેમી અને ભક્તિમાર્ગના મહાન પ્રચારક હોવાથી સ્વલ્પ સમયાવધિમાં જ, વૈષ્ણવસેવકોના પૂજનીય બની, શ્રી ગોપીનાથજીની હવેલીનું શૂન્યમાંથી નવસર્જન કરી, તેના ઐશ્વર્યમાં અનેક ગણી વૃદ્ધિ કરી. મહાત્મા ગાંધીજીનાં કુટુંબીજનો, શ્રી જીવનલાલજી મહારાજનાં સેવકો હતાં. બ્રાહ્મણોમાં પ્રસુપ્ત બ્રહ્મત્વભાવ જાગ્રત કરાવવામાં એઓશ્રીએ શ્લાઘ્યતમ પ્રયત્ન કરેલ છે. પોરબંદરના પ્રખ્યાત સુદામાજીના નવા મંદિરનો પાટોત્સવ શ્રી જીવનલાલજી મહારાજના વરદ્ હસ્તે થયેલ છે. એઓશ્રીની પાસે ચાર ચાર દિગ્ગજ વિદ્વાન પંડિતો રહેતા. તેમના દ્વારા સાહિત્યનો સમુદ્ધાર અને તેનું પ્રકાશન-વિતરણ થએલ છે અને નાસ્તિકવાદના ભયંકર ઝંઝાવાત સામે આસ્તિકવાદથી—ભક્તિસિદ્ધાંતોથી પ્રબળ સામનો કરેલ છે. આ વિદ્વાનોમાં પંડિત અંબિકાદત્ત વ્યાસ નામક પટણાના એક સમર્થ અને પ્રતિભાવંત વિદ્વાન હતા. તેઓ બિહાર રાજકીય સંસ્કૃત વિદ્યાલયના પ્રધાનાચાર્ય હતા. તેમણે સંસ્કૃત ભાષામાં ઘણા ગ્રંથોની રચના કરેલી છે; તે પૈકી શિવરાજવિજય: નામક સંસ્કૃત ગ્રંથ અત્યંત મહત્ત્વપૂર્ણ છે. એ ગ્રંથ સંસ્કૃતનાં પાઠ્ય-પુસ્તકોમાં આદરપાત્ર સ્થાન પામેલ છે.

શ્રી જીવનલાલજી મહારાજ ગોકુલથી પોરબંદરની ગાદી ઉપર આવ્યા, ત્યારથી જ એઓશ્રી પોતાની સાથે શ્રી મુરલીધરજી નામક કીર્તનકારને પોરબંદર લાવ્યા હતા અને તેમને પોતાના શ્રી ઠાકોરજીના પ્રમુખ કીર્તનકાર બનાવ્યા હતા. તેઓ ભારતના ચિત્રકલામર્મજ્ઞ કલાચાર્ય શ્રી જગન્નાથ અહિવાસીના પિતા થાય. એ સમયમાં દ્રુપદ-ધમારના નિષ્ણાત કીર્તનકાર મુરલીધરજીને સાંભળવા—એ જીવનનો એક અણમૂલ લહાવો

મનાતો. તેમના પછી લક્ષ્મીદાસ, કમલદાસ પેટીમાસ્તર અને ત્રિકમભાઈ પખવાજી પણ પોતપોતાની કલામાં નિષ્ણાત હતા.

શ્રી જીવનલાલજી મહારાજશ્રીએ સં. ૧૯૫૫ના ચૈત્ર–પુરુષોત્તમ માસમાં સેવ્ય ઠાકોરજી શ્રી મદનમોહન-લાલજીને પોતાના કૃષ્ણચંદ્રબાગમાં પધરાવીને એક મહિના સુધી, બારેય માસના જુદા જુદા મનોરથો કર્યા હતા, ત્યારે એક મહિના સુધી કૃષ્ણચંદ્ર બાગ માનવમહેરામણથી ઊભરાઈ ગયો હતો!

શ્રી જીવનલાલજી મહારાજ પછી એઓશ્રીના પુત્ર શ્રી રણછોડલાલજી મહારાજ આ હવેલીના ગાદી-પતિ થયા હતા. એઓશ્રીને પણ વિદ્યા અને વિદ્વાનો પ્રત્યે આદરભાવ હતો. એઓશ્રીએ પોતાના પિતાશ્રી-ના પુનિત સ્મારકમાં 'શ્રીજીવનાચાર્ય પુષ્ટિસિદ્ધાંત કાર્યાલય'ની સ્થાપના કરી, લગભગ વીસેક જેટલા સંસ્કૃત-ગુજરાતી ગ્રંથોને પ્રકાશિત કરેલા છે. એઓશ્રી પ્રવાસના બહુ જ શોખીન હતા. ભારતના સર્વદર્શનીય, ઐતિહાસિક અને સૌંદર્યધામોની એઓશ્રીએ યાત્રા કરી હતી. પોરબંદરમાં સર્વપ્રથમ મૂલ્યવાન 'માર્કોની રેડિયો' એઓશ્રી મુંબઈથી લાવ્યા હતા અને તેના સુમધુર શ્રાવણપાન દ્વારા પોરબંદરનાં પ્રજાજનો આશ્ચર્યમુગ્ધ બન્યાં હતાં! શ્રી રણછોડલાલજી મહારાજશ્રીએ સં. ૧૯૭૮ના ચૈત્ર સુદી ૧૦ના દિવસે પોતાના જ્યેષ્ઠ પુત્ર શ્રી વલ્લભલાલજી બાવાશ્રીના 'યજ્ઞોપવીત પ્રસ્તાવ'ના ઉપલક્ષ્યમાં ચૈત્ર સુદિ ૮ના દિને પોતાના પિતાશ્રીની ઇચ્છાપૂર્તિરૂપ 'છપ્પનભોગ' કર્યો હતો, તે સૌરાષ્ટ્રના ધાર્મિક ઇતિહાસમાં અભૂતપૂર્વ હતો. સોંઘવારીના જમાનામાં એઓશ્રીએ એંસી હજાર રૂપિયા પ્રભુઅર્થે વિનિયોગ કર્યા હતા!

એઓશ્રીના દ્વિતીય પુત્ર અને શ્રી ગોપીનાથજી હવેલીના વર્તમાન ગાદીપતિ શ્રી ગોવિંદરાયજી મહારાજ પણ પોતાના પૂર્વજોની જેમ મહાન વિદ્વાન અને સાહિત્યસેવાવિલાસી છે. આપશ્રીના વિદ્યાગુરુ શ્રી હરિકૃષ્ણ વીરજી શાસ્ત્રી 'શુદ્ધાદ્વૈતવિશારદ' ઉત્તમ કોટિના વિદ્વાન હતા. મહારાજશ્રી શાસ્ત્રીય સંગીતના જાણકાર અને સરસ મૃદંગવાદક છે. અનેક વિરલ અને મૂલ્યવાન ગ્રંથખચિત એઓશ્રીનું પુસ્તકાલય ઘણું જ સમૃદ્ધ છે. સ્થાનિક સાહિત્યકારો અને કવિઓને પોતાને ત્યાં નિમંત્રી, વિશિષ્ટ આયોજનો દ્વારા 'સાહિત્યગોષ્ઠી' અને 'કવિસંમેલન' યોજી, સારસ્વતોનું યોગ્ય સન્માન કરી, અન્યને પણ પ્રેરણા આપે છે. એઓશ્રીનાં માતુશ્રી લક્ષ્મી વહુજી સારાં કવયિત્રી હતાં. તેમનાં ગેય કાવ્યોનો એક સંગ્રહ 'ફૂલગૂંથણી' નામથી પ્રકાશિત થયો છે. વર્તમાન મહારાજશ્રીનાં ધર્મ અને વિજ્ઞાનનો સમન્વય કરતાં ચિંતનપ્રધાન વ્યાખ્યાનોએ નવી પેઢીના યુવાન વર્ગને આકર્ષિત કરેલ છે. લાલબાવાશ્રી હરિરાયજીના અધ્યાપક શ્રીઉદ્ધવજી કાનજી શાસ્ત્રી સંસ્કૃતના અને શાસ્ત્રગ્રંથોના તલસ્પર્શી વિદ્વાન છે.

**૨. શ્રી દ્વારકાનાથજીની હવેલી :** આ હવેલી પણ સં. ૧૮૨૦–૨૨માં અસ્તિત્વમાં આવી છે. સં. ૧૮૧૩–૧૪માં શ્રી લક્ષ્મણ ભટજી નામે એક લાલાજી પોતાનાં ત્રણ સંતાનો–૧. રણછોડ ભટ્ટ, ૨. રૂગનાથ ભટ્ટ નામે બે પુત્રો અને ૩. શ્રી શોભાજી નામક પુત્રી સાથે નિધિસ્વરૂપ શ્રી મદનમોહન લાલજી ઠાકોરજીને પધરાવી પોરબંદર આવ્યા હતા અને નગરશેઠ વીરજી કાનજીના વડીલ તે વખતે હતા, તેમના સલાટવાડાના મકાનમાં તેઓ ઊતર્યા હતા. તે વખતે રાણાશ્રી સુલતાનજી[1] (રાજત્વકાળ સં. ૧૮૧૩–૧૮૬૯), પોરબંદરની ગાદી ઉપર હતા. તેમને કુંવર નહોતા. પુત્રપ્રાપ્તિ માટે અનેક ઉપાયો કર્યા પછી પંડિતોની સલાહ મુજબ તેમણે બ્રાહ્મણકન્યાનું કન્યાદાન આપવાનો નિશ્ચય કર્યો. એ અરસામાં જામનગરવાળા ગો. શ્રી રણછોડજી ઉપ-નામ ધીંગડમલ્લજી મહારાજ અહીં પધારેલા. કામદાર અને વૈષ્ણવો દ્વારા વાતચીત ચલાવી, શ્રી રણછોડજી

---

૧. પોરબંદરમાં શ્રી સુદામાજીના મંદિરની ઉત્તર દિશાએ આવેલ 'સુલતાનજીનો ચોરો' નામથી ઓળખાતી અને પુરાતત્ત્વ ખાતા તરફથી રક્ષિત ઇમારત તરીકે જાહેર થયેલ છત્રી, આ જ રાણાશ્રી સુલતાનજીની છે.

મહારાજ સાથે આગંતુક ભટ્ટજીનાં પુત્રી શ્રી શોભાજીનાં લગ્ન કરવાનું નક્કી કર્યું. રાજ્ય તરફથી સર્વ પ્રબંધ કરવામાં આવ્યો અને અત્યંત ઉત્સાહપૂર્વક ધામધૂમથી શ્રી શોભાજીનાં લગ્ન, શ્રી રણછોડજી મહારાજ સાથે સંપન્ન થયાં. રાણાસાહેબે રાજરીત અનુસાર શ્રી શોભાજીને દાયજો આપી બહુ જ સન્માન કર્યું. કન્યાદાન આપ્યા પછી રાણાશ્રી સુલતાનજીને ત્યાં કુંવર હાલાજીનો જન્મ થતાં રાજ્યમાં શ્રી શોભાજીનું માન બહુ જ વધી ગયું. શ્રી શોભાજી તો કુંવર હાલાજીનાં 'ફઈબા' અને રાણીવાસમાં 'નણંદબા'નાં માનીતાં ઉપનામોથી વિખ્યાત બની ગયાં. પુષ્ટિમાર્ગમાં આ શ્રી શોભાજી, 'શોભા માજી'ના માનવાચક નામથી પ્રસિદ્ધ છે. લગ્ન પછી થોડા જ સમયમાં શ્રી શોભા માજી વિધવા થયાં. નાનપણમાં જ તેમની ઉપર વૈધવ્યનું દુઃખ આવી પડતાં રાજકુટુંબ તેમની બહુ જ સંભાળ રાખતું. તેમના પિતાશ્રી તરફથી તેમને વારસામાં શ્રી મદનમોહન લાલજી ઠાકોરજી મળ્યા હતા. મેવાડનાં ભક્તિમતી કવયિત્રી મીરાંબાઈના પિતરાઈ ભાઈ મેડતાવાળા રાઠોડ રાજા જયમલ્લજીના આ સેવ્ય ઠાકોરજી છે. શ્રી શોભા માજીને અને તેમના ઠાકોરજી શ્રી મદનમોહનલાલજીને બિરાજવા માટે રાણાશ્રી સુલતાનજીએ, પોરબંદરમાં શીતલા–ચોક પાસે આવેલ પોતાના દરબારગઢની પાછળ જમીનનો લેખ કરી આપી, તેના ઉપર હવેલીનું મકાન તૈયાર કરાવી, તેમાં વૈશાખ સુદી ૩ (અક્ષયતૃતીયા)ને દિવસે વાજતેગાજતે મંગલ જયઘોષ વચ્ચે શ્રી મદનમોહનલાલજીને પધરાવી પાટોત્સવ મનાવ્યો.

શ્રી શોભા માજી શ્રીમદભાગવતનાં અને ભક્તિસાહિત્યનાં અભ્યાસી વિદુષી અને કવયિત્રી હતાં. તેમણે શ્રીમદભાગવતનું સ્વારસ્ય સમજાવતાં શ્રી ભાગવતનાં ૧૬ ધોળ,[૧] નવરાત્ર–નવ વિલાસના ગરબા અને બીજાં પદ-કીર્તન-ધોળ-ગરબા આદિ ગેય કાવ્યસાહિત્યની વિપુલ પ્રમાણમાં રચના કરી છે. જે ધોળ-પદને છેડે 'શોભા' સાથે 'હરિદાસ' શબ્દ હોય, તે નામ-છાપ (કવિ-છાપ) શ્રી શોભા માજીની છે. તેમના કાવ્ય-સાહિત્યથી પોરબંદરનું નામ ઘણું જ ઉજ્જવળ બન્યું છે.

શ્રી શોભામાજીને રાજ્ય અને રાજકુટુંબ તરફથી ઘણી જમીન અને મકાનો મળેલાં હતાં, જેના લેખિત પુરાવા પ્રાપ્ત થાય છે. સં. ૧૮૬૧માં બાઈ સોની બાએ પોતાનો ડહેલો એક શ્રી શોભા માજીને ભેટ આપેલો અને તેની ચિઠ્ઠીમાં 'નણંદશ્રીને ડેલો ૧ ભેટ કરું છું.'–તેવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. બાની બાએ વાડી એક ભેટ આપતાં ચિઠ્ઠીમાં લખેલું છે કે 'નણંદશ્રીને વાડી ૧ ભેટ કરું છું.' આ ભેટ કરેલો ડહેલો 'સોની બાના ડહેલા'થી પ્રખ્યાત છે. વાડી 'ત્રિકમવાડી'ના નામથી ઓળખાતી; પરંતુ તે વાડીની જગ્યા ઉપર અત્યારની ભાવસિંહજી હાઈસ્કૂલ છે અને બદલામાં રાજ તરફથી હવેલીને, ઠક્કર પ્લૉટમાં જગ્યા આપવામાં આવી હતી. શ્રી ઠાકોરજીના નેત્ર-ભોગ માટે લાગા-ટકા બાંધી આપવામાં આવ્યા હતા. આના લેખિત પુરાવામાં કુંવર હાલાજીએ સં. ૧૮૬૬માં મંદિરે આવીને જે લેખ, સહી-સિક્કા સાથે લખી આપેલો, તે નીચે પ્રમાણે છે :

∴।।। ગોસ્વામનિ શ્રી ૬ જીજી મહારાજ ચરંજીવી અધીક પ્રતાપ ચરણાન્ચ લો. વીનતી કુઅર હાલાભાઈ જોગ શ્રી ફઈબા (શ્રી શોભા માજી)ને શરીરે વ્રધાપણું જણાય છે. તેણે પરદેશ થાતો નથી. તે માટે ભંડાર ખરચ સારૂ પેદાશ કરી આપી છે તે અંગીકાર કરજો ને ગાદી ઉપર બીરાજમાન રહીને શ્રી...ની સેવા કરો. હવેથી પરદેશ કરવો નહિ. તે ઉપત કરી આપી છે તેની વિગત.

---

૧. આ લેખ લેખકના 'વૈશ્વાનર પુસ્તકાલય'માં પ્રાચીન હસ્તપ્રતોનો સારો સંગ્રહ છે. તે પૈકી સ્વરૂપનિર્ણયવાર્તા નામક પોથી, શ્રી શોભા માજીની સમકાલીન છે. તેમાં શ્રી શોભા માજીકૃત શ્રી ભાગવતનાં ૧૬ ધોળ છે. તેનું સંશોધન, સ્વયં શ્રી શોભા માજીએ પોતાના હસ્તાક્ષરમાં કરેલ છે. તેની પુષ્પિકા આ પ્રમાણે છે: संवत् १८७१ माघ सुद ५ भौमे लिखितोयं ग्रंथ:

માજનના ઘર કોરી ૨ અખરે ૨
ધુધવા[1] ૧ કોરી ૧૦ દશ
મેર તથા રબારીના ખોરડા ૧ કોરી ૦॥
વાણીયા સાજલું[2] જમાડે તે સાજલા ૧ કોરી ૫૦
રાવલા ગામના શાંતી ૧ કોરી ૧
ટંકસાર ઉપર કોરી ૫૧
પાણા ૧૦૦એ પાણા ૨ લાગ
વાડ[3] ૧ કોરી ૧૦
તરકારી ગાંઠડી ૧ લાગ શેર ૧
દરબાર ઇજારા આપે છે તે ઉપર ધરમાઉનું ઠરાવે
છે તે ધરમાઉ શ્રી ફઈબાને દેવરાવવું

દરબાર જે શેવા વરસોવરસ બનશે તે કરશું. ઈ રીતે ઠેરાવ્યું છે. તે વરસોવરસ લીધા કરજો. તે મહારાજશ્રીના વંશના હોય તે ખાય ને અમારા વંશના હોય તે પોરબંદરમાં શ્રી ઠાકોરજીનું મંદિર હોય ને શ્રીજીની શેવા થાય ત્યાં સુધી પાળે. તે અમને મહારાજશ્રી રાખો છો તેવી રીતે પાછલા રાખે ઈ સરતે પાળશું તથા શ્રી જીજી મહારાજના જુનો પરિકરને રાખે છે તેમનો તેમ રાખે તે લાગો ખાય. સંવત ૧૮૬૬ ચઈતર શુદ ૨ હવેલીમાં બેશી લેખ લખાવી આપ્યો છે.[4]

(સહી)..............

શ્રી શોભા માજી નિ:સંતાન હોવાથી તેમણે ગોકુલવાળા શ્રી ગોકુલનાથજી મહારાજને, અને તેઓ લીલાસ્થ થયા પછી ભારતમાર્તંડ શતાવધાની પં. શ્રી ગટ્ટૂલાલજીનાં માતામહ જૂનાગઢવાળા શ્રી વ્રજવલ્લભજી મહારાજને ગોદ લીધા હતા. ત્યાર પછી તેમના છ પુત્રો પૈકી પાંચમા લાલબાવા શ્રી દ્વારકાનાથજી મહારાજ આ હવેલીના સ્વતંત્ર સ્વામી થયા હતા. તેમના નામથી આ હવેલી ઓળખાય છે. તેમના સમયમાં જૂનાગઢમાં સંવત ૧૯૦૬ના ફાગણ વદી ૧૨ના દિને છપ્પનભોગ થયેલો, ત્યારે એઓશ્રી, પોતાની હવેલીમાં બિરાજતા નિધિસ્વરૂપ શ્રી મદનમોહનલાલજીને પધરાવીને જૂનાગઢ છપ્પનભોગમાં પધાર્યા હતા. પોરબંદરથી જૂનાગઢ વચ્ચે જ્યાં જ્યાં મુકામ કરીને શ્રી ઠાકોરજી રાજભોગ આરોગ્યા હતા, તે સ્થાન બેઠક તરીકે પ્રસિદ્ધ થયેલ છે. પોરબંદરમાં ફુવારા તરફ જતાં 'શ્રી મહાપ્રભુજીની બેઠક' તરીકે ઓળખાતી બેઠક, વસ્તુત: શ્રી દ્વારકાનાથજીની હવેલીમાં બિરાજતા શ્રી મદનમોહનલાલજી ઠાકોરજીની છે. બીજી બરવાળામાં, ત્રીજી કુતિયાણામાં વગેરે સ્થળે જે બેઠકો છે, તે ઉપર્યુક્ત પ્રસંગે જ અસ્તિત્વમાં આવેલી છે.

ત્યાર પછી મથુરાવાળા ગો. શ્રી ઘનશ્યામલાલજી મહારાજ સં. ૧૯૫૩ના ફાગણ સુદી ૧૩ના દિને પોરબંદરમાં આ ગાદી ઉપર ગોદ આવેલા છે. એઓશ્રી ભારતવર્ષના હાર્મોનિયમવાદકોમાં પ્રથમ કોટિના હતા. બનારસની સુપ્રસિદ્ધ ઠુમરી ગાયિકા સિદ્ધેશ્વરીદેવી એઓશ્રીની પેટી સાંભળીને મુગ્ધ બની ગઈ હતી! એઓશ્રીના જ્યેષ્ઠ પુત્ર શ્રી દામોદરલાલજી મહારાજ સરસ મૃદંગવાદક હતા. અને દ્વિતીય પુત્ર શ્રી દ્વારકેશલાલજી મહારાજમાં પિતાશ્રીની હાર્મોનિયમવાદનકલા સંપૂર્ણપણે આવિષ્કાર પામી હતી. શ્રી દ્વારકેશલાલજી મહારાજ સમર્થ સંગીતકલાધર, કવિ, ગુણજ્ઞ અને વિદ્વાન આચાર્ય હતા. એઓશ્રીનો સ્વભાવ ઘણો જ સરલ અને ઉદાર હતો. એઓશ્રીના સમયમાં પોરબંદરની સંગીતકલાપ્રેમી જનતાને અનેક ખ્યાતનામ ગાયક-વાદકોને સાંભળવાનો લાભ મળ્યો છે. 'બ્રજ માધુરી સુધા' નામક એઓશ્રીનાં ગેય કાવ્યોનો એક સંગ્રહ પ્રકાશિત

---

૧. રાણાવાવમાં લોઢાની ખાણ હતી, તેને ધુધવા કહેતા.
૨. સાજલું એટલે સમસ્ત નાત.
૩. વાડ એટલે શેરડીનો વાડ.
૪. આ લેખની નકલ નકલવઈ પાના ૧૮૭મે ઉતારી છે.

થયો છે. એઓશ્રીની હાર્મોનિયમવાદનકલા ઉપર મુગ્ધ થયેલ કલકત્તા, અમદાવાદ અને પોરબંદરમાંથી ત્યાં ત્યાંની કલાસંસ્થા અને કલાગુણજ્ઞો તરફથી માનપત્રો મળેલાં છે. સાહિત્ય, સંગીત અને લલિત કલાઓ પ્રત્યે એઓશ્રીને અસાધારણ અનુરાગ હતો. એઓશ્રીના આશીર્વાદના પ્રભાવ વડે ઘણાનાં જીવન હરિયાળાં બની ગયાં છે.

શ્રી દ્વારકેશલાલજી મહારાજનાં ધર્મપત્ની શ્રી રત્નપ્રભા વહુજીએ 'કુમુદિની'ના ઉપનામથી ઘણાં ગેય કાવ્યોની તેમ જ આખ્યાન અને પ્રબંધકાવ્યોની પણ સરસ રચના કરી છે. મોટાં બેટીજી શ્રી રસિકપ્રિયા (પન્નુબા)માં પણ માતુશ્રીનો કાવ્યવારસો ઊતર્યો છે. 'કુમુદિની'નો 'નવવિલાસના ગરબા'નો એક સંગ્રહ પ્રકાશિત થયા પછી માતાપુત્રીની કાવ્યરચનાઓનો એક સંયુક્ત સંગ્રહ 'રસિક-કૌમુદી'ના નામથી, આ લેખના લેખકનો સંપાદિત કરેલ પ્રકાશિત થયો છે. અત્યાર સુધીમાં તેની ત્રણ આવૃત્તિઓ પ્રકાશિત થયેલ છે.

વર્તમાન ગાદીપતિ શ્રી માધવરાયજી મહારાજ પણ તેવા જ સાહિત્યસેવાવિલાસી અને ઉદાર પ્રકૃતિના ગોસ્વામી આચાર્ય છે. એઓશ્રી બાર વર્ષ થયાં 'અગ્નિકુમાર' નામક ત્રૈમાસિક સંપાદિત-પ્રકાશિત કરી રહ્યા છે. 'માધવમંજરી' નામનો નાનો કાવ્યસંગ્રહ અને બીજી નાની નાની આઠેક પુસ્તિકાઓ એઓશ્રીએ પ્રકાશિત કરેલ છે. પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે 'શ્રી દ્વારકેશ સ્મારક સમિતિ'ની રચના કરી, સાહિત્ય અને કલાને પ્રોત્સાહન આપી રહ્યા છે. 'જયમલ્લ રાઠોડ' અને 'ગોવિંદ સ્વામી' નામક બે નાટ્યકૃતિઓનું આલેખન કરી, તેને રંગમંચ ઉપર ભજવી બતાવેલ છે. તદુપરાંત 'સુરસાધના' નામક ફિલ્મ પણ ઉતારીને ઘણાં શહેરોમાં તેને રજૂ કરીને પ્રેક્ષકોની ચાહના મેળવી છે. એઓશ્રી મથુરા—પોરબંદરમાં અવારનવાર શબ્દગોષ્ઠી, સંગીતગોષ્ઠી, કવિગોષ્ઠી અને કવિસંમેલનનું આયોજન કરી, તે દ્વારા સારસ્વતોનું સન્માન કરી રહ્યા છે.

એઓશ્રીના અનુજ શ્રી રસિકરાયજી મહારાજ ઉત્તમ પ્રકારના હાર્મોનિયમવાદક અને સંગીતના જ્ઞાતા છે. શ્રુતિરહિત હાર્મોનિયમવાદનમાં સૂક્ષ્મ કલાચાતુરી દર્શાવી, શ્રોતાઓને તેમાં તંતુવાદ્યનો આભાસ કરાવી મુગ્ધ કરી દે છે! સિતાર ઉપરનો એઓશ્રીનો કાબૂ વખાણવા જેવો છે. સિતારવાદનનું જ્ઞાન, એઓશ્રીએ વાદનકલાચાર્ય શ્રી રવિશંકરજી પાસેથી પ્રાપ્ત કર્યું છે. બંને બંધુઓનું વાચન વિશાળ છે. શ્રી રસિકરાયજી મહારાજનું પુસ્તકાલય ઘણું જ સમૃદ્ધ છે. ઘણા વાચનપ્રેમીઓ તેનો લાભ લે છે.

**૩. શ્રી ગોપાલલાલજીની હવેલી :** આ હવેલી શ્રી વલ્લભાચાર્યજીના પ્રપૌત્ર અને પુષ્ટિમાર્ગીય જય-ગોપાલ શાખાના આદ્યપ્રવર્તક શ્રી ગોપાલલાલજીના પુત્ર શ્રી ગોપેંન્દ્રજીની છે. પોરબંદરના રાણાઓની રાજધાની જ્યારે છાયામાં હતી, ત્યારે રાણાશ્રી ભાણજી અને તેમનાં રાણી કલાબાઈ શ્રી ગોપાલલાલજીના સેવક થયાં હતાં અને છાયામાં પોતાના દરબારગઢ પાસે જ જમીન આપી, શ્રી ગોપાલલાલજીને બિરાજવાની બેઠક બનાવી આપી હતી. ત્યાર પછી રાણા શ્રી ખીમાજી પણ શ્રી ગોપાલલાલજીના સેવક થયા હતા. ખીમાજીના કુંવર વિક્રમાજિતજી, શ્રી ગોપાલલાલજીના પુત્ર શ્રી ગોપેંદ્રજીના સેવક હતા. વિક્રમાજિતજીને સં. ૧૭૦૫ના કાર્તક સુદી ૧૧ના દિને રાજતિલક શ્રી ગોપેંદ્રજીએ કર્યું હતું. રાણા શ્રી સુલતાનજીએ સં. ૧૮૪૧માં છાયામાંથી રાજગાદી પોરબંદરમાં સ્થાપી હતી. ત્યાર પછી તેમણે પોરબંદરમાં પોતાના દરબારગઢના પશ્ચિમ દરવાજા સામે જગ્યા આપી, શ્રી ગોપેંદ્રજીની હવેલી બંધાવી આપી હતી.

**૪. શ્રી રણછોડજીની હવેલી :** આ હવેલી ગો. શ્રી ગિરિધરલાલજી મહારાજની છે. અત્યારે આ હવેલીની ગાદીએ શ્રી ગોવર્ધનેશજી (શ્રી મુરલીધરજી) મહારાજ બિરાજે છે. આ લેખના લેખકના તંત્રીપદે વીસ વર્ષ થયાં પ્રકાશિત 'વૈશ્વાનર' નામક શોધપત્રના એઓશ્રી અધ્યક્ષશ્રી છે. આ હવેલીમાં શ્રી રણછોડજીની રાજસેવા થાય છે. અને શ્રી વલ્લભાચાર્યજીના સમકાલીન કાશીવાળા કરોડાધિપતિ શેઠશ્રી પુરુષોત્તમદાસના સેવ્ય ઠાકોરજી શ્રી મદનમોહનજી (બાવન બીડાંવાળા) બિરાજે છે. તદુપરાંત મોગલ સમ્રાટ અકબરનાં માનીતાં બેગમ તાજ

કે જે પંજાબનાં હિંદુ લલના હતાં અને શ્રી ગુસાંઈજીનાં સેવક હતાં, તેના સેવ્ય ઠાકોરજી શ્રી ચંદ્રભાણ બિરાજે છે. આ તાજ બેગમ ઉચ્ચ કોટિનાં કવયિત્રી હતાં. તે એક વખત હોળીના દિવસોમાં વ્રજમાં ગયાં હતાં અને શ્રી નાથજી સન્મુખ નટ રાગમાં 'બહોરી ડફ બાજન લાગે હેલી' એ ધમાર ગાતાં ગાતાં શ્રીનાથજીના સ્વરૂપમાં વિલીન થઈ ગયાં હતાં અને તેનું અધૂરું પદ સ્વયં શ્રીનાથજીએ 'લટકત આવત 'તાજ' કે પ્રભુ ગાવત હોરી ગીત' એ છાપથી પૂર્ણ કર્યું હતું. પદો ઉપરાંત તેનાં કવિત પણ પ્રાપ્ત થયાં છે. તેમાં 'ટેડી ટાંગવારો વો તો સાહબ હમારો હૈ' અને 'હૌં તો મુગલાની હિંદવાની વ્હૈ રહૂંગી મૈં'—એ અંતિમ પંક્તિવાળાં, કવિત, તેનો હૃદયભાવ વ્યક્ત કરે છે.

**૫. શ્રી નાથજીની હવેલી :** મહાત્મા ગાંધીના જન્મસ્થાન પર જેની છત્રછાયા બિરાજે છે એ શ્રી નાથજીની હવેલી નામથી પ્રખ્યાત શ્રી નાથજીનો ભંડાર છે. તેમાં શ્રીનાથજીના ચિત્રજીની સેવા થાય છે. આજુબાજુનાં ગામોની ભેટ તથા જમીનની આવક અહીં જમા થાય છે. અહીં પહેલાં એક સંસ્કૃત પાઠશાળા ચાલતી પરંતુ હાલમાં વર્ષો થયાં બંધ છે.

**૬. શ્રી ગોવર્ધનનાથજીની હવેલી :** મહાત્મા ગાંધી રોડ ઉપર પોસ્ટ ઑફિસ સામે આ હવેલી આવેલી છે. તેમાં શ્રી ગોવર્ધનનાથજી ઠાકોરજી બિરાજે છે. આ હવેલી, શ્રી ગોપીનાથજીની હવેલીની નીચે છે.

**૭. શ્રી બાલકૃષ્ણલાલજીની હવેલી :** વર્તમાન મહારાણાશ્રી નટવરસિંહજીનાં માતુશ્રી રામબા સાહેબે આ હવેલી બંધાવી, તેમાં પોતાના ઠાકોરજી શ્રી બાલકૃષ્ણલાલજીને પધરાવી, રાજ તરફથી નેગભોગ બાંધી આપેલ છે.

**૮. મહાપ્રભુજીની બેઠક :** આ બેઠકની માહિતી 'શ્રી દ્વારકાનાથજીની હવેલી' શીર્ષક નીચે આવી ગયેલ છે.

આ પ્રમાણે પોરબંદરને ગૌરવ આપનાર પુષ્ટિમાર્ગીય સ્થાનોનો અને વિશિષ્ટ વ્યક્તિઓનો સંક્ષિપ્ત પરિચય આપી, આ લેખ પૂર્ણ કરું છું.

## વાસ્તવિકતાનું ઊંટ

વિલાયતની નકલ કરીને આપણે જે થિયેટર ઊભું કર્યું છે તે એક મોટી વધી ગયેલી રસોળી જેવી વસ્તુ છે. તેને એક જગાએથી બીજી જગાએ લઈ જવું મુશ્કેલ છે. ગરીબથી માંડીને સહુને ઘેર તેને લાવવું અશક્ય છે. તેની અંદર લક્ષ્મીનું ઘુવડ જ સરસ્વતીના પદ્મને ઢાંકી દે છે. તેમાં કવિ અથવા અભિનેતાની પ્રતિભાના કરતાં કંપનીના માલિકની મૂડી જ વધારે આવશ્યક છે. પ્રેક્ષક જો વિલાયતી છોકરવાદી દીક્ષા પામેલ ન હોય અને અભિનેતા જો પોતામાં અને કાવ્યમાં યથાર્થ શ્રદ્ધાવાળા હોય, તો તેઓ અભિનયની આસપાસની ખર્ચાળ અને નકામી જંજાળને ઝાડી કાઢી રંગભૂમિને મુક્તિ અને ગૌરવ આપે તો જ સહૃદય હિંદપુત્રને છાજે એવું કામ તેમણે કર્યું ગણાય. બાગને બરાબર ચીતરીને ખડો કરવો પડે અને સ્ત્રીનો વેશ સ્ત્રીએ જ ભજવવો પડે એ જાતના અત્યંત સ્થૂળ વિલાયતી જંગલીપણાને તિલાંજલિ આપવાનો સમય આવી પહોંચ્યો છે. ટૂંકમાં કહી શકાય કે જટિલતા નાલાયકી સૂચવે છે. વાસ્તવિકતાનું ઊંટ જો કળાના તંબૂમાં પેસી જાય તો બધી જગા પોતે જ લઈ લે અને કળાને બહાર નીકળવું પડે. જ્યાં અજીર્ણને લઈને યથાર્થ રસની ભૂખ નથી, ત્યાં ખર્ચાળ મસાલો ધીમે ધીમે એટલો બધો વધી જાય છે કે ચટણી જ મુખ્ય આહાર થઈ જાય છે અને અન્ન તો વળામણ જેવું બની જાય છે.

("પ્રાચીન સાહિત્ય"માંથી) —રવીન્દ્રનાથ ઠાકુર

# ☆ ☆ ☆ ધર્મસુધારણાના અર્વાચીન પ્રયત્નો

આચાર્ય : **શ્રી દુષ્યંત પંડયા, મુંબઈ**

ઓગણીસમી સદીની શરૂઆતથી આજ દિવસ સુધીમાં ધાર્મિક ક્ષેત્રે સુધારણાના ભારતમાં જે પ્રયત્નો થયા છે તેનો ઈતિહાસ આપવાનો અહીં પ્રયત્ન નથી કરવો. બ્રહ્મસમાજથી માંડી આનંદમાર્ગ, વિનોબાજી, સંતબાલ, આચાર્ય રજનીશ, કે રણછોડદાસજી મહારાજ સુધી—આ યાદી પૂરી નથી સમજવાની—ધર્મ-સુધારણાના અનેક પ્રયત્નો થયા છે. અહીં એમની કેટલીક લાક્ષણિકતાઓ, હિંદુ—કે ભારતીય—ધાર્મિક આચારવિચાર પર એમની અસર અને એમના અસ્તિત્વ છતાંય બહુજન સમાજ પર ચાલુ રહેલી ચીલાચાલુ વિચારસરણની પકડમાં વર્તાતી સુધારણાના પ્રયત્નોની અપૂર્ણતા—પૂરી નહીં તો આંશિક તો ખરી જ—વગેરે બાબતો અહીં નિર્દર્શવી છે.

બ્રહ્મસમાજ, આર્યસમાજ, રામકૃષ્ણ મિશન, સ્વામી રામતીર્થ, શ્રી અરવિંદ, આચાર્ય તુલસી, સંતબાલજી વગેરે પુરુષો કે તેમના દ્વારા સ્થપાયેલા સમાજોના પ્રયત્નોમાં કેટલાંક સમાન લક્ષણો આપણને જોવા મળે છે. આમાં કોઈએ જ્ઞાતિપ્રથાને પુરસ્કારી નથી એટલું જ નહીં, એમાંના ઘણાખરા સુધારકોએ માનવની સમાનતાનો, ઉચ્ચનીચના ભેદભાવના ત્યાગનો અને સ્ત્રીપુરુષની સમાનતાનો પુરસ્કાર કર્યો છે. વૈદિક ધર્મના પુનરુત્થાનનો ઘોષ કરનાર આર્યસમાજે પણ વેદવિહિત મનાતી જ્ઞાતિવ્યવસ્થાને સ્થાને વર્ણાશ્રમ વ્યવસ્થાનો પુરસ્કાર કરી સમગ્ર હિંદુ સમાજની એકતાને પોષી છે. ઓગણીસમી સદીથી શરૂ થયેલા સમાજસુધારાના—કે સમાજસુધારકોના—પ્રવાહે પણ જ્ઞાતિપ્રથાની સામે બંડ પોકાર્યું હતું. 'જાતપાત તોડક મંડળ' નામનું કોઈ મંડળ પણ એક સમયે અસ્તિત્વમાં હતું. કદાચ અત્યારે પણ હશે. આ બધા પ્રયત્નોને—અને બીજી બાબતોને—પરિણામે આજે જ્ઞાતિઓ વચ્ચેનો ભાણાભેદ લગભગ નાબૂદ થઈ ગયો છે. હવે અગાઉની માફક કૉંગ્રેસને કે સાહિત્ય પરિષદને બ્રાહ્મણિયા કે નાગરી રસોડું અલગ કરવાની જરૂર પડતી નથી.

આર્યસમાજ અને બ્રહ્મસમાજ આંતરજ્ઞાતીય—અને આંતરધર્મીય—લગ્નોને મદદરૂપ થાય છે.

આર્યસમાજ કે રામકૃષ્ણ મિશને પછાત વર્ગોની સેવા કરવામાં સારો ફાળો આપ્યો છે. અસ્પૃશ્યતા સામેની ગાંધીજીની ઝુંબેશ જેટલી સફળતાને વરી છે તે માટેની ભૂમિકા ઊભી કરવામાં આ બંને સુધારણા—પ્રવાહોએ સંગીન કાર્ય કર્યું હતું. એ જ રીતે સ્ત્રીને સમાનતા આપવાની બાબતમાં પણ ગાંધીજીનાં વિચારોએ, ઉચ્ચારણોએ તથા પરદેશી માલનો બહિષ્કાર, સત્યાગ્રહ આંદોલન ઈત્યાદિ કાર્યોએ, આર્યસમાજે તથા ઈતર સમાજસુધારકોને જે કાર્ય આરંભેલું, તેને હરણફાળ ભરાવી છે.

યોગસૂત્રો, ઉપનિષદો, ભગવદ્‌ગીતા આદિ ગ્રંથો પાશ્ચાત્ય વિચારસરણીઓ તથા મૂલ્યોની કસોટીએ મૂલવાયાં અને એમનું સનાતન તત્ત્વ સ્વીકારાયું. એની અસર પણ ભણેલાઓના વર્ગ પર એ થઈ કે આપણા પ્રણાલિકાગત રૂઢ બાહ્યાચાર ધર્મથી પર એવા તત્ત્વ પર સમાજના વિચારવંત લોકોનું લક્ષ જવા લાગ્યું. સ્વામી વિવેકાનંદની ઓજસ્વતી વાણીએ પશ્ચિમને જ મુગ્ધ કરી દીધું હતું, તો આપણો ભદ્ર સમાજ એના તેજથી અંજાય એમાં નવાઈ જ નહીં. પણ વેદાંતને વ્યવહારમાં ઉતારવાની વાત કરનાર સ્વામી વિવેકાનંદ દરિદ્રનારાયણના ઉપાસક હતા એ ભૂલવું જોઈએ નહીં. ભૂખ્યાને ભગવાનનાં દર્શન રોટલામાં થાય છે એમ તેમણે કહેલું. એમનું શિષ્યવૃંદ તીવ્ર બુદ્ધિશક્તિની અને ઊંડા જ્ઞાનની પરંપરાવાળું છે. યોગ-સાધનાની સાથે પીડિતોની સેવાનો સુમેળ સાધવાનો એમનો સદાજાગ્રત પ્રયત્ન રહ્યો છે.

શ્રી અરવિંદનું પૂર્ણયોગનું પ્રદાન જાણીતું છે. ચિત્તને વધારે ઊર્ધ્વ ભૂમિકાએ લઈ જવાની દિશામાં એમના અનુયાયીઓ કાર્ય કરી રહ્યા છે, યોગસાધના કરે છે પરંતુ એ સઘળા સંસારથી વિમુખ છે એમ

કહેવું યોગ્ય નથી કારણ કે સંસારસુધારણાના પ્રયત્નો સાધનાના અમુક વરેણ્ય બિન્દુથી સફળ થાય એમ તેઓ માને છે.

ગાર્હસ્થ્ય ખેડયા પછી—ગાર્હસ્થ્યમાં—બ્રહ્મચર્યનો, ઈશ્વરસામીપ્યની સાથે લોકસંશ્રયનો, સંસારની વચ્ચે વસ્યા છતાં ત્યાગનો, પોતાને સનાતની હિંદુ કહેવડાવવા છતાં પ્રખર સુધારકનો અને સર્વધર્મસમભાવનો એમ પરસ્પર વિરોધાભાસી લાગે તેવો આદર્શ ગાંધીજી આપણી સામે પ્રત્યક્ષ રજૂ કરી ગયા. પ્રાચીન આદર્શોને નવા અર્થો એમણે એવી નજાકતથી આપ્યા કે ચીલાચાલુ ધાર્મિક માન્યતાઓ અને લોકરૂઢિઓ ખળભળી ઊઠયાં; છતાં સમાજે એકંદરે સહિષ્ણુતા દાખવી—પણ એમના જાનની કુરબાની તો થઈ!

આજે શ્રી વિનોબાજી ગાંધીજીની ભાવનાઓને અને વિચારણાઓને પોતાના ઉદાત્ત વ્યક્તિત્વનો રસિક અને જ્ઞાનમય પટ આપીને એક નવા જ સ્વરૂપે જગત સમક્ષ રજૂ કરી રહ્યા છે. એમની વાણીમાં, આચરણમાં કે વિચારણામાં ધાર્મિક ચિંતન નથી એમ કોણ કહેશે? ગાંધીજીએ ધર્મનો પ્રવેશ રાજકારણમાં કરાવ્યો હતો તો વિનોબાએ અર્થકારણમાં કરાવ્યો છે.

આચાર્ય તુલસી, સંતબાલજી વગેરે વ્યવહારશુદ્ધિ પર ભાર મૂકે છે. વ્યવહારમાં નૈતિકતાનો અભાવ અને મુખમાં પ્રભુનું નામ—એ સાચો ધર્મ નથી એમ એમનું કહેવું છે.

રમણ મહર્ષિ, યોગી હરનાથ, રામદાસજી, શ્રી મોટા વગેરેનો ઝોક અહીં ઉલ્લેખેલી એક અથવા બીજી બાબતો પર આપણને જોવા મળે છે. અહીં જેમનો ઉલ્લેખ નથી કરવામાં આવ્યો તેવા યોગીઓ, સિદ્ધો, પરમહંસો વગેરે પણ હશે જ. પરંતુ એમની અસર સીધી રીતે સમાજના બધા સ્તરો પર એટલા વ્યાપક પ્રમાણમાં પ્રત્યક્ષ પડી હોય એમ જણાતું નથી.

આ જમાપાસું હોવા છતાંયે આજનો ભારતીય સમાજ ખૂબ જ સંતોષપ્રદ સ્થિતિએ પહોંચ્યો છે એમ કહી શકાશે નહીં.

જ્ઞાતિવાદની ભાણાભેદની સંકુચિતતા કદાચ દૂર થઈ હશે, પરંતુ જ્ઞાતિવાદનાં અનિષ્ટો આજે પણ વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે. તમામે તમામ રાજકીય પક્ષોએ જ્ઞાતિવાદનાં અનિષ્ટોને પોષ્યાં પંપાળ્યાં છે. છેક ગ્રામ–પંચાયતની ચૂંટણીથી માંડી લોકસભાની ચૂંટણી સુધી—થોડા વિરલ અપવાદોને બાદ કરતાં—ચૂંટણીની બેઠકોની વહેંચણી અને સત્તાસ્થાનોની આકાંક્ષાએ જ્ઞાતિવાદને ફરી પોષેલો છે. સહકારી મંડળીઓ બેંકો, વિવિધ સલાહકારી મંડળો વગેરેના સભ્યોની ચૂંટણીઓ કે નિમણૂંકો પણ સદંતર જ્ઞાતિવાદના રંગથી રંગાયેલી નથી એમ કોણ કહી શકશે? જાટ, ક્ષત્રિય, મરાઠા, પાટીદાર અને બીજી લઘુમતી કોમો રાજકારણમાં કેવો રાજકીય કટોકટી વખતે નિર્ણાયક ભાગ ભજવી રહી છે તે આપણી આંખો સામે રચાતો ઈતિહાસ જ કહી આપે છે. એકંદરે જોતાં આ ઈતિહાસ જેવો જોઈએ તેવો ઉજ્જવલ નથી જ રહ્યો. એ ઉજ્જવલ હોય તો પણ એ વેદાંત–પ્રબોધિત અદ્વૈત, સમાનતાની ભાવના સાથે, કે લોકશાહીની પાયાની સમાનતા સાથે સુસંગત નથી. ઈતિહાસનું આ દુ:ખદ પ્રકરણ અર્વાચીન ધાર્મિક અને સામાજિક—સુધારણાના પ્રયત્નોની ઊણપ બતાવી આપે છે!

બ્રહ્મસમાજના, આર્યસમાજના અને પ્રાર્થનાસમાજના પ્રયત્નો સફળ થયા હોત તો મૂર્તિપૂજા જોવા જ ન મળત. મૂર્તિપૂજા ઘટી નથી એટલું જ નહીં, પણ આપણે કેટલાક નવા 'દેવો' સ્થાપ્યા છે. અને કહેવાતા 'મહાત્માઓ'—પુરુષો તથા સ્ત્રીઓ—ની આરતી એમના ભક્તો ઉતારતા હોય છે. પરદેશથી આવતા અતિથિઓની આરતી ઉતારાતી હોવાનું પણ સાંભળ્યું છે. અરે, જાપાનમાં, એકસ્પો-૭૦માં ભારતથી મોકલવામાં આવેલ સફેદ વાઘની આરતી, પ્રદર્શન માટે ભારતથી મોકલવામાં આવેલી પરિચારિકાએ ઉતારેલી! એ પરિચારિકાએ અંબાજીની મૂર્તિની આરતી ઉતારવાનું ભાવપૂર્વક કદાચ સ્વપ્ને પણ નહીં કલ્પ્યું હોય,

છતાં એને નસીબે અંબાજીના જીવંત વાહનની આરતી ઉતારવાની આવી! અને આ આરત્યુપચારને ત્યાં ભારતીય 'રિવાજ' તરીકે ઓળખવામાં આવ્યો હતો!

શ્રી રામકૃષ્ણ પરમહંસે બધા ધર્મોની અનુભૂતિ પોતાના જીવનમાં ઉતારી અને એ રીતે બધા ધર્મોની સમાનતા ઉપદેશી. ગાંધીજીની દૈનિક પ્રાર્થનામાં ઈશ્વર અને અલ્લાહને એકરૂપ ગણી સાથે સ્થાન આપવામાં આવ્યું હતું અને વિનોબાએ આ ભાવનાને વધારે વિકસાવી. છતાં હિંદુમુસ્લિમ કોમો વચ્ચેનું વૈમનસ્ય તદ્દન ઘટી ગયું છે એમ કોણ કહી શકશે? કોઈ પણ પ્રકારની અદાલતી તપાસ વિના એક પાદરીને એક રાજ્યમાં પ્રવેશવાની મનાઈ ફરમાવાય તો આપણું રુંવાડુંયે ફરકતું નથી! તદ્દન નજીવી બાબતને ધાર્મિક સ્વરૂપ આપીને પરસ્પરની કોમી લાગણી સહેલાઈથી ઉશ્કેરવામાં આવે છે. કોમી હુલ્લડો વર્તમાન ઈતિહાસનું બીજું કલંકિત પ્રકરણ છે. એ દર્શાવી આપે છે કે ધાર્મિક બાબતોમાં આપણે એક સમગ્ર પ્રજા તરીકે વિવેકબુદ્ધિથી નહીં પણ ઉશ્કેરાટથી કેટલીકવાર વર્તીએ છીએ. આ સઘળું સમાનતા અને સ્વાતંત્ર્યતાની ભાવનાને પોષક નથી.

લગભગ તમામ અર્વાચીન ધર્મસુધારકોએ ધર્મને આચરણ સાથે જોડવાનો આગ્રહ સેવ્યો છે. જીવન-શુદ્ધિ, વ્યવહારશુદ્ધિ, વેપારમાં શુદ્ધ નીતિ ઈત્યાદિ રમણીય શબ્દપ્રયોગો શ્રી આચાર્ય તુલસી, શ્રી રણછોડદાસજી મહારાજ, શ્રી રવિશંકર મહારાજ, શ્રી ડોંગરે મહારાજ ઈત્યાદિ સત્પુરુષોએ પ્રચલિત બનાવેલા છે. પરંતુ એ સઘળાના અથાગ પરિશ્રમનું વ્યવહારમાં જોઈએ તેવું સંપૂર્ણ પરિણામ જોવા મળતું નથી. લાઈસેન્સ, પરમીટ, કાળાં બજાર, દાણચોરી, ભેળસેળ, ઘાલમેલ, છેતરપિંડી ઈત્યાદિ વ્યાપારી દૂષણોથી આપણો વૈશ્ય-સમાજ સદંતર મુક્ત છે એમ કોઈ કહી શકશે નહીં. આવા કેટલાયે કિસ્સાઓ આપણા સમાજના આચરણની ઊણપને ઉઘાડી પાડી આપે છે અને સન્માર્ગની ખાંડાની ધારે ચાલવું કેટલું કઠિન છે તે બતાવી આપે છે.

રૂઢ પરંપરાને અનુસરીને ચાલનારા સાધુ, સંતો, સંન્યાસીઓમાં કેટલાક જરૂર એવા છે જે લોકસંશ્રયનું કાર્ય કરે છે અથવા પ્રાચીન પ્રણાલિકા અનુસાર સમાજથી અલિપ્ત રહીને ધ્યાન-ધારણા-સમાધિ આદિમાં મસ્ત રહે છે. પણ એ પક્ષ બહુ જ લઘુમતીમાં છે.

અહીં કોઈ સમાજની, સંપ્રદાય કે તેને અનુસરનારાઓની નિંદા કરવાનો આશય ન હોઈ શકે. બધાય કલંકિત છે એમ કહેવાનો પણ આશય નથી. છતાં એટલું નોંધવું અનિવાર્ય બનશે કે ઓગણીસમી અને વીસમી સદીના ધર્મસુધારકોના અને મહાત્માઓના ભગીરથ પુરુષાર્થ છતાં, મહદંશે વહેમની, અંધશ્રદ્ધાની, મૃતપ્રાય: હીનવિધિઓની કે રૂઢ અશાસ્ત્રીય માન્યતાઓની સમાજના પ્રાણને રૂંધી નાખનારી પકડ આપણા પરથી થવી જોઈએ તેટલી ઢીલી થઈ નથી. આ હકીકત માટે જવાબદાર કોણ? સુધારકો? સમાજ? અન્ય કોઈ? આ વિષેનું સંપૂર્ણ સંશોધન થવું જોઈએ અને જે ખામીઓ સંશોધનને અંતે જણાય એને કુશળતા-પૂર્વક નિવારવાનો વ્યવસ્થાપૂર્વકનો સહૃદય અને પરિણામશીલ પ્રયત્ન કરવો જોઈએ. ધર્મસુધારણામાં ભાવુકતા અને આદર્શવાદે જે ભાગ ભજવવો જોઈતો હતો તે પૂરો થયો છે. હવે આપણા સમાજે પોતાની અત્યારની સ્થિતિનો પુન: અભ્યાસ કરી આ ધર્મસુધારકો અને મહાત્માઓના ઉપદેશમાં જે ચિરંજીવ અને ઉપકારકતત્ત્વો હોય અને અત્યારના સમાજને પ્રગતિને પંથે દોરે તેવી શક્તિ ધરાવતાં હોય, તેનો નવાયુગને અનુસરીને ફરી વિચાર કરવો જોઈએ. આજે આપણો આખો સમાજ—અને એક રીતે કહીએ તો આખું જગત—'મૂલ્યનાશ'ને આરે આવી ઊભું છે, ત્યારે તેનો જીવનમાં યોગ્ય વિનિયોગ કરીને આપણા સમાજને ઈપ્સિત કક્ષાએ કેમ પહોંચાડી શકાય તેનો વિચાર તેમ જ પ્રયત્ન કરવાનો રહે છે; અને તેમાં જ આ ધર્મસુધારકો અને મહાત્માઓના ઉપદેશની કૃતાર્થતા છે—એ સમજવાનો સમય આવી પહોંચ્યો છે. એમાં થતી ઢીલ આપણા સમાજ અને સંસ્કૃતિને આત્મનાશને માર્ગે દોરી જશે—એ ચેતવણીની પણ સાથોસાથ અવગણના થઈ શકશે નહીં, એ વાત ન ભૂલીએ તો સારું.

## ☆ ☆ ☆ रवीन्द्रनाथकी धर्मचिन्ता

**श्री मोहनलाल वाजपेयी, प्राध्यापक, विश्वभारती, शान्तिनिकेतन**

१

रवीन्द्र-प्रतिभाकी जो अन्यतम विशेषता हमें सबसे अधिक चकित और विस्मित करती है वह है उसकी व्यापकता। उसने एक-साथ ही अनेक क्षेत्रोंको उद्‌भासित किया है। काव्य-साहित्य तो रवीन्द्रनाथ-का प्रकृत क्षेत्र था ही, किन्तु उनकी जिज्ञासा और जागरूकता जीवनकी बहुमुखी और बहुधा-विस्तृत गतिविधियोंके प्रति भी कुछ कम सचेत नहीं। अपने युगकी हर समस्याके प्रति उनका ध्यान गया है और उन्होंने अपने ढंगसे उसका विश्लेषण ही नहीं किया, समाधान भी खोजा है। साहित्येतर विषयोंके प्रति उनकी यह अभिरुचि केवल किसी शौकका परिणाम न थी, वह मानों उनके प्राणोंकी प्रबल माँग थी। वस्तुतः रवीन्द्र-प्रतिभा एक अखण्ड, अनेकरूपिणी सृजनशीलताका दूसरा नाम है। उसे समझनेके लिए हम भले ही उसका विश्लेषण कर लें, पर उसकी विशेषता उसकी समग्रतामें ही संनिहित है।

अन्य क्षेत्रोंमें रवीन्द्रनाथकी चिन्ताधाराका अनुशीलन अपेक्षाकृत सहज है, किन्तु धर्मके क्षेत्रमें उनकी भावधाराको अन्यान्य तत्त्वोंसे अलग करके देखना न सहज है, न स्वाभाविक। कहा गया है, "धर्मस्य तत्त्वं निहितं गुहायाम्।" धर्म जीवनको धारण किए हुए होता है, जीवनमें ओतप्रोत होता है, फूलकी खुशबूकी तरह फूलके सर्वांगमें परिव्याप्त रहता है। रवीन्द्रनाथ कहते हैं, "हमारा धर्म रेलिजन नहीं, मनुष्यत्वका कोई अंग-विशेष नहीं; पॉलिटिक्ससे तिरस्कृत, युद्धसे बहिष्कृत, व्यवसायसे निर्वासित, दैनिक जीवनसे दूर कोई वस्तु नहीं।" यही कारण है कि रवीन्द्रनाथकी धर्मचेतना उनके समग्र मन-वाणी-कर्ममें समाई हुई मिलती है। रावीन्द्रिक धर्मचिन्ताका अनुशीलन करनेके लिए केवल उनके "धर्म" अथवा "मानुषेर धर्म" नामक ग्रन्थ, "रेलिजन ऑफ मैन" नामक भाषण-माला, "संचय" नामक निबन्ध-संकलन और "शान्तिनिकेतन" के अन्तर्गत संगृहीत प्रवचनोंका अध्ययन ही पर्याप्त नहीं, हमें उनके काव्य, गीत, नाटक, कथा-साहित्य और पत्रावली आदिमें बिखरी हुई सामग्रीको भी दृष्टिपथमें रखना होगा। अवश्य ही प्रस्तुत निबन्ध ऐसे व्यापक विवेचनका तनिक भी दावा नहीं करता; वह तो केवल इसी बातकी ओर ध्यान आकृष्ट किया चाहता है कि रवीन्द्रनाथकी धर्मचिन्ता उनके लगभग सम्पूर्ण साहित्यको अनु-प्राणित किए हुए है।

२

रवीन्द्रनाथकी धर्मचिन्ताको विगत दो शताब्दियोंके सांस्कृतिक इतिहासकी पीठिकामें देखना आवश्यक है। केन्द्रीय राजशक्तिके विघटनसे देशमें जो अराजकता फैल गई थी, उसकी कहानी हम सबकी जानी हुई है। इस्लाम-जैसे सुसंगठित धर्ममतके धक्केसे अपने-आपको सँभालनेके लिए भारतीय मनीषाने कभी आश्चर्यजनक क्षमताका परिचय दिया था, किन्तु कालान्तरमें उसने यह भुला ही दिया कि हमारे तमाम न्याय-दर्शन और स्मृति-व्यवस्थाका अन्तिम लक्ष्य मानव-समाजका कल्याण है। परिणामस्वरूप हिन्दू धर्म-साधनाकी संजीवनी शक्तिधारा आचार-विचारकी शुष्क बालुका-राशिमें खो गई। विधि-निषेधका जो जटिल जाल समाजको आक्रान्त कर बैठा, उसने इस सहज सत्यको भुला ही दिया कि जटिलता वास्तवमें दुर्बलताका ही दूसरा नाम है और सरलता पूर्णताका ही परिचय देती है। रवीन्द्रनाथके शब्दोंमें "धर्म इसी परिपूर्णताका — अतएव सरलताका — एकमात्र चरमतम आदर्श है।"

अंग्रेजोंकी मारफत भारतका पश्चिमी सभ्यताके साथ सम्पर्क देशके परवर्ती इतिहासकी सबसे उल्लेखनीय घटना है। भारत एक विभिन्न प्रकृतिकी सभ्यताके संस्पर्शमें आया, किन्तु यह सभ्यता एक जीती-जागती सभ्यता थी। हमारा आत्म-विश्वास और आत्म-गौरव-बोध एक प्रकारकी जड़ तामसिकतासे आच्छन्न था; पाश्चात्य शिक्षाने उसे जगा दिया। देशकी सुप्त चेतनाने अँगड़ाई ली और केवल अपनी पराधीनताके बन्धनोंकी पीड़ाको ही नहीं अनुभव किया, मुक्तिके आनन्दका भी आभास पाया। और नहीं तो उसने कम-से-कम इतना तो समझा कि मनुष्यत्वका वह कौन-सा जन्मसिद्ध अधिकार है जिससे वह आज इतनी निष्ठुरताके साथ सरासर वंचित है।

शिक्षा एक दुधारी तलवार होती है। अंग्रेज शासकोंने शिक्षादानमें चाहे जितनी कृपणता क्यों न दिखाई हो, जिन शिक्षकों पर शिक्षादानका भार था, उन्हें इस कृपणताने कुण्ठित नहीं किया। पश्चिमी सभ्यताके भावगत आदर्शमें जो उत्तेजना थी, उसे भारतीय छात्र-समाजने अनुभव किया, और इस अनुभवको जीवन्त बनानेमें जिन अंग्रेज़ अध्यापकोंने जाने-अनजाने सहायता पहुँचाई, उनमें हेनरी विवियन डीरोज़ियोका नाम सबसे पहले लिया जायगा। उन्होंने अपने छात्रोंमें संस्कार-मुक्त निरपेक्ष मननशीलताका आग्रह जगाया। किन्तु दूसरी ओर ईसाई धर्मप्रचारक हिन्दूधर्म और आचारकी बाहरी कुरीतियों और उसके ग्लानिकर कुसंस्कारोंको बहुत बढ़ा-चढ़ाकर दिखा रहे थे, जिसके प्रभावमें भावप्रवण तरुण-सम्प्रदाय कभी-कभी विद्रोही हो उठता था। इस विद्रोहमें तोड़नेकी जितनी शक्ति थी, जोड़नेकी उतनी नहीं थी। तथापि आकस्मिक रूपसे प्राप्त इस मुक्तिबोधने देशके व्यापक जागरणमें अन्त तक सहायता ही पहुँचाई। माइकेल मधुसूदन दत्तका साहित्य इस जागरणकी ही दृप्त घोषणा करता है। अब आवश्यकता थी किसी ऐसे नेतृत्वकी जो देशकी अपनी संस्कृतिसे पोषक तत्त्व संग्रह करके तरुणोंके मानवता-बोधको सन्तुष्ट कर सके। सामाजिक जीवनको अस्त्रोपचारसे अधिक उस शुश्रूषाकी जरूरत थी जो स्वास्थ्यकी चेतना जगाता है। इस आवश्यकताकी पूर्ति राजा राममोहन राय और ईश्वरचन्द्र विद्यासागरके भीतरसे हुई। पाश्चात्य शिक्षाने इन लोकनायकोंको दीक्षा-मन्त्र नहीं दिया था, केवल उनके ज्ञानकी कृपाण पर नया पानी चढ़ाया था।

इस प्रकार उन्नीसवीं शताब्दीके मध्यभागमें हमें जिस सांस्कृतिक जागरणके दर्शन होते हैं, उसके पास ज्ञानका तेज था, विद्याका आकर्षण था और था देशात्मबोधका आवेग। अवश्य ही प्रारम्भमें देशभक्ति और राजभक्तिके बीच व्यवधानका सूत्रपात नहीं हुआ था, और न देशमें उस उग्र, द्वैपायन, स्वजाति अथवा स्वराष्ट्र-प्रेमका आन्दोलनमूलक भाव ही जागा था जिसे अंग्रेजीमें पेट्रियॉटिज्म कहते हैं। तथापि स्वदेश-गौरवकी एक गूढ़ अन्तरालचारी भावना नवयुगके इन मनस्वियोंके हृदयको निःसन्देह दीप्त किए हुए थी। इसी भावनाने क्रमशः उस दुःखद विच्छेदकी ओर ध्यान आकृष्ट किया, जो समाज और संस्कृतिके बीच एक दीवारकी तरह खड़ा हो गया था। नागर संस्कृति निष्प्राण और लोक-संस्कृति आर्थिक दैन्यसे निष्प्रभ होती जा रही थी।

### ३

इस नवोन्मेषका सर्वोत्तम प्रकाश यदि अपने व्यापकतम और गंभीरतम रूपमें भारतीय धर्म-साधनाके क्षेत्रमें प्रकट हुआ तो इसे केवल इतिहास-विधाताका कुतूहल अथवा कौतुक मानना असंगत होगा। धर्म मानव-जीवनकी पूर्णतम सार्थकताकी ओर संकेत करता है, इसीलिये इस नवजागरणको अनुप्राणित करनेवाली शक्ति वस्तुतः धर्मके क्षेत्रसे ही संचारित हुई। यह और बात है कि उस युगके प्रत्येक लोकनायकको इस शक्तिने एक ही प्रकारसे प्रभावित नहीं किया, किन्तु युगके प्रत्येक आन्दोलनका मूल सूत्र एक प्रकारकी धर्म-भावनासे जुड़ा हुआ था, इस तथ्यको अस्वीकार करना सहज नहीं। एक और बहु का

## ☆ ☆ ☆ ભારતીય દર્શનોની કેટલીક સમાનતાઓ

લેખક : ડૉ. જિતેન્દ્ર જેટલી, ન્યાયાચાર્ય, એમ.એ., પી.એચ.ડી., દ્વારકા,

ભારતીય તત્ત્વજ્ઞાનની મુખ્ય શાખાઓને તપાસતાં તત્ત્વજ્ઞાન અને મિથ્યાજ્ઞાનના સ્વરૂપ વિશે બધાં દર્શનોમાં મતભેદ હોવા છતાં આ બધાં દર્શનોની કેટલીક ભૂમિકાઓ સમાન છે, જેનો આપણે અહીં સંક્ષેપમાં વિચાર કરીએ.

સામાન્ય રીતે ભારતીય તત્ત્વજ્ઞાનની શાખાઓ નીચેનાં મુખ્ય દર્શનોમાં વહેંચાયેલી છે: (૧) ન્યાય, (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) યોગ, (૫) પૂર્વ મીમાંસા તથા (૬) ઉત્તર મીમાંસા યા વેદાંત. આ આસ્તિક દર્શનો અથવા તો વેદને પ્રમાણ માનનાર દર્શનોની સંખ્યા છે. આ ઉપરાંત (૧) ચાર્વાક, (૨) બૌદ્ધ તથા જૈન એમ ત્રણ શાખાઓ નાસ્તિક એટલે કે વેદને પ્રમાણ તરીકે ન માનનાર દર્શનોની છે. આ બધાંય દર્શનોમાં કિંવા તત્ત્વજ્ઞાનની શાખાઓમાં ચાર્વાકને બાદ કરતાં તત્ત્વજ્ઞાનનું સ્વરૂન ભિન્ન હોવા છતાં કેટલીક બાબતો ખૂબ જ સમાન છે.

આમાં વ્યવહારમાં યથાર્થવાદી ગણાતા ન્યાય તથા વૈશેષિક દર્શનોનો વિચાર આપણે સૌ પહેલાં કરીશું; કારણ કે સામાન્ય વ્યવહારમાં વસ્તુઓ જે સ્વરૂપે આપણી નજરે ચડે છે યા અનુભવાય છે એ રીતની પ્રધાનતા ન્યાય—વૈશેષિક દર્શનોમાં જોવા મળે છે.

ન્યાય દર્શન પરમાત્મા, જીવાત્મા તથા પરમાણુરૂપે પ્રકૃતિ, આ ત્રણેયનો સ્વીકાર કરે છે. વૈશેષિક પણ આ ત્રણેય બાબતો સ્વીકારે છે. અન્ય દર્શનો, જે રીતે અને જે સ્વરૂપે ન્યાય તથા વૈશેષિક આ બધી બાબતોનો સ્વીકાર કરે છે એ જ રીતે સ્વીકારતાં નથી, પરંતુ ન્યાય તથા વૈશેષિક બન્ને દર્શનો પુનર્જન્મનો સ્વીકાર કરે છે. એ પ્રમાણે પુનર્જન્મનો સ્વીકાર આસ્તિક દર્શનોમાં સાંખ્ય તથા યોગ, પૂર્વ તથા ઉત્તર મીમાંસા, તેમ જ નાસ્તિક ગણાતાં દર્શનોમાં બૌદ્ધ તથા જૈન આ બધાંનો સ્વીકાર કરે છે. આમ પહેલી મુખ્ય બાબત એ પુનર્જન્મનો સ્વીકાર છે.

હવે પુનર્જન્મના સ્વીકાર સાથે જ કર્મફળનો સ્વીકાર પણ આપોઆપ થઈ જાય છે. આમ પુનર્જન્મ એટલે કે આ જન્મમાં કરેલાં કર્મોનું ફળ બીજા જન્મમાં મળે છે તથા પ્રત્યેક પ્રાણીનો જન્મ તે તે પ્રાણીના કર્મ અનુસાર થાય છે. આમ ચાર્વાક સિવાય બધાં જ આસ્તિક તેમ જ નાસ્તિક દર્શનો સ્વીકારે છે. સારાં કર્મો કરવાથી સારો જન્મ તથા ખરાબ કર્મો કરવાથી ખરાબ જન્મ એ પણ આ માન્યતામાં સમન્વિત થઈ જાય છે. એ જ રીતે પુનર્જન્મના સ્વીકાર સાથે કર્મનાં સારાં નરસાં ફળનો સ્વીકાર કિંવા ધર્મ અધર્મનો સ્વીકાર એ પણ એક બીજી મુખ્ય સમાન બાબત છે.

ત્રીજી મુખ્ય સમાન બાબત એ કર્મના સારાં તથા નરસાં ફળો મળે છે; જ્યાં મોક્ષ એ કોઈ પણ કર્મનું ફળ નથી એમ આ બધાંય આસ્તિક તથા નાસ્તિક દર્શનો સ્વીકારે છે. આ વિશે કોઈ મતભેદ નથી. અર્થાત્ મોક્ષ મળવા અગાઉ સર્વ કર્મોનાં એટલે કે સર્વ કર્મોનાં પરિણામોનો ક્ષય થાય છે. તત્ત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાનનો નાશ થતાં પૂર્વનાં સંચિત કર્મોનું ફળ ભોગવવાનું રહેવાથી બાકી નવાં કર્મો કોઈ સંચિત થતાં નથી. આ બધાંયે કર્મોનો વિપાક થઈ ગયા પછી તત્ત્વજ્ઞાનથી મિથ્યાજ્ઞાનનો નાશ થતાં જે મોક્ષ થાય એ કોઈ કર્મનું ફળ ન હોતાં એ શાશ્વત રહે છે. એટલે કે મોક્ષ થયા બાદ કોઈ પણ જીવાત્મા ફરીથી શરીર ધારણ કરી આ સંસારમાં દુઃખ ભોગવવા જન્મતો નથી એમ આ બધાંયે દર્શનો સ્વીકારે છે. આમ મોક્ષપ્રાપ્તિ માટે સર્વ

કર્મોના ક્ષયની આવશ્યકતા મોક્ષ માનનાર બધાં ભારતીય દર્શનોએ સ્વીકારી છે. આ પણ એક મુખ્ય સમાનતા ગણી શકાય.

મોક્ષના સ્વરૂપ વિશે અલબત બધાં દર્શનોમાં મતભેદ છે, તેમ છતાં મોક્ષ મળ્યા પછી જીવાત્મા ફરીથી શરીર ધારણ કરતો નથી એ હકીકત બધાંય ભારતીય દર્શનોએ સ્વીકારી છે. આમાં બૌદ્ધદર્શનની મહાયાનની એક શાખા થોડોએક અપવાદ રાખે છે. એ શાખાના મત મુજબ તથાગત પરમ કરુણાશીલ તથા અનુ-કંપાયુક્ત હોઈ આ જગતમાં એક પણ જીવ મુક્તિ વિનાનો રહે, ત્યાં સુધી પોતે આ જીવાત્માઓની યુક્તિ અર્થે અવતાર ધારણ કરે છે. એટલું નક્કી છે કે આવી રીતે મુક્ત તથાગત અવતાર ધારણ કરવા છતાં બંધાતો નથી પરંતુ જીવાત્માઓની મુક્તિ અર્થે એ સતત પ્રયત્નશીલ છે. આ માન્યતામાં બ્રાહ્મણ સંપ્રદાયની અવતારવાદની અર્થાત્ ભગવાન સજ્જનોનાં કષ્ટો દૂર કરવા અવતાર લે છે એની અસર સ્પષ્ટ છે. ગમે તે હો, ભગવાન અવતાર લે કે તથાગત અવતાર લે, પરંતુ એક વાર જીવાત્મા આ સંસારમાંથી તત્ત્વજ્ઞાન દ્વારા મુક્તિ મેળવે ત્યાર પછી બંધાતો નથી એ હકીકતમાં બધાંયે સંમત છે. આમાં કોઈ આસ્તિક કે નાસ્તિક દર્શનમાં જરા પણ મતભેદ નથી.

ચોથી સમાનતા તો મોક્ષ મેળવવાનાં સાધન પરત્વે છે. મોક્ષ મેળવવામાં જરૂરી તત્ત્વજ્ઞાન કિંવા તત્ત્વ-દર્શન માટે આ બધાંયે દર્શનો યોગની આવશ્યકતાનો સ્વીકાર કરે છે. પૂર્વજન્મના સંસ્કાર બળે અષ્ટાવક્ર કે શુકદેવ જેવાને ભલે સમાન જન્મ સાથે અમુક વર્ષ પહોંચતા તત્ત્વજ્ઞાન થાય. પરંતુ તત્ત્વદર્શન માટે બધાં દર્શનો સાધન તરીકે યોગની જરૂરિયાત સ્વીકારે છે. આ રીતે પતંજલ યોગના આધારે જૈન દર્શનમાં તથા બૌદ્ધ દર્શનમાં પણ યોગની પરંપરા તથા ચિત્તાવૃત્તિના નિરોધની પ્રક્રિયાઓ દર્શાવવામાં આવી છે. આ યોગના સાધન દ્વારા બધાંયે દર્શનો અલબત્ત પોતાને ઇષ્ટ એવું તત્ત્વદર્શન કરી શકાય છે; જલદીથી કરી શકાય છે એમ માને છે.

આવા પ્રકારની સમાનતાઓ ભારતીય દર્શનોમાં હોવાને કારણે આસ્તિક ગણાતા કે નાસ્તિક ગણાતા દર્શનોના અનુયાયી સંતપુરુષોનાં કે તત્ત્વદર્શી આપ્તોનાં વચનામૃતો લગભગ એક સરખો ઉપદેશ આપે છે. શું વૈદિક કે શું જૈન યા બૌદ્ધ દરેક સંપ્રદાયના અનુયાયી સંતપુરુષની વાણી લગભગ એક સરખી અને સમસ્ત વિશ્વના પ્રાણીઓ માટે કલ્યાણ ઇચ્છતી જોવામાં આવે છે. વસ્તુતઃ આપણે ઊંડેથી જરા તપાસીએ તો આ તત્ત્વદર્શી સંતપુરુષોમાં કોઈ સાંપ્રદાયિક ભાવના જ હોતી નથી. એમને મન પ્રાણીમાત્ર સરખાં છે. પ્રાણીમાત્રમાં એક સરખો જીવાત્મા યા એક સરખું ચૈતન્ય છે. આપણા ભારતીય દર્શનની કિંવા ભારતીય તત્ત્વજ્ઞાનની આ એક વિશિષ્ટ સમાનતા છે.

જરાક વધારે ઊંડેથી તપાસીશું તો જણાશે કે આ દર્શનોમાં જે કાંઈ પણ ભિન્નતા જોવામાં આવે છે એ પણ ઉચ્ચ સ્થિતિ ઉપર પહોંચવાની જુદી જુદી શ્રેણીઓ કિંવા સોપાન છે. જેમ કે સામાન્ય માણસોને વ્યવહારમાં વેદાન્તનો એકબ્રહ્મવાદ મનમાં ન ઊતરે, તો એમને માટે સમજી શકાય એવું સોપાન ન્યાય-વૈશેષિક પૂરો પાડે છે. એ યથાર્થવાદી દર્શન છે. પરંતુ આ સોપાનથી જરાક ઊંચે જઈએ છીએ એટલે બીજું સોપાન સાંખ્ય તથા યોગનું આવે છે. એમાં ન્યાય-વૈશેષિકની જેમ જીવાત્મા કર્મનો કર્તા ન હોઈ એ કેવળ આ સંસારમાં જે કંઈ પણ બની રહ્યું છે એનો સાક્ષી માત્ર છે. જે કંઈ પણ કરે છે કે કારવે છે એ પ્રકૃતિ જ છે. પ્રકૃતિ સાથે માત્ર ચૈતન્યનો સંપર્ક થાય એટલું પૂરતું છે. જેમ વીજળીનાં સાધનો વીજળીના સંપર્કથી પોતાનું કાર્ય કરે છે, એજ રીતે પ્રકૃતિ અને એનાં સઘળાં પરિણામો જીવાત્માના ચૈતન્યના સંપર્ક માત્રથી કામ કરે છે. એમાં જીવાત્માએ કશું કરવાપણું નથી રહેતું. આ રીતે એ તો માત્ર સાક્ષીરૂપ છે.

પ્રકૃતિના ગાઢ સંપર્કને કારણે એનામાં કર્તૃત્વ તથા ભોકર્તૃત્વનો ભ્રમ થાય છે. આ બાબત એ ન્યાય વૈશેષિકથી એક આગળ સોપાનના ઉપરની છે.

આ રીતે ન્યાય–વૈશેષિકની વ્યવહારમાં અનુભવાતી શ્રેણી, અવસ્થા કિંવા સોપાનમાંથી આગળ વધી બીજી અવસ્થા યા બીજું સોપાન એ સાંખ્ય–યોગ કૃતિનું છે. એમાં જીવાત્મા સાક્ષી હોઈ એને ઉદાસી ગણવામાં આવે છે. પ્રકૃતિ જ બધું કરે છે. આ પ્રકૃતિમાં રહેલ અહંમતત્ત્વના પ્રતિબિંબને કારણે જીવાત્માને એવો સંભ્રમ થાય છે કે એ પોતે કર્તા છે અને ભોકતા છે. પોતે પ્રકૃતિ કરતાં જુદો છે અને પ્રકૃતિ જ સઘળું કરે છે અને કારવે છે એ સાંખ્યનું તત્ત્વજ્ઞાન છે. પરંતુ આ બીજું સોપાન છે.

એનાથી આગળ ત્રીજા સોપાન ઉપર આવતાં છેલ્લી વેદાંતની ભૂમિકા આવે છે. આ ભૂમિકામાં પ્રકૃતિ એ માયા છે અર્થાત્ એ સત્ છે કે અસત્ છે એનું નિશ્ચિત થઈ શકે એમ નથી. એના સાધનોને કારણે જ સંપૂર્ણ જગતમાં વ્યાપ્ત એક ચૈતન્ય એ અનેક ઔપાધિક રૂપ ધારણ કરે છે, જેને વ્યવહારમાં જીવાત્મા કહેવામાં આવે છે. જરાએક તત્ત્વદૃષ્ટિ થતાં માયાને કારણે થતી ઉપાધિ દૂર થતાં અંતઃકરણમાં ચૈતન્યભાવ કિંવા એક ચૈતન્યભાવ પ્રગટ થાય છે. આ આત્મભાવને કારણે તત્ત્વદર્શી સર્વ પ્રાણીમાં એક સરખું ચૈતન્ય જુએ છે; અને આમ તત્ત્વજ્ઞાન થતાં આવા તત્ત્વજ્ઞાની માટે કોઈ પણ નાનામાં નાનું જંતુ પણ નીચું નથી. સઘળે ચૈતન્ય એક જ છે. આમ આ ભૂમિકામાં આવ્યા પછી સર્વ પ્રાણી પ્રત્યે એક સરખો પ્રેમ પ્રગટ થાય છે. એ પણ ચૈતન્યનું આનંદ-સ્વરૂપ છે. આ રીતે દર્શનોમાં જોવામાં આવતી ભિન્નતાઓને જરાએક ઊંડા નિરીક્ષણથી જોવામાં આવે, તો એ પણ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવાનાં જુદાં જુદાં સોપાન છે.

આ રીતે આપણે જૈન તથા બૌદ્ધ દર્શનોમાં પણ ઊંડા ઊતરીને તપાસીશું, તો આવાં સોપાનો સહજ જણાઈ આવે છે. અનેક આત્માઓ માન્યા છતાં જૈનદર્શન આત્માનું સ્વરૂપ ચૈતન્યમય અને પ્રકાશમય માને છે. આ સ્વરૂપમાં કોઈ પણ જીવાત્માના સ્વરૂપમાં ફરક નથી. જૈનદર્શન જે સામાન્ય રીતે પૃથ્વીના, જળ વગેરે પદાર્થો જેને વ્યવહારમાં આપણે જડ ગણીએ છીએ એમાં પણ ચૈતન્ય માને છે. આમ સર્વત્ર આત્મા કિંવા ચૈતન્ય છે. હવે એનું પૃથકત્વ દૂર થતાં સ્વરૂપે આ બધું ચૈતન્ય કિંવા આત્માનું સ્વરૂપ સરખું પ્રકાશમય છે. આમ સર્વ પ્રાણી પ્રત્યે સમદૃષ્ટિ રાખવી કારણ કે બધાં પ્રાણીઓમાં કે જંતુઓમાં એક સરખું એક જ પ્રકારનું ચૈતન્ય વિલસે છે. આ પણ એક રીતે તપાસીએ તો વેદાન્ત દર્શનની એકાત્મદૃષ્ટિની પાસે જઈ, સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમ રાખવા, નાનામાં નાનાં પ્રાણીની–સૃષ્ટિમાં સૂક્ષ્મ જીવની હિંસા ભૂલથી પણ ન થાય એની ખૂબ જ તકેદારી રાખવી એ સર્વાત્મસમભાવની નિશાની છે. આ રીતે જોતાં જૈન દર્શન ભિન્ન ભિન્ન અનેક આત્માઓ માનવા છતાં વેદાન્તની પાસે જ છે.

બૌદ્ધ દર્શનની શાખાઓ, તપાસીશું તો વૈભાષિક તથા સૌત્રાંતિક શાખા એ યથાર્થવાળાં પહેલાં બે સોપાન છે. જરાએક ત્રીજા સોપાનમાં યોગાચાર તરફ જઈએ તો સર્વ પ્રકાશમય છે. અર્થાત્ આ જગતમાં વિજ્ઞાન સંતતિ સિવાય કશું પણ નથી એમ યોગાચાર બૌદ્ધોએ સ્વીકાર્યું છે. જરા એનાથી આગળ જાઓ તો ચોથા સોપાનમાં માધ્યમિક બૌદ્ધો જે શૂન્યવાદી ગણાય છે એ આવે છે. આ શૂન્યવાદનો અર્થ સમજવો ઘણો જ અઘરો છે. વસ્તુતઃ શૂન્યવાદને જરા અભ્યાસપૂર્વક તપાસીશું તો એના સિદ્ધાંત શંકરના અદ્વૈત વેદાન્તના સિદ્ધાંતને મળતા આવે છે. શૂન્યનું લક્ષણ અને શંકરાચાર્યે કહેલ નિર્ગુણ બ્રહ્મનું લક્ષણ બંને એક જ છે. આ માધ્યમિકો પરમતત્ત્વ શૂન્ય છે એમ કહે છે, એનો અર્થ એટલો જ છે કે એને કોઈ શબ્દમાં વર્ણવી શકાય એમ નથી. શૂન્ય એટલે કશું પણ નહીં એવો અર્થ નથી, પરંતુ શૂન્ય એટલે કોઈ પણ શબ્દથી એને સમજાવી ન શકાય; એનું દર્શન થતાં એનો અનુભવ કરી શકાય. આમ અનિર્વાચ્ય યા અવ્યપદેશ્ય જેવો જ અર્થ શૂન્યનો છે.

વેદાન્તમાં જેમ કહ્યું છે કે·यतो वाचो निवर्तन्ते तद्धामं परमं मम આ બાબત જ બ્રહ્મ વિષે કહી શકાય. જે શૂન્ય વિષે પણ કહી શકાય છે. વસ્તુતઃ આપણે તપાસીશું તો પ્રત્યેક દર્શનમાં તત્ત્વદર્શન એ અનુભવની બાબત છે. અને એ અવ્યદેશ્ય અર્થાત્ શબ્દથી સમજાવી શકાય એમ નથી. જે કાંઈ પણ વાદો થયા છે અને મતભેદ થયા છે એ તત્ત્વદર્શન શબ્દોમાં સમજાવવાના પ્રયત્નોમાંથી થયા છે. શબ્દોની શક્તિ ખૂબ જ મર્યાદિત છે. વળી એ શબ્દોના અર્થો કરી તત્ત્વજ્ઞાન કિંવા તત્ત્વદર્શન આ પ્રકારનું હોય એમ સમજાવનારા પંડિતો પોતે તત્ત્વજ્ઞાની કે તત્ત્વદર્શી હોતા નથી. માટે જ વધારે ચર્ચાઓ ચાલે છે. એટલે આપણે વ્યવહારમાં પણ જોઈએ છીએ કે પંડિતો, સાક્ષરો અને વિદ્વાનો ખૂબ ચર્ચાઓ કરે છે જ્યારે સંતપુરુષો દુનિયાના ગમે તે ભાગના હોય પરંતુ તેઓ પ્રાણીમાત્રમાં સમભાવ જોઈ એ રીતે વર્તન કરે છે. અને દરેક પ્રાણીઓમાં સરખા આત્માનું, કે ચૈતન્યનું કિંવા એકાત્મભાવનું દર્શન લાધ્યું હોય છે. માટે ખોટી ચર્ચામાં સમય ન વીતાવતાં સર્વધર્મ પ્રત્યે સમભાવ, સર્વ પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ તથા કરુણા તથા સદા સર્વ પ્રાણીઓનું કલ્યાણ થાય એવી ભાવના એમના હૃદયમાં જાગ્રત રહે છે.

આ જ ભારતીય તત્ત્વજ્ઞાન યા ભારતીય દર્શનોની વિશિષ્ટતા છે; એટલે ભિન્નતામાં એકતાનો પણ અર્થ આ જ છે. જે કાંઈ પણ ચર્ચા છે એ તત્ત્વદર્શીઓએ નથી કરી એ પણ એટલું જ નક્કી છે. આમ ભારતીય તત્ત્વજ્ઞાનની અંદરથી તપાસતાં આપણને અનેકવિધ સમાનતા નજરે પડશે.

## કલા અને સામાજિક વ્યવહાર

જે મંડળમાં કળાકાર ભળેલો હોય છે, તેના બધા સભ્યો જાણેઅજાણે પણ કલાતત્ત્વનો વિચાર કરતા બની જાય છે; અને ધીરે ધીરે કલાસૃષ્ટિના વૈભવોના ભોક્તા બનતા જાય છે, અને ઘણામાં છુપાયેલી રસિક વૃત્તિઓને નવો જ માર્ગ મળતાં તેમના દ્વારા સમાજને પણ અવનવો લાભ થાય છે. કલાકાર–મિત્રથી કોઈ શ્રીમંતને રસ લાગે છે, તો નગરમાં સુંદર મહાલય કે બાગબગીચા, પૂતળાંઓની શોભા વધે છે. સુંદર કલાગ્રંથોની નગરમાં આયાત થાય છે. પ્રવાસમાં કલાકાર સાથે હશે તો ઝડપથી બદલાતાં દૃશ્યોમાં ક્વચિત્ પળે દેખાતું સૌંદર્ય, વિરલ માનવરૂપે કે પ્રાણી અથવા પદાર્થમાં, તમને નવીન જ આનંદ અને આકર્ષણ પમાડી શકશે. ઉત્સવો અને સમારંભોમાં કલાકારને અગ્રપદ આપી જુઓ એટલે તમને નવીન રંગરચના અને અલંકારોની શોભા જોવાની મળશે. કલાકારો જ રૂઢિઓને બદલીને સંસ્કૃતિને નવો ઓપ આપી શકે છે. ફ્રેંચ પ્રજા તો માનતી આવી છે કે કલાકાર વિના કોઈ સર્જનની સીમાઓ વિસ્તારતું નથી. જૂના આકારો કે પદાર્થોથી થાકી ગયેલી આંખોને નવીનતાનું દર્શન કલાકારો જ કરાવી શકે છે. આ જગતના સ્થાવર, જંગમ, જે જે પદાર્થો છે તે પર કલાકારનો હાથ ફરે છે, ત્યારે તે વિશેષ શોભા અને ઉપયોગિતા ધારણ કરે છે.

("કલાચિંતન"માંથી) —રવિશંકર રાવળ

## ☆ ☆ ☆ સમર્પણની ગતિ

**શ્રી શાંતિલાલ લા. જોષી,** એમ. એ. અધ્યાપક, આર્યકન્યા ગુરુકુલ, પોરબંદર

અનાદિકાળથી માનવજાતના ચિત્તતંત્રમાં સ્વયંભૂ એવો ખ્યાલ જન્મતો આવ્યો છે કે પોતાના વ્યક્તિત્વથી 'પર' અથવા 'બહાર' કોઈ એવી એક દિવ્ય-મહાસમર્થ શક્તિ રહેલી છે જે શક્તિ તેના સમગ્ર જીવન ઉપર સતત અસર મૂકતી રહી છે. પોતાને કોઈ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય તે માટે મનુષ્ય આ કોઈ અનિર્વચનીય પરમ શક્તિ પ્રત્યે બીકને લઈને, યા તો તેના પ્રત્યેના અહોભાવથી પ્રેરાઈને અથવા તેના પ્રત્યે ઉદ્‌ભવેલા સ્વયંભૂ પ્રેમથી સંચાલિત થઈને તે શક્તિ સાથે પોતાનો વ્યવહાર ગોઠવતો આવ્યો છે. તે શક્તિ પોતાને અનુકૂળ થાય તે માટે તેને પ્રસન્ન કરવા અહર્નિશ ઉપાય અજમાવતો રહ્યો છે. અતિ પ્રાચીન કાળમાં, તે શક્તિને પ્રસન્ન કરવા માટે માનવે ઘણા અણઘડ—અત્યારની આપણી સુસંસ્કૃત અને સંસ્કારી દૃષ્ટિએ જોતાં જુગુપ્સાનો ભાવ પ્રેરે તેવાં—ઉપાય અને આચરણ કરવામાં પણ પાછીપાની કરી નથી. આમ હોવા છતાં, એટલું ચોક્કસ કહી શકાય તેમ છે કે તે શક્તિ પ્રત્યે માનવ આકર્ષિત થયેલ છે અને પોતાનું જે કંઈ માને છે:—પછી ભલે તે પશુ હોય, પુત્ર હોય કે સંપત્તિ હોય તે બધું તે શક્તિને અર્પી દેવાની તત્પરતા બતાવે છે. માનવની આવી બાહ્ય તેમ જ આંતરિક પ્રવૃત્તિને આપણે 'સમર્પણ'નું નામ આપીએ.

આપણા પ્રાચીન સાહિત્યની એક કથા ઉપરોક્ત વિધાનની સાક્ષી પૂરે છે. ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણમાં એક 'શુનઃશેપ'નું કથાનક આવે છે. તેની વાત આ પ્રમાણે છે. હરિશ્ચંદ્ર નામનો એક રાજા હતો. તેને સો પત્નીઓ હોવા છતાં એક પણ પુત્ર ન હતો. નારદ ઋષિએ તેને કહ્યું કે જો તારે પુત્ર જોઈતો હોય તો વરુણ પાસે જા, અને 'મને પુત્ર થાઓ' એવી પ્રાર્થના કર. અને તેને કહેજે કે તે પુત્ર હું આપને અર્પણ કરીશ. નારદની સલાહથી હરિશ્ચંદ્ર તે પ્રમાણે કરે છે. અને વરુણ તેને પુત્ર આપે છે. આ પુત્ર તે રોહિત. હવે, હરિશ્ચંદ્ર શરત પ્રમાણે આ પુત્ર વરુણને અર્પતો નથી, એટલે વરુણ તેને આપેલું વચન યાદ કરાવે છે. હરિશ્ચંદ્ર કહે છે, "જ્યાં સુધી બાલક દસ દિવસનું ન થયું હોય ત્યાં સુધી તે બાલક પશુ સમાન હોય છે. એટલે દસ દિવસ બાદ હું તે પુત્ર આપને આપીશ." વરુણ આ શરત મંજૂર રાખે છે. દસ દિવસ વીતે છે, છતાં હરિશ્ચંદ્ર વચનનું પાલન કરતો નથી. વરુણ ફરીથી તેને યાદી આપે છે. હરિશ્ચંદ્ર પુત્ર પ્રત્યેની આસક્તિને લઈને પુત્રને અર્પી દેવાની ક્રિયામાં ઢીલ કરતો જાય છે. છેવટે, રોહિત મોટી ઉંમરનો થાય છે, છતાં હરિશ્ચંદ્ર વરુણને છેતરવાનું ચાલુ જ રાખે છે. વરુણ કોપાયમાન થાય છે અને તેને પરિણામે હરિશ્ચંદ્રને 'જલોદર' થાય છે. હવે, ઈન્દ્ર પુરુષનું રૂપ ધારણ કરીને રોહિત પાસે જાય છે. અને તેના પિતાનો સંકલ્પ કહી બતાવે છે; અને તેને તેનો જીવ બચાવવા નાસી જવાનું કહે છે. રોહિત સમજી જાય છે અને વનમાં નાસી જાય છે. પરંતુ, રોહિતના નાસી જવાથી પ્રશ્ન ઊકલતો નથી. વરુણદેવને આપેલ વચન તો અવશ્ય પાળવું જ જોઈએ. અને જો ન પાળે તો વરુણ પોતાના પિતા ઉપર ક્રોધ બતાવવાનું ચાલુ જ રાખે અને તેનો પિતા 'જલોદર'થી કદી મુક્ત જ ન થાય. એવી પ્રતીતિ થતાં, રોહિત પોતાને બદલે અજીગર્તના પુત્ર શુનઃશેપને બલિ તરીકે વરુણ પાસે રજૂ કરે છે. વરુણ ઉદારચિત્ત થઈને કહે છે भूयान् वै ब्राह्मणः क्षत्रियात्' (ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ વધારે સારો) અને છેવટે, શુનઃશેપને હરિશ્ચંદ્ર પાસે લાવવામાં આવે છે અને વિધિપૂર્વક હરિશ્ચંદ્ર તેનું બલિદાન વરુણને આપવા તત્પર થાય છે. શુનઃશેપ પોતાનું જીવન બચાવવા માટે મનઃપૂર્વક દેવોને શરણે જાય છે. દેવો તેની પ્રાર્થનાથી પ્રસન્ન થઈને તેને મુક્ત કરે છે અને આ રીતે હરિશ્ચંદ્ર રોગમુક્ત થાય છે અને રોહિતનું જીવન પણ બચી જાય છે.

ઉપરના કથાનકનો બારીકાઈથી અભ્યાસ કરતાં નીચે પ્રમાણે મુદ્દાઓ ફલિત થાય છે :

(૧) હરિશ્ચંદ્ર પુત્રપ્રાપ્તિ માટે વરુણને પ્રાર્થે છે – માનવ પોતાની ઇચ્છાની પૂર્તિ માટે પોતાનાં કરતાં મહાન શક્તિ – દેવને શરણે જાય છે.

(૨) વરુણ પ્રસન્ન થઈને તેને પુત્ર આપે છે. – દેવ માનવીની ઇચ્છા પૂર્ણ કરે છે.

(૩) વરુણ ઇચ્છે છે કે હરિશ્ચંદ્રે પોતાના પુત્રને પોતાને સમર્પિત કરવો જોઈએ. – દેવ માનવ પાસેથી સમર્પણની ઇચ્છા રાખે છે.

(૪) હરિશ્ચંદ્ર રોહિતને અર્પવામાં બાનાં કાઢે છે. – માનવ પોતાની વસ્તુ દેવને અર્પવામાં દુ:ખ અનુભવે છે. પ્રસન્નતાપૂર્વક પોતાની પ્રિય વસ્તુ દેવને અર્પી શકતો નથી.

(૫) રોહિતને અર્પવામાં વધારે પડતી ઢીલ થતાં વરુણ હરિશ્ચંદ્રને રોગિષ્ઠ બનાવે છે—શરતનું પાલન ન થતાં દેવ કોપાયમાન થઈ શકે છે અને શાપ આપવાની હદ સુધી પણ જાય છે.

(૬) ઈન્દ્ર રોહિતને નાસી જવાનું કહે છે. – દેવો પણ એકબીજાની ઈર્ષ્યા કરનાર હોઈને પોતાના પ્રતિસ્પર્ધી દેવને સમર્પણ ન થાય તે માટે અયોગ્ય આચરણ કરે છે.

(૭) રોહિત પોતાને બદલે શુન:શેપને બલિ માટે રજૂ કરે છે અને વરુણ તે વાતને કબૂલ રાખે છે. –દેવો પોતાની માગણીને ચુસ્તપણે વળગી રહેતા નથી. તેઓ થોડી બાંધછોડ કરવા પણ તત્પરતા બતાવે છે.

(૮) શુન:શેપ દેવોને શરણે જાય છે. વરુણ કરતાં વધારે શક્તિશાળી દેવો તેની મદદ આવે છે અને તેને મુક્ત કરે છે. – મોટા દેવોને શરણે જવાથી નાના દેવોની પકડમાંથી છૂટી શકાય છે.

(૯) છેવટે, હરિશ્ચંદ્ર રોગમુક્ત થાય છે. વરુણ પ્રસન્ન થઈને તેને રોગમુક્ત કરે છે. – દેવ કરુણા પણ બતાવે છે અને માનવ જો નમનીય બનીને દેવને અનુકૂલ રહેવા પ્રયત્ન કરે છે, તો દેવ ક્ષમા બતાવીને માનવને દુ:ખમુક્ત કરે છે.

ઉપરોક્ત કથાનકમાં આ રીતે માનવ અને દેવનો સંબંધ પ્રસ્થાપિત થાય છે. માનવ પોતાની ઇષ્ટ વસ્તુનું પોતાના દેવને સમર્પણ કરવા જેટલું વલણ લઈ શકે છે. દેવો પણ ઇચ્છે છે કે માનવો પોતાને ઇષ્ટ વસ્તુનું અર્પણ કરે. પરંતુ, આ સમર્પણની પાછળ સ્વાર્થ હોવા ઉપરાંત સમર્પણની ક્રિયા કરવામાં માનવ હિચકિચાટ અનુભવે છે; પ્રેમપૂર્વક સમર્પણ કરી શકતો નથી. પોતાના દેવની સાથેના સંબંધમાં તે 'સોદો' કરતો હોય તેમ જણાય છે. આ આખી અર્પણની ગતિ વિશુદ્ધ હોતી નથી. માનવ સમગ્રભાવથી મહાદેવની પાસે ઉપસ્થિત થઈ પ્રેમપૂર્વક સમર્પણ કરી શકતો નથી. આ તેની અશક્તિ છે. જેવો માનવ તેવો દેવ. દેવ પણ અલ્પ અને ક્ષુદ્ર વસ્તુથી પ્રસન્ન થાય છે; તે ક્રોધાયમાન પણ થઈ શકે છે. સામાન્ય માનવીની જેમ વર્તે છે અને માનવને પોતાના શાપનો ભોગ બનાવે છે. તેમ જ થોડો પ્રસન્ન થઈને માનવની ક્ષુદ્ર ઇચ્છાને સંતોષે છે.

પ્રાચીન ગ્રીસ દેશમાં પણ ક્રુદ્ધ થયેલ પ્રકૃતિનાં તત્ત્વોને પ્રસન્ન કરવા માટે બલિદાન આપવાનો રિવાજ હતો. પ્રાચીન સીરિયાના લોકો અને પોલીડેઓન (polydaon) નામના ધર્મોપદેશકે સુંદરી એન્ડ્રોમેડાને ભયંકર સમુદ્ર પાસેની ટેકરીની સાથે સાંકળ વતી બાંધી, જેથી ક્ષુબ્ધ સમુદ્રના કોપાયમાન દેવ અને પોઝીડોન (posaidon)ના ક્રોધનો તે ભોગ બને. જ્યારે આ પ્રમાણે કરવામાં આવ્યું, ત્યારે એન્ડ્રોમેડાએ પોતાના રક્ષણની બધી આશા છોડી દીધી હતી.

ત્યાર બાદ ગ્રીસનો સૂર્યદેવ Perseus તેની પાસે આવે છે અને તે એન્ડ્રોમેડાનાં બંધનો છેદી નાખીને તેને મુક્ત કરે છે. મુક્ત થયા પછી તે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢે છે :

. . . . . . Let the dire cult
For ever cease and victims bleed no more
On its dark altar. Instead Athene's name
Spread over all the land and in men's hearts.
Then shall a calm and mighty will prevail
And broader minds and kindlier manner's reign
And men grow human, mild and merciful.

(Sri Aurobindo's "Perseus, The Deliverer)

(આ જુલમી સંપ્રદાય સદાયને માટે અસ્ત થઈ જાઓ! અને દેવોને ધરાવાતા ભોગોનાં લોહીનો છંટકાવ કાળી વેદી ઉપર ન થાઓ. અને આ પ્રથાને બદલે સમગ્ર રાષ્ટ્રમાં અને માનવોના અંતઃકરણમાં દેવી એથેનીનું નામ વ્યાપી રહો. આવું થશે ત્યારે શાંત અને સમર્થ સંકલ્પશકિતનું શાસન પ્રવર્તશે અને વિશાળ હૃદયના ઋજુતાભર્યા વ્યવહારો જીવનમાં સિદ્ધ થશે અને માનવ ખરા અર્થમાં નમ્ર અને દયાળુ 'માનવ' થશે.)

ઉપરનું કથાનક જોતાં એવું જણાય છે કે પ્રાચીન યુગમાં પોતાના રાષ્ટ્રના અથવા તો શહેરના યા તો કુટુંબના સુખ માટે લોકો નિર્દોષ અને માનવીય ગુણોથી અલંકૃત વ્યક્તિઓને પણ બલિદાન તરીકે અર્પતા. એવી વ્યક્તિઓ વધારે મોટા દેવની પ્રાર્થના કરતી અને તે દેવો તેને મદદ કરીને તેને બંધનમાંથી છોડાવતા.

પછી જેમ જેમ માનવ ઉત્ક્રાંતિને માર્ગે આગળ વધતો ગયો તેમ તેમ તેની બલિદાન આપવાની ક્રિયા પણ વિશુદ્ધ બનતી ગઈ. જડ અથવા તો અર્ધ-જડ પ્રકૃતિમાંથી બહાર નીકળતો માનવ પોતાના વ્યવહારમાં ધીમે ધીમે વિશુદ્ધ બનતો ગયો. પરંતુ, આ પ્રકૃતિની વિશુદ્ધિભવનની પ્રક્રિયા અત્યંત ધીમી હોય છે. સૈકાના સૈકાઓ વીતી જાય છે. માનવ ધીમે ધીમે સચેતન થતો જાય છે. અને પોતામાં તેમ જ પોતાના ઈષ્ટ દેવ પ્રત્યેના વ્યવહારમાં શુદ્ધિકરણ કરતો જાય છે. દેવતાઓનાં સ્વરૂપો પણ બદલાતાં જાય છે.—સ્થૂલને બદલે સૂક્ષ્મ બનતાં જાય છે. ચંચલ મનોવૃત્તિવાળા દેવોનું સ્થાન ધીર દેવો લેતા જાય છે અને માનવ અને દેવના વ્યવહારમાં શુદ્ધિનું સ્થાપન થતું જાય છે.

હવે, આપણે 'મહાભારત'ના યુગમાં આવીએ. આ યુગમાં સમર્પણની સમગ્ર ભાવના કોઈ અજબ રીતે પરિવર્તિત થઈ જાય છે. ક્ષર અને અક્ષર તત્ત્વથી પણ પર એવા પરાત્પર પુરુષોત્તમરૂપ શ્રીકૃષ્ણ, અર્જુન જેવી સંસ્કારી પણ યુદ્ધ ઉપસ્થિત થતાં મોહ પામેલ વ્યક્તિને મુક્ત કરવાના હેતુથી તેની સમર્પણ કરવાની વૃત્તિને બહુ જ મૃદુભાવથી ઉત્તેજે છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥ (ગીતા ૯–૨૬)

(જે મને ભક્તિભાવપૂર્વક પત્ર, પુષ્પ, ફલ કે પાણી અર્પે છે તે યતાત્મા ભક્તના અર્પણનો હું પ્રેમ-પૂર્વક સ્વીકાર કરું છું.) અને તે ઉપરાંત અર્જુનને સમગ્ર રીતે નિષ્પાપ અને કર્મબંધનથી મુક્ત કરવાના હેતુથી આગળ કહે છે:

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ (ગીતા ૯–૨૭)
(હે અર્જુન, તું જે કંઈ કરે, ખાય, હોમે, દાન કરે અને તપ કરે તે બધું મને અર્પણ કર.)

मय्यर्पित मनोबुद्धिर्मामे वैष्यस्यसंशयम्। (ગીતા ૮–૭)
(તારાં મન અને બુદ્ધિ મને અર્પણ કર તો તું ચોક્કસ મને જ પ્રાપ્ત કરીશ.)

मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः। (ગીતા ૧૨, ૧૪)

(જે મારો ભક્ત પોતાનાં મન અને બુદ્ધિ મને અર્પણ કરે છે : તે મને પ્રિય છે.)

શ્રીકૃષ્ણની મૃદુતાભરી આ માગણીનો પ્રત્યુત્તર વાળતો અર્જુન છેલ્લે શ્રીકૃષ્ણને કહે છે. करिष्ये वचनं तव (ગીતા. ૧૮–૭૩) (હું તારા વચન પ્રમાણે કરીશ). આ સમર્પણની ક્રિયા કેવળ મનના વ્યાપારથી કરવાની છે. આમાં કોઈ સ્થૂલ બલિદાનની વાત નથી. આ માગણીની પાછળ શ્રીકૃષ્ણનો કોઈ આગ્રહ નથી. અર્જુનને નિર્મોહ અને મુકત કરવા માટેની માત્ર અહૈતુકી પ્રેમપ્રવૃત્તિ છે. અને આ સમર્પણની ક્રિયા કરવામાં અર્જુન કોઈ જાતની દ્વિધા અનુભવતો નથી. મન:પૂર્વક સર્વાત્મના અર્જુન શ્રીકૃષ્ણની માગણીનો પ્રત્યુત્તર વાળે છે અને મુક્તિ અનુભવે છે.

આ રીતે જ્યારે વ્યકિત પોતાનું જે કંઈ છે તેનું પ્રેમપૂર્વક પોતાના અંતર્યામી અને પરાત્પર પુરુષોત્તમને સમર્પણ કરે છે ત્યારે તે કૃતકૃત્ય બને છે; અને તેના જીવનની ચરિતાર્થતા સિદ્ધ થાય છે. અને પોતે જેને સમર્પણ કરે છે તેની સાથે સમગ્રતયા એકતા અનુભવીને સાયુજ્ય, સામીપ્ય, સાલોકય અને સાધર્મ્યભાવ અનુભવે છે; અને પોતાની ચેતનામાં તે પરમ દિવ્યતત્ત્વનું અવતરણ કરાવે છે. હરિશ્ચંદ્રને સ્થાને અર્જુન મૂકીએ, વરુણને સ્થાને શ્રીકૃષ્ણ અને રોહિતને સ્થાને પુષ્પ અથવા ફલ – આ સમર્પણની ગતિ-વિધિમાં કેટલું પરિવર્તન થઈ ગયું! અને પરિણામ પ્રત્યે નજર કરતાં પણ જણાય છે કે હરિશ્ચંદ્ર તો માત્ર 'જલોદર'થી જ મુક્ત થયો. પરંતુ, અર્જુનનો તો મોહનષ્ટ થયો. નવું જીવન – નવી ચેતના પ્રાપ્ત થઈ અને દિવ્યતા અનુભવતો યુદ્ધરૂપી દેખાતા ઘોરકર્મમાં અનાસક્ત રહીને જોડાયો અને ભગવાનના કાર્યનું માત્ર નિમિત્ત જ બન્યો. (निमित्तमात्रम् भव सव्यसाचिन् ગીતા ૧૧–૩૩).

આ રીતે આપણે ઉપર જોયું કે આ સમર્પણની ગતિ-વિધિમાં કાલક્રમે મહાન પરિવર્તન આવી ગયું. શ્રીમદ્ ભગવદગીતામાં સમર્પણનો વિચાર ઘણી જ ઊંચી આધ્યાત્મિક ભૂમિકા ઉપરથી કરવામાં આવ્યો છે. આ સમર્પણના તત્ત્વજ્ઞાનને શ્રી વલ્લભાચાર્યે પોતાના ગ્રંથોમાં સિદ્ધાંતનું રૂપ આપ્યું છે; અને એ રીતે પ્રપત્તિ વૈષ્ણવધર્મનું એક ખૂબ જ ઉપયોગી અંગ બની ગયું છે. શ્રી વલ્લભાચાર્ય રચિત 'ષોડશ ગ્રંથો'માં સમર્પણ પાછળનું તત્ત્વજ્ઞાન અત્યંત સ્પષ્ટ શબ્દોમાં સ્ફુટ કરવામાં આવ્યું છે.

અને છેવટે, મહાયોગી શ્રી અરવિંદના પૂર્ણયોગમાં આ 'સમર્પણ' સમગ્ર પૂર્ણયોગનો પાયો બને છે. સાધકે પોતાની સમગ્ર જાતને (શારીરિક, પ્રાણિક અને માનસિક) સંપૂર્ણપણે – નિઃશેષપણે ભગવાનને સમર્પિત કરી દેવી. ભગવાન સિવાય બીજા કોઈને નહીં – તેમ જ બીજી કોઈ વસ્તુને પણ નહીં. અને આ રીતે ભગવાનની દિવ્ય શક્તિ યા સત્તા, મા ભગવતી સાથે સંપૂર્ણપણે પોતાની ચેતનાની એકતા સાધીને પોતાની ચેતનામાં મા-ભગવતીનાં વિશાળતા, જ્યોતિ, શાન્તિ, પવિત્રતા, આનંદ અને ઋત-ચેતનાનું અવતરણ કરાવવું. આ પ્રક્રિયામાં 'સમર્પણ'ની ભાવના પૂરેપૂરી ચરિતાર્થ બને છે.

જ્યાં સુધી વ્યકિતની નિમ્નપ્રકૃતિ સક્રિય હોય અને ઊર્ધ્વ પ્રકૃતિની દોરવણી નીચે મુકાયેલી ન હોય અગર હૃદ્‌ગત ચૈત્યપુરુષના પ્રભાવ નીચે ન આવી હોય, ત્યાં સુધી વ્યક્તિને અંગત પ્રયત્ન કરવો જરૂરી છે. આ અંગત પ્રયત્ન કરવામાં અભીપ્સા, પરિવર્જના અને સમર્પણ – એ ત્રિવિધ પુરુષાર્થનો સમાવેશ થાય છે. અભીપ્સા એટલે સતત, અવિચ્છિન્નપણે મનની એકાગ્રશક્તિ અને પ્રાણની અનુમતિપૂર્વક સ્થૂલ દેહની ચેતનાને નમનીય બનાવવાની માગણી કરીને સતત ઊંચે ને ઊંચે, પોતાના આત્માનું અતિક્રમણ કરીને, જવાની તીવ્ર ઝંખના. પરિવર્જના એટલે આપણી અત્યારની અવિદ્યામય પ્રકૃતિની સમસ્ત ક્રિયાઓનો આત્યંતિક પરિત્યાગ. આપણા મનનાં ધારા-ધોરણો, માનસિક તેમ જ પ્રાણિક પક્ષપાતો, જૂના અભ્યાસો અને સ્વભાવમાં બંધાઈ ચૂકેલાં ઘડતરોનો અસ્વીકાર કરી દેવો તે. તેમ જ રૂપાંતર માટેની ઝંખના સેવવી તે. આ બે વ્યાપારો – અભી-

પ્સા અને પરિવર્જના—થયા બાદ અથવા તો સાથે સાથે આત્મસમર્પણ કરવું. આત્મસમર્પણ એટલે, શ્રી અરવિંદની દૃષ્ટિએ, પોતાની જાતનું, પોતાનું જે કંઈ છે તે સર્વનું—ચેતનાના એકેએક સ્તરનું તેમ જ આપણા સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયાકલાપોનું ભગવાનને અને તેની શક્તિ—મા ભગવતીને સમર્પણ કરવું. આ સમર્પણની ક્રિયા સતતપણે આપણામાં ચાલુ રહે તો જ આપણે આ પરાત્પરની શક્તિના વિશુદ્ધ અને સમર્થ વાહક બની શકીએ; અને આ પાર્થિવ અવિદ્યાગ્રસ્ત જગતમાં ભગવાનનો વિજયસ્તંભ રોપી શકીએ અને ભાગવત ચેતનાનું અવતરણ કરાવી શકીએ.

'બલિદાન' અને 'સમર્પણ' એક વસ્તુ નથી. શ્રી અરવિંદના પૂર્ણયોગમાં 'બલિદાન'ને કોઈ સ્થાન નથી. આ 'બલિદાન' અને 'સમર્પણ' વચ્ચેનો તાત્ત્વિક ભેદ શ્રી માતાજીએ "The words of the Mother"ના ૧૫મા પ્રકરણના આરંભમાં બહુ જ સુંદર રીતે સ્પષ્ટ કરી આપ્યો છે. 'બલિદાન' પૂર્ણતા તરફ દોરી જતું નથી. બલિદાનમાં તો વ્યક્તિએ પોતાની બધી શક્યતાઓ (possibilities) નો નાશ કરી દેવાનો હોય છે. 'બલિદાન'—એ આપણી સત્તાને (being)ને નીચે ઉતારે છે. આ રીતે જો આપણે આપણા શરીરનું બલિદાન આપીએ, તો શરીરની બધી ભાવિ શક્યતાઓનો આપણે અંત લાવી દઈએ છીએ; અને આપણી પાર્થિવ—અસ્તિત્વની સિદ્ધિને નિર્મૂળ કરી દઈએ છીએ. એ જ પ્રમાણે જો આપણે આપણા જીવનનું નૈતિક બલિદાન આપીએ, તો આપણી આંતરિક સત્તા (અસ્તિત્વ)ની મુક્ત ચરિતાર્થતાને છોડી દઈએ છીએ. આ લેખની શરૂઆતમાં આપેલ હરિશ્ચંદ્રના કથાનકમાં હરિશ્ચંદ્રને પોતાની તેમ જ પોતાના પુત્રની મરજી વિરુદ્ધ આગ્રહ કરનાર વરુણને બલિદાન આપવાની નૈતિક ફરજ પડે છે. આવી સ્થિતિમાં જે કંઈ ક્રિયા કરવામાં આવે છે તે 'બલિદાન' કહેવાય છે. સાચા અર્થમાં 'અર્પણ' કહી શકાતું નથી. અર્પણમાં તો આપનારની આંતરવૃત્તિ પ્રેમસભર હોય છે. તેમ જ તેની પાછળ કોઈ શરત હોતી નથી; ને તે સ્વીકારનાર દેવ કોઈ અધિકૃત સત્તાધારી હોતો નથી. સમર્પણ કરનાર સામા પક્ષથી આવતી કોઈ પ્રેમપૂર્વકની ગતિને એટલા જ પ્રેમપૂર્વક પ્રત્યુત્તર વાળતો હોય છે. આ રીતે આપણે વેદના યુગની 'બલિદાન' આપવાની ભાવનાને ગીતામાં ખૂબ જ વિકસિત રૂપમાં જોઈ અને શ્રી અરવિંદના પૂર્ણયોગના પ્રકાશમાં તો તે ગીતાની ભાવના કરતાં પણ ચડિયાતી અને તેની ચરમ સ્થિતિએ સ્પર્શીને પણ ઊર્ધ્વગતિમાં આરોહણ કરતી જોઈ.

ઉપર આપવામાં આવેલ સમર્પણની વિભાવનાની ગતિવિધિનો ઉપસંહાર કરતાં નીચેના મુદ્દાઓ રજૂ કરીને આપણે આ લઘુલેખની સમાપ્તિ કરીએ.

૧. વેદના કથાનકમાં અર્પણ કરનાર વ્યક્તિ અને અર્પિત વસ્તુ સ્વીકારનાર દેવ બન્ને નિમ્ન, અલ્પ, અને અવિશુદ્ધ જોવામાં આવે છે. અર્પણ કરનાર વ્યક્તિ સ્વાર્થી, સંકુચિત મનની, બહાનાં કાઢનારી અને કમને અર્પણ કરતી જોવામાં આવે છે. અર્પિત વસ્તુ સ્વીકારનાર દેવ પણ તગાદો કરીને, હઠ અને બલાત્કારપૂર્વક માગનાર, બાંધછોડ કરવાનું પસંદ કરનાર, શક્તિ પ્રમાણે ન અર્પનાર વ્યક્તિને શાપાદિ આપવામાં પણ પાછી પાની ન કરનાર જોવામાં આવે છે; यथा देवः तथा भक्तः જેવી સ્થિતિ જોવામાં આવે છે. ખરી રીતે કહીએ તો આ 'સમર્પણ' નથી, પરંતુ 'બલિદાન' છે.

૨. મહાભારતના યુગમાં શ્રીકૃષ્ણ પરાત્પર પુરુષ તરીકે અર્જુન સમક્ષ રજૂ થાય છે. નથી તેની માગણીમાં કોઈ જાતનું દબાણ કે પૂર્વશરત. અર્જુનની ચેતનાને વિશુદ્ધ બનાવવા માટે તેને અર્પણ કરવાનો માત્ર નિર્દેશ આપવામાં આવે છે. અહીં અર્પણ સ્વીકારનાર સાક્ષાત પરાત્પર પુરુષ છે, અર્પણ કરનાર અભીપ્સુ અર્જુન છે. પરંતુ, અહીં એક વસ્તુની હજી ખામી જણાય છે. તે એ કે અર્પણ કરનાર વ્યક્તિએ 'પરિવર્જના' કરીને પોતાની પ્રકૃતિમાં આમૂલ પરિવર્તન લાવી દીધું નથી; કારણ કે આપણે જોઈએ છીએ કે મહાભારતના યુદ્ધ બાદ અર્જુનમાં ચોક્કસ પરિવર્તન જોવામાં આવે છે; પરંતુ, તેનામાં દિવ્યતા સંપૂર્ણપણે ખીલી હોય

તેમ જણાતું નથી. શ્રીકૃષ્ણ જ્યાં સુધી તેની સમીપ હોય છે, ત્યાં સુધી તેની અસર અર્જુનમાં જોવામાં આવે છે. શ્રીકૃષ્ણના સ્વધામ ગયા બાદ એ જ અર્જુન સામાન્ય માનવ જેવો થઈ જાય છે અને નિરાશા અને વિષાદનો અનુભવ કરે છે. આ બતાવે છે કે સમર્પણ કરનાર વ્યક્તિ હજી અપરિવર્તિત રહી છે.

૩. શ્રી અરવિંદની 'સમર્પણ' અંગેની વિભાવનામાં સમર્પિત અને સમર્પણ સ્વીકારનાર – બન્ને વિશુદ્ધ છે. એ બન્નેની એકતા રચાય છે. સમર્પિત થનાર વ્યક્તિ સમર્પણ સ્વીકારનારમાં દિવ્યતા અનુભવે છે અને જીવનની કૃતાર્થતાનો ભાગીદાર બને છે. છેવટે, સમર્પણના સમગ્ર તત્ત્વજ્ઞાનને આવરી લેતું શ્રી અરવિંદનું કથન રજૂ કરીને વિરમીએ.

"The Divine gives itself to those who give themselves without reserve and in all their parts to the Divine. For them the calm, the light, the power, the bliss, the freedom, the wideness, the heights of knowledge, the seas of Ananda."

(Lights on Yoga: Sri Aurobindo)

જરા પણ સંકોચ કે સ્વાર્થ વગર, નિ:શેષપણે અંત:કરણનો એકેએક ભાગ જેઓ પ્રભુને સમર્પણ કરી દે છે તેઓને પ્રભુ પણ પોતાની જાત સમર્પે છે. સ્થિરતા, જ્ઞાનજ્યોતિ, શક્તિ, આનંદ, મુક્તિ – સૌ દિવ્યતત્ત્વો એમનાં છે, જ્ઞાનનાં ઉન્નોન્નત શિખરો અને આનંદના મહાસાગરો તેમને માટે છે. (પુરાણી)

## THE RIGHT OF MANHOOD

In the creative activities of the soul, Man realises his surroundings as his larger self, instinct with his own life and love. But in his ambition, he defies and deforms it with the callous handling of his voracity. Man, suckled at the wolf's breasts, sheltered in the brute's den, brought up in the prowling habit of depredation, suddenly discovers that he is Man, and that his true power lies in yielding up his brute power for the freedom of spirit. The God of humanity has arrived at the ruined temple of the tribe. Though he has not yet found his altar, I ask the men of simple faith, wherever they meet me, to bring their offering of sacrifice to him and to believe that it is far better to be wise and worshipful than to be clever and supercilious. I ask them to claim the right of manhood to be friends of men, and not the right of a particular proud race or nation which may boast of the fatal quality of being the rulers of men.

[From: "Religion of Man"] **Rabindranath Tagore**

## ☆ ☆ ☆ सत् और असत्

**डॉ. रामदत्त भरद्वाज, डी. लिट्. (हिन्दी), पी-एच. डी. (दर्शन), एम. ए., दिल्ली**

**गीताका दृष्टिकोण**

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः।। गीता, २,१६।।

अर्थात् असत्का भाव नहीं, सत्का अभाव नहीं (अथवा असत्से भाव नहीं) होता, ज्ञानी पुरुषोंने दोनों ही सत् और असत्का अन्त देखा तो है।

गीताके १४वें अध्यायमें सत्त्व, रज और तमकी व्याख्या की गयी है। सत्व, रज और तम ये तीनों ही प्रकृतिके गुण हैं, जिनमें सत्व गुण प्रकाश करनेवाला, निर्मल सुख और ज्ञानके संगसे बाँधता है, सुखमें लगाता है और ज्ञान उत्पन्न करता है, जैसा कि इन वचनोंसे स्पष्ट है:

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृति-सम्भवाः (१४, ५); तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनायम्, सुख-संगेन बध्नाति ज्ञानसंगेन चानघ (१४, ६); सत्त्वं सुखे संजयति (१४, ९); सत्त्वात्संजायते ज्ञानं (१४, १७)।

गीताके १७वें अध्यायमें 'ॐ तत्सत्' की व्याख्या करते समय 'सत्' पर भी इस प्रकार प्रकाश डाला गया है:—

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ।। १७, २६ ।।
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ।। १७, २७ ।।
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत्
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ।। १७, २८ ।।

अर्थात् 'सत्' शब्दका प्रयोग 'सद्भाव', 'साधुभाव' और प्रशस्त कर्ममें भी किया जाता है। यज्ञ, तप और दानमें जो स्थिति है वह भी 'सत्' है। 'तत्' अर्थात् परमात्माके अर्थ किया हुआ कर्म सत् है और अश्रद्धापूर्वक किया हुआ हवन, दान, तप और कर्म असत् है, जो न इस लोकमें और न मरनेके पश्चात् लाभदायक है। सत्=भला। असत्=बुरा।

गीताके दूसरे अध्यायमें 'सत्' शब्दका जो प्रयोग हुआ है वह तो 'भाव', 'अस्तित्व', 'सातत्य' अथवा विद्यमानताके अर्थमें प्रतीत होता है और उसे 'सत्ता' का पर्याय ही समझना चाहिए।

**अन्य अनेक अर्थ**

'सत्ता' शब्द भी अनेक अर्थोंमें प्रयुक्त होता है:—

१. साँस लेना (जीवित रहना, वृद्धि पाना), यथा: दशरथ नामके एक राजा थे (जीना); उस उद्यानमें एक पेड़ है (उगना, बढ़ना)

२. स्थिति अथवा अवस्था, यथा: कोनेमें छड़ी है (खड़ी); मेज पर छड़ी है (पड़ी)

३. स्पर्श अथवा गोचरता, यथा: सिनेमाके परदे पर दीखनेवाले व्यक्ति वास्तवमें नहीं होते (अर्थात् वे स्पर्श-गम्य नहीं)

४. वेदना या अनुभव: रोगीके शिरमें दर्द है अर्थात् वह शिरमें दर्दका अनुभव कर रहा है।

५. जाति-बोध। रीछ होता है, चींटी है, अर्थात् इन जन्तुओंकी एवं अन्य पदार्थों वा वस्तुओंकी परा अथवा अपरा जातिकी चर्चासे अभिप्राय है।

६. उद्देश्य-विधेयका संयोजन मात्र, यथा: यह आम मीठा है।

७. अहंकार अथवा स्वतश्चेतना (Self-Consciousness) यथा: मैं हूँ, सोऽहम्।

८. भूत, भविष्य और वर्तमान, यथा: कबीर १६वीं शताब्दीके कवि थे; आजकल चीन-सीमाका प्रश्न चल रहा है; कुछ समय पश्चात् भारत और अधिक उन्नत हो जायगा।

९. आरोप, यथा: चाकू अच्छा है। चाकू वास्तवमें न अच्छा होता है न बुरा। हम अपने अभिप्रायकी पूर्त्ति अथवा अपूर्त्तिके अनुसार उस पर अच्छे-बुरे गुणोंका आरोप कर देते हैं।

१०. तादात्म्य, यथा: यह वही नदी है जिसे मैंने तीन वर्ष पूर्व देखा था। नदी तो वही है यद्यपि वह तीन वर्षमें अपने पूर्व स्थानसे दो मील हट गयी है। यह वही बच्चा है जिसे मैंने पन्द्रह वर्ष पूर्व देखा था। 'वही' बच्चा है यद्यपि आकारसे वह पहचाननेमें नहीं आ सकता। तादात्म्य तो स्थान-विशेष अथवा गुण-विशेषकी स्मृति पर अवलम्बित रहता है।

११. किसी पदार्थके अनुभवकी आसन्न और क्रमागत पुनरावृत्ति, यथा: यह पेड़ है = यह पेड़ पेड़ पेड़ पेड़ . . . (अज्ञात संख्या तक आवृत्ति)

१२. मनका अभ्यास जिसके कारण वह अपने मनोभावोंको मनके भीतर अथवा बाहर किसी पदार्थकी ओर संकेत करता है। यह बहुविध है, यथा: विकल्प, भ्रान्ति, स्वप्न, व्यवहार।

१३. आविर्भाव अर्थात् अव्यक्तावस्थासे व्यक्तावस्थाको प्राप्त करना अथवा तिरोहित वस्तुका प्रकाशमें आना।

१४. सविकल्प और निर्विकल्प प्रत्यक्षका अन्वय। यथा यह पेड़ है; वह आम है। 'यह' और 'वह' निर्विकल्प प्रत्यक्षके द्योतक हैं और पेड़ और आम सविकल्पके। 'है' इन दोनोंका अन्वयमात्र है।

यद्यपि 'सत्' अथवा 'सत्ता' शब्द उपर्युक्त अर्थोंमें प्रयुक्त होता है तथापि दार्शनिक चर्चामें वह अन्तिम तीन अर्थोंमेंसे किसी एक अथवा अधिकमें प्रयुक्त होता है।

**व्युत्पत्ति**

'सत्' शब्दसे तीन भाववाचक संज्ञाएँ बनी हैं—सत्ता, सत्य और सत्त्व। यद्यपि ये सभी शब्द पर्याय रूपसे प्रयोगमें शिथिलतासे आते रहे हैं, फिर भी सत्ताका अर्थ 'भाव' (Existence)से; सत्यका 'सचाई' 'तथ्य' (Truth)से; और सत्त्वका 'भला' या 'अच्छा'से ही है। अंग्रेजी-कोशकार कहते हैं कि is की उत्पत्ति 'अस्'से, was की 'वस्'से और be की 'भू'से हुई है; और संस्कृतके वैयाकरण 'सत्'की उत्पत्ति 'अस्'से बताते हैं।

**मेरी धारणा**

इस विषयमें मेरी निजी धारणा भिन्न है। मेरा विश्वास है कि ध्वन्यात्मक 'श्वस्'से 'वस्'की उत्पत्ति हुई और 'वस्'से 'अस्' की। समयाभावसे मैं अपने विचारोंका विस्तार नहीं करना चाहता। मैं यह नहीं मानता कि 'सत्'की उत्पत्ति क्रिया-सामान्य 'अस्'से हुई है। मेरी धारणा है कि आरम्भमें 'सः तत्' यह वाक्य था और यह संधि-नियमके अनुसार 'सतत्' हो गया तथा भाषा-विज्ञानके नियमोंके अनुसार बीचके तकारका लोप होनेसे 'सत्' शब्द बन गया। मूल वाक्य एक ओर 'सत्' रहा, दूसरी ओर उसका रूप 'सतत्' अर्थात् 'सतत' भी बना रहा। 'सत्' और 'सतत' प्रायः एकसे अर्थमें प्रयुक्त होते हैं। 'सतत्' इस वाक्यमें 'सः' परब्रह्मका द्योतक है तथा निर्विकल्प प्रत्यक्षमात्र है, और 'तत्' व्यक्त ब्रह्मका सविकल्प प्रत्यक्ष। इन दोनों प्रकारके प्रत्यक्षोंके अन्वय-मात्रको 'सत्' अथवा 'सत्ता' कहते हैं और इस अन्वयका निषेध 'असत्' है, ऐसी मेरी धारणा है। सत् और असत् परस्पर सम्बद्ध हैं। ऋग्वेदमें भी बताया गया है: 'सतो बन्धुमसति निरविन्दन्'।

## ☆ ☆ ☆ आत्माकी अभीप्सा और उपलब्धि

**प्रा. भगवद्दत्त वेदालंकार, एम. ए., गुरुकुल कांगड़ी विश्व-विद्यालय, हरिद्वार**

प्राचीन समयमें किसी वाजश्रवा नामके ब्राह्मणने सर्वमेध यज्ञ किया अर्थात् जो कुछ ऐश्वर्य व पशुधन आदि उसके पास था वह सब ब्राह्मणोंको दानमें दे दिया। इन पशुओंमें कुछ गौएँ बूढ़ी व दूध देनेमें असमर्थ थीं। वहीं पर ही वाजश्रवाका पुत्र नचिकेता पिता द्वारा किये जाते हुए इस दानके दृश्यको देख रहा था। सहसा उसमें यह श्रद्धाका भाव जागृत हुआ कि इन दुग्धदोह, निरिन्द्रिय, बूढ़ी गौओंको दान करनेवाला व्यक्ति निरानन्द लोकोंको प्राप्त करता है। पिता यह अच्छा काम नहीं कर रहे हैं। उनका स्वामित्व मुझ पर भी तो है। अतः मुझे भी दानमें दिया जाना चाहिए। यह विचार कर नचिकेता पितासे निम्न प्रकार विनती करता है कि "हे पिता, दानमें मुझे भी तो दो, किसको दोगे?" पुत्रकी इस प्रार्थनाको पिता अनसुनी कर चुप रहता है, परन्तु नचिकेता पुनः दूसरी बार, तीसरी बार यही दुहराता है। इस पर पिता क्रुद्ध होता है और क्रोधावेशमें कहता है — जा, मैं तुझे यम (मृत्यु)को देता हूँ। पिताके इस क्रोधभरे वाक्यको सुन नचिकेताके मानस-समुद्रमें यमके सम्बन्धमें विचार-तरंगें उद्वेलित होने लगती हैं। मैं यमके पास जा रहा हूँ, मुझसे भी पहिले कई उसके पास पहुँचे और बादमें भी कई पहुँचेंगे —

सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः।

धनके मदमें मस्त मनुष्य भूलभुलैयामें पड़ा रहता है। उसे यह नहीं मालूम कि सस्य=धान्यकी तरह मनुष्य पड़ता है, गिरता है और सस्यकी तरह ही फिर पैदा हो जाता है। वह यह जन्म-मरणकी माला अनन्त कालसे फेरता चला गया है और अनन्त काल तक फेरता चला जायेगा।

अन्ततो गत्वा नचिकेता यम-गुरुके पास पहुँचता है। उस समय यम अपने घर पर विद्यमान न था। घर वापिस आने पर यमको जब यह ज्ञात हुआ कि एक ब्राह्मण-कुमार मेरे गृहद्वार पर तीन रात्रि तक भूखा-प्यासा पड़ा रहा तो उसे बड़ा दुःख हुआ।

ब्राह्मण साक्षात् वैश्वानर अग्नि होता है, घरमें आये वैश्वानराग्नि रूप ब्राह्मण अतिथिका यदि समुचित आतिथ्य-सत्कार न हुआ तो वह सब कुछ भस्म कर देता है। ऐसे भाग्यहीन व्यक्तिकी सब आशा धूमिल हो जाती है, प्रतीक्षाएँ कभी पूरी नहीं होतीं, जो कुछ वह उपलब्ध कर चुका है, सूनृतावाक्, इष्ट, आपूर्त, पुत्र, पशु आदि सब कुछ उस दुर्बुद्धिका विनष्ट हो जाता है। इन दौर्भाग्योंसे भयभीत हुआ यम नचिकेतासे क्षमा-याचनाके साथ प्रायश्चित्त रूपमें तीन वर माँगनेके लिए कहता है। सर्वप्रथम नचिकेता यह वर माँगता है कि हे यम, जब मैं तुमसे मुक्त होकर घर पर वापिस जाऊँ तब मेरा क्रुद्ध पिता सौमनस्य तथा शान्त चित्तसे मुझे स्वीकार करे। वह द्वितीय वर यह माँगता है कि पूर्वकालसे यह सुनते आये हैं कि स्वर्गलोकमें भूख, प्यास, जरा तथा मृत्यु आदिका भय नहीं है और सब प्रकारके शोकोंको अतिक्रान्त कर मनुष्य वहाँ दिव्य ऐश्वर्य व दिव्य आनन्दका उपभोग करता है। ऐसे स्वर्गमें पहुँचानेवाली एक विशिष्ट अग्नि है जिसे तू जानता है। उस स्वर्ग्य अग्निको मुझे बता, यही द्वितीय वर है। यमने द्वितीय वरके रूपमें सब लोकोंके आदि-कारण उस स्वर्ग्य अग्निका ज्ञान उसे कराया। इस प्रकार ये दोनों वर यमने नचिकेताको दिये। परन्तु नचिकेताका मृत्युके स्वरूप अर्थात् — जीवनमरणकी समस्याके सम्बन्धमें तृतीय वर ही विशेष था। नचिकेता कहता है कि पृथिवी पर अभी यह सन्देह बना हुआ है कि मृत्युके बाद प्राणीकी सत्ता रहती भी है या नहीं। इसका समाधान आप मुझे बतावें। प्रश्न रूपमें यही एक तृतीय वर था जिसे यम बतानेसे कतराता था। देवता भी इसका समाधान न पा सके, यह एक सामान्य ब्राह्मण-पुत्र इसके समाधानके लिए हठ कर रहा है।

यमने अनेकों दिव्य ऐश्वर्यों, दिव्य स्त्रियोंके प्रलोभन दिये। सम्पत्ति, कीर्ति आदि जिन भौतिक वस्तुओंकी प्राप्तिके लिए मनुष्य रात-दिन मारा मारा फिरता है, उसका भी दस गुणा देनेको यम तैयार था। दिव्य स्त्रियोंके साथ दिव्य रथों पर विहार करना, नानाविध उद्यान, दिव्य संगीत व नृत्य आदिका आनन्द, यह सब नचिकेताने अस्थिर व क्षणिक समझ कर त्याग दिया। सहस्रों वर्षोंका जीवन भी उसकी दृष्टिमें क्षणिक ही रहा। एक न एक दिन यह सब समाप्त हो जायेगा। नचिकेता दृढ़तासे कहता है कि हे यम, ये सब दिव्य वैभव, स्त्रियाँ, संगीत, नृत्य, आदि अपने ही पास रखो। अन्तमें तो ये सब वस्तुएँ विनष्ट ही हो जायेंगी और तुम्हीं इनके अन्त करनेवाले होओगे। मुझे तो तुम अपना मृत्युका स्वरूप स्पष्ट करो, और यह बताओ कि मनुष्य मर कर भी मरता है या कि नहीं। इस प्रकार बाल्यबुद्धिकी इस दृढ़तासे पराजित हो यम जीवात्माको अमर बनानेवाली ब्रह्म-विद्याका ज्ञान उसे देता है।

### आत्मज्ञान अति दुर्लभ है

इस संसारमें श्रेय (निःश्रेयस=अमृतत्व) और प्रेय (भौतिकत्व) विद्या और अविद्या ये दोनों परस्पर मिले रहते हैं। श्रेयका इच्छुक व्यक्ति अपनी विवेक-बुद्धिसे निःश्रेयसका वरण करता है और इसके विपरीत मन्दबुद्धि प्रेय अर्थात् प्रियतर भौतिक वस्तुओंको चुनता है। अविद्याग्रस्त, प्रमादी, वित्तमोहसे मूढ़ लोगोंको सांपराय (मोक्ष) अच्छा नहीं लगा करता। ऐसे ही व्यक्ति पुनः पुनः जन्म-मरणके चक्करमें पड़कर मृत्युके वशीभूत हुआ करते हैं।

यह आत्मज्ञान अतिदुर्लभ है, बहुतोंके भाग्यमें इसका सुनना भी नसीब नहीं, और बहुतसे सुनकर भी इसे समझ नहीं पाते। इस आत्मतत्त्वका कुशल वक्ता, दुनियाका अद्वितीय आश्चर्य है और जो सुनकर व कुशल व्यक्तिसे अनुशिष्ट होकर आत्मतत्त्वको उपलब्ध कर लेता है वह भी एक दूसरा आश्चर्य है। क्योंकि यह विषय सूक्ष्मातिसूक्ष्म है, दुर्विज्ञेय है, अतः तर्कका यह विषय नहीं है, इसमें तर्कबुद्धि लगाना अनुपयुक्त है।

अतः ब्रह्माण्डगत तत्त्वोंको निम्न दो भागोंमें विभक्त किया जा सकता है:

श्रेय – प्रेय
विद्या – अविद्या
ध्रुव – अध्रुव
नित्य – अनित्य

### आत्मतत्त्वका स्वरूप व महिमा

यह आत्मतत्त्व धर्म, अधर्म, कर्म, अकर्म, भूत तथा भव्य इन सबसे भिन्न है। दुदर्श, हृदय-गुहामें निहित, गूढ़ातिगूढ़में प्रविष्ट, वह पुराण पुरुष अध्यात्मयोग द्वारा ही प्राप्तव्य है। इसे प्राप्त कर मनुष्य दुनियावी हर्ष-शोकसे ऊपर उठ जाता है।

समग्र वेद जिसकी महिमा गाते हैं, जिसकी प्राप्तिके लिए पुराकालसे ही ऋषि-मुनि ब्रह्मचर्य-व्रत धारण करके तप करते आये हैं, उसे वेदोंमें 'ओ३म्' नामसे कहा गया है। यही अविनाशी ब्रह्म है, वह ही परम पद है, इसी ओ३म् रूपी अक्षरका ज्ञाता जो चाहता है वह उसे प्राप्त होता है। इस संसारमें यही एक श्रेष्ठ आलम्बन है। इस परम् तथा श्रेष्ठ आलम्बनको जानकर पुरुष ब्रह्मलोकमें स्वमहिमाको प्राप्त करता है।

यह अजन्मा है, नित्य है, शाश्वत है, न कभी पैदा होता है, और न कभी मरता है। यह पुराण-पुरुष न किसीसे पैदा हुआ है और ना ही इसमेंसे पृथक् होकर कोई पैदा हुआ है। शरीरके विनष्ट होने पर भी इसका विनाश नहीं है। यह आत्मतत्त्व अणुसे भी अणु और महान्से भी महान् है। सब प्राणियोंकी हृदय-गुहामें यह निवास करता है। विधाताकी कृपासे इस आत्मतत्त्वकी महिमाका दर्शन वही

व्यक्ति कर पाता है जो संकल्प-विकल्पसे रहित हो चुका है तथा विगत-शोक हो गया है। इसकी महिमा बड़ी अद्‌भुत है। एक स्थान पर स्थित हुआ कभी यह सर्वत्र पहुँचा हुआ है, शयन करता हुआ भी सर्वत्र गतिमय रूपमें दृष्टिगोचर होता है।

यह आत्मा शरीरोंमें अशरीर, अनवस्थितोंमें अवस्थित ऐसे महान् विभु आत्माको जानकर वीर पुरुष शोकमग्न नहीं होता। यम नचिकेतासे कहता है कि इस मदामद (मद+अमद) अर्थात् दिव्य आनन्दसे युक्त तथा भौतिक आनन्दसे रहित इस देवको मेरे अतिरिक्त कौन जान सकता है।

**आत्माकी उपलब्धि**

यह आत्मा न तो प्रवचनसे, न मेधासे, न बहुत सुननेसे प्राप्त होता है। तो फिर प्रश्न पैदा होता है कि कौन ऐसा भाग्यशाली व्यक्ति है, जो उसे प्राप्त कर सकता है? इस सम्बन्धमें उपनिषद् कहती है कि "यमैवैष वृणुते तेन लभ्यः" अर्थात् जिस पवित्र व्यक्तिको यह आत्मतत्त्व वर लेता है वही उसे प्राप्त कर सकता है। उपनिषद्के इस उपर्युक्त वाक्यको समझानेके लिए आगे आता है कि अशान्त, दुश्चरित्र तथा असमाहित व्यक्ति यदि यह समझता है कि प्रकृष्ट ज्ञान अर्थात् पाण्डित्य द्वारा वह प्राप्त किया जा सकता है तो वह उसकी भूल है।

जिस आत्माके ब्रह्मशक्ति और क्षात्रशक्ति अथवा हृदय और मस्तिष्ककी शक्तियाँ ओदन (भात) बनती हैं अर्थात् वह इनका सेवन करता है। और मृत्यु–अनात्म वस्तुओं व बुरी बातोंका विनाश उसके दाल व कढ़ीके तुल्य हैं। अर्थात् ब्रह्मशक्ति तथा क्षात्रशक्तिके साथ लिपटी हुई यह मृत्यु आत्मतत्त्वका खाद्य है, जिससे यह संसार-चक्र अनादि कालसे चला आ रहा है।

**धूप-छाँहकी तरह आत्मा-परमात्माका सम्बन्ध**

ब्रह्मवेत्ता ऐसा बताते हैं कि हमारी हृदय-गुहाके परम परार्ध स्थानमें सुकृतका चैत्यलोक है जिसमें यह आत्मा तथा परमात्मा ऋतका पान करते हुए छाया और आतपके सम्बन्धसे निवास करते हैं। यही तथ्य पञ्चाग्नि विद्यावाले तथा त्रिणाचिकेतस लोग बताते हैं।

इन्द्रियोंसे अर्थ परे हैं अर्थात् सूक्ष्म हैं, अर्थसे मन, मनसे बुद्धि और बुद्धिसे वह महत् तत्त्व, महत्‌से अव्यक्त प्रकृति, और इस अव्यक्त प्रकृतिसे वह पुरुष रूप जीवात्मा सूक्ष्म है, श्रेष्ठतम है, यही काष्ठा है और यही परा गति है, जहाँकि पहुँचना है। अब प्रश्न है कि इस परा गति, काष्ठा व अन्तिम सीमाको कैसे पहुँचा जाये? उपनिषद् कहती है रथ पर सवार होओ और वहाँ पहुँचो। वह रथ कौन-सा है?

शरीर रथ है, आत्मा रथी है, बुद्धि सारथि है, मन लगाम है, इन्द्रियाँ घोड़े हैं, इन्द्रिय-विषय गोचर भूमि हैं। आत्मा, मन और इन्द्रियाँ ये तीनोंसे युक्त होकर विषयोंमें प्रवृत्त होनेवाले जीवात्मा को मनीषी लोग भोक्ता कहते हैं। इस शरीर रूपी रथ पर सवार होकर जीवात्मा परम तत्त्वको प्राप्त कर सकता है। परन्तु यह ध्यान रखना चाहिये कि जो अज्ञानी है, जिसका मन सदा अयुक्त (Unrestrained) रहता है, उसकी इन्द्रियाँ रूपी घोड़े वशमें नहीं रहते और आत्मा-रथीको खड्डेमें जा पटकते हैं। इसके विपरीत जो विज्ञानी है, सदा युक्तमन रहता है उसकी इन्द्रियाँ उसके वशमें रहती हैं और उन्हीं विषयोंमें विचरती हैं जहाँ वह चाहता है, और वह विज्ञानी पुरुष समनस्क, सदा पवित्र रहकर प्रयत्न द्वारा विष्णुके उस परम पदको प्राप्त कर लेता है, उसे फिर संसार-चक्रमें फँसना नहीं पड़ता।

बुद्धिमान् पुरुषको यह चाहिये कि सर्वप्रथम वह वाक्‌को मनमें लीन करे, तदनन्तर वाक् और मन इन दोनोंको बुद्धिमें और फिर वाक्, मन और बुद्धि इन तीनोंको महान् आत्माके चिन्तनमें अर्थात् उसकी विशालता व सर्वव्यापकताके चिन्तनमें लीन करे और मनसे शान्तात्मामें लीन हो जाये।

यह आत्मा सामान्य रूपसे दृष्टिगोचर नहीं होता, सब भूतोंमें प्रच्छन्न रूपमें निहित है। सूक्ष्मदर्शी लोग ही अपनी आन्तरिक तीक्ष्ण, पैनी व सूक्ष्म बुद्धिसे उसे देख पाते हैं।

## ☆ ☆ ☆ दर्शनकी यथार्थ भावना

**डॉ० इन्द्रसेन, श्री अरविंद–आश्रम, पोंडिचेरी**

**दर्शन क्या है ?**

दर्शन जीवन और सत्ताके समग्र सत्यकी खोज तथा उपलब्धि है। यह केवल खोज ही नहीं और न यह विभिन्न सम्मतियोंका खिलवाड़ ही है। बुद्धिका स्वभाव है कि वह सम्मतियोंके मोहमें फँस जाती है और सम्मतियाँ बनानेमें उसे रस भी बहुत आने लगता है। परन्तु दर्शन जीवनकी गम्भीर प्रवृत्ति है, समूचे जीवनकी तृप्ति इसका उद्देश्य है, केवल बुद्धिका नहीं।

भारतमें जीवनकी इस प्रवृत्तिको बड़े ही सार्थक भावमें दर्शन कहा गया है। यह मानसिक-बौद्धिक कसरत और गवेषणा मात्र ही नहीं, यह दर्शन है सत्यका, जीवनके तत्त्वका। तभी दर्शन जीवनका पथ-प्रदर्शक बनता है, जीवनको तृप्त करता है।

बुद्धि सामान्य जीवनका अत्यन्त महत्त्वपूर्ण अंग है। यह हमारी पथ-प्रदर्शिका है। चिन्तन और विचारसे जीवनके प्रश्नोंका हम समाधान खोजते हैं और पाते हैं। बुद्धि अपने सामान्य व्यवहारके स्तरसे उठकर समग्र जीवन और पूरी सत्ताके विषयमें जिज्ञासा उठाती है, और जब वह सत्य-प्रेमसे प्रेरित और प्रभावित होकर शुद्ध तटस्थ भावमें विचार करती है तो जीवनके रहस्योंको बहुत कुछ भाँप जाती है। इसलिए दर्शनका सामान्य विकास बुद्धिसे ही होता है। चिन्तन और विचार हमारे बड़े साधन हैं। शुद्ध चिन्तन जीवनका गौरवमय धन है, अपूर्व बल है। परन्तु दार्शनिक प्रवृत्तिकी परिसमाप्ति होती है सत्यके दर्शनमें ही। सत्य और सत्ताके विषयमें चिन्तन मात्रसे जीवन तृप्त नहीं होता। सत्ता-विषयक कल्पनाएँ यथार्थ दार्शनिक जिज्ञासाको सन्तोष प्रदान नहीं करतीं। यह जिज्ञासा तो सत्य उपलब्ध करके ही तृप्त होती है। यह सत्य और सत्ताका साक्षात् दर्शन चाहती है, इनके विषयमें यह पूरी पूरी निश्चितता माँगती है।

यह है दर्शनकी यथार्थ भावना, उसका वास्तविक स्वरूप। प्रत्यक्ष ही, यह जीवनकी कैसी अद्‌भुत प्रवृत्ति है, कैसी अनिवार्य गति है ! इसके बिना क्या जीवन सारा ही सन्देह-शील और दुविधापूर्ण नहीं बना रहेगा ?

**पश्चिमकी वर्त्तमान सांस्कृतिक स्थिति**

पश्चिमकी वर्तमान सांस्कृतिक स्थिति बड़ी विचित्र है। एक ओर इतना ज्ञानका विस्तार और विकास है कि मनुष्य समझता है कि मैं पृथ्वीके अतिरिक्त अनन्त आकाशके अन्य नक्षत्रों पर भी अपना अधिकार प्राप्त कर लूँगा और दूसरी ओर इतनी सन्देहशीलता है कि उसे जीवन और मानव-संस्कृति-मात्र ही खतरेमें दिखाई देती है। प्रश्न पैदा होता है, यह क्यों ? क्यों नहीं यह सारा ज्ञान हमें जीवनके पथ-प्रदर्शनमें निश्चयता प्रदान करता ? क्यों नहीं हम जीवनको इसके यथार्थ विकास-क्रममें आगे बढ़ा सकते ? जीवनका उद्देश्य निश्चय ही महत्तर जीवन, विशालतर जीवन, समृद्धतर जीवन, अधिक आशापूर्ण तथा सन्तोषप्रद जीवन ही हो सकता है। जीवनका उद्देश्य जीवनका अन्त नहीं हो सकता। यदि आज जीवन हमें उस स्थितिमें ले आया है जहाँ सम्पूर्ण जीवनका भयपूर्ण अन्त दिखाई देने लगा हो, तो क्या जिस रास्तेसे हम चलते आ रहे हैं उस पर ही हमें सन्देह न होने लगेगा ?

आधुनिक यूरोप एक विलक्षण सांस्कृतिक पथसे विकसित हुआ है। १६ वीं सदीके प्रारम्भमें इसने मध्ययुगीन तार्किक परम्पराओंके विपरीत प्रतिक्रिया-रूप एक नये दृष्टिकोणको अपनाया। उस दृष्टिकोणके

अनुसार, प्रकृति सत्ता है, बुद्धि और इन्द्रियाँ ज्ञानका साधन हैं। सत्ताको प्रकृति मानकर और मानवकी बुद्धि और इन्द्रियाँ लेकर सारे वर्तमान जीवनका निर्माण हुआ है। मनुष्यने बड़े परिश्रमसे काम किया है और उसने बड़ी सफलतापूर्वक इंद्रियों और बुद्धिरूपी मानवके लिए समृद्ध और सुखपूर्ण संस्कृतिको पैदा किया है। यदि मानव वस्तुतः ऐसा ही होता तो उसे आज खूब संतुष्ट होना चाहिये था। परन्तु मानव-जीवन क्या इतना मात्र ही है?

क्या उसमें इन्द्रियोंके सुखोंके अतिरिक्त, बुद्धिके रसपूर्ण कौशलसे परे, हृदयगत निरपेक्ष शान्ति, निरपेक्ष आनन्द, निर्मम प्रेमभाव, समग्र सत्ताके निश्चयात्मक ज्ञानके लिए अदम्य जिज्ञासा नहीं है? क्या जीवन बार-बार इन अन्तिम मूल्योंको नहीं खोजता और क्या इनकी कुछ झाँकी पा करके ही वह सहारा नहीं उपलब्ध करता? और क्या आधुनिक यूरोपकी जीवन-जिज्ञासामें इनका कुछ स्थान रहा है अथवा है?

वस्तुतः यूरोपकी वैज्ञानिक जिज्ञासामें निरपेक्ष ज्ञान और अन्य निरपेक्ष तत्त्वोंका स्थान कम ही रहा है। सारा पुरुषार्थ ही प्रकृतिके सापेक्ष ज्ञान और इसके अन्य सापेक्ष साधनोंके लिए रहा है। ये सापेक्ष ज्ञान और सापेक्ष साधन-सामग्री इसने प्रचुर मात्रामें जुटा लिए हैं और इन सबके सापेक्ष सुख और सापेक्ष बल हमें खूब प्राप्त हैं। परन्तु आज खटक रहा है अभाव, अभाव निश्चयात्मक ज्ञानका तथा जीवनके अचूक सहारेका।

दार्शनिक जिज्ञासामें एक आधारभूत प्रश्न है — क्या निरपेक्षके विना सापेक्षका ज्ञान उपलब्ध हो सकता है? प्रत्यक्ष ही, एक प्रकारका ज्ञान जरूर हो सकता है, परन्तु क्या उसमें निश्चयता होगी? व्यावहारिक शैलीमें एक निश्चयता भी हो सकती है, परन्तु वह मूलगत नहीं हो सकती। दार्शनिक दृष्टि-कोणसे आज यह निर्णय दिया जा सकता है कि यूरोपने अपनी जिज्ञासामें एक आधारभूत भूल की, उसने यह संभव माना कि निरपेक्षकी जिज्ञासा और ज्ञानके बिना ही सापेक्ष इन्द्रियगोचर प्रकृतिका निश्चयात्मक ज्ञान प्राप्त किया जा सकता है, और इसीलिए आज वह इस अप्रिय सांस्कृतिक संकटमें पड़ गया है तथा उसके नाते सारा जगत् पड़ा हुआ है।

वैज्ञानिक जिज्ञासाकी उपलब्धि अपने-आपमें महत्त्वपूर्ण है। यह मानव-इतिहासकी एक स्थायी वस्तु रहती प्रतीत होती है। परन्तु यह सत्ताके सापेक्ष स्वरूपका सापेक्ष ज्ञान है, इसमें जीवनके निरपेक्ष मूल-गत तत्त्व और जुड़ने चाहिए। उनके जुड़नेसे इसके मूल्योंका नया मूल्यीकरण हो जाएगा, जिससे इसके सापेक्ष भावमें निरपेक्ष, मूलगत तत्त्वोंकी निश्चयता आ जाएगी और तब आजकी सन्देहशीलता और द्वन्द्वपूर्णता आनन्ददायक निश्चयतामें परिवर्त्तित हो सकेगी।

पश्चिममें दर्शनने विज्ञानका अनुसरण किया। दर्शनका क्षेत्र इन्द्रियगोचर प्रकृति नहीं होता बल्कि समग्र सत्ता, पूर्ण सत्य और समूचा जीवन होता है। परन्तु इसने एकता, सत्य और जीवन पर बल कम दिया और इनको जाननेके साधन – बुद्धि पर अधिक। परिणाम यह हुआ कि फिलासफी वस्तुओंका चिन्तन-पूर्ण विचार बन गयी। सत्ता और सत्य काल्पनिक विचारके विषयमात्र रह गये। उनको हर उपायसे अधिगत करनेकी अदम्य प्रवृत्ति लुप्त ही हो गई। ऐसी फिलासफीका जीवनसे भी सम्पर्क कम हो गया। यह वादों-विवादोंका एक विज्ञान बनने लगी। इस प्रवृत्तिके विपरीत प्रतिक्रियाएँ भी बहुत हुईं, परन्तु वहाँ दर्शनका प्रधानस्वरूप इस आधुनिक युगमें, सत्ता विषयक बौद्धिक गवेषणा और परिकल्पना ही रहा है।

इस प्रकार दर्शन भी वैज्ञानिक जिज्ञासामें यथेष्ट संशोधन न ला सका, उसे गाम्भीर्य और निरपेक्षता न प्रदान कर सका।

परन्तु यूरोपीय जीवनका बल कोई सामान्य बल नहीं। ये सब होते हुए भी यूरोप बलवान् है, ठीक सांस्कृतिक रूपमें ही। उसका यह बल है बुद्धिका बल, चिन्तनका बल, विचारका बल। उसके लिए

## ☆ ☆ ☆ નળસરોવરની નિસર્ગ-સુષમાઓ

લેખક: **શ્રી વિજયશંકરભાઈ કામદાર, સુરેન્દ્રનગર**

જીવમાત્રની ઉત્પત્તિ જળમાંથી થઈ છે. એટલે ખેચર, ભૂચર કે જળચર પ્રાણીઓ સૌને જળનો સંપર્ક ને સંસ્પર્શ વધુ પ્રિય છે. જળચરોનું તો જીવન જ જળ છે: તો માનવીને પણ જળ ઉપર જ જીવવાનું હોઈ અન્નથી પણ અધિક જળ વહાલું છે. હાથીઓની જળક્રીડા, તેમ નારીને પણ જળાશય કે સરોવર સવિશેષ ગમે છે. સરિતાતટ કે સરોવરકાંઠો નારીનું પિયર ગણાય છે. આથી એકલાં કે સરખીસરખી સાહેલીઓ સંગે નવયૌવના નારીઓ પ્રમત્ત કે રસમત્ત પેઠે જળક્રીડા કરતી જોવા મળે છે. કાલિદાસે મેઘદૂતમાં ક્ષિપ્રાનાં જળને નવયૌવનાનાં સ્તનલેપની સુગંધથી મહેંકતા વર્ણવ્યાં છે. હંસોની બેલડીઓને કમલતંતુનું આદાનપ્રદાન કરતી સરિતા જળે વિહરતી રસકવિ કાલિદાસ વર્ણવે છે. કોણ જાણે કેમ પણ માતાના ગર્ભમાંયે અર્ભક જળઝૂલે ઝૂલતું રહી નિજ કાયાને નિર્મિત કરે છે તેથી જ હરેક માનવી જળવિહારે રસમત્ત થઈ વિહરતો અનંત યુગોથી જોવામાં આવે છે. નાનકડા વૃક્ષના થડનું Canoe હોડકું બનાવી સાગરસફર ખેડતો જંગલી કે અર્ધસંસ્કૃત માનવી જોવા મળે છે. મહર્ષિ અગસ્ત્ય પણ સમસ્ત ભારત વીંધી પૂર્વસાગરને પેલે પાર સંસ્કૃતિ થાણાં સ્થાપવા, આર્ય સંસ્કારની મહાન્ કેશર–ક્યારીઓ કે વાડીઓ વિકસાવવા દૂર દૂર પૂર્વનો સાગર પ્રવાસ ખેડી, આર્ય સંસ્કૃતિની ધજા ફરકાવી — અગસ્ત્યના વાયદારૂપે ખ્યાત થઈ, સાગરની અંજલિ કરી ગયાનું બિરૂદ પામે છે; અને જ્યાં જ્યાં અગસ્ત્યની પ્રતિમા જોશો ત્યાં ત્યાં વિશાળોદર એ સાગરસફરી મહર્ષિનું દર્શન થશે.

આમ, જળનો સંગાથ — જળનો સ્પર્શ જીવમાત્રને અને વિશેષત: માનવીને આહ્લાદક લાગતાં તેણે એનો આદ્ય નિવાસ સરિતાતટે નિર્માર્યો. સાગરને આરોહી — સાત સાગરોની સફર કરનાર માનવી સાગરથી બ્હીતો નહીં એટલે સાગરકાંઠે કે જ્યાં અપાર હિમશિલાઓ પડી રહે છે એવા દુર્ભેદ્ય ધ્રુવપ્રદેશોથી પણ એ ગાંજતો નહીં. પણ જેમ જેમ સંસ્કૃતિનો પ્રસાદ પામતો ગયો તેમ તેમ માનવ — મહામાનવ — એની સંસ્કૃતિની માનવવણઝાર સરિતાને કાંઠે ને કાંઠે દોરતો ઠેઠ ઉત્તરધ્રુવથી મધ્ય યુરોપ — ઈરાન અને એથીયે આગળ ગંધારને ખૈબરને પાર કરી આર્યાવર્તમાં આવ્યો. ત્યાં પંજાબની પાંચ પુણ્યસલિલા સિંધુ આદિના તટે એણે સ્થાયી આર્યસંસ્કારનો મહાસ્થંભ રોપ્યો અને ત્યાંથી અનેક ઋષિગણોએ આર્યસંસ્કાર અને સંસ્કૃતિને પ્રચારવા, અડાબીડ જંગલો વટાવી, વિંધ્યને સૂઈ રહેવાની આજ્ઞા કરી, ભારતના પાદપદ્મને ત્રણ ત્રણ મહાસાગરો પખાળે છે ત્યાંથીયે સુદૂર પૂર્વની સંસ્કારયાત્રાઓ કરી, એ અજાણી ભૂમિને વતન માની, ત્યાં સ્થાયી વાસ કર્યો — એના સગડ પૂર્વના કોઈ પણ યાત્રીને પ્રત્યક્ષ થયા વિના રહેતા નથી.

આમ સરિતાઓ — લોકમાતાઓનાં — સ્રોત્ર ગાતો માનવી તો શિશુવયે ચંબલ, રાવી ને સરસ્વતીનાં હાલરડાં સાંભળી જીવનમાં સાહસ-શૌર્ય ને સંસ્કારની સુધા પી ઉછરતો માનવી સરિતાનાં ઋણ, એની દેણને ન વિસરે એ સહજ ને સ્વાભાવિક છે.

આમ જ્યાં જ્યાં સરિતા — જ્યાં જ્યાં બે, ત્રણ, પાંચ કે સાત સાત નદીના સંગમ એ તીર્થ ને મહાતીર્થો બન્યાં. અને પેલા સાઈબીરિયાના બૈકલ સરોવરે તો ૩૦–૩૦ સરિતાનાં જળ રેડાય છે. વળી ત્યાગને વૈરાગ્યની મૂર્તિ શંકરાચાર્યે પણ નર્મદા ને ગંગાનાં અદ્ભુત સ્તોત્રો ગાઈ, માયામાં ન માનનાર સમર્થ સંન્યાસીના હૃદયમાં પણ માતા નર્મદા માટેની જે મમતા પ્રગટ કરી છે એથી શંકરાચાર્ય વિરક્ત હોવા છતાં અરસિક કે રસવિહીન નહોતા એની પ્રતીતિ થાય છે.

પછી તો આર્યસંસ્કૃતિની પ્રગતિકૂચ સાથે સાગરતટ કે સરિતાસંગમો તીર્થ લેખાવા માંડયાં. તીર્થના માહાત્મ્ય માટે સરિતા, સરોવર કે કુંડ આવશ્યક મનાયાં. દક્ષિણ ભારતના વિરાટ ને ગગનચુંબી મંદિરો, મંડપો ને ગોપુરમ્‌ની સાન્નિધ્યમાં જ તીર્થમ્—કુંડ ને સરોવરજળો હિલ્લોળતાં થયાં.

કુંભકોનમ્‌માં મહામાઘ તીર્થમ્, નાલંદાની વિદ્યાપીઠ જૂની ને આજે નવો જન્મ પામતી નવ-નાલંદા વિદ્યાપીઠની સમીપે ને ઉત્તરે પદ્મોથી લહેરાતું પદ્મસરોવર, બોધિગયાના મહાતીર્થે તીર્થની સમીપે જ વહેતાં તારક ફલ્ગુ કે નિરંજનાનાં નીર તીર્થની પાવકતા પામ્યાં, ને શાસ્ત્રે ભાખ્યું :

તીર્થોદકં ચ વહ્નિશ્ચ નાન્યત્ર શુદ્ધિમર્હતિ!

આમ બદરીકેદારના હિમરાશિ, જગન્નાથ, દ્વારિકા ને રામેશ્વરમ્‌ના સાગરઘૂઘવાટ, ઝાડખંડી વૈદ્યનાથ ને ભુવનેશ્વરનાં પાવન સરોવરો, મોઢેરા ને શાક્ત પીઠોનાં સૂર્યકુંડો ને માનસરોવરો આ સૌને વરી તીર્થની પવિત્રતા.

આમ સરોવરો અને કુંડો—અને ખાસ તો ટુવા કે લસુંદ્રાના તપ્તકુંડો, કે વજ્રેશ્વરી કે મગધમાં આવેલ એના પુરાણા પાટનગર રાજગૃહની ડુંગર-તળેટીમાંના પેલા સ્વચ્છ જળના તપ્તકુંડો જાણે યાત્રિઓની સાત સાત ડુંગરધારોની યાત્રા પછી તેમની સેવા કરવા ને થાક નિવારવા જ કુદરતે નિર્માણ કર્યાં હોય એમ માનવાનું મન થાય.

આમ, જેમ પ્રકૃતિમાતાએ વિશાળ ગંગા, યમુના ને બ્રહ્મપુત્રા સિંધુ ને સરસ્વતી જેવી સરિતાઓ આપી, તો પ્રકૃતિ-બાળ માનવે, એના વિહાર ને વિલાસ માટે નિજ નિજની પ્રેયસી કે પ્રિયતમા સાથે ચાંદની ધવલ રાત્રિમાં નૌકાવિહાર અર્થે કે સાગરનું નીરવ સંગીત ધરતીના ધમસાણથી દૂર દૂર જઈ એકાંતે માણવા સરોવરો નિર્માણ કર્યાં. આમાં કેટલાંક પ્રકૃતિ રચ્યાં સરોવરો છે, તો કેટલાંક માનવરચિત.

પૃથ્વી ઉપરનાં રાષ્ટ્ર રાષ્ટ્રને અને પ્રજા પ્રજાને આવાં પ્રકૃતિનિર્મિત સુંદર ને રમણીય સરોવરો વારસામાં મળ્યાં છે. કોઈ પ્રજા આ વારસાથી વંચિત રહી નથી. સિંહલદ્વીપથી સાઈબીરિયા, સ્વીટ્‌ઝરલેન્ડ, કાશ્મીર ને કેનિયા, અમેરિકા અને આફ્રિકાના વિશાળ ખંડખંડે વિશાળ—વિશાળાં જળ હિલોળતાં ને સામો કાંઠોયે ન દેખાય એવડાં ૪,૦૦૦—૪,૦૦૦ માઈલના ક્ષેત્રફળવાળાં વિકટોરિયા-ન્યાંઝા અને આલ્બર્ટ-ન્યાંઝા જેવાં સરોવરો છે. પ્રકૃતિએ એમને જેમ વિશાળ ને વિપુલ જળરાશિ આપ્યાં છે, વનરાજીનું અથાગ સૌંદર્ય આપ્યું છે તેમ જળચરોનાં અથાક રૂપ ને વૈવિધ્ય, તો પક્ષીઓ અને પ્રાણીઓનાં વિરાટ દર્શન ને સમૃદ્ધિયે બક્ષ્યાં છે.

પ્રજા પ્રજાએ, આ નૈસર્ગિક શ્રી અને સંપત્તિનો, નિજ નિજના સંસ્કાર પ્રમાણે ઉપભોગ કર્યો છે. કોઈએ પ્રકૃતિના આવા રમણીય ને નીરવ ખોળે બેસી—divine પરમ જ્યોતિની ઉપાસના કરી એનો સાક્ષાત્કાર અને એની સાથે તાદાત્મ્ય પામવા સાધના કરી છે, તો કેટલાકે નિજની સ્થૂલ ક્ષુધાને નિવારવા, એનામાં પડેલી યુગોજૂની હિંસકવૃત્તિને પરિતૃપ્ત કરવા—અનર્ગળ હિંસા જ કરી છે, જેથી પાશ્ચાત્ય લેખિકા ને કુમારી રાશેલ કારસન જેવી નારી પણ આ હિંસાથી ત્રાસી જાય ને જગતની પ્રજાઓ પાસે આ અવિચારી હિંસાને 'રૂક જાવ' કહેવા બે મહાગ્રંથો લખી જાણે હિંસાથી ત્રાસી ગઈ હોય એમ ૨૮ વર્ષની ઉંમરે તો આ સંસાર છોડી—જાણે માનવ-માનવ સાથેનો સંબંધ છોડી પરલોકમાં સિધાવી ગઈ. વારસામાં બે ચિરવિચારણીય ગ્રંથો મૂકતી ગઈ છે :

1. The Silent Spring; 2. The Sea Around Us.

એક છે જાણે પેલા કવિ કલાપીની ઉક્તિને અનુમોદતો ગ્રંથ :

સૌન્દર્યો વેડફી દેતાં ના, ના, સુંદરતા મળે;
સૌન્દર્યો પામતાં, પહેલાં, સૌન્દર્ય બનવું પડે.

-વાળી કડીનો સાર ભાષ્યરૂપ સંસારભરમાંથી શિકારીઓની ગોળી, છરા, તીર ને ગોફણે વિનાશ પામતાં ને નિ:શેષ થઈ જતાં વિહંગોનું કલ્પાંત, એનાં પાને પાને વાચકને સંભળાય છે અને પૂંઠા ઉપરના આલેખનમાં એક વૃક્ષડાળે માળો ઝૂલે છે. એમાં ત્રણ ઈંડાં વણસેવ્યાં પડયાં છે. એને સેવનાર માદા કયાંય નજરે પડતી નથી કે ચણ ચંચુમાં લાવી આપનાર નરપક્ષીયે નથી. પારધીએ બંનેને હણી નાખ્યાં છે. આ માળો તો માત્ર સંસારભરની વિરાટ હિંસાના ચિત્રનું કરૂણ પ્રતીક જ છે. ૧૯૫૫માં 'નળસરોવર આવતાં યાયાવર પક્ષીઓ'ના વાર્તાલાપની સામગ્રી માટે હું એક રાજમહેલે જઈ ચડયો. રાજકુમારને પૂછયું: નળસરોવરે આવતાં પક્ષીઓની થોડી યાદી?

અરે! કામદાર સાહેબ, તમે ભૂલા પડયા કે શું?

મેં કહ્યું, કેમ? આપ તો જાણકાર છો.

હા, પણ હું—I am not a bird-lover, I am a hunter of birds. મારે પક્ષીનાં રૂપ, રંગ, કંઠ કે સૂર સાથે કશી નિસ્બત નથી. મારી ક્ષુધાને સંતર્પે ને સ્વાદ પૂરે એવું પક્ષી મારી ગોળીનું નિશાન થઈ જાય છે. સાંજના કલાકભરની લટારે મારી બૅગ ભરી પાછો વળું છું.' આ રાજકુમાર અને એનો જવાબ સમસ્ત સંસારની આજની અમર્યાદ હિંસા ને હિંસકવૃત્તિના જવાબનો પડઘો માત્ર છે. શ્રી રિચાર્ડ કારસન એની કિતાબ—The Sea Around Usમાં, જળચરોની પારાવાર થતી હિંસાની કરૂણામયી નારીએ કરેલી વાસ્તવિક આલોચના છે. સંસારભરના હરેક યુવાન અને ખાસ તો અહિંસામાં માનતા ગુજરાતી યુવકે આ બંને ગ્રંથો વાંચવા ને વિચારવા જેવા છે.

હવે આપણે આપણા પ્રકૃતિનિર્મિત નળસરોવરની નિસર્ગ-સુષમાઓ જોઈએ.

જે રાષ્ટ્રમાં કુંડો, સરોવરો ને સરિતાઓની તીર્થોમાં ગણના ને પૂજા થાય છે, ત્યાં સૌરાષ્ટ્રમાં અને ઝાલાવાડ જેવી શુષ્ક, નપાણિયા, મેઘરાજાની પ્રતિવર્ષ ઓછી થતી કૃપાના અધિકારી અને જેની ધરતીનો દળ માત્ર છીછરો કે ઉપરછલ્લો જ છે—ભાગ્યે જ સમથળ ત્રણ ફીટનો હશે ત્યાં ગુજરાત જેવા ને જેવડાં ગગનચુંબી વૃક્ષો કે ઘેઘૂર વૃક્ષરાજી થતાં નથી. એવા પ્રદેશને એક પશ્ચિમ ખૂણે આવેલ પ્રકૃતિનિર્મિત ૭૫ ૭૫ માઈલના ક્ષેત્રફળનું, આપોઆપ પ્રતિવર્ષ વર્ષાના અભિષેકે ભરાતું ને છલકાતું સરોવર હોય એ જોઈ, પ્રાકૃત કે અરસિક આદમીનો આત્મા પણ આનંદવિભોર થઈ ડોલી ઊઠે, ઊંડેરા આહ્લાદે, તો એમાં આશ્ચર્ય જેવું કશું નથી.

નળસરોવરને ફરતો જે પ્રદેશ આવેલો છે તેને નળકાંઠો કહે છે. જે વિસ્તારમાં ચોમાસે અને ચોમાસા પછી પણ અને ઉનાળા સુધી અખંડ ઓછુંવધતું પાણી રહે છે તેને લીલોનળ કે ચોખનળ કહે છે. જે સુકાઈ જાય છે તેને સૂકનળ કહે છે.

આષાઢસ્ય પ્રથમ દિવસે—વર્ષાનાં અમીજળ વરસતાં અને આસપાસના પ્રદેશોમાંથી પાણી આ નીચાણ-વાળા પ્રદેશે વહી આવતાં, નળસરોવર જળબંબાકાર થઈ જાય છે; અને જેમજેમ અષાઢ-શ્રાવણની હેલીઓ જામે તેમ તેમ નળસરોવર છલકાઈ ફરતો આખો નળકાંઠો જળબંબાકાર થઈ જાય. નળનાં ગામ-ગામ વચ્ચે વાહનવ્યવહાર થંભી જાય અને શ્રીનગરની બજારોમાં નૌકાથી શહેરમાં હરાયફરાય, માલખરીદી ને વેપાર થાય, તેમ અહીં પણ નળકાંઠાનાં ગામ-ગામ વચ્ચે પઢારોના તરાપા ફરતા થઈ જાય. માલની અને માનવીની અવર-જવર આ તરાપા દ્વારા જ થાય. ત્યારે આ સરોવરનું ક્ષેત્રફળ ૭૨—૭૫ માઈલનું મટી ૧૫૦થી ૨૦૦ માઈલનું થઈ જાય.

આ નળસરોવરમાં ૩૦૦થી ૩૫૦ જેટલાં નાનાંમોટાં બેટડાં આવેલાં છે. અને આખુંયે સરોવર ભરાય ત્યારે સમથળ છ ફૂટથી ઊંડું પાણી હોતું નથી; એટલે આખા સરોવરમાં માણસ નિર્ભય થઈ ફરી શકે. બૂડવાની બીક નહીં, સિવાય કે બાળકો માટે.

આ સરોવરનો રૂપરાશિ જોવાની ખરી તક ડિસેમ્બરના અંત સુધી (ક્વચિત્ શિયાળાભર). પણ ઉનાળાની ઊની લૂ ને તાપ શરૂ થતાં પાણી સુકાવા માંડે. છલકતાં જળ આરેથી ઓસરવા માંડે અને ઊંડાણ ઓછું થાય. આથી સમશીતોષ્ણ હવા માણવા હજારો માઈલનો આકાશીપંથ ખેડી આવેલાં migrating યાયાવર પક્ષીઓ નિજનિજને વતન પાછાં વળવા માંડે છે અને સરોવર તીરનો પક્ષીવૈભવ દિનપ્રતિદિન ઘટવા માંડે.

આ સરોવરમાં બરૂ, છૈયાં ને ડીલાનો કારમો ઉગાવો ચોમાસાનાં જળ પડતાં જ ઉગી નીકળે છે. અને તે ઘણીવાર પાણીની વિપુલતાને કારણે માથાઢંક ઊંચેરો વધે છે. આની સળીઓ લીલીછમ અને સુંવાળી હોય છે. એને માથે પાકે ત્યારે મોરના મસ્તકે હોય છે એવી કલગી જેવી ઘેરા પીળા રંગની ફૂમકીઓ આવે છે. પાન પણ ખૂબ થાય છે અને એને માથે લીસું-સુંવાળું બાજરાના બાજરિયા જેવું ઘાબાજરિયું થાય છે; જે વાગવાથી લોહી નીકળતું હોય તો એ બાજરિયું દાબી દેવાથી તુરત બંધ થાય છે. ગ્રામજનતા એનો બહોળો ઉપયોગ કરે છે. આ પાનનું ઘાસ તરાપા બાંધવામાં પઢાર લોકો છૂટથી વાપરે છે. એની ઊંચાઈ ૮ થી ૧૦ ફૂટ જેટલી હોય છે. એનાં પાન ડીલા કરતાં પહોળાં અને છરી જેવાં ચપટાં પણ લીસાં ને ધાર વિનાનાં હોઈ દર્ભની સળી પેઠે હાથને ઈજા કરતાં નથી. આ પાન જ્યાં ઊગે છે ત્યાં એટલી ઘાટી ઊગે છે કે, માણસ એના સોંસરો નીકળી શકતો નથી. એ માટે એણે ભેંસોને આગળ કરવી પડે અને ભેંસે પાડેલ માર્ગ કે પટમાંથી પછી માણસ પસાર થઈ શકે.

ડીલો પાનથી નીચો થાય છે. એની સળી પાતળી હોય છે. એના મૂળમાં એક ગાંઠ થાય છે, જેમાંથી એ પ્રતિવર્ષ વર્ષા થતાં ફૂટી નીકળે છે. આ ગાંઠ શ્યામ રંગની ને મજબૂત તાર જેવાં એની સાથે મૂળ હોય છે જે તૂટતાં નથી. આ ગાંઠને સ્થાનિક લોકો બીડ અથવા મોથાળિયો કહે છે. નળ સુકાયે પઢાર લોકો આ ડીલા કે બીડના ઘાસને વાઢી પૂળા બાંધી રાખી મૂકે છે. એનાથી રહેવાના કૂબાને છાય છે. અર્થાત્ cone જેવા આકારના કૂબા ઉપર છાજ આ ડીલાનું ઘાટું છાય છે. covers જેથી ચોમાસે પાણીનું ટીપું અંદર પડતું નથી. પ્રથમ પઢાર લોકો—ઝાલાવાડના ગરીબ વાઘરી પેઠે ગોળ વંડો માટીથી ચણે છે. એક બાજુ બારણું રાખે છે. પછી વચમાં તંબૂ પેઠે એક લાંબો મજબૂત વાંસ કે વળી ખોડી ઊભી કરે છે ને એ વળીને આધારે પેલા વંડા ઉપર દસબારેક વાંસડા છત્રીના સળિયા પેઠે બાંધી લે છે. વચ્ચે આડી ખપાટો પણ બાંધે. પછી પેલો ખૂબ ઘાટો ડીલો શંકુ આકારના છાપરા ઉપર ઢાંકી દે. પછી અંદર ગાર-ગોરમટી, કરી ચૂનાને બદલે ખડી—સફેદમાટીથી ગોળ દિવાલને ધોળી એમાં નાનાં આભલાં જડે. એક ઠેકાણે રસોડું-ચૂલો બીજી તરફ ખાટલો અને બારણાં કે ઝાંપો એના ખપાટના બારણાને તાળાની જરૂર નહીં. આ થયું પઢારનું ઘર.

પઢારોનો ખોરાક, જુવાર મુખ્યત્વે. પણ તેમાં બીડ-મોથાળીઆનો લોટ ખાસ ઉમેરવાનો. બીડ પઢારોનો રાષ્ટ્રીય ખોરાક છે. બીડને આછા તાપે પ્રથમ શેકી નાખે, પછી બીડને ધોકાવે અથવા ખાણિયામાં ખાંડતાં, કાળાં ફોતરાં નીકળી જાય અને સફેદ દૂધથી ઊજળો મેંદાનાં સમો લોટ રહે એને ચાળીને જુવારના લોટમાં ભેળવે. એમાં ગળપણ ખૂબ હોય છે. સં. ૧૯૫૬ની સાલમાં પઢાર ઉપરાંત સારાયે ઝાલાવાડનાં ગામડાનાં લોકો તળાવકાંઠે કે તળાવની મધ્યમાં થતા આ ડીલાની ગાંઠો કાઢી, સૂકવી, ખાંડી-ધોકાવી એનો લોટ બીજા અનાજ સાથે ભેળવી ખાતાં એ અમે નજરે જોયું છે.

આ ઉપરાંત એ શિકારી હોય છે. સૂર, વકરેલ ભૂંડ દાતરડીવાળાનો શિકાર કરવા ગામની સીમમાં દેખાય તો પાંચસાત જુવાનો ભાલાં લઈ નીકળી પડે ને માર્યે જ રહે. પણ સૂરનાં દર્શન ક્વચિત જ થાય. ખાસ તો જળચર મચ્છીની સૂકવણી, જળનાં બીજાં નાનાંમોટાં પ્રાણીઓને જાળથી પકડી કે બગલાની જાતનાં મોટાં પક્ષીઓને ખપાટના સાણસાથી પગ પકડી લઈ પરબાર્યા વેચી નાખે છે. પઢારો કોઈ પક્ષી કે પ્રાણીને નથી

ખાતા એમ ન કહેવાય. આવી સૂકવણીનાં માટલાં ભરી રાખે છે. પાણી સુકાયે, આછીપાતળી ખેતી પણ જુવાર, બાજરી ને ડાંગરની, તો કવચિત્ ઘઉંની પણ કરે છે. છતાં બીડના લોટ વિનાનું ખાણું ખાતા નથી.

સંસ્કૃત ભાષામાં બરૂને નડ કહે છે. જ્યાં આ ઘાસ વિપુલ પ્રમાણમાં થાય છે એ પ્રદેશને નડ ઉપર લોકો નળ કહેતાં થાય એ સહજ ને સ્વાભાવિક છે. ડીલાની એકજાતની સળીઓ ગોળ ને લાંબી થાય છે, જેમાંથી ગારાની ભીંતો આડે બાંધવાની સાદડી-વાછટિયાં થાય છે. સૂકાણે એનો રંગ પીળો થાય છે. બીજી જાતની સળી ત્રિકોણાકાર થાય છે તે પોચી હોય છે અને રંગે લીલી, સુંવાળી ને ટૂંકી. આ જાત સૂકાણે પીળી પડતી નથી.

આ પ્રદેશના માલધારી મુખ્યત્વે ભેંસો રાખે છે. એ ભેંસો ને માલધારી પેલાં નાનાં મોટાં બેટડાં ઉપર માલ સાથે રહે છે. આ પ્રદેશમાં મચ્છરનો ભારે ત્રાસ છે અને નળસરોવર ફરતાં ગામોમાં પણ ગરીબો પણ મચ્છરદાની સિવાય રાતે ઊંઘી શકતાં નથી. પછી ભલે મચ્છરદાની ફાટેલ જૂનાંપુરાણાં ધોતિયાં કે સાડલાની હોય, માલઢોરને પણ આ ડાંસ જેવા મોટા મચ્છરો લોહીલોહાણ કરી મૂકે છે, તેથી ઢોરની કોઢયોમાં રાત આખી ધુમાડી રાખવી પડે છે, જેથી ધુમાડાને કારણે મચ્છરોનો ત્રાસ થોડો ઓછો લાગે છે.

અહીં એક ચમત્કારિક વાત નોંધ્યા વિના રહી શકતો નથી. સર્પોને રમાડી-રિઝાવી વાદી કંડિયે પૂરી એનો રોટલો રળી લે છે અને પેલા વાદીનો અંગ્રેજ સગોત્રી That rat charmer ની કવિતા ઘણાએ વાંચી હશે. અને જે ગામમાં ઉંદરોનો ભારે ત્રાસ હોય ત્યાં બોલાવવા જાય અને એની વાંસળીના સૂરે ગામના એકે એક ઉદરને એટલે ઉંદરના ધણને પોતાની પાછળ દોરી જાય ને બીજું ગામ જ્યારે ઊંઘતું હોય ત્યાં મૂકી દે. આમ નળસરોવરે એકવાર, વર્ષો પહેલાં, એક સાધુ આવ્યો. માલધારીના નેહડે ઉતર્યો. માલધારીઓએ સાધુની અચ્છી સરભરા-સેવાચાકરી કરી તેથી એ પ્રસન્ન થયો. લોકોએ એને મચ્છરના ત્રાસની વાત કરી. તો કહે, ચાલો માલ સાથે પેલા મોટા બેટડે. ત્યાં એણે મચ્છરની દાઢ બાંધી. એટલે એ બેટ ઉપર એકે મચ્છર ન ફરકે કે ન કરડે. લોકો તો ગુલતાન કરવા મંડયા. સાધુની વાહ વાહ થઈ ગઈ. પણ કોઈ ખરાબ ચોઘડિયે માલધારીઓના મનમાં મેલી મુરાદ જન્મી કે આ સાધુ કદાચ નારાજ થઈ કોઈ વાર અહીંથી ચાલી નીકળશે તો ફરી મચ્છરનો ત્રાસ વેઠવો પડશે. એથી આ સાધુને રાતમાં મારીને અહીં જ ભંડારી દઈએ તો ફરી ત્રાસ થાય નહીં. અસદ્ માર્ગે ઢાળવો—વહેલા ઉતરાય એવો હોય છે. પુણ્યનાં ચઢાણ કપરાં ને દોહ્યલાં. લોકની પાપવૃત્તિ બળવત્તર થતાં સાધુને એક રાતે સૌએ મળી, મારીને ભોંમાં ભંડારી દીધો. આજ પણ એની સમાધિનો ઓટો છે અને આજ પણ આ બેટડે મચ્છરનો ઓછાયો-પડછાયો યે પડયો જાણ્યો નથી. દરેક પ્રજાને નિજનિજની આવી આગવી શ્રદ્ધા ને અનોખી દંતકથાઓ હોય જ છે, જે માનવી જ પડે.

આ નળ સરોવરનું પાણી થોડા માસ જતાં ભાંભરું થવા લાગે છે અને પાણી સાવ આછું કે છીછરું થતાં—આસપાસની ધરતીમાં રહેલ તેલીઆ ક્ષારને લીધે—ઉનાળો આવતાં એનાં જળ ખારાં થઈ જાય છે. છતાં આ પાણી ખૂબ સ્વચ્છ ને નિર્મળ રહે છે, કારણ કે આ સરોવરને તળિયે જે જળમાં થતી વનસ્પતિ થાય છે એ આ પડયાં જળને પણ સ્વચ્છ રાખે છે. આ વનસ્પતિ ભેંસોને ખૂબ ભાવે છે. વાંસાબૂડ પાણીમાં ભરચોમાસે ને શિયાળે પણ આ માતેલી ભેંસો—મહિષીઓ—પાણીમાં મોં ને ગરદનો બુડાડી ૧૦થી ૧૨ સૅકન્ડ સુધી આ સરોવરતળનાં ચાટલાં—વનસ્પતિનાં ભોથાં—ખાતી હોય છે. આ દૃશ્ય કૅમેરાની આંખને નયનચશ્પ લાગે એવું છે.

નળ સરોવરની પોતાની આગવી, જળમાં થતી વિવિધ ને કવચિત્ બીજે અપ્રાપ્ય એવી વનસ્પતિ છે. પણ સરોવર બહાર અને આસપાસ કશી વનસ્પતિ નથી એમ કહીએ તોપણ ચાલે. જોકે નળ સરોવર

ફરતાં જ્યાં જ્યાં ગામડાં વસ્યાં છે, ત્યાં ઝાલાવાડનાં ગામડાંમાં જોવા મળતાં વૃક્ષો છે. જેમ કે લીંબડા, પીપર ને વડ. પણ તે સિવાય તો બાવળે દુર્લભ છે. હા, છે માત્ર ખારીમીઠી જાળ salvadora Persica આ જાળનાં વૃક્ષો ઉજ્જડ કે વેરાનપ્રદેશની ધાત્રી સમાં છે. જાળનાં વૃક્ષો Antiquity નો પુરાણા સ્થળનો ખ્યાલ ઊભો કરે છે. એનાં સફેદ થડો, એની ઘેઘૂર ઘટાઓ, સંખ્યાબંધ પાનના થોકેથોક કે જેથી તેમાં બેઠેલ પક્ષી ન નજરે ચડે કે ન દેખાય. હા, સંભળાય માત્ર પેલા અદૃશ્ય રહી બોલતા હોલાનો કરુણ રવ— "ઘૂ ઘૂ ઘૂ...ઘૂ ઘૂ ઘૂ". પણ તમે તેને જાળની ઘેઘૂર ઘટા ને પર્ણાવલીમાંથી શોધી શકો નહીં. એટલે જ્યાં ગામ ને ગામનો ગોઠ ત્યાં જ ઝાડપાન. બાકી તો છે માત્ર જાળરાણીનો વૈભવ.

તમને જાણીને નવાઈ લાગશે કે તો દેશવિદેશ ને દૂરસુદૂરથી આવતાં લાખ્ખો પક્ષીઓ વિસામો કયાં કરતાં હશે? ઝાલાવાડમાં ખળાં ટાણે એટલે કે માગશર માસે અનાજ ચણવા ગામેગામ આવી પહોંચતાં હજારો વૈયાંનાં ટોળાં સાંજ પડતાં જ જળાશય-તળાવ હોય કે સરિતાતટના કાંઠાનાં વૃક્ષોનાં પર્ણેપર્ણને બોલતાં કરી દે છે એવું અહીં બનતું નથી, કારણ કે નળ સરોવરની આસપાસ વનરાજી કે ઉત્તુંગ વૃક્ષોનો વૈભવ નથી એટલે એ બધાં શિયાળા વ્યતીત કરવા આવેલાં પક્ષીઓ મોટા ભાગે જળમાં જ ઊભાં ઊભાં, તરતાં કે પેલાં ૩૦૦થી ૩૫૦ જેટલાં જ બેટડાં આગળ (કહ્યાં તે ઉપર) જ વિસામો લે છે અને કલાપી કહે છે તેમ : "જે પોષતું તે મારતું, એ ક્રમ નથી શું કુદરતી?" આમ જ આ લાખ્ખો પક્ષીઓ કાયદાથી ભલે સુરક્ષિત ગણાતાં હોય, પણ વાસ્તવિક અને માનવી-માનવીની હૈયાગુફામાં જ્યાં સુધી હિંસા વાસ કરીને બેઠી છે ત્યાં સુધી આ પક્ષીઓ સલામત નથી.

પ્રથમ તો પઢારો જ જળચર ને ભૂચર પક્ષીઓના રીઢા-અઠંગ શિકારી છે. એમને માછલી પકડવાની જે હાથફાવટ છે તે બીજે જોઈ જાણી નથી. જળના પ્રવાહમાં, જળવેગે ભાગતી, માછલીને પઢારનો બાળક જે સિફતથી માત્ર હાથ વડે જ પકડી પાડે છે તે કરામત બીજાને વશ નથી. બીજાના હાથમાંથી મત્સ્ય સરી કે લપસી જાય કે મત્સ્યનાં શરીરની ધ્રુજારી કે તરફડાટે માછલી હાથની પકડમાંથી છૂટી જ જાય તે પઢાર યુવાનના હાથમાં ન બને. આ તો થઈ મત્સ્યની વાત : પણ સરોવર આવતાં સર્પગ્રીવ બગલાં, પેલાં Pelicans અને Flemingos જે એકેક પક્ષીનું મૂલ્ય જીવતું પકડી આપવા માટે રૂ. ૨૦ થી ૨૫ પરબાર્યા મળે છે, તેમને પકડવાનો પઢારોનો વાંસ-વાળો બીજાને બનાવતાં કે વાપરતાં જ નથી આવડતો. પઢારોનો એ આગવો કસબ ને કુશળતા છે.

આ શિકાર, ને આછી પાતળી ખેતી ઉપરાંત મજૂરી ઉપર જીવન ગાળતા ગરીબ પઢારોનો વ્યવસાય કે આશરો ખારાપાટ જમીનમાં થતી તરણાં તરણાં જેવી થેક છે. નળસરોવરની આસપાસ ચોમાસાનાં જળ સુકાતાં પ્રદેશમાં થેકનાં તરણાં ઉગી નીકળે છે. એને ખોદી ઘેર લાવી ખડ કે સૂકા ઘાસમાં શેકી મૂળના દાણા રાખી બાકીના તરણાં બાળી નાખી, મસળીને ચોખા થેકના દાણા કરે છે. આ ખાવામાં સ્વાદિષ્ટ ને મધુર હોય છે. આ થેકની પઢારો કોથળી માથે મૂકી રાણાગઢથી સુરેન્દ્રનગર કે લીંમડી સુધી વેચવા આવે છે અને આમ આ ગરીબ લોકો પેટ ગુજારો કરે છે. આમ બીડ અને થેક પઢારોની જીવાદોરી છે.

પ્રાણીઓ : આ પ્રદેશમાં Black Buch પુષ્કળ સંખ્યામાં હતાં, તે આજે ઓછાં થઈ રહ્યાં છે. લોંકડી, શેળા, શેઢી, સસલાં અને જંગલી ભૂરા ઉંદરો પુષ્કળ સંખ્યામાં ગામની નજીક મળે છે. સસલાં ભૂરાં, શ્વેત અને શ્યામરંગી, લાલચટક આંખોવાળા ને રમાડવાં ગમે એવાં મનોહર હોય છે. પણ આ કોમળ જાત માટે શિકારીનો પાણો જ બસ થઈ પડે છે. પ્રકૃતિએ રક્ષેલ ને માનવની હિંસા પળવારમાં હણી નાખે છે અને પામે છે માત્ર માંસનો લોચો. તેથી જ કલાપીનો આત્મા હિંસાથી કકળી ઊઠતાં ગાય છે :

સૌન્દર્યો વેડફી દેતાં,
ના, ના, સુંદરતા મળે.

ગરોળિયોની બે ત્રણ જાતો મળે છે. એક તો અવાવરૂ કે વપરાતા ઘરની ગરોળી. બીજી વૃક્ષો ઉપર રહેતી ને ત્રીજી water ligard ને પાણી ગમતું હોઈ પાણીના ઉપરવાસે વસતી ગરોળીઓ.

પાણીના સર્પો જે ઝેરી નથી ને આખા સરોવરની સપાટી ઉપર ડોકાં કાઢીને તરતા, દેડકાં ને નાનાં જળચર ઉપર નભતા, ઘણી સંખ્યામાં છે. કાળોતરા નાગ પણ ઝાલાવાડ ને ભાલ – વિભાગમાં અવારનવાર જોવા મળતા હોઈ અહીં પણ હશે જ.

ધામણો – આંધળી ચાકોટ, અને રેતીમાં દર કરી રહેતા સર્પો પણ જોવા મળે છે. જ્યાં સૌન્દર્યનું અમૃત સાંપડે ત્યાં વિષનાં ટીપાંયે પ્રકૃતિએ ભેળવ્યાં જ હોય છે.

અષાઢનાં ધસમસતાં જળપૂર સાથે આસપાસનાં જળાશયોમાંથી મોટાં નાનાં મત્સ્ય સરોવરે આવી પડે છે અને તે ચારમાસ ચોમાસાના અને શિયાળાના ત્રણ ચારમાસ અહીં જીવનલીલા માણી – માનવીની સંતોષી ન શકાય એવી ભૂખાવળી હિંસાનો ભોગ બનીને સ્વયં ખલાસ થઈ જતાં, નવવર્ષાનાં જળભેગાં થઈ શકતાં નથી, એ ઓછી કરુણતા નથી. આ મત્સ્યો માટેની ખાસ બજાર તો છે અમદાવાદ, પણ આસપાસની પઢાર વસતિ, અને રજપૂત, કોળી જેવી માંસાહારી પ્રજા પણ આ મત્સ્યોને નામશેષ કરવામાં કારણભૂત બને છે.

હાલની સરકારે શિકાર ઉપર ઘણા પ્રતિબંધો મૂકયા છે પણ જેમ સુવર્ણ વિદેશમાંથી લાવનારા, અફીણ-ગાંજાના વેપારી, શેળભેળ કરનારા છડેચોક એમનો ધંધો – ચોકી કરનારાઓને રીઝવી કર્યે જ રાખે છે એ સાવ ખોટી વાત નહીં હોય.

**નળ સરોવરે પક્ષીઓનો વિરાટ વૈભવ**

નળ સરોવરની વિશિષ્ટતાઓ, વિવિધ, વિપુલ અને ચિત્તાકર્ષક છે : સારાંયે ગુજરાત, કચ્છ, ને સૌરાષ્ટ્ર-ભરમાં અનેક નાનાં મોટાં સરોવરો તો છે જ. સૌરાષ્ટ્રની જ વાત કરું તો અહીંના તમામ રજવાડામાં એના પાટનગર પાસે અકેક વિશાળ સરોવર હતું. તેમાં કેટલાંક ઐતિહાસિક હતાં, તો કેટલાંક નગરોને પાણી પૂરું પાડવા, તો બીજાં રાજ્યોની ખેતીને સમૃદ્ધ કરવા રાજવીઓએ એ જમાનામાં પણ કરકસર કરી, કાળ-દુકાળ પ્રજાને ઉતરાવવા, ખોદાવેલ હતાં. સરોવરની જરૂરિયાત સૌ રાજવી સમજતા : ભાવનગર, જૂનાગઢ, પોરબંદર, નવાનગર, ગોંડલ, જસદણ, ધ્રાંગધ્રા અને સાયલા જેવાં નાનાં રાજ્યો પાસે પણ અચ્છાં સરો-વર હતાં : ગોંડલ ને, ગોંડલ ને પાનેલીમાં હતાં : ધ્રાંગધ્રાને ધ્રાંગધ્રામાં બે તળાવ, હળવદમાં એક એમ નિજ નિજની શક્તિ, સાધન ને સંપત્તિ પ્રમાણે સરોવરો હતાં જ : ભાવનગર ને ગગા ઓઝા લેઈક, તો જૂનાગઢને જેમ પુષ્કળ બાગ-બગીચા તેમ સુદર્શન તળાવનો ઐતિહાસિક વારસો ધરાવતા રાજ્યને અનેક તળાવો હતાં. લીંબડી, લખતર, પાટડી કે પોરબંદરે પછી તો પછાત શેનાં હોય : જસદણનું આલન સાગર, રાજકોટનાં બબ્બે તળાવ, તો સરધારનું શિકારને કારણે ૧૯૨૧–૨૨માં સત્યાગ્રહ સુધીનો મામલો જોનાર વિશાળ સરોવર, અને અંગ્રેજ ગવર્નરનો સરધારમાંનાં લાખો આડો આદિ જળચરોનો આખરી વિનાશ થતો રોકવા રાજકોટની પ્રજાએ જે સામૂહિક સત્યાગ્રહની તૈયારી કરેલી એ આઝાદી પહેલાં ૨૭–૨૮ વર્ષ પહેલાંનો પ્રજા નિર્ધાર જેણે આજીને તટે, આથમતી સાંજે જોયો છે એ જ પ્રજાબળની નાડ પારખી શક્યા હશે : એ સત્યાગ્રહના આયોજકોમાંના એક તરીકે એ પ્રસંગ યાદ કરતાં – કવિની પેલી ઉક્તિ :— સિંહને શસ્ત્ર

શાં? એમ રાજકોટભરનાં નરનારી રાતે કૂચ કરી સરધારના સરોવરમાં શિકાર કરતાં રોકવા – અંગ્રેજ લાટને – માનવીની દીવાલ ખડી કરી દેવાનો નિર્ધાર માનવીમાં પડેલી ત્યાગ ને બલિદાનની શક્તિનો પરચો દેખાડી જાય છે.

રાજકોટ સ્ટેટ જેલની સામેના આજીના ઓવારે ને બેઠા પૂલે મધરાત સુધી અસંખ્ય માનવી, આગળ વધવા માટે અધીર થઈ ગાતાં હતાં :–

શરફરોશીકી તમન્ના અબ હમારે દિલમેં હૈ!

સોરઠી પ્રજાના બલિદાનનું આ એક ઉજ્જવલ પૃષ્ટ હતું.

આમ આ તળાવો મુખ્યત્વે વીસમી સદીના પ્રારંભથી કે તે પહેલાંથી પણ રજવાડાંઓ ગોરા અધિકારીઓની ખુશામત કરવા નાતાલમાં પોતપોતાને ત્યાં નોતરતાં ને નિજ નિજનાં સરોવર કાંઠે લાખો નિર્દોષ જળચરોનો કારમો સંહાર – યજ્ઞ રચાવી એમાં કૃતકૃત્યતા માનતાં : આ માંહેનું એક પ્રસિદ્ધ સરોવર તે નળ સરોવર : લીંબડી રાજ્યના રાણાગઢ ગામને અડીને આ સરોવર પૂર્વ તરફ પહોળે પટે લંબાઈને પડયું છે.

આમ માત્ર સૌરાષ્ટ્રે જ નહીં પણ ગુજરાત અને કચ્છમાં પણ નારાયણ સરોવર સમું અને ભારતનાં પાંચ પાવક સરોવરમાંનું એક કચ્છમાં છે. ઉત્તરે માનસ સરોવર, તો દક્ષિણે પંપા સરોવર. પૂર્વે ભુવનેશ્વરમાં બિન્દુ સરોવર, તો પશ્ચિમે કચ્છનું નારાયણ સરોવર અને ભારત મધ્યે અજમેરથી આથમણું પુષ્કર સરોવર : આ બધાં સરોવરો ભારતમાં સૈકાઓથી સરોવરોનો જે મહિમા છે તેને ગાઈ રહ્યાં છે.

પછી તો કાળ ભગવાનનો રથ જ્યમ જ્યમ આગળ ધપતો ગયો તેમ તેમ ભારત એકચક્રી રાજ્ય કવચિત જ અને તેય થોડા કાળ માટે જ હતું. ભારત રાજસ્થાનોની ફૂલવાડી સમું છે. પાટનગરો બદલાય, વંશ ને રાજન્યો બદલાય પણ પ્રજા તો King is dead, long live the King કહી નિજના વાણિજ્ય ને કૃષિ-વ્યાપાર ચલાવ્યે જ રાખતી.

આમ ભારતભરમાં સરોવરોની ભારે વિપુલતા હતી. માત્ર ઉદેપુરની જ વાત કરું તો રાજમહેલને પગથિયેથી જ પીચોરા સરોવરમાં લસરતી વિહાર નૌકાઓ મળે. એ પીચોરા લેઇક – અને એને જ જોડતું બીજું સ્વરૂપ – સાગર, અને એને પેલે છેડે આવેલું ફત્તેહસાગર : તો ઉદેપુરથી બાવીસેક માઈલ દૂરનું પેલું 'જય – સમુદ્ર' મીઠા પાણીનું મોટામાં મોટું સરોવર છે, તો પેલું ઉદયસાગર જ્યાં લેડ અને ઝીંકનાં કારખાનાં આજ ધમધોકાર ચાલે છે તે અને તીર્થરાજ કાંકરોલીનું રાજસમુદ્ર પણ એક દર્શનીય સરોવર છે. તો રાજસ્થાનનું ખારા પાણીનું સાંભર સરોવર – જયપુરથી ૪૦ માઈલને છેટે આવેલું – દરિયા સમોવડ વિશાળ ખારા જળનું મોટું સરોવર છે. જોકે બાઇબલમાં જેની કથા છે તે શાપિત Dead Sea ની તોલે તો તે થોડું જ આવે? તો આપણી સાથે ધર્મસંબંધે બંધાયેલું સિંહલદ્વીપ પણ સરોવરોનો રમણીય દેશ છે. એથી પક્ષી માટેનાં અભયવનો Sanctuaries પણ જોવાલાયક છે. એક બુદ્ધગયાના ૨૩૦૦ વર્ષ પુરાણાં બુદ્ધ પુનિત અશ્વત્થને નાતે જ જે શહેર બુદ્ધગયા જેટલું જ ભારતીયજનો માટે પાવક ને પુનિત છે તે અનુરાધાપુર પાસેનું 'બસવાકુલ' જલાગાર અનુરાધાપુરના પ્રથમ રાજવીએ બંધાવેલ. તેને બંધાવતાં જ તોંતેર વર્ષો લાગેલ. આ સરોવર ગિરિનગર પાસેના સુદર્શન સમોવડું વયમાં પુરાણું હશે.

અજમેરનું અનાસાગર ને પુષ્કરનું રાજસરોવર, તો કરાંચી પાસેના મધાપીર સરોવરે પાળેલી અને નાકમાં સુવર્ણકડા સમી નથો વડે શોભતી મઘરો જળમાં છૂટી ફરતી જોઈ – જાણી છે. આવાં તો અગણિત સરોવરો ગણાવાય, પણ પેલી લોકોકિત સંભારી અહીં જ એ વાત પડતી મૂકીએ :

તાલ તો ભોપાલ તાલ, ઔર સબ તલૈયાઁ હૈં.

* * *

આમ સ્વરાજ્ય પહેલાં માત્ર વૈભવ, વિલાસ અને ક્યારેક ક્યારેક કારમાં હિંસાનાં તાંડવ માટે વપરાતાં સરોવરો અને નવાં રચાયે જતાં વિશાળ – વિશાળાં જળાગારો – બંધો ને સરોવરો ધરતીના અલંકાર રૂપ બની રહ્યાં છે.

નારીએ અલંકાર કે પુષ્પો – અને તેમાંય દક્ષિણ ભારતની નવપરિણીત અંગના પિયરથી સંધ્યા વીત્યે – એની ભાભીના સંગ અને સંગાથમાં પતિગૃહે સંચરે છે, ત્યારે અંબોડામાં પુષ્પોની જે નયનરમ્ય ફૂલગૂંથણી કરે છે એ જોતાં આંખોને – રસદૃષ્ટિને તૃપ્તિ જ થતી નથી. રાત્રીને ચંદ્રમા અલંકૃત કરે છે તેમ સમુદ્રવસના ધરિત્રીને સરોવરો ભૂષિત કરે છે : સરોવરો ધરતીનું રૂપ છે – અલંકાર છે; પક્ષીઓનો એ વિસામો છે, તો કૃષિનાં એ કરોડરજ્જુ સમાન છે : ધનધાન્યના કોશ ભરનાર જેમ આષાઢી મેઘ છે તેમ સરોવરોનાં જળ પણ છે : આમ સરોવરો ખેતીની આધારશિલા છે. એથી જ આફ્રિકા સમાં વિરાટ સરોવરો જ્યાં નથી ત્યાં કર્મયોગી માનવે નિજ નિજના સહિયારા પુરુષાર્થે માનવરચિત સરોવરથી સૃષ્ટિને અલંકૃત કરી છે અને મા-પ્રકૃતિનું પૂજન-અર્ચન કર્યું છે.

જે રાષ્ટ્રમાં સરિતાઓ અને સરોવરોનું આદિ કાળથી – મહાભારત ને રામાયણ કાળ પહેલાંથી – આટ-આટલું ગૌરવ અને તીર્થપદ ગાવામાં આવ્યું છે – દક્ષિણ ભારતમાં તો જેને સ્વયંતીર્થમ્ કહેવામાં આવે છે – ત્યાં સૌરાષ્ટ્ર-ઝાલાવાડના આવા વિશાળ નળ સરોવરની લોકો ગૌરવગાથા ગાય તો કશા આશ્ચર્યની વાત નથી.

આપણું નળ સરોવર બીજાં તીર્થો પેઠે શ્રદ્ધાનું તીર્થ નથી. આ છે રસ, રંગ અને રૂપનું મહાતીર્થ. અહીં રંગ, રૂપ અને રસની ત્રિવેણી રસિકજનોને પક્ષીઓના આ રંગમેળે – પક્ષીઓની વિશાળ ને વિરાટ આંતરરાષ્ટ્રીય પરિષદે – આકર્ષી લાવે છે.

ગરીબ ગ્રામ-લલનામાં પણ કોક વાર થોકેથોક રૂપ અને રૂપરાશિ જોવા મળે – કાલિદાસના શબ્દોમાં :

किमिव हि मधुराणां मंडनं नाकृतिनाम्

(શાકુન્તલ)

એમ આમ તો નળકાંઠો ચરોતર નથી, કાશ્મીરે નથી કે નથી સોરઠ કે ચોરવાડની ચારુતર ધરતી. આ તો છે અર્ધનગ્ન રંકજનોની ધરતી. કાળી મજૂરીએ માંડ પેટ ભરી શકે એવાની.

પઢારોની નારી ક્વચિત જ અને કોક જ વાર સુવર્ણ-અલંકાર પામે છે. સરોવરે આવી પડતાં જળચરો અને પક્ષી, બીડ ને થેક, આછી પાતળી જારની ઘેંસ ને રોટલા આ છે એમનું ખાણું. આધુનિક ભોગ કે વિલાસની કોઈ સામગ્રી આજ સુધી એમને આંગણે ચડેલી જોઈ નથી. આવી, રંકજનોની ભૂમિને વસવસો ન રહે એટલે વિધાતાએ એને લાખ લાખ પક્ષીઓનો રંગ, રૂપ, સૂર ને કંઠનો સામટો વૈભવ અર્પણ કરી અલંકૃત કરી છે. એથી શિયાળે અને વર્ષાના મંડાણ સાથે ધરતી, સદ્યસ્નાતા રમણી પેઠે, 'ધન્યાસ્મિ' કહીને પુલકિત ને પ્રફુલ્લ વદને લાખો આંતરરાષ્ટ્રીય પક્ષીઓનું નિજ ખોળે સ્વાગત કરે છે.

આમ પક્ષીમેળો નિહાળવા આવેલ માનવી, સરોવરની તીરે ઘડીક અવાક શો ઊભો રહી, આ ધરતીની પુલક ને સોડમ, એનો પમરાટ ને પ્રફુલ્લતાનું રહસ્ય પામવા અંતરમાં ઊંડો ઊંડો ઊતરી જાય છે : જાણે જીવનભર એ સંસારની જે ગડમથલમાં પડયો હતો એ ખોટી હોય ને આ જ જીવવા જેવી, માણવા જેવી, ભોગવવા જેવી સૃષ્ટિ હોય!

પણ વાચક! તારે હજુયે બીજી રહસ્યકથા ઉકેલવાની છે : થોડો ધીરો થા! એની તૈયારી માટે તારાં ચક્ષુ દ્વારા આ રંગ ને રૂપનું રસાયણ અંતરમાં ઉતારી સ્વસ્થ અને તત્પર થા!

આ લાખલાખ પક્ષીઓનાં ટોળાં દૂર દૂરથી ઠેઠ સાઈબિરીયા જેટલા અંતરેથી નાજુક પાંખો વીંઝી બરફ, કરા ને વર્ષાનાં તોફાનનો સામનો કરી, વા, વંટોળ ને વરુથીયે ક્રૂર ઠેર ઠેર ગોફણ ને ગોળી તૈયાર રાખી માર્ગે આંતરતા શિકારીઓ અને હિંસક પક્ષીઓનાં નહોર-નખનો સામનો કરી ઝબ્બે થતાં તો કોઈ વાર બચી જતાં – વર્ણાનિરિર્ગત un-chalked આકાશી માર્ગે કશા compass આદિ આધુનિક માર્ગ દર્શાવતાં સાધનો વિના, માત્ર intuition વડે, અંતરચેતનાની સૂઝ વડે જ, કંઈ સૈકાઓથી દૂર દૂરથી અને ભારતભર-માંથી આશરે જુદી જુદી બસોથી ત્રણસો જાતોનાં લાખો પક્ષીઓ નળ સરોવરે ઊતરી પડે છે. પક્ષીવિશા-રદોએ આ રહસ્યકથા હવે ઉકેલવાની છે. ભારતમાં આવાં પક્ષીઓ માટેના અભયાશ્રમો છે. પણ એ સૌમાં નળ સરોવર પક્ષીઓની નિર્ભયતા અને યોગક્ષેમ માટે ઉત્તમ છે, એ આદર્શ છે એમ કહેવાનો અમારો જરાયે આશય નથી. નળ સરોવરને કાંઠે થૉર આદિ કાંટાળા કોઈ વૃક્ષો જેમાં પક્ષીઓ નિરાંતવા માળા બાંધી શકે, તેનો અભાવ છે; તો બીજી કોરથી ત્યાં વનરાજી જ નથી : ગામને ગોંદરે – પીંપર, વડ, પીપળા ને જાંબુડી છે પણ નળસરોવર ફરતા કે બેટડામાં પક્ષીઓને બેસણાં માટે પણ વૃક્ષો નથી. ગુજરાત સરકારે શ્રી ગાયકવાડ જે નળ સરોવરની કમિટી ઉપર ડેપ્યુટી-કલેક્ટર-પદે હતા અને જેમણે આ અંગે ઊંડો અભ્યાસ કર્યો છે તેમનો, શ્રી સાલિમ અલીનો, ભાવનગરના કુમારશ્રી તથા ગુજરાતના વનેચર, પક્ષી વિશારદો જેમની લેખમાળા 'કુમાર'માં અને અન્યત્ર પ્રગટ થાય છે, તેમનો અને નળના પક્ષીના ઠીક ઠીક અભ્યાસી શ્રી મીન પિયાસી વગેરેની સમિતિ નીમી, નળ સરોવર આવતાં આગંતુક પક્ષીઓનાં, સાર-સંભાળ, યોગ-ક્ષેમ, ખોરાકનો પુરવઠો, તેમની સંપૂર્ણ સલામતી આદિનો સત્વર પ્રબંધ કરવા અમારો આગ્રહ છે.

દરિયાકાંઠાને પાછો મેળવવા, સમુદ્રનાં જળ ધરતીને ધોતાં હોય તે અટકાવવા, અજંટાની સૂકી ભઠ ટેકરીને વૃક્ષમંડિત કરવા, માંડવી (કચ્છ) કાંઠે ઊડી આવતી રેતીને રોકવા અને કચ્છના નાના રણને સુલ-તાનપુર આસપાસ આગળ વધતું અટકાવવા કચ્છનું જંગલ ખાતું જે સ્તુત્ય પ્રયત્નો કરી રહેલ છે, તેવા પ્રયત્નો નળ સરોવરના ચોમેર તળપ્રદેશમાં, આ પ્રદેશને ભાવતાં ને પક્ષીઓને ગમતાં વૃક્ષો રોપાવવાનો સત્વર પ્રબંધ થવો જરૂરી છે : ઉપરાંત આ સાલ ઝાલાવાડમાં ઉપરાઉપરી બે વર્ષ દુકાળ પડતાં આ સાલ નળ સરોવર સૂકુંભઠ પડવું છે, ત્યાં પક્ષીઓનો પગરવ કે પદસંચાર નથી : પક્ષીની પાંખો વીંઝાતી નથી : ને નથી ત્યાં મત્સ્યની મનોહર રૂપેરી રંગલીલા. પેલી silent spring જેવું આજ નળ સરોવર સૂનકાર પડયું છે. એ જોતાં રસિક પક્ષી-નિરીક્ષકોનાં હૈયાં કકળી ઊઠે છે : અભયાશ્રમો બેચાર વર્ષે એકાદ વારે આમ ખાલીખમ પડયાં રહે તો પક્ષીઓનો પ્રવાહ બીજે વળી જાય. તો પછી એમને નોતરવા કોણ જશે? આવું સંકટ નિવારવા સરોવરનાં ૭૫ માઈલના ક્ષેત્રફળમાંથી નિચાણના ૧૫–પંદરેક માઈલના ક્ષેત્રફળને કે ઓછા વધુ વિસ્તારને ખોદી નીચો ઉતારવો જોઈએ કે જેથી ત્યાં બારેમાસ પાણી ભર્યાં રહે, ને પક્ષીઓ અને મત્સ્યસૃષ્ટિ પાંગરે ને એમની વૃદ્ધિ થાય. યાયાવર પક્ષીઓ તો શિયાળો વીત્યે નિજ નિજને વતન જશે પણ સ્થાનિક ને ભારતનાં પક્ષીઓ અહીં સ્થાયી વાસ કરે તો પક્ષી–શોખીનોને અને પક્ષીઓનું નિરીક્ષણ કરવા ઊલટતા વિશાળ વિદ્યાર્થીગણ માટે સુવિધા થશે.

એક નાનકડા પક્ષી–સંગ્રહાલયે જીવતાં પક્ષીઓને અહીં રાખવાની ભારે જરૂર છે કારણ કે stalked પક્ષીઓની કશી અભ્યાસીઓ માટે કિંમત નથી. પેલો દંતવૈદ્ય કહે છે તેમ પેઢામાંનો એક નીરોગી દાંત – પ્લેઈટ – ચોગઠા ઉપરના દસ દાંત કરતાં વધુ ઉપયોગી છે. પક્ષીઓને લગતું થોડું પુસ્તકાલય પણ અભ્યાસ અર્થે અત્રે અનિવાર્ય લેખાય.

તમને આ પ્રવાસી – પક્ષીઓનો વિચાર કરતાં એ ખ્યાલ જરૂર આવશે કે આવડાં ટચૂકડાં કે હળવાં-ફૂલ પક્ષીઓ ૫૦૦૦ માઈલનો પ્રવાસ ખેડી શકતાં હશે? પણ પશુ અને પક્ષીઓની શકિત માપવાનાં કાટલાં જુદાં છે : પશુનું બળ એના કદ ઉપર અવલંબે છે, ત્યારે પક્ષીઓમાં તેમ નથી. સિલોનની જંગલી ભેંસો, સાઠમારી માટેના સાંઢ, અને બલિદાનના પાડાનું જોમ ને કૌવત એના કદ ઉપર અવલંબે છે પણ પક્ષીઓ માટે તેમ નથી.

આ પક્ષીઓ ઘણે ભાગે તાપ અને શિકારીઓથી બચવા રાતે જ પ્રવાસ ખેડે છે : એમનાં માર્ગદર્શકો ચંદ્ર, તારા અને નક્ષત્રો જ છે. એ હકીકત છે :

નળ સરોવરે કયાંય દૂર સુદૂરથી આવતાં લાખો પક્ષીઓનો રંગમેળો જોવો એ ખરેખર તો પક્ષી રસિકો માટે દેવદુર્લભ દૃશ્ય છે. ભારતમાં અને અન્યત્ર આવા અભયાશ્રમો છે પણ નળ સરોવરને એનાં આગવાં સ્થાન ને શોભા છે. કારણ કે એ એવું એકાંત રમણીય સ્થાન છે કે ત્યાંથી જેને નગર કે મહાનગર કહી શકાય એવું એકે નગર સમીપમાં નથી. સારી વસતીવાળાં શહેરો ૪૦ થી ૫૦ માઈલ દૂર છે – ઘોંઘાટ કરતાં એરોડ્રોમોયે નથી. પ્રવાસીઓની એટલી ભીડ નથી કે પક્ષીઓને એમની એકાંત નીરવતામાં વિક્ષેપ પડે. થોડો શિકાર થતો હશે, પણ એના ટકા જૂજ લેખાય એવા છે, એટલે નિર્ભય કે અભય થઈ, દૂર દૂરથી ત્રણેક માસના જાણે Holiday કૅમ્પ માટે આવેલાં પક્ષીઓ અહીં વિના ઉપદ્રવે unmolested વિચરી શકે છે.

હવે જે પક્ષીઓને લીધે આ પક્ષીઓના સંગમતીર્થનું માહાત્મ્ય છે એ પક્ષીઓનો ઊડતો પરિચય કરી લઈએ.

પ્રવાસીએ બ્રાહ્મમુહૂર્તે ચા-પાણીથી પરવારી પોતાના આગવા તરાપામાં બે પાંચ મિત્રો સાથે ગોઠવાઈ જઈ (Binoculars) — દૂર દૂર નજર માંડતાં·દૂરબીનો સાથે લઈ વહેલી સવારે સરોવરની શાંત સફરે ઊપડી જવું ઘટે.

ઉષાદેવી પૂર્વના ગોખે હાસ્ય વેરી આભને કેસરવર્ણું રંગે ત્યારે જંપેલાં નદી-નાળાં ને સરોવરનાં જળો જાગી જાય છે, તો જળદેવીના વિરાટ આત્મા સમાં આ પક્ષીવૃન્દોએ શતસહસ્ર જિહ્વાએ ઉષાને વધાવવા સ્તોત્ર ને સ્તવન મધુર કંઠે ગાવા પ્રેરાય તો એ આશ્ચર્યજનક હકીકત નથી.

હરેક પક્ષીને જેમ નિજ નિજનો આગવો ઘાટ, કદ અને કાયા છે, રંગ, રૂપ અને પિચ્છ – કલાપ છે, એની પાંખોના અવનવા ને આકર્ષક રંગો છે: ડોકના વિવિધ વળાંક, પગની ચાલ ને પગના રંગ છે. એમનાં નેત્રોની ચમક ને રંગે જૂજવા છે: તેમ એમના કંઠ ને સૂરે આગવી મીઠાશ ને મધુરપે મહેકતાં ને સોહામણાં હોય છે. આમ આ વિરાટ સ્વરૂપમાં મળેલ પક્ષીગણનું chorus–સમૂહગીત સાંભળવું એ પણ એક દુર્લભ લહાવો છે. પેલા સર્પગ્રીવ કે હંસની નાજુક નમણી ગ્રીવાના અનેક વળાંક તમને સરોવર કાંઠે જોવા મળશે. તમારી રસવૃત્તિ તો એથી સંતૃપ્ત ન જ થાય, હજી જોઉં, હજી જોઉં એમ જ તમારી આંતરચેતના ઝંખ્યા કરે પણ તમારો પેલો જડ કૅમેરાયે હજી વધુ ચિત્રો, હજી વધુ pose, હજી વધુ નમણો ઠમકો નોંધી લેવા દ્યો, એમ કહ્યા જ કરે.

પક્ષીઓની ઊંચી નીચી pitchની સૂરાવલિઓ, એમનાં અપૂર્વ સુષમા, શ્રી ને સૌન્દર્ય અને ઊઘડતાં રવિ – તેજનાં મધુર અજવાળાં તમે કયાં વિહરી રહ્યા છો એ ભુલાવી દઈ કાશ્મીરનાં રૂપ – મઢયાં સરોવરના જલવિહારનો આનંદ ને આહ્લાદ અર્પી જશે.

આમ ઉષા ને સંધ્યા ટાણે જ્યારે સામાન્ય પક્ષીઓય સરોવર તીરનાં વૃક્ષપર્ણોને બોલતાં કરી દે છે, તો આ તો નળ સરોવર ઉપરની રમણીય સંધ્યા! આભની પશ્ચિમ અટારીએ સંધ્યા કયોરક અવનવા કેસરવર્ણા રંગો પૂરે છે, તો કોઈ વાર આભની અટારીએ હિમશૃંગો ઉપર અલકાના સુવર્ણ – કાંગરા પ્રદર્શિત કરે છે. એ

વખતે સૂર્યાસ્ત પછીની—ચંદ્રલોકમાંથી જાણે આવતી—શીતળ સમીર લહરાતી પાંખે ચડી, પક્ષીઓની જે ઊંચીનીચી સૂરાવલિઓ, વાતાવરણને ભરી દે છે એથી તમારો આત્મા પ્રસન્ન અને પ્રફુલ્લિત થઈ ફોરી ઊઠે છે—ને નળ સરોવરનો વિહાર અજોડ, અપૂર્વ અને અનુપમ લાગે છે.

આ પક્ષીઓની પૂરી તો શું પણ થોડી યે સર્વે—ગણતરી હજુ થઈ નથી: ગીરના સિંહોની સંખ્યા તો માત્ર ૨૦૦ થી ૨૫૦ વચ્ચેની જ છે છતાં નક્કર આંકડો ઉપલબ્ધ નથી, તો આ તો કીડિયારા પેઠે ઊભરાતાં કયાંય કયાંયથી ઊતરી પડતાં નાનાવિધ પક્ષીઓની ગણના કલ્પનાતીત લાગે છે, પણ આજના વૈજ્ઞાનિક યુગને કશું અસંભવિત નથી. છતાં એ દિશામાં પ્રસ્થાન થવું જરૂરી છે.

નિષ્ણાતોની બહુ ઉદાર ગણતરી એમ કહી જાય છે કે પક્ષીસંખ્યા લાખોની, પણ જાતો જુદી જુદી તો બસોક માંડ હશે: તેમાં બે પ્રકાર:

(૧) ભારતીય પક્ષીઓ તેને હું યજમાન કહીશ.

(૨) યાયાવર પક્ષીઓ—(અતિથિપક્ષીઓ)

આવડા મોટા સમૂહ મેળામાં આ બે પ્રકારને જુદા પાડવા ને ઓળખવા એ જ મુશ્કેલ કાર્ય છે.

આપણે ત્યાં પક્ષીવિદ્યાનો અભ્યાસ બહુ મોડો મંડાયો છે અને જે થોડું પણ સ્તુત્ય કાર્ય થયું છે, તેમાં ભારતીય કરતાં પાશ્ચાત્ય પક્ષીશાસ્ત્રનો વિશેષ ફાળો છે.

આ કારણે મોટા ભાગે આ પુસ્તકો અંગ્રેજીમાં હોઈ, જિલ્લા પુસ્તકાલયોમાં એના અભ્યાસગ્રંથો કરતાં નવલકથાઓથી વધુ પ્રમાણમાં હોય છે એ દુઃખની વાત છે.

ચાલો ત્યારે થોડાં પક્ષીઓને નિકટથી ઓળખીએ:

આવાં વિશાળ સરોવરો આડયોની અગણિત સંખ્યાથી જળરાશિમાં પગ મૂકવાનીયે જગ્યા ન રહે એટલી વિપુલ સંખ્યામાં ઊતરી પડે છે. હળવદ, સાયલા, સરધાર, રણજિત સાગર કે આલન સાગર હોય, રાંદરડું, લાલપરી કે નળ સરોવર હોય પણ સર્વત્ર આડયોની ભારે ભીડ ચિત્રકૂટના ઘાટ ઉપર પેલી સંતનકી ભીડ પેઠે—હોય છે. અને એ ભારતીય પક્ષી છે. એમાં ત્રણેક જાતો છે: જાંબલી જળ મુરઘી, અને શ્વેત છાતીની જળ મુરઘી. જળમુરઘી શિકારીઓ આ આડયોની લાખોની સંખ્યામાં સોથ વાળી દેતા હોય એવો હત્યાકાંડ આજ સંભવિત નથી. હંસ—સુરખાબ કે Flemingos કચ્છના મોટા રણમાં લાખોની સંખ્યામાં પ્રજનન માટે આવે છે અને બન્ની વીંધી, કાળા ડુંગરની છેલ્લી ધાર ઊતરતાં રણ—પ્રદેશમાં લાખોની સંખ્યામાં તમને જાણે સામટા હંસોનું મહાનગર હોય એવું દૃશ્ય ખડું કરે છે: આ પક્ષી શાનદાર, નમણી ગ્રીવાળું ને નયનરમ્ય ગુલાબી રંગે રંગાયેલું જોતાં આંખો તૃપ્તિ જ ન પામે એવું છે. આ પક્ષીને ઠાકોરજીના જાનૈયા કે બગહંસ, કે કંસાવર પણ કહે છે. માથાથી પૂંછડી સુધી દૂધ—ઊજળો શ્વેત રંગ—પણ પાંખો ફૂલ—ગુલાબી ચારેક ફૂટ ઊંચી: ચાંચનાં બબ્બે પાંખિયાં વાળેલાં—ભાગેલાં જેવાં સામટાં ઊડે ત્યારે V આકારે કુંઝડાં પેઠે ઊડે છે. એમાં નાની મોટી બે જાતો છે અને તે બન્ને જાતો નળ સરોવરને અલંકૃત કરે છે પણ એમને લાખોની સંખ્યામાં જોવાં હોય તો કચ્છના હંજનગરમાં માર્ચ—એપ્રિલે ઊતરી પડો—રણની નૌકા સમા ઊંટને આરોહીને.

**સારસ:** પક્ષીઓમાં એ પ્રેમ જોડલી છે. દંતકથાઓ કહે છે કે એક પક્ષી મરે તો બીજું માથું ફોડી મરે. આમ આ જનતાનું માનીતું પક્ષી છે; એટલું જ એ કદાવર ને જોમવંતું છે. એ કોઈ વાર સામનો કરે તો ભલ ભલા માણસને મહાત કરે એટલાં એનાં ચોટ, ઝડપ ને ગતિ હોય છે. કદાવર એટલું જ રૂપાળું. ગામેગામ જળાશયો, નદીનાળે કે ધરાકાંઠે એકાદ જોડલી જોવા મળે જ. ડીલાના ઉગાવા વચ્ચે માળો કરી ત્રણ ચાર ઈંડા મૂકે. ઈંડા છોલેલ શ્રીફળનાં ગોટા જેવડાં. તમને માળા પાસે જવા ન દે. પગ લાંબા

તો ચાંચ ટૂંકી : પગ રતુંબડા ગુલાબી, આંખો લાલ ચટાક. પીંછાં મુલાયમ. આ પક્ષીઓ કદી ઝાડ ઉપર બેસતાં નથી.

**કુંજ :** સારસથી નાનાં, કુંજડાં પણ કહે છે. શિયાળે ભાલમાં અને બીજે ઘઉં-પાક ઉપર આવતાં ટોળાબંધ ઊતરી પડે છે અને વહેલી સવારે પ્રભાતની છડી પોકારતાં હોય તેમ આભમાં કુંજો તોરણો રચીને ઊડતાં હોય છે. એનો અવાજ એમના આગમનના શુભ સમાચાર લોકોને પાઠવે છે. ફાગણ ચૈત્રે વતન તરફ પાછાં વળી જાય છે.

**બતકો : Ducks :** નળ સરોવરે ગયા વિના પણ બતકોથી લોકો પરિચિત છે. નગરની શેરીઓમાં એઠવાડ કે ગંદું ચૂંથતી એ ઠેર ઠેર અને ખાસ કરીને મુસલમાનોના લત્તામાં વધુ નજરે પડે છે. ગંદા પાણીની ગટરો અને ખાળો પણ ચાંચથી ફંફોળ્યા કરે છે. એનો હંસ જેવો સફેદ રંગ — વાંકી ડોક ગમે એવાં ખરાં; એમાં બે ત્રણ જાતો છે :

**૧. ટીલાવાળી બતક :** એની ચાંચનાં મૂળના ચાંદલાને કારણે આવું નામ છે.

**૨. નાની સિસોટી બતક :** આ બતકો સમૂહમાં — પાણીના તલાવડા પાસે રહે છે. ખોરાક વનસ્પતિનો હોવા છતાં ડૂબકી મારવામાં કુશળ ને ઝડપી છે. ભારતમાં સ્થાયી રહે છે.

**૩. નાની બતક :** પરદેશથી સૌથી વહેલી નળ સરોવરે આવનાર અને સૌથી મોડી જનાર આ જાત છે. એનું કદ માંડ ફૂટ-સવા ફૂટનું હોય છે.

**શિખાવાળી બતક :** Pochard જાતની આ બતક છે. એને શિખા હોય છે લાંબી દોઢેક ફૂટની હશે. સમૂહમાં રહેનાર જાત છે. પાણીમાં ડૂબકી મારી લાંબો સમય રહી શકે છે. સરોવર — તળિયાની વનસ્પતિ એનો મુખ્ય ખોરાક છે. ભલભલા શિકારી એને ડૂબકી મારી પકડી શકતા નથી.

**પેણ : Pelicans :** નળ સરોવરે હંસ — સુરખાબ સાથે પેણ, ને ગુલાબી પેણો પણ સંખ્યાબંધ જોવા મળે છે. આફ્રિકામાં, કચ્છના મોટા રણ સમોવડ, પેલિકન્સનું પ્રજનન થતું પેણોનું વસવાટ સ્થાન છે, ત્યાં પણ પેણોનાં બચ્ચાંનો ભારે વિનાશ કોઈ કોઈ વાર સર્જાય છે, પણ ત્યાંની ગોરી પ્રજા આ નાનાં બચ્ચાંના સંરક્ષણ માટે પણ ઘણો અચ્છો પ્રબંધ પણ સંકટ જોતાં કરી જાણે છે.

આ પક્ષી સારસ જેટલું ને જેવું છે. પાંચ ફૂટ લાંબું — રંગે શ્વેત. પગ હંસ જેવા ટૂંકા, તો ચાંચ બગલાથી પણ લાંબી. આ પક્ષીઓ સુરખાબ જેટલાં જ રૂપાળાં છે અને પ્રજનન સ્થળે લાખોની સંખ્યામાં ભેગાં રહે છે. વાચક ! એટલું તો તારા ખ્યાલમાં આવ્યું હશે જ કે અત્રે — નળ સરોવર ઉપર આવતાં જે પક્ષીઓનો પરિચય અપાય છે તે મુખ્યત્વે નાનાં મોટાં જળચરો અને જળમાં થતી વનસ્પતિ-લીલ કે શેવાળ ઉપર નભતાં પક્ષીઓનો જ છે.

થોડાં એવાં પણ પક્ષીઓ છે જેમને જળનો સહવાસ, સંપર્ક કે સંસ્પર્શ ગમે છે. જળ કે જળાશયોની સમીપમાં રહે છે અને થોડા ઘણા અંશે વનસ્પતિ આહારી છે અથવા જીવજંતુનો — દેડકાં, સર્પો, ગરોળી, કાચીડાં કે અન્ય પક્ષીઓનાં ઈંડાં આરોગી જઈ જીવન ગાળતાં હોય છે. કેટલાંકના માળા જળની વચ્ચે, છૈયાં કે પાન કે ડીલા વચ્ચે જ હોય છે. કેટલાંકના માળા જળાશય વચ્ચે આવેલા બેટડા ઉપર — પણ ઘાસ કે બીજી રીતે સંગોપિત સ્થળે હોય છે. જેથી શિકારીઓને સુલભ ન થાય કેટલાંક એવાંયે પક્ષીઓ છે કે જળમાં રહે છે — જળચર ઉપર નભે છે; છતાં એમના માળા જળાશય કાંઠાની કાંટમાં, થોર ઉપર કે જળ નજીકનાં વૃક્ષો ઉપર હોય છે. આવાં વિવિધ પક્ષીઓની જીવનકલા માત્ર જાણવા જેવી જ નહીં પણ અભ્યાસીને ખરેખર રોમાંચક લાગે છે. ચંદ્રયાન સુલભ થશે ત્યારેય કેટલાય પક્ષી વિશારદો કે શાસ્ત્રજ્ઞો એવા

હશે જેમને પક્ષીવિદ્યામાં — પક્ષીઓની જીવનલીલા ઉકેલવામાં વધુ રસ વધુ આનંદ અને ઉલ્લાસ હશે, જેથી મુખ્યત્વે પશ્ચિમના અને આપણા પણ પક્ષીવિશારદોએ નિજ નિજના કે આફ્રિકા જેવા અડાબીડ જંગલોથી વસેલા દેશોમાં જઈ મૃત્યુના મુખમાં વાસ કરી અવનવાં પક્ષીઓની અજબ જેવી જીવનલીલા નિહાળી એ રોમાંચક હકીકતો જગત પાસે રજૂ કરી છે અને અભ્યાસનો, અભ્યાસ-ક્ષેત્રનો તો આરોવારો નથી. અવનવી ક્ષિતિજો ઊઘડતી જ જાય છે અને તેય ચંદ્ર, મંગળ કે શુક્રને આંબવા જેટલી જ રોમાંચક ને હર્ષવર્ધક છે.

કુલંગ – કરકરા : આ પણ આપણાં માનીતાં સારસ અને કુંજડાંનાં જ પિતરાઈ ભાઈ સમા છે. (cranes : બગલાં) એમની ઊંચાઈ ત્રણેક ફૂટ તો ખરી જ. લાલ માણેક જેવી મનોહર આંખો. કુંજથી નાનેરાં. આહાર વનસ્પતિ ને અનાજ. વસવાટે વિદેશી. બગલાની ડોક ને ચાંચ બન્ને લાંબાં હોય છે. રંગબેરંગી જળાશયોમાં શિકાર માટે ધ્યાનસ્થ સમા ઊભા રહેતા બગલાથી કોણ પરિચિત નથી?

અંગ્રેજીમાં જેને Stork અને Heron કહે છે એમાંય કદ ને રંગભેદે ઘણી જાતો છે અને ખંડે ખંડે કે રાષ્ટ્ર-રાષ્ટ્રેય અનોખી વિવિધતા વિધાતાએ સર્જી છે. માણસ (Hobby) શોખથી પ્રેરિત અનેક વણખેડાયેલા પ્રદેશો શોધી કાઢી અવનવાં રહસ્યો જગત સમક્ષ રજૂ કરે છે : જેમ કે આપણને અવાવરુ નાળાં, પાણીનાં વહેળા, સરિતા કે સાગરકાંઠે મળતાં કરચલાં — મેં પ્રથમ કોટેશ્વર જતાં ત્યાંના સરસ્વતીના મૂળ પાસેના કુંડમાં જોયાં, ત્યાં સુધી આ પ્રાણીની ભાળ જ નહોતી. પણ પછી તો જાણવા મળ્યું કે જપાનના નામદાર સમ્રાટ પાસે કરચલાનો શોખ હોઈ, એમના જળાગારે ૫૦૦૦ કરચલાઓની વિભિન્ન જાતો છે, જેમાં ગઈ સાલ જ એક નવી જાત હાથ લાગતાં આ સમાચાર પ્રાણીવિશારદોના વિશાળ જગતમાં વાયુવેગે પ્રસરી ગયેલા.

Storkને ગુજરાતીમાં ધોકડા કહે છે તેમાં ધોળી ડોકના, લોહાર જંગ, ફાટી ચાંચ, રંગીન બક, શ્વેત બક વગેરે છે.

રંગીન બગલો અડધીચાંચ પાણીમાં બોળી મત્સ્યની શોધમાં વણથાક્યો દિવસભર પાણી ડખોળ્યા કરતો જોવા મળે છે. આ જળચર પ્રાણીની ક્ષુધા એટલી બળવત્તર હોય છે કે એમને ખોરાકની અતિશયતાથી કદી અપચો થયાનું નોંધાયું નથી; તો રાખોડી અંજન બગલાના વિશાળ કુટુંબનું રૂપ-મનોહર પ્રાણી છે. તેનો રંગ શ્વેત કે રાખોડી પણ હોય છે. આને આપણે ખરેખર બગભગત કહી શકીએ.

આમાં એક શ્વેત મોટેરી જાતે છે અને તે ઑસ્ટ્રેલિયા સિવાય ચારેય ખંડમાં જોવા મળે છે.

Little Egret : કિલીચિયાને શ્વેત અંજન કહે છે. પ્રજનનની ઋતુમાં એના માથે કલગી પેઠે બે સુંદર પીંછાં ઊગે છે. આ પીંછાં શાહમૃગનાં પીંછાં કરતાં વધુ કીમતી લેખાય છે અને રાજા મહારાજાઓના યુગમાં એમના શિરપેચની કલગીમાં એ શોભતાં. આ પીંછાંને કારણે જ આ નાનકડાં પણ રૂપાળાં શ્વેત અંજનોનો વ્યાપાર સંહાર વ્યાપાર માટે થતો.

આ નાનાં મોટાં અંજનો નળ સરોવરે ખૂબ જોવા મળે છે.

ઢોર બગલું : Cattle Egret આ જાત તો ગ્રામજીવનમાં ઢોરઢાંખર સાથે વીડ કે ખેતરે ચરતાં ધણ કે બાળધાંની સાથે અચૂક જોવા મળે છે. પણ શહેરીજનોનાં બાળકોને ક્વચિત જ જોવાની તક સાંપડે છે. આ દૂધધોયું શ્વેત ટિટોડીથી જરાક મોટું પક્ષી એનાં સુંદર શ્વેત પીછાંને કારણે ખૂબ મોહક પક્ષી છે. ક્વચિત ક્વચિત શહેરોમાં પણ સુલભ થઈ જાય છે. વઢવાણ શહેરમાં ફૂલબાગનાં વૃક્ષો ઉપર પ્રજનન કાળે અસંખ્ય માળાઓ આ ઢોર — બગલાં નાખે છે; એક કોરથી એમની ચરકની દુર્ગંધ સહી ન જાય, તો બીજી કોર વેરાયેલાં એ શ્વેત પીંછાં વીણવાનું મન રોકી ન શકાય તેવું થાય છે.

આ પક્ષીઓ ઢોરની ઈતરડી આદિ અચો-જીવાત ખાઈને જીવે છે.

લાંબા વર્ણનોમાં ન રોકાતાં પક્ષીઓની થોડીક નામાવલી પીરસી લેખ પૂરો કરું તા યોગ્ય થશે.

નળ સરોવર ઉપરના તા. ૫–૭–૫૬ના મારા રાજકોટ અમદાવાદ ઉપરથી પ્રસારિત થયેલ વાર્તાલાપ-માંથી, પઢારોમાં ફરી ફરી મેળવેલ, તથા બીજા શિકારીઓ પાસેથી મેળવેલ નામાવલી જ અત્રે રજૂ કરીશ.

મેલાર્ડ, ગેડ બૉલ, પેન્ટેલ ને પોચાર્ડ; સ્પૂનબીલ – ચમચો, ચાંચ, નકટા છતાં નાક છે, ગુઝ હંસોનો પ્રકાર અને પેલું પોર્શિગ તો પઢારો સાથે તેમની કુળદેવી હીંગળાદ ની સાથે નળ સરોવર સુધી પહોંચાડવા આવેલ પક્ષી છે ; એટલે પઢારોનું એ પૈતૃક પક્ષી છે; અને તે માનવી પેઠે રહ રહ રોતું હોય છે.

સ્નાઈપની પણ બે ચાર જાતો છે : જેવી જેક સ્નાઈપ, ને કૉમન સ્નાઈપ. નાનાં મોટાં કિંગ ફિશરની પણ નાની મોટી ત્રણ જાતો છે, જે જળાશયને કાંઠે આવેલ વૃક્ષ ઉપર એકાગ્ર નજરે બેસી શિકાર દેખતાં ઉપરથી જળમાં દોટ કે ડૂબકી મારી શિકાર પકડી પાડે છે.

ઉપરાંત કિચડિયા, રેતાળ – ટિટોડી, ગંદા – પગ – તુતવારી, લાલ મેંદી રંગ્યા પગવાળા ટિમટિયા, ખેરાં – જે હંજનાં બચ્ચાં ને ઈંડાંને આરોગી જાય છે : બુલા, કાણી બગલી, રાત બગલો, ટીલાવાળી બતક, સીસોટી બતક, પગતીચાંચ, ને શંખલ પિયાસણ, નીલપંખ, લાલ – શિર – કારચિયાં ને લાલ ચાંચ, નીલ શિર, કાળી કાંકણ, ધોળી કાંકણ, ડૂબકી સર્પગ્રીવ Snake bird, માછીમાર બાજ, માછીમાર ગરુડ અને ગજપાઉં આદિ જાતો જોવા મળે છે.

Goodse કે Swan હંસોની જાતો જોયાનું અહીં કોઈએ નોંધ્યું નથી એટલે આટલી વિગતથી સંતોષ માનીએ.

આ પક્ષીમેળામાંથી કોઈ સુંદરતર પક્ષીની વરણી કરવાનું કામ મુશ્કેલ છે. સાગર તીરે નાનું ખેલતું બાળક રંગ બેરંગી છીપ-છીપલાંથી જેમ ધરાય નહીં તેમ આ સકલ પક્ષીમેળાને નિજની પદ્મતલાવડીએ વસાવાનો મનોરથ રસિક નારી કે નર છોડી શકતાં નથી; કારણ કે કોઈની ગ્રીવા ડોકનો કમનીય વળાંક, તા કોઈનો અજબ ગુલાબી કે શ્વેતલ રંગ, કોઈનાં પીંછાંની કુમાશ તો કોઈનાં પગ, ચાંચ ને ચક્ષુ તમારી નજરને અચૂક હરી રાખે છે.

આ વિવિધ પક્ષીઓને કુદરતે ઊભા રહેવાનાં, ઊડવાનાં અને શિકારનાં અનોખી છટા ને આવડત બક્ષ્યાં છે. એનાં અંગે અંગનું રંગ – વૈવિધ્ય મનોહારી ને મુગ્ધકર લાગે છે; જાણે વસંત પેઠે અહીં શિયાળો ચિરવાસ કરી નળ સરોવરે સ્થિર થઈ જાય.

આટલું પક્ષી – સ્તવન કર્યા પછી પૂજ્ય કાકાસાહેબના શબ્દોમાં જ આટોપીએ :

"આપણે સહુ પ્રકૃતિ – માતાનાં બાળકો છીએ. આપણને દરેક જાતનું સ્તન્ય પ્રકૃતિ – માતા પાસેથી સનાતન કાળથી મળતું આવ્યું છે. માણસનો ધર્મ છે કે એણે પ્રકૃતિનો પરિચય મેળવી એની ઉપાસના કરવી અને બધી રીતે પ્રકૃતિને અનુકૂળ થઈ પ્રકૃતિનાં સકલ નાનાં મોટાં સર્જનોનું સંરક્ષણ કરી સંસ્કૃતિ તરફ પ્રયાણ કરવાનો પુરુષાર્થ આદરવો. એને માટે ભગવાને માણસને ધર્મજ્ઞાન આપ્યું, પણ માણસે ધર્મને વિકૃત કર્યો અને જ્ઞાનોન્મત્ત થઈ પ્રકૃતિનો પરિચય પામવા માટે પ્રકૃતિ ઉપર પ્રહારો ચલાવ્યા. માતાનાં દૂધનું સેવન કરવાને બદલે માણસ હવે માતાનું લોહી ચૂસવા તૈયાર થયો છે. માતાની સેવા લેવી અને સેવા કરવી એ ધર્મ ભૂલી જઈ માણસ પોતાના જ્ઞાન વડે પ્રકૃતિનો મહાસંહાર કરવા તૈયાર થયો છે. હવે એને ઝાંખી થવા માંડી છે કે પ્રકૃતિના સંહાર સાથે એણે આત્મનાશનો પણ પ્રારંભ કર્યો છે."

આટલી ઋષિવર સમા કાકાસાહેબની ચેતવણી ધ્યાનમાં લઈ માનવી પશુ-પંખી-જળચર ને પ્રાણીમાત્ર પ્રત્યે માનવતા દાખવે એટલું ઇચ્છી વિરમીએ.

તા. ૯–૪–૭૦

## TAGORE'S GREATEST CONSTRIBUTION TO INDIAN MUSIC

"But Tagore's greatest contribution to Indian music was the *creative* use he made of the tunes and melodies of our common village folk —the wandering minstrel, the boatman singing his way downstream, the begger and the mendicant at the house-door, the man at the plough, the Santhal Boy herding his cows, the simple devout mystic and the village-men singing in groups. He made their tunes and melodies an integral part of our classical, but courtly, heritage by grafting them on the *latter* or inseminating the *latter* with its fertile seeds of the moods, themes, and melodies of the former, that is our unsophisticated rural folk. Their meek acceptance of life, their deeper yearnings and aspirations, their mystic faith and devotion, their sense of wonder and their helplessness at the hands of fate all seem to have been transubstantiated by nature through the centuries in a countless number of tunes and melodies, simple in form, direct and immediate in their appeal. Tagore's responses to these tunes and melodies were too deep and intimate, because of the very demands of his personality that ever was in search of expansion in depth and magnitude. It was, therefore, only natural for him to try to integrate them into the form and spirit of our cultured and sophisticated tradition of music, and make our music a truly homogenous and national cultural exprssion. Tagore's subtle insight into the collective consciousness of our common folk, coupled with his knowledge of the intricacies of melody and rhythm of our classical but courtly music, has given a new depth and dimension to Indian musical tradition.

("AN ARTIST IN LIFE")

**— Niharranjan Ray**

# ☆ ☆ ☆ સૌરાષ્ટ્રની વિહંગ-સૃષ્ટિ

**લેખક : શ્રી પ્રદ્યુમ્નરાય કંચનરાય દેસાઈ, ભાવનગર**

સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ એક અજબ પ્રદેશ છે કારણ કે તેમાં આવેલી નાનકડી ગીરમાં એશિયાઈ સિંહનો વસવાટ હોવાથી પ્રકૃતિ-વિશારદો દેશના અને પરદેશના આપણા સૌરાષ્ટ્રને બરાબર ઓળખે છે. ત્રણ બાજુ દરિયો હોવાથી અને નળસરોવર જેવા વિશાળ જળાશય ઉપરાંત મીઠું પકવવા માટે દરિયાકિનારે બનાવેલા તળાવ જેવા મોટા અગરો આવેલા છે. આથી સૌરાષ્ટ્રમાં આવેલા દરિયાકિનારે અને ખાસ કરીને રેબડિયો કાંઠો તો દરિયાકિનારે વસતાં પ્રવાસી અને રહેવાસી પંખીઓથી ઘણો ઘણો સમૃદ્ધ થાય છે. તેમાં શિયાળામાં ઑક્ટોબરથી એપ્રિલ માસની અધવચ સુધી તો આ પંખીસૃષ્ટિ એટલી બધી જીવંત બની જાય છે કે ત્યાં કશુંયે ઉજ્જડ જણાતું નથી. વળી ત્યાં મીઠાના ઉદ્યોગ માટે બનાવેલા દરિયાનું પાણી ભરવા માટેનાં તળાવો, આ પ્રવાસી અને રહેવાસી પક્ષીના નિરીક્ષણ માટે તો સ્વર્ગ સમાન બની જાય છે; કારણ કે, આ તળાવોમાં દરિયાનાં પાણી ઊંડાં હોતાં નથી. માત્ર તેની ઊંડાઈ આઠથી દસ ઇંચની ભાગ્યે જ હશે. આથી આ પંખીઓને કાંઠા ઉપરથી ચારો શોધવો નથી પડતો. એ બધાં પોતાને પસંદ ઊંડાઈએ જઈ મનગમતો ચારો શોધી લે છે. તેમાં કેટલીક બતકો પણ ચારો શોધતી તરતી માલૂમ પડે છે, તેમ જ લાંબા પગવાળાં બળાં પણ તેમાં ફરતાં જોવામાં આવે છે; અને નાનો પંખીસમાજ પણ એટલી જ સહેલાઈથી પોતાનો ખારા પાણીનાં ઝીણાં ઝિંગાંનો ખોરાક મેળવી શકે છે.

ગુજરાત સરકારે નળસરોવરને પંખીધામ તરીકે વિકસાવ્યું છે તે ખૂબ આનંદની વાત છે. નળસરોવરની લંબાઈ પહોળાઈ વિશાળ છે. વળી તેની સાથે વચ્ચે નાનામોટા ટાપુઓ હોવાથી પંખીને આરામ કરવા માટે સલામત જગ્યા સાંપડે છે. એટલે ત્યાં પરદેશનો લાંબો પ્રવાસ ખેડીને પંખીને આવા અભય ધામમાં આવી વસવાની ઈચ્છા થાય એ તો સમજી શકાય એવી વાત છે. આવાં પ્રવાસી પંખીને જ્યાં પેટપુરણ ચારો મળે અને ડર વગરનો આરામ જણાય ત્યાં અવશ્ય વસવાનું પસંદ કરે છે. છતાં મારાથી કહ્યા વિના રહી શકાતું નથી કે આજથી બે અઢી દાયકા પહેલાં ભાવનગર રેલવે લાઈનની પેલી બાજુ એક મોતી તળાવ નામનું તળાવ હતું. તે ગામની નજીક હોવાથી માનવ હરફર થતી ને દરરોજ સ્ત્રીઓ ઘાટ ઉપર કપડાં ધોતી. ત્યાં રેવડી બનાવવા માટે તલ ધોવાનું કામ આખો વખત ચાલતું હોવાથી અને સૌથી વધારે અગત્યની બાબત તો એ હતી, કે તે તળાવ ઉપર કોઈ બંદૂકનો અવાજ કરી શકતું નહતું, એથી ત્યાં તેની પાળ ઉપર બેસી પંખી મેળાનું નિરીક્ષણ કરવામાં જે આનંદ આવતો હતો એવો નિરીક્ષણનો આનંદ ભાગ્યે જ બીજે ક્યાંય મળ્યો હશે; કારણ કે અહીંના પાણીમાં પણ તેઓને પુષ્કળ ચારો જડતો હતો એટલું જ નહીં પણ કાંઠે તલ અને બીજા દાણા ખાવાનું સુલભ થતું હતું. આવી સગવડો તેઓને મળતી એટલે આ પ્રવાસી તેમ જ દેશી પંખીઓ ડરરહિત બની જતાં. આપણે શાંત બેઠા રહીએ તો તેઓ પાંચપંદર ફૂટની અંદર ફરતાં જોવામાં આવતાં હતાં. આથી તેઓનું નિરીક્ષણ નરી આંખે થઈ શકતું·હતું. અત્યારે અને પહેલાં અહીં સાઈબીરિયા અને હિમાલયની પેલી પારથી પંખીગણ આવી વસતાં હતાં. એ જ પ્રમાણે હાલના મીઠું પકવ-વાના તળાવમાં પણ આવાં પંખીઓ આવી વસે છે. પણ તેમાં એટલો તફાવત પડે છે કે તેઓ ડરરહિત બની શકતાં નથી. એટલે આવા એકાદ તળાવના બંધ ઉપર આડચ રાખી સારાં દૂરબીન સાથે બેઠા હોઈએ તો પંખીઅભ્યાસીને નળસરોવર જેટલી જ સુવિધા પ્રાપ્ત થાય છે. અમારા બંદરને રસ્તે આવા મીઠાના તળાવ બનેલાં છે. ત્યાં આગળથી અમારા ભાવનગરના પક્ષીવિશારદ મહારાજ કુમારશ્રી ધર્મકુમારસિંહજી

સાહેબે સૌરાષ્ટ્રમાં ભાગ્યે જ સાંપડે તેવાં પક્ષીઓનું અન્વેષણ કર્યું છે. તેમાં અંગ્રેજીમાં જેનું નામ રેડ-નેકડ ફ્લેરોપ છે તે પક્ષીનું અન્વેષણ કર્યું છે અને બીજું એક બતક, જેને સફેદ સુરખાબ કહેવાય છે, જે સૌરાષ્ટ્રમાં ભાગ્યે જ બીજે દેખાય છે, તે પણ જોઈ છે. તે ઉપરાંત ખારમાં વસતા એકજાતના ચંડુલનું અન્વેષણ કરી તેને ભાવનગરના-રેતાળ-ચંડુલ નામ આપ્યું. પણ તેનું વૈજ્ઞાનિક નામ છે 'કેલેન્ડ્રેલ્લા-રેતલ-કૃષ્ણકુમારસિંહજી ધર્મકુમાર અને વૉરીએ બંનેએ મળીને ઉપલું નામકરણ કર્યું છે. જ્યારે કાંટમાં થતા હતા એવા રાજાલાલનું બરાબર અન્વેષણ કરી તેઓશ્રીએ પોતાના નામ ઉપરથી તેનું નામ ધર્મકુમારનો રાજાલાલ પાડયું છે.

આપણે ઉપર જોઈ ગયા તે' રેડનેકડ ફ્લેરોપ' આપણે ત્યાં શિયાળામાં પાકિસ્તાનના મેકરાણના કિનારા સુધી અને એ હિસાબે અરબી સમુદ્ર અને ન્યૂ ગીનીના ઉત્તર સમુદ્ર, મોલુક્કાસ અને પેરૂના દરિયાકિનારા ઉપર ધ્રુવ ફરતું ચક્કર મારીને દક્ષિણ બાજુ ઉપરની જગ્યાએ જોવામાં આવે છે. પણ તે પક્ષી અહીંના મીઠાના અગર ઉપરથી હાથ કરવામાં આવ્યું હતું. તે બાબતને આજે દસબાર વરસ થઈ ગયાં છે, અને કયારેક પાટાગોનિયા સુધી દેખાય છે; અને પોતાની દક્ષિણની યાત્રા સમયે અમેરિકાના પશ્ચિમ કિનારે અને યુરોપના દક્ષિણ કિનારે, જાપાન, ચીન અને ફિલિપાઈન્સના કિનારે જોવામાં આવે છે. જ્યારે તેઓનું પ્રજનન આલાસ્કા, કેનેડા, દક્ષિણ ગ્રીનલૅન્ડ, આઇસલૅન્ડ, સ્પીટ્ઝ બર્ગન, સ્કેન્ડીનેવિયા, બ્રિટિશ ટાપુઓ, રશિયા અને સાઇબીરિયા તથા સૅન્ધાલિયન, કમાન્ડર અને એલ્યુશિયન ટાપુમાં થાય છે.

આ ફ્લેરોપ અહીં આવ્યું હતું ત્યારે તેની નોંધ લેવામાં આવી હતી.

બીજાં લાંબો પ્રવાસ ખેડીને આવતાં આવાં દરિયાઈ પંખીમાં દરિયાઈ અબલખ, 'ઓયસ્ટર કૅચર'. તેતરના કદથી થોડું મોટું, અબલખ રંગ અને રાતી ચાંચનું પંખી યુરોપ અને ઉત્તર એશિયામાં કુટુંબ ઊછેરીને સૌરાષ્ટ્રના દરિયાકાંઠે શિયાળો ગાળવા આવે છે. જો કે તે સ્વભાવે સ્થાયી જણાતું નથી, એટલે પોતાની મુસાફરી આગળ કરતું જાય છે—એટલે દક્ષિણ બાજુ ચાલુ રાખે છે.

મળતાવડી ટીટોડી 'સોસ્યેબલ લૅપવિંગ'નું કદ તેતરને મળતું રહે છે. અને સમૂહચારી પંખી છે. ખેડેલાં ખેતરમાં ફરવાનું પસંદ કરે છે, છતાં પડતર ભોંયમાં નથી જોવામાં આવતું એવું નથી. અલબત્ત આ પંખી ચોક્કસ દેખા દેતું નથી; છતાં કયારેક વરતાઈ આવે છે; અને દક્ષિણ પૂર્વ એશિયામાં કુટુંબ ઉછેરીને શિયાળો ગાળવા સૌરાષ્ટ્રમાં આવી પહોંચે છે.

સફેદપૂંછી ટિટોડી 'વ્હાઈટ ટેઈલ્ડ લૅપવિંગ'નું કદ તેતરને મળતું છે. તેનો વસવાટ ગીલા અને પાણી-કાંઠો છે. તેને ડરપોક સ્વભાવની કહી શકાય; પણ દેખાવે તરવરાટ વગરની, એકાકી, કે જોડીમાં ફરતી જણાય છે. તે પોતાનું પ્રજનન મેસેપોટેમિયા, ઈરાન અને તુર્કસ્તાનમાં કરીને આપણે ત્યાં શિયાળો ગાળવા આવી પહોંચે છે.

બાટણ ટિટોડી 'ગ્રે પ્લોવર'નું કદ તેતર કરતાં સહેજ નાનું કહી શકાય. તેની સામાન્ય ખાસિયત સફેદ-પૂંછી ટિટોડીને મળતી આવે છે. તે ડરપોક કંઈક ઓછી છે. તે પોતાનું કુટુંબ વિષુવવૃત્ત, ગ્રીનલૅન્ડ અને સાઈબીરિયામાં ઉછેરે છે અને શિયાળામાં સપ્ટેમ્બર માસથી દરિયાકાંઠે વસતી જોવામાં આવે છે.

સોનેરી બાટણ ટીટોડી 'ઇસ્ટર્ન ગોલ્ડન પ્લોવર'નું કદ તેતરને મળતું આવે છે. તે પંખીસૃષ્ટિનું બહુ મોટું મુસાફર ગણાય છે; જો કે તેનાથી લાંબો પ્રવાસ ખેડનાર પંખી છે, પણ આ પંખી રસ્તામાં આરામ કરતું, પ્રવાસ ખેડી, ઉત્તરધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી પહોંચે છે. આ 'આર્ટિક ટર્ન' નામનું પંખી છે. પણ આપણી સોનેરી બાટણ ટિટોડી તો એક જ ઉડ્ડાનમાં બેથી ત્રણ હજાર માઈલ ઊડી નાંખી પોતાના ધાર્યા ટાપુ ઉપર ઊતરી પડે છે. આમાં એકલી મુસાફરીની જ શકિત કામ આવતી નથી, પણ તેના મગજની

દિશાસૂચક યંત્રની કામગીરી પણ ઓછી નથી. જો તેમાં ખોટકો જણાય તો તેને બીજા હજારો માઈલનો પ્રવાસ ખેડવો પડે છે. તે સમૂહચારી છે અને દશેરાથી આપણા દરિયાકાંઠે આવવા લાગે છે અને થોડા વિસામા બાદ પોતાનો પ્રવાસ આખો શિયાળો ચાલુ રાખે છે. આથી તેની વસતિ દરિયાકાંઠે થોડીઘણી વરતાયા કરે છે. આ પંખીને કાંઠો છોડીનેખેતરમાં ચારો શોધવાનું પણ ગમે છે.

આ સોનેરી બાટણ ટિટોડી ઉનાળામાં પોતાના કુટુંબ-ઉછેર માટે ઉત્તર સાઈબીરિયા અને ઉત્તર અમેરિકામાં જઈ પહોંચે છે; અને શિયાળામાં ઑસ્ટ્રેલિયા સુધીનો પ્રવાસ ખેડે છે.

ખલેલી 'ઈસ્ટર્ન કર્લ્યુ' મુરઘી જેવા કદનું આ પંખી આપણા દરિયાકાંઠાને પોતાની સીટીથી જીવંત બનાવી દે છે. તેઓને ખારા પાણી છોડી, મીઠા પાણી અને બીડકામાં ફરવું ગમે છે. બનતાં સુધી સમૂહમાં હોય છે, પણ ચારા માટે એકાકી ફરવાનું પસંદ કરે છે. વળતા પ્રવાહમાં તેઓ ભાલ અને કચ્છના રણ ઉપરથી પસાર થતાં સાંભળવામાં આવ્યાં છે અને એક કતારમાં ઊડતાં જોવામાં આવે છે.

ખલેલી પોતાનાં બચ્ચાંનો ઉછેર રશિયન 'સ્ટેપ્સ' અને પશ્ચિમ સાઈબીરિયામાં કરે છે અને શિયાળો સૌરાષ્ટ્રના દરિયાકાંઠે ગાળે છે.

દરિયાઈ લગોઠો "સેન્ડલિંગ"નું કદ બટેરને મળતું છે અને દરિયાકાંઠે સામાન્ય રીતે જોઈ શકાય છે. અને સૌથી વધારે સવલત તો તેના શિયાળુ વાઘાથી ઓળખવામાં પડે છે.

દરિયાઈ લગોઠો પોતાની પ્રજાનો ઉછેર ઉત્તર ગોળાર્ધ એટલે ઉત્તર યુરોપથી સાઈબીરિયા અને ઉત્તર ધ્રુવમાં કરે છે અને વિષુવવૃત્ત સુધી શિયાળાનો પ્રવાસ ખેડે છે.

કીચડિયો 'લિટલ સ્ટિન્ટ', ટેમિન્કનો કીચડિયો 'ટેમિન્કસ સ્ટિન્ટ', કાળા પેટનો કીચડિયો 'ડનલીન', વાંકી ચાંચ'-કર્લ્યુ-સેન્ડપાઈપર. સફેદ નેના કીચડિયો, 'બ્રોડ બિલ્ડ સેન્ડપાઈપર' અને ટીલિયો 'રફ'—આ બધાં પંખીઓ ઉત્તર યુરોપ અને સાઈબીરિયામાં કુટુંબ ઉછેર કરી, આપણા દરિયાકાંઠાને શિયાળામાં જીવન્ત બનાવે છે. તેમાં મોટાં નળસરોવર જેવાં જળાશયો અને દરિયાકાંઠે આવેલા વિશાળ અગરોનો સમાવેશ થાય છે.

મોટાં દરિયાઈ પંખીમાં કાળા પેટવાળો ધોમડો 'ઈસ્ટર્ન બ્લૅક–બેકડ ગલ'નું કદ સમળી જેવડું હોય છે અને પોતાનાં બચ્ચાંનો ઉછેર રશિયા અને સાઈબીરિયામાં કરી શિયાળામાં સૌરાષ્ટ્રના દરિયાકાંઠાની મુલાકાત લે છે. આ દમામદાર ધોમડો ગગનમાં વિહાર કરતો જ જોવામાં આવે છે; ભાગ્યે જ દરિયાના પાણીમાં બેઠેલો જણાય છે. પણ તેની પસંદગી ચોખ્ખા પાણી ઉપર ઊતરે છે. થોડો વખત થાક ઉતારીને ફરી પાછો ચારાની શોધમાં ઊડી નીકળે છે.

હવે આપણે થોડાં સૌરાષ્ટ્રનાં રૂપસુંદર પંખીઓ વિશે કહીએ. તેમાં લક્કડખોદના કુટુંબમાં ગીરમાં થતો સોનેરી લક્કડખોદ 'ગોલ્ડન-બેકડ વુડપેકર'નું કદ કાબરને મળતું આવે છે. ખાસિયત અનુસાર વૃક્ષના થડ નીચેથી પેચદાર રીતે ચડી તે ચારો શોધતો ઊંચે જાય છે. એ સમયે તે બહુ જ સીધો બેઠેલો વરતાય છે: બેઠેલો નહીં, પણ ચોંટેલો કહેવું જોઈએ. સ્વભાવે જરા શરમાળ છે, છતાં થોડા અંતરથી તેનું નિરીક્ષણ થઈ શકે છે. તેને એક વખત સાંભળ્યા પછી ન ભુલાય એવી બોલીથી તેની હસ્તી ધ્યાન ઉપર આવ્યા વગર રહેતી નથી. જ્યાં વૃક્ષનાં થડ સડી ગયેલાં હોય ત્યાં તો તે અવશ્ય પોતાની હાજરી નોંધાવે છે.

ગીરના વનમાં માર્ચથી જુલાઈ સુધીમાં તેનો માળો પોતે ખોદી કાઢેલા બાકોરામાં વૃક્ષ ઉપર તે બાંધે છે. તે બહુ ઊંચો હોતો નથી, પણ તે થડ જાડું પસંદ કરે છે; પછી તે લીલું હોય કે સૂકું, અને ત્રણથી ચાર સફેદ રંગનાં ઈંડાં મૂકે છે.

નવરંગ 'ઇન્ડિયન પીટ્ટા' કાબરના કદના આ પંખીના નામ ઉપરથી જણાય કે તેનામાં નવરંગ છે. આ પંખી ગીરમાં બચ્ચાં ઉછેરે છે. પોતે વધારે વખત ભોંય ઉપર વિતાવે છે, અને પોતાની ટૂંકી પૂંછડી વારે વારે ઊંચીનીચી કર્યા કરે છે. નર-માદાને ઓળખવાં મુશ્કેલ છે, કારણ કે બંનેનો રંગ સરખો હોય છે. એને કરમદીનો આશરો બહુ ગમે છે.

મેથી સપ્ટેમ્બર માસમાં તેના માળા જોવામાં આવે છે. પણ વર્ષાઋતુમાં વધારે પ્રમાણમાં શોધી શકાય છે. તે પોતાનો મોટા દડા જેવો માળો નાનાં સાંઠીકડાં, પાંદડાં વગેરેનો બનાવે છે. તેમાં પેસવાનું દ્વાર તે ઉપરની બાજુ રાખે છે અને ચારથી છ સફેદ ઈંડાં મૂકે છે. તે ઈંડાં ઉપર કાળા ડાઘ જોવામાં આવે છે.

આ ઉપરાંત તો ઘણાં રૂપના અંબાર સમાન પંખીઓ સૌરાષ્ટ્રની ભૂમિને શણગારે છે. તેમાંનાં થોડાંક નામ અહીં આપું તો અસ્થાને નહીં લેખાય. પીલક 'ગોલ્ડન ઓરિયોલ', આઇઓરા 'ફટીકજાલ', પેરેડાઇઝ ફ્લાઈ કેચર', દૂધરાજ અથવા શ્યાહ બુલબુલ. ટીકલ્સ ફ્લાઈ કેચર, અધરંગ, ધર્મકુમારનો મિનિવેટ, ધર્મકુમારનો રાજલાલ અને સૌમાં વધારે અને ગમે તે ઠેકાણે નજરે ચડતો આપણો મોર છે.

ગુજરાત અને સૌરાષ્ટ્ર જેટલો અહિંસક દેશ ભારતભરમાં કયાંય ન હતો. અને જે હિંસક વસ્તી તેમાં વસતી હતી તે બધી રાજ્યના કાયદાથી ડરતી હતી અથવા તો માન આપતી હતી. આધુનિક સમયમાં દેશ-પરદેશના માનવીઓ એક અથવા બીજે કામે અહીં વસવા લાગ્યા અને રાજ્યની ઢીલી નીતિથી તેઓએ આપણા રાષ્ટ્રીય પંખી મોરને પણ હણવાનું મૂકયું નથી, કે જે મોર અહીં અર્ધ-પરિપાલિત દશામાં આપણાં બાગબગીચા અને વનઉપવનોને પોતાની કળા અને રંગથી ભરી દેતા હતા. આથી મારા નિરીક્ષણમાં તેઓની વસતિ ઘસાવા લાગી છે. તે સિવાય વસ્તીવધારાએ તેઓના વસવાટનાં વાડી અને કાંટોનો નાશ કરવા માંડયો છે. એ પણ તેની વસતિના ઘસારાનું કારણ ગણાય ખરું.

બતકમાં આગળ જણાવી ગયો તે સફેદ સુરખાબ 'શેલ્ડ ડક' કયારેક સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર ઉતરી પડે છે. બહુ રૂપાળી બતક છે. આ બતક યુરોપ અને મધ્ય એશિયામાં કુટુંબ ઊછેરે છે અને શિયાળો ગાળવા સૌરાષ્ટ્રમાં ભમતાં આવી ચડે છે.

બ્રાહ્મણી બતક અથવા સુરખાબ "રડી-શેઈડ-ડક અથવા બ્રાહ્મણી ડક"-કદમાં મોટી પાળેલી બતક જેવડી હોય છે. તેનો એકસરખો ચંદન રંગ ઘણો દૂરથી જોવામાં આવે છે.

શિયાળો શરૂ થતાં ઑક્ટોબર માસમાં આપણે ત્યાં આવી જાય છે; અને પૂરો થતાં એટલે માર્ચ એપ્રિલમાં આપણું સૌરાષ્ટ્ર છોડીને પોતાના પ્રજનનના દેશ દક્ષિણ યુરોપ અને મધ્ય એશિયાથી હિમાલય સુધી એટલે લડાખ અને તિબેટ તરફ ચાલી જાય છે. તે સૌરાષ્ટ્રના પૂર્વ કિનારે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે; અને માર્ચ-એપ્રિલમાં તેઓ વળતી મુસાફરી માટે સમૂહમાં એકત્ર થાય છે. બ્રાહ્મણી બતકને ખાસ અવાજ છે તે 'કો ઓન્ક કો ઓન્ક' જેમ સંભળાય છે. તેઓ ખાસ તો નદીનાં મુખ અને રેતાળ કાંઠે દેખાય છે. સ્વભાવે ડરપોક છે; પણ જ્યાં કોઈ પણ પ્રકારનો કનડાટ ન હોય ત્યાં થોડા પાસે આવવા દે છે.

આ બતક ઠંડીથી બચવા માટે આપણા દેશની મુલાકાત લે છે. આ પંખીના ભયસૂચક અવાજથી શિયાળામાં તડકો તાપવા કાંઠે પડેલી મગર તરત જ પાણીમાં ચાલી જાય છે; અને ભયને દૂરથી દેખી જવામાં તેની આંખ બહુ તીક્ષ્ણ હોય છે.

લુહાર બતક 'ગેડવલ' સામાન્ય બતકના કદની આવે છે. બહુ રૂપાળા રંગની તો ન કહેવાય. આ બધી પ્રવાસી બતકો કોઈક વરસમાં પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે, તો કેટલીક વખત સામાન્ય સંખ્યામાં માલૂમ પડે છે. તેનું ઉડ્ડયન સારી રીતે ઉતાવળું કહી શકાય અને ઊડતી વખતે પાંખમાંથી વ્હીસલ નીકળે છે તે બરાબર સાંભળી શકાય છે. તે સમૂહચારી છે.

ઉત્તરધ્રુવ પ્રદેશથી દક્ષિણ યુરોપ અને ઉત્તર આફ્રિકામાં તેઓ કુટુંબ ઉછેરીને ઉષ્ણ કટિબંધવાળા દેશમાં આવી પહોંચે છે.

પિયાસણા 'વિજિયન' કદમાં સામાન્ય. દરેક બતકના કુટુંબમાં નર વધારે રૂપાળો અને માદા ચમક વગરના રંગની હોય છે. આ પિયાસણા બતક શિયાળામાં આપણાં જળાશયોમાં સારી સંખ્યામાં જોવામાં આવે છે. તે ચોખ્ખું પાણી પસંદ કરે છે. ઉપરાંત પાણીની સપાટીથી ઊંચી લાગે છે અને પાણી ઉપર બેઠી હોય ત્યારે બરાબર પીંછાં દબાવીને અને ગરદન પોતાની પીઠમાં ઠસ્સાથી દબાવીને બેસે છે.

ઉત્તર યુરોપ અને એશિયામાં તે કુટુંબ ઉછેરે છે; અને શિયાળો ઊતરતાં પાછી ત્યાં ચાલી જાય છે.

નાની બતક અથવા મુરધાબી 'કૉમન ટીલ' એના નામ ઉપરથી તેનું કદ માલૂમ પડી આવે છે. આ બતક શિયાળામાં આપણાં જળાશયોમાં સામાન્ય રીતે દેખી શકાય છે. સમૂહચારી છે. જ્યારે તેને ઉડાડવામાં આવે છે ત્યારે પાણીની સપાટી ઉપર ઊડે છે. વળી આ નાની બતક ઊડતાં ઊડતાં ગોળ મંડળમાં ઊડે અને એકદમ પોતાની દિશા બદલતાં માલૂમ પડે છે.

તે યુરોપ અને ઉત્તર એશિયામાં બચ્ચાં ઉછેરીને, પ્રવાસ કરીને, શિયાળામાં આપણાં જળાશયોની શોભામાં વૃદ્ધિ કરે છે.

સીંગપર 'પિનટેઈલ' લગભગ બતક જેવડી આ સીંગપર બહુ રૂપાળી બતક છે, કારણ કે તે પાણીની સપાટીથી અધ્ધર તરે છે, એટલે તેની પૂંછડીનાં બે લાંબાં પીછાં હોય છે, તે સાફ જોવામાં આવે છે. માદાને આ પીછાં એટલાં બધાં લાંબાં હોતાં નથી. જરા સ્વભાવે બીકણ અથવા ચેતક છે. પણ જ્યાં તેને કનડવામાં નથી આવતી ત્યાં તેને જોવાની મજા આવે છે.

તેનું પ્રજનન યુરોપ અને ઉત્તર એશિયામાં થાય છે અને શિયાળામાં સૌરાષ્ટ્રમાં આવી પહોંચે છે.

ચેત્વા 'ગાર્ગની' પકતામુખી 'શોવેલર'—ચેત્વા નાની બતકને મળતી આવે છે અને પરતામુખી સામાન્ય બતકના કદની હોય છે. ચેત્વા પણ એક સુંદર બતક છે. આ બતક શિયાળુ બતકોમાં આપણે ત્યાં સૌથી વહેલી આવે છે. નાની બતક જેટલી સંખ્યામાં તે આવતી નથી. તેની બોલી બીજી બતકો કરતાં જુદી પડે છે. તેમાં નર તડતડાટી બોલાવે છે. પકતામુખી તો સૌરાષ્ટ્રમાં શિયાળુ બતકોમાં સૌથી સામાન્ય છે; અને મોટી સંખ્યામાં આવે છે. તેના નામ ઉપરથી સમજી શકાય છે કે તેની ચાંચ બહુ પહોળી પાવડા જેવી હોય છે, એથી તેને વરતવામાં મુશ્કેલી પડતી નથી. આ બતક ગમે તેવા ગંદા પાણીમાંથી પોતાનો ચારો શોધે છે; અને જે જળાશય ઉપર તેને હેરાન કરવામાં ન આવતી હોય, ત્યાં તે આદમીથી ખાસ ડરતી હોતી નથી. ઊડતાં જોઈએ તો શીશાના જેવો તેનો આકાર જણાય છે. ગરદન લાંબી હોતી નથી. વસંતની વળતી મુસાફરીમાં થોડાં એવાં પાણી ઉપર તેઓ મોટી સંખ્યામાં એકત્ર થાય છે. આ બતક પણ બહુ વહેલી આવે છે.

આ બંને બતકો યુરોપ, અને મધ્ય અને ઉત્તર એશિયામાં બચ્ચાં ઉછેરીને આપણે ત્યાં શિયાળો શરૂ થાય તે પહેલાં આવી પહોંચે છે.

લાલ ચાંચ 'રેડ-ક્રેસ્ટેડ પોકાર્ડ'—બહુરૂપવાળી આકર્ષક. આ બતકનું કદ સામાન્ય બતક જેવડું હોય છે. બધાં જળાશયો ઉપર આધુનિક સમયમાં ભાગ્યે જ જોવામાં આવતી આ બતક આજથી વીસ વરસ પહેલાં સારી સંખ્યામાં આવતી હતી. લાલ ચાંચથી પોતાનો ચારો શોધવા પાણીમાં ડૂબકી મારે છે. તે ઊંડા પાણી ઉપર વસવાનું પસંદ કરે છે. ઉડાનમાં તેજ હોઈ પાણી ઉપરથી સીધી ઊડી નીકળે છે.

મારી સમજ પ્રમાણે પ્રવાસી પંખીઓની આવક દિનપ્રતિદિન ઓછી થતી જાય છે. જે દિવાળી ઘોડા 'વ્હાઈટ વૅગ ટેઈલ' ખૂબ જોવામાં આવતા હતા, તેનાં લગભગ દર્શન દુર્લભ થતાં જાય છે. એ જ પ્રમાણે

થરથરા, કેટલાક માખીમાર, હુદહુદ અને, જે કાશ્મીર-સબજક તો વર્ષામાં આવી જતાં, તે ઘણાં જ ઓછા પ્રમાણમાં આ વરસમાં જોવામાં આવ્યાં છે. ઈ. સ. ૧૯૨૭-૧૯૨૮માં જે યાયાવર બતકો આવી હતી તે તો કોઈ વખત ભુલાય નહીં એટલી સંખ્યામાં સાંજના બેઠા હોઈએ ત્યારે જોવામાં આવતી હતી. તે આધુનિક સમયમાં તળાવ ઉપર દેખાવી દુર્લભ થઈ ગઈ છે. અલબત્ત જળાશયો અને કેનાલો વધી છે, તેથી કંઈક વહેંચાઈ જતી હોવા સંભવ છે; પણ તે બધી જોતાં પણ તેઓની સંખ્યા ઓછી થઈ છે, તેમાં શંકાને સ્થાન નથી.

એ જ સ્થિતિ પશુસૃષ્ટિમાં પણ જોવામાં આવે છે. જે જગ્યામાં હરણોની સંખ્યા હજારોની જોવામાં આવતી હતી, ત્યાં સેંકડો પણ રહ્યાં હોય એમ દેખાતું નથી. તેઓને માટે નિર્ભય બીડકાં સરકારે સર્જ્યાં છે, પણ એ તો જ્યારે તેની સંખ્યા બિલકુલ ખખડી ગઈ, ત્યાર પછીનો વિચાર છે. છતાં જો તેને સરકાર મન ઉપર લઈ સાચવે તો પ્રકૃતિ તેનો બદલો આપ્યા વગર રહેતી નથી. પણ નજીકના ભવિષ્યમાં તો તેઓનો વંશ વધારવા માટે ખાસ જોઈએ તેવા પ્રયત્ન થતા નથી અને સ્વતંત્ર પ્રજા પણ સરકાર સાથે કદમ મિલાવવામાં જરાય વિચારતી નથી, એટલે ગમે તેવા અભય બીડમાંથી પણ બંદૂક ચલાવી લેવા માટે ગમે તે ઉપાયો શોધતી જ રહે છે. વળી મારી સમજમાં એ પણ આવે છે કે આ પ્રાણીઓના દુશ્મનનો વધારો થતો રહે છે અને તેથી તેનાં બચ્ચાં ઉછેરવામાં બાધા પડતી હોય તો નવાઈ નહીં. એશિયાના નાક સમાન આપણા સિંહો પણ પોતાનો વંશ કેટલે દરજ્જે અને કેટલાં વધારે વરસ સાચવી શકશે તે પણ એક કોયડો છે.

સ્વતંત્રતા પ્રાપ્ત થતાં આપણી સમજુ અને અણસમજુ વસ્તીને છુટો દોર પ્રાપ્ત થતાં તેઓએ પોતાને મનફાવે તેમ આપણી પંખીસૃષ્ટિ અને પશુસૃષ્ટિનો નાશ કરવાનું શરૂ કર્યું; અને જે પંખીઓ અને પ્રાણીઓ એક વખત પ્રકૃતિનો ખોળો ખૂંદતાં હતાં, તેઓને પોતાની હસ્તી સાચવી રાખવા માટે મોઢું સંતાડવું પડે છે. પરિણામે જે ઠેકાણે જે પ્રાણીઓ અવશ્ય માલૂમ પડતાં હતાં તેઓને શોધવા જતાં પણ ક્યારેક નજરે ચડી જાય છે; આવે વખતે પંખી-પ્રાણીઓને નિરખવામાં આનંદ લેનારને એટલો આનંદ થાય છે કે તેનું વર્ણન કરવા શબ્દો જડતા નથી.

આ લેખમાં મેં ખાસ કરીને પ્રવાસી-પંખીઓનો જ ઉલ્લેખ કર્યો છે, અને તેમાં દેખાડયું છે કે, તેઓ આપણાં જળાશયો અને દરિયાકિનારે શિયાળો ગાળવા કેટલી લાંબી મુસાફરી કરીને આવે છે. જ્યારે તેઓ આ મુસાફરી અહીં પૂરી કરે છે, ત્યારે તેઓના શરીરમાંથી ચરબી જેવી વસ્તુ તો ખલાસ થઈ ગયેલી જણાય છે. પણ ચારપાંચ માસના અહીંના રોકાણ દરમિયાન તે ચરબીનો ફરી પાછો સંચય કરીને, વસંતની વળતી મુસાફરી માટે પાછાં તાજાંમાજાં બનીને, પોતાના કુટુંબઉછેર માટે તેના વતન ભેળાં થઈ જાય છે. જ્યાં તે વખતે પાછાં સાવ લીલાં થઈ ગયાં હોય અને ત્યાં વિપુલ પ્રમાણમાં આહાર સાંપડતો થઈ જતાં, પાછાં ચરબીથી ભરપુર થઈ જાય છે અને ફરી કુટુંબઉછેરની પ્રવૃત્તિમાં પડી જાય છે.

* * *

## ☆ ☆ ☆ પક્ષી-તીર્થ, પોરબંદર

**લેખક : વિજયગુપ્ત મૌર્ય, ભૂતપૂર્વ તંત્રી 'જન્મભૂમિ-પ્રવાસી', મુંબઈ**

મદ્રાસ રાજ્યમાં એક ડુંગર પર બે "દેવતાઈ" પક્ષીઓ ખીર ખાવા રોજ નિયમિત રીતે આવે છે તેની ઉપરથી એ સ્થળને પક્ષીતીર્થ નામ આપવામાં આવ્યું છે. પા સદી પહેલાં મેં પોરબંદર છોડયું તે અગાઉ પણ મેં તેના વિષે વાંચ્યું હતું. થોડાં વર્ષો પહેલાં હું જાતે એ રળિયામણું સ્થળ જોઈ આવ્યો ત્યારે મારી માન્યતા સાચી પડી. એ "દેવતાઈ પક્ષી" નથી, પણ ખેરો નામના સફેદ ગીધ છે જે પોરબંદરનાં ગામડાંનાં પાદરમાં મળ ખાતાં હોય છે! પરંતુ તેમાં દેવત્વનું આરોપણ કરીને એ સ્થળને પક્ષીતીર્થમ્ નામ આપી આખા દેશમાં તેને પ્રખ્યાત કરી દેવામાં આવ્યું છે.

દેવત્વનું આરોપણ કર્યા વિના પક્ષીશાસ્ત્રની દૃષ્ટિએ પોરબંદર અને તેની આસપાસનો પંથક ખરેખર પક્ષીતીર્થ છે. મેં મારી એ જન્મભૂમિ હંમેશ માટે છોડીને શું ગુમાવ્યું છે અને શું મેળવ્યું છે એ તો જિંદગીના નફાતોટાના સરવાળા-બાદબાકી કરવાથી ખબર પડે; પરંતુ મેં એ પક્ષીતીર્થ તો ગુમાવ્યું છે.

પોરબંદરની પક્ષીસમૃદ્ધિ તેનાં ભૌગોલિક સ્થાન અને ભૂતલરચના (topography)ને આભારી છે. પક્ષીઓ સહિત પ્રકૃતિ અને પ્રજાનો અભ્યાસ કરવા હું ભારતના ચારે છેડા સુધી ભટકું છું ત્યારે મને ભાન થયું છે કે પોરબંદર બીજી રીતે ગરીબ હશે, પણ પક્ષીસમૃદ્ધિમાં તો ગરીબ નથી; કારણ કે તે ઋતુપ્રવાસી પક્ષીઓના એક ધોરીમાર્ગ પર આવેલું છે અને તેને સમુદ્રકાંઠો, ખાડીકાંઠો, ખેતરો, નાની નદીઓ, તળાવ, ઉજ્જડ પ્રદેશ, ડુંગર, ઝાડી, બગીચા, બીડ વગેરે બધું છે. આથી જુદી જુદી જાતના પ્રદેશો પસંદ કરનાર જુદી જુદી જાતનાં પક્ષીઓ પોરબંદર-પંથકમાં વસે છે, કે ઋતુ પ્રમાણે તેની મુલાકાત લે છે. રાજસ્થાનમાં ભરતપુર ઘાણા, આસામમાં કાઝીરંગા, કાશ્મીરમાં જેલમ નદી અને દાલ તથા વુલર સરોવરોનો પ્રદેશ અને કેરલની પાર્વતીય વનશ્રીની પક્ષી-સમૃદ્ધિ તો મુગ્ધ કરે તેવી છે; તેમ છતાં મને લાગ્યું કે પોરબંદર-પંથક ગર્વ લઈ શકે. આજે શી સ્થિતિ છે તે હું નથી જાણતો. સાંભળ્યું છે કે વનશ્રીનો ઘણો નાશ થઈ ગયો છે.

ઘરની શેરી છોડીને બહાર ફરવા જેવડો મોટો નહોતો થયો એવી બાલ્યાવસ્થામાં હું શેરીનાં સમડી, કાગડા, કાબર અને ચકલી ઉપરાંત, ઘરની અગાસીમાંથી શરદઋતુના આકાશમાં ઊડતાં કુંજ અને કુલંગનાં ટોળાં કલરવ કરતાં, ઊડતાં જતાં, જોતો હતો-એ દૃશ્યને હજી ઝંખું છું; કારણ કે કુંજ અને કુલંગ મુંબઈ સુધી આવતાં નથી. પક્ષી-સૃષ્ટિમાં જે કેટલાંક અવિસ્મરણીય દૃશ્યો છે તેમાં કુંજ અને કુલંગનું સમૂહ ઉડ્ડયન પણ છે. સ્ટેટ-લાયબ્રેરીમાં જતો થયો અને થોડુંક અંગ્રેજી સમજતો થયો ત્યારે જાણ્યું કે કેટલાંક પક્ષીઓ તો દર વર્ષ હજારો માઈલનો ઋતુ-પ્રવાસ કરે છે, અને કુંજ તથા કુલંગ તો છેક રશિયાના સાઈ-બિરિયા પ્રદેશમાંથી આવે છે! એ જાણીને હું તાજજુબ થઈ ગયો. શ્રી મથુરાદાસ આણંદજી થાનકી ત્યારે લાઇબ્રેરિયન હતા. લાઇબ્રેરીમાં આવનાર કયા વાંચકની શી અભિરુચિ છે તેની ઉપર તેઓ ધ્યાન રાખે. મારો શોખ જોઈને તેમણે હિંદુસ્તાનનાં પક્ષીઓ વિશે જેમ્સ મરે કૃત અને જર્ડનકૃત ગ્રંથો કાઢી આપ્યા. એથી મને રોમાંચક આનંદ મળ્યો. તે પછી તો હું પોરબંદરમાં રહ્યો ત્યાં સુધી એ પુસ્તકો લગભગ બધો વખત મારી પાસે જ રહેતાં. ઓ'બ્રાયન પોરબંદરના ઍડમિનિસ્ટ્રેટર તરીકે તો બહુ ઝળકયા ન હતા, પરંતુ ઘણા અંગ્રેજોની જેમ તેઓ પક્ષીપ્રેમી હતા. એ તો ઘણું કરીને મારા જન્મ પહેલાંની વાત, પરંતુ લાઇબ્રેરીમાં તેમણે વસાવેલાં આ પુસ્તકો મેં કાઢયાં ત્યાં સુધી ધૂળ ખાતા હતાં. આજે એ પુસ્તકો છે કે ઊધઈ ખાઈ ગઈ તે નથી જાણતો. ઓ'બ્રાયને વસાવેલાં બોમ્બે નૅચરલ હિસ્ટરી સોસાયટીના મુખપત્રના

બે-ત્રણ અંકો રહ્યા હતા તે પસ્તીમાં કાઢી નાખવાના હતા. શ્રી થાનકીએ તે મને ભેટ આપ્યા. તે વાંચીને મેં નિશ્ચય કર્યો કે હું કમાતો થઈશ ત્યારે આ સંસ્થાનો સભ્ય થઈશ. પહેલું કામ મેં એ જ કર્યું. આ પ્રકૃતિમંડળનો સભ્ય થઈ ગયો અને મુંબઈ જવાનું થયું ત્યારે તેની મુલાકાત લીધી. મને થયું કે હું કોઈ પ્રાકૃતિક સંગ્રહસ્થાનનો કે પ્રાણીબાગનો સંગ્રહપાલ થઈ શકું તો કેવું સારું! પણ નસીબમાં બીજી દિશાનો કાંટા અને ફૂલોનો માર્ગ નિર્માયેલો હતો.

બાળપણમાં જ શેરી છોડીને નજીકના જ સમુદ્ર કાંઠે "રોજ સવારે" જવાની રજા મા માંડ માંડ આપતી, તે પણ લોટો લીધા વિના અને એકલાં નહીં! કારણ કે મારી એક મોટીબહેન સમુદ્રમાં તણાઈ ગઈ હતી. સમુદ્ર-કાંઠે શિયાળામાં જાત જાતનાં પક્ષીઓ આવતાં જોયા ત્યારે મને તેમાં બહુ રસ પડયો. તેઓ શરદઋતુમાં જ આવે છે અને વસંત ઋતુમાં કયાં ગાયબ થઈ જાય છે? આ પ્રશ્નનો જવાબ મને કોઈ આપી શકયું નહીં. એ તો જ્યારે હું લાઇબ્રેરીમાં જતો થયો ત્યારે મળ્યો. પરંતુ આ તરેહ તરેહનાં પક્ષીઓનાં રંગ, રૂપ, આકાર, જીવનવ્યવહાર, તેમના ઉડ્ડયનની ખૂબી વગેરેનું નિરીક્ષણ કરવામાં મને બહુ રસ પડતો. તેમાં મોડું પણ થઈ જતું. આથી મારી રાંકડી માને શી ચિંતા થતી હશે તેનો મને ત્યારે ખ્યાલ નહોતો આવતો. ઘેર આવું ત્યારે તે છુટકારાનો દમ ખેંચીને મારી પર રોષ કાઢતી. ગરીબ બિચારી મા!

પોરબંદરની નવી પેઢીએ સુલતાનબાગ અને રૂપાળીબાના તળાવનાં નામ પણ કદાચ નહીં સાંભળ્યાં હોય. શહેરના આધુનીકરણના નામે તેમનો ભોગ અપાઈ ગયો છે. શહેરની વચ્ચે એ પક્ષીઓનાં ધામ હતાં. તળાવમાં શિયાળુ પક્ષીઓ આવતાં. પાણીના સાપ પણ જોવા મળતા. સુદામાજીના મંદિરની આસપાસ ઝૂંપડીનું અને ઉપવનનું વાતાવરણ હતું. તે પક્ષીઓનું ધામ હતું. તે બધું તોડી પાડીને મહેલાતોનું વાતાવરણ આપવામાં આવ્યું તે પહેલાં જ નાનપણમાં મારા પિતાશ્રીની આંગળી પકડીને હું ત્યાં રોજ જતો. પાણીના હોજમાં રંગબેરંગી કલકિયા પક્ષીઓ, માછલી અને દેડકાંને પકડતા. વૃક્ષોનાં ઝુંડને મથાળે જાત જાતના બગલા અને કાંકણસાર માળા બાંધતા. ઝાડીમાં શિયાળુ પક્ષીઓ પણ આવતાં. કોયલ અને બે જાતનાં બુલબુલના ટહુકા અને રણકા સંભળાતા. ફૂલો પર સકરખોરા ઝળૂંબતા હતા. ફૂલના રસ રૂપી જેવો મીઠો ખોરાક, તેવો જ મીઠો કંઠ! જાણે ફૂલોના મધુરસની મીઠાશ કંઠમાં જ ભરી હોય ને! ઠસ્સાદાર, ઘાટીલા, મનોહર દૈયડનું ગાન પણ એટલું જ મનોહર.

દૂરબીન તો હતું નહીં, તેથી પક્ષીઓને તદ્દન નજીકથી જોવાની તક મળતી ન હતી. સ્ટેટ-લાઈબ્રેરીના મિનારા પર બાજ પક્ષીઓ પ્રજનન કરતાં હતાં. સમુદ્ર પર ઢોમડા (gulls) અને વાબગલી (terns) ઉડા-ઉડ કરતાં હતાં. દૂરથી એમની જાત ઓળખવામાં તકલીફ પડતી હતી.

કોઈ કોઈ દિવસ શાળાનો દિવસ ભાંગીને પણ, પોરબંદરની આપસાસ દૂર દૂર પગે રખડવાનું શરૂ કરતો. પૂર્વમાં છાયાની ખાણો, પશ્ચિમે ખાડી-ઉતાર ખીમેશ્વર, ઉત્તરમાં બાબડેશ્વર. એ રખડપાટમાં જાત જાતનાં પક્ષીઓ જોવા મળતાં; પરંતુ તેમના વર્ગીકરણનું ભાન ન હતું, તેથી વ્યવસ્થિત રીતે અભ્યાસ થઈ શકતો ન હતો. એવા અભ્યાસની એ વય પણ ન હતી.

ચોમાસામાં જ રણ ભરાઈ જતું, ત્યારે તેમાં સુરખાબ સહિત જાત જાતનાં પક્ષીઓ આવતાં. તેના કાંઠાના બરુની ઝાડીમાં પણ નવી નવી જાતનાં પક્ષીઓ જોવા મળતાં. હજુર બંગલાની પાછળ થોરની ઝાડીમાં ટીકટીકી (warblers) અને લેલાંનો વાસ હતો. જાતે રૂપાની ઘંટડી વાગતી હોય તેમ ટીક-ટીકી બોલતાં હતાં.

દરેક ઝાડી અને દરેક ઝાડમાં ત્યારે પક્ષીઓનો વાસ હતો. શેરી છોડીને મોસાળમાં વસવા લાગ્યા ત્યારે ગંગાધર ઔષધાલયના પાછળના વાડામાં નાનકડા બગીચામાં દરજીડાનો પરિચય થયો, જો કે વડીલો એ

તેને બાપૈયા અને ચાતક તરીકે ઓળખાવ્યા! ચોમાસામાં તે અંજીરનાં પાંદડાંને દોરા અને ચાંચ વડે સીવીને તેની પોલાણમાં માળો બાંધે અને તેમાં ઈંડાં મૂકે. પક્ષીના માળા, ઈંડાનું સેવન અને બચ્ચાંના ઉછેરનો મને એ પહેલો અનુભવ થયો, ત્યારે હજી હું પ્રાથમિક શાળામાં ભણતો હતો, છતાં તેથી મને રોમાંચક આશ્ચર્ય થયું. નર-માદાનો શો ઠસ્સો! શો આનંદ! કેવાં પ્રફુલ્લ પક્ષી!

આ બગીચાની પાછળ પીપળાના ઝુંડમાં સફેદ છાતીવાળા મોટા કલકલિયા (Kingfishers) કલરવ કરતા અને કંસારા (Coppersmith) ટોંક-ટોંક એવા અવાજથી જાહેર કરતા કે વસંત ઋતુ હવે હાથવેંતમાં છે. ખાડી કાંઠે રંગબેરંગી સામાન્ય કલકલિયા પોતાની બેઠક પરથી માછલી પાછળ પાણીમાં પડતું મૂકતા અને કાબરા કલકલિયા પાણીની ઉપર ઝળુંબતા, ઊડતા રહીને, માછલી દેખી, તીરની જેમ પડતું મૂકતા; એ દૃશ્ય જાણે જોયા જ કરીએ એવાં મનોહર હતાં.

ભાવસિંહજી હાઈસ્કૂલની આસપાસ પતરંગા (Bee-eaters) પક્ષીઓ ટચુકડાં લીલાં વિમાનોની જેમ તાર ઉપરથી હવામાં ઊડી જતાં અને લડાયક વિમાનોની જેમ દાવપેચ ખેલીને હવામાંથી જીવડાં પકડી લાવતાં. ધરતી પર પણ ઊતરી, જીવડું પકડીને પાછા તાર પર જઈને બેસે અને નાનાં બાળકોની જેમ પોતાનાં પરાક્રમોનો આનંદ કિલકિલાટથી વ્યક્ત કરે. હાઈસ્કૂલ અને સમુદ્ર-કાંઠા વચ્ચેની રેતાળ ધરતીમાંથી કાળી કાકણાસાર (Ibis) ચીપિયા જેવી લાંબી ચાંચ વડે ધરતીમાંથી જીવડાં પકડતી હતી તે વખતે તેનાં ઉદ્યમ અને તન્મયતા જોવા જેવાં લાગે.

ભણવા માટે મુંબઈ જવાનું થયું ત્યારે કાયદાનાં શુષ્ક થોથાંમાંથી બહાર આવીને પ્રાણીબાગમાં અને પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં જીવતાં તેમ જ મઢેલાં પક્ષીઓનો નજીકથી અને પદ્ધતિસર અભ્યાસ કરવાની પહેલી તક મળી. પાછા પોરબંદર આવીને મેં પોરબંદરનાં પક્ષીઓનો હવે વ્યવસ્થિત અભ્યાસ શરૂ કર્યો. સેક્રેટેરીઅટના કમ્પાઉન્ડમાં નાળિયેરીનાં ઝુંડ હતાં. પાછળ ભાવસિંહજી પાર્ક નામનું હરિયાળું ઉદ્યાન હતું. આ બધામાં જાત જાતનાં પક્ષીઓનો વાસ હતો. હવે ગોપનાથ પ્લોટ નામે ઓળખાતી જગ્યાએ સડકની બંને બાજુ મેદાન હતું અને ત્યાં ગાયોનું ધણ એકઠું થતું હતું. અહીં ગાય બગલા અથવા ઢોર બગલા (Cattle-egrets) અચૂક હોય જ. ભાટિયા બજારમાં દેલવાળીના વડલામાં નાનપણમાં હું જાત જાતના બગલાનું પ્રજનન જોતો હતો ત્યારથી મને બગલામાં રસ હતો, કારણ કે પ્રજનન ઋતુમાં કેટલીક જાતના બગલા નવા વાઘા ધારણ કરે છે, તેમાં ઢોર બગલાનું રૂપાંતર તો કોઈનું પણ ધ્યાન ખેંચે. ગ્રીષ્મમાં તેઓ પીઠ, છાતી અને ડોક પર મનોહર નારંગી રંગના વાળ જેવાં પીછાં ધારણ કરે. દૂધ જેવી ધોળી કાયા પરથી આ પીંછાં બહુ શોભે. તેઓ ઢોર ઉપર સવાર થાય, તેમની આગળ-પાછળ દોડે અને તેમના શરીર પરથી તથા ધરતી પરથી જીવડાં પકડે. પાછળથી જીવસમાજશાસ્ત્ર (Ecology) નો અભ્યાસ કર્યો ત્યારે જાણવા મળ્યું કે કુદરતે જીવ-જીવ વચ્ચે ખોરાકની કેવી સાંકળ રચી છે.

જ્યારે ન્યાય-ખાતામાં મારી નિમણૂંક થઈ અને ત્રણે મહાલોમાં રહેવાનું થયું ત્યારે પક્ષીઓના અભ્યાસની શ્રેષ્ઠ તક મળી. નવીબંદરમાં તો સરેરાશ રોજ એક કલાકનું જ કામ રહેતું અને વકીલો બપોર પછી નિરાંતે આવે. ખુલ્લો વગડો પક્ષીઓને સંતાડી શકે નહીં. આથી જાત જાતનાં પક્ષીઓનો અભ્યાસ કરવાની સુવિધા હતી. તેમાં ગુજરાતને ખ્યાતિ અપાવનાર સુરખાબ (Flamingoes) પણ હતાં. ભાદર અને ઓજત નદીના સંગમ પાસે આ વિચિત્ર પક્ષીઓનું ટોળું છીછરા પાણીમાં કાદવમાંથી ખોરાક મેળવતું હતું. તે સમયે માથું પાણીમાં ડુબાડેલું હોવાથી કશું જોઈ ન શકે. તેથી એકાદ સુરખાબ સંત્રી તરીકે ચોકી કરે. હું હોડીમાં બેસી તેમની તરફ જાઉં ત્યારે તે સાવચેત થઈ જાય, વધુ નજીક જાઉં ત્યારે તે અવાજ કરીને બધાને ચેતવણી આપે. પછી બધા સાબદા થઈ જાય, અને હું વધુ પડતો પાસે જાઉં, ત્યારે આખું ટોળું વિમાનોની

જેમ દોડે, અને એમ કરીને હવા પર સવાર થઈ જાય. સુરખાબના ટોળાને ઊડી જતું જોવું અને પછી આથમતા (કે ઊગતા) સૂર્યનાં સોનેરી કિરણો તેમની ગુલાબી ઝાંયવાળી ધવલ કાયા પર પડતાં હોય તેમા આ મનોહર પક્ષીઓનું લયબદ્ધ મનોરમ ઉડ્ડયન જોવું એ પક્ષી-સૃષ્ટિનું એક અજોડ દૃશ્ય છે. નવીબંદરના લોકો સુરખાબને ઠાકોરજીના જાનૈયા કહે છે.

બીજા પ્રભાવશાળી પક્ષી તરીકે પેણ બતક (Pelican) કદી ભુલાશે નહીં. નાનકડી નૌકાની જેમ તરતાં આ મોટાં કદના પક્ષીઓ તરફ હોડી જાય એટલે તેઓ ભાગે, વધુ નજીક જાય એટલે શ્રમપૂર્વક ઊડવા પાણી પર દોડે, ત્યારે જાણે પાણીનું વિમાન (sea-plane) ઊડવા જતું હોય એમ લાગે. પણ વિશાળ પાંખો પ્રસારીને એક વાર હવા પર સવાર થઈ જાય એટલે શી આસાનીથી, શું મનોહર ઉડ્ડયન કરે!

કદી ન ભુલાય એવાં પક્ષીઓમાં ચારેક જાતનાં ચંડુલ પક્ષી હતાં. અંગ્રેજ કવિઓએ મુગ્ધ બનીને જેમની પર કાવ્યો લખ્યાં છે એ મેં શાળામાં વાંચ્યાં હતાં. એ જ પક્ષીઓને મેં પહેલી વાર જોયાં, ત્યારે જોવા ન ગમે તેવા ભૂખરા અને ધૂળિયા રંગોથી નિરાશ થયો. પરંતુ તેમનું મનોહર ઉડ્ડયન જોયું અને માદક સંગીત સાંભળ્યું ત્યારે હું મુગ્ધ થઈ ગયો. જાણે આકાશમાંથી મધુર રવની ઝડી વરસતી હોય!

મારાં સેંકડો પક્ષીમિત્રોમાંથી કેટલાને યાદ કરું અને કોની ઉપેક્ષા કરું?

પોરબંદર-પંથક ઋતુપ્રવાસી પક્ષીઓના ધોરીમાર્ગ પર છે. યુરોપ, પશ્ચિમ એશિયા, મધ્ય એશિયા અને હિમાલયથી જાતજાતનાં પક્ષીઓ શિયાળો ગાળવા આપણા દેશમાં આવે છે. તેમનો મુખ્ય પ્રવાહ કચ્છ અને સૌરાષ્ટ્રમાંથી પસાર થાય છે. કેટલાંક અહીં જ શિયાળો ગાળે છે. કેટલાંક આગળ વધે છે. પોરબંદર-પંથકની વિશિષ્ટ ભૂરચના અને તેનું વિશિષ્ટ ભૌગોલિક સ્થાન તેને પક્ષીતીર્થ બનાવે છે. વર્ષાઋતુ પૂરી થાય ત્યાં વૈયાં (Rosy pastors)નાં આનંદી ટોળાં પશ્ચિમ એશિયાથી બંદરમાં અને જ્યાં જ્યાં વડ, પીંપળ અને પીલુ હોય ત્યાં આવી ચડે. દિવાળી આવે તે પહેલાં દિવાળીઘોડા હિમાલયથી અને મધ્ય એશિયાથી આવી ચડે. ખેતરમાં વાઢ પડે ત્યાં સાઇબીરિયાથી કુંજ અને કુલંગનાં ટોળાં આવી પહોંચે. કાશ્મીરથી ચાષ (Roller) આવે અને હવામાં ઉડાઉડી કરી જાણે રંગની છોળો ઉડાડતો લાગે. આ બધાં શિયાળુ મહેમાનો જતાં રહે ત્યારે કંસારો (Barbet અથવા Coppersmith) ટુક ટુક કરતો હોય, કોયલના મધુર ટહૂકા સંભળાતા હોય. મેઘની પહેલી ગર્જના થાય ત્યાં મોરના ગળામાંથી ઘૂંટાતો માદક કેકારવ દિશાઓને ભરી દે. ઋતુઋતુના ફેરફારો જોવામાં પણ કેવી મજા હતી!

પોરબંદર શહેરની બહાર મહારાજબાગ અને રાજવાડી જાતજાતનાં હજારો પક્ષીઓનાં ધામ હતાં. ગામ પર સવારે ને સાંજે દુનિયાનાં સૌથી ઝડપી પક્ષીઓમાં ગણાતાં કાનકડિયા (Swifts)નાં ખુશમિજાજ ટોળાં ચકરાવા લેતાં હોય અને પછી છાપરાં અને જૂનાં મકાનોની છત નીચે રાતવાસો કરવા ધસી આવે બહાર જ્યાં તાડ અને નાળિયેરીનાં ઝાડ હતાં ત્યાં તાડી કાનકડિયા (Palm swifts) ચકરાવા લેતાં હોય; સાંજે તો મહારાજબાગ અને રાજવાડી પક્ષીઓના કલરવથી ગાજતાં હોય.

આ બધું આજે છે ખરું? સાંભળ્યું છે કે બાગબગીચા ઉજ્જડ થઈ ગયા છે, વનરાઈઓ કપાઈ ગઈ છે. જળાશયો પુરાઈ ગયાં છે. વૃક્ષરાજીને ઠેકાણે મકાનોનાં જંગલ વસી ગયાં છે. ઉદ્યોગો વડે રણનો 'ઉદ્ધાર' (Reclamation) થઈ ગયો છે. બરડા ડુંગરની ઝાડી અને ઝાંખરાં, ખંભાળાનું સરોવર, બિલગંગા નદી, એ બધાં જાતજાતનાં પક્ષીઓનાં ધામ હતાં.

શું હતું, હું શું શું જોતો હતો, તે યાદ આવે છે અને આજે શું થઈ ગયું છે તે સાંભળું છું ત્યારે આ સંસ્મરણો મને ખિન્ન કરે છે. વનસ્પતિનો નાશ માત્ર પોરબંદર-પંથકમાં જ થયો છે એવું નથી.

આખા દેશમાં ચાલતી વિઘાતક પ્રક્રિયાનો આ એક ભાગ છે. આપણે વિજ્ઞાનમાં પ્રગતિ કરી છે, પણ સંસ્કારમાં પીછેહઠ કરી છે. કેળવણી અને સંસ્કાર માટે પ્રકૃતિનું જ્ઞાન મેળવવું જરૂરી છે. સરકાર જ બધું કરી આપે એવી આશામાં ન રહેવું જોઈએ. ધ્રાંગધ્રામાં એક ઉદ્યોગપતિએ એક બહુ સરસ પક્ષીબાગ બનાવ્યો છે, જેમાં દેશવિદેશનાં પક્ષીઓ તેમના પ્રાકૃતિક વાતાવરણમાં રહે છે. પોરબંદરમાં ધનવાન ઉદ્યોગપતિઓ અને વ્યાપારીઓની અછત નથી. તેઓ મન પર લે, તો વનસ્પતિઉદ્યાન (બોટૅનિકલ ગાર્ડન), પક્ષીબાગ તથા પ્રાણીબાગ પણ આપી શકે અને સમગ્ર ગુજરાતમાં પોરબંદરને ગૌરવ અપાવી શકે. પોણી સદી પહેલાં પોરબંદરને જયકૃષ્ણ ઈન્દ્રજી જેવા પ્રખર વનસ્પતિશાસ્ત્રી મળ્યા હતા. સ્વ. રાણાસાહેબ ભાવસિંહજી જેવા પશુપક્ષીના પ્રેમી મળ્યા હતા. આજે એ રીતે તેમને કેટલા જણ ઓળખે છે?

* * *

## VIDYA AND AVIDYA

Unity is the eternal truth of things; diversity a play of unity. The sense of unity, has been, therefore, termed knowledge, *Vidya*; the sense of diversity Ignorance, *Avidya*. But diversity is not false except divorced from the sense of its true and eternal unity. Those who are devoted entirely to the principle of multiplicity and division, and take their orientation away from oneness, enter into a blind darkness. Also, those who are devoted entirely to the principle of indiscriminate Unity and seek to put away from them the integrality of the Brahman, put away from them knowledge and completeness and thus enter into stilll greater darkness. They enter into some special state of experience and accept it, for the whole, mistaking exclusion in consciousness for transcendence. They ignore by choice the knowledge of the Brahman in its manifestation, as others ignore the knowledge of the soul by solely persuing the knowledge of material manifestation. Complete and integral truth and experience of the Brahman lies both in its transcendence and manifestation. Thus knowing All to transcend all is the right path of Vidya, to know *vidya* and *avidya* both in their proper relation and perspective to the total truth of the Brahman.

(From 'Guide to the Upanishads'). —**MADHAV PANDIT**

## ☆ ☆ ☆ ભારતની ભૂમિ ઉપર કરેલાં કેટલાંક પરિભ્રમણોનાં સંસ્મરણો

લેખક : **શ્રી પ્ર૦ ત્રિવેદી, ભૂતપૂર્વ આચાર્ય, રામબા ગ્રેજ્યુએટ ટીચર્સ કૉલેજ, પોરબંદર**

ગુંટકલથી મારી ટ્રેન અર્ધી રાત્રે હોસ્પેટ પહોંચી. રિટાયરિંગ રૂમ ખોલી આપનાર મજૂરની પાસેથી હમ્પી જવા માટેની માહિતી મેળવી. તેના કહેવા પ્રમાણે સવારે ગામમાં જવા માટે કોઈ વાહન ન મળ્યું; અને બસ-સ્ટેશન ખાસ્સું દૂર નીકળ્યું. પરંતુ રસ્તાંમાં તુંગભદ્રાની નહેરો જોવાની મઝા પડી. નહેરોને કારણે ખેતીવાડી અને વનસ્પતિ તથા ઢોર અને માણસ ઉપર થયેલી સારી અસર જોઈ શકાઈ. એક નવા ભારતની આછેરી છબી એમાં પ્રતિબિંબિત થતી જોઈ.

બસ-સ્ટેશને પહોંચતાં જ હમ્પી માટેની એક બસ મળી ગઈ. હમ્પી નજીક આવતાં જ જાણે મને ભૂતકાળની એક ભુલાયેલી સૃષ્ટિ જડી ગઈ હોય તેવું લાગ્યું.

ઈ.સ. ૧૩૩૬થી ૧૫૬૫ સુધી કૃષ્ણા નદીની દક્ષિણે આવેલ ભારતના સમગ્ર વિસ્તાર ઉપર વિજય-નગરનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. હમ્પીનું મૂળ નામ રામાયણપ્રસિદ્ધ પમ્પા હતું. કિષ્કિંધાકાંડની કર્મભૂમિ અહીં જ હતી.

વિજયનગરના સામ્રાજ્યનું આ પાટનગર જગતના કોઈ પણ ઐતિહાસિક પાટનગરની સાથે સુંદરતા, ભવ્યતા અને વિશાળતામાં ઊભું રહી શકે તેવું છે. એટલું જ નહિ, પરંતુ પ્રાકૃતિક સૌંદર્યની સમીપતાની દૃષ્ટિએ કદાચ આખી દુનિયામાં એ અજોડ છે.

આ વિસ્તારમાં વહેતી તુંગભદ્રાની નિસર્ગભૂષા બેનમૂન છે. લાખ્ખો, છૂટા, ભવ્ય ખડકોવાળા ટેકરી-ઓના પ્રદેશમાં થઈને વહેતી તુંગભદ્રાનું વ્યક્તિત્વ ભારતની કોઈ પણ નદી કરતાં નિરાળું છે; પરંતુ દેખાવમાં કાંઈક કઠોર લાગતી આ નદી દક્ષિણ ભારતની એક મહાન લોકમાતા છે. આ આખોયે વિસ્તાર પ્રાચીન યુગની યાદ આપે છે. રામાયણકાળમાં ભારતનો આ ભાગ કેવો દેખાતો હશે એ આ વિસ્તાર જોતાં કલ્પવું મુશ્કેલ નથી.

હમ્પીને કેટલાક દક્ષિણનું કાશી પણ કહે છે. અહીં ૧૬૫ ફૂટની ઊંચાઈનું એક ગોપુર છે. ૩૦૦ ફૂટની પહોળાઈનું અને લગભગ પોણો માઈલ લાંબું તેનું પ્રાચીન બજાર નગરસ્થાપત્યની ભવ્યતાનો ઉત્કૃષ્ટ નમૂનો છે. રોમ અને પોમ્પિઆઈનાં ખંડિયેરોથી પ્રભાવિત થનાર પ્રવાસી આ અવશેષો જોઈને ઊંડું આશ્ચર્ય અનુભવ્યા વગર રહેશે નહિ.

અહીંનું વિજય વિઠ્ઠલ મંદિર શિલ્પકલાનો અત્યંત સુંદર નમૂનો છે. તેના થાંભલાની રચના, તેનો ઘાટ અને તેના ઉપરની કોતરણી એટલાં તો અદ્‌ભુત છે કે તેમાંથી સપ્તસ્વરોનું સંગીત નિષ્પન્ન થતું હોય તેવો ભાવ જન્મે છે અને તેનું દર્શન કરનારના હૃદયપટ ઉપર સુરુચિના મેઘધનુષ્યના સાતે સાત રંગો વિલસી રહે છે.

આ વિસ્તારમાં આવેલી ગણેશ અને નરસિંહની ભવ્ય મૂર્તિઓ ભારતીય શિલ્પીઓની વિલક્ષણ શક્તિનું દર્શન કરાવે છે. "ઇન્ડો-સાર્સેનિક" શૈલીનું સ્થાપત્ય ધરાવતો પદ્મપ્રાસાદ કે કમલમહેલ અને વિજય વિઠ્ઠલ મંદિરના ચોકમાં એક જ ખડકમાંથી કોતરી કાઢેલો રથ, શિલ્પ અને સ્થાપત્યકલાના દર્શનીય નમૂનાઓ છે.

મંદિરો ઉપર ઊભી કરવામાં આવેલ અસંખ્ય મૂર્તિઓની વિશેષતા એ છે કે બધી જ મૂર્તિઓની મુખમુદ્રા અત્યંત પ્રસન્ન, અત્યંત સૌમ્ય અને અત્યંત ભાવયુક્ત છે. પ્રત્યેક મૂર્તિના વદન-કમલ ઉપર આત્માનું રૂપ તરવરે છે. માંગલ્ય, સમૃદ્ધિ, શ્રદ્ધા, આશા, ચેતના અને ભક્તિની પરકાષ્ઠા સૂચવતી અને

એક ભવ્ય ઇતિહાસની સાક્ષી પૂરતી આ મૂર્તિઓ આથેન્સ નજીકના એક્રોપોલિસના પાર્થેનોનને શોભાવે તેવી છે.

હમ્પીનાં ખંડિયેરો જોતાં આખો દિવસ ઓછો પડયો.

માનવ-અભિવ્યક્તિનો ઉચ્ચતમ આવિષ્કાર સંગ્રહી રાખતાં હમ્પીનાં ખંડિયેરો ભારતીય સંસ્કૃતિનો જીવંત ઇતિહાસ ખડો કરે છે.

હમ્પીના પરિભ્રમણે મને ખોવાયેલા ભારતનું પુનર્દર્શન કરાવ્યું.

## [૨]

એક બાજુએ નગાધિરાજ હિમાલયની પુત્રીઓ ભાગીરથી અને અલકનંદા ઊંડી ઊંડી ખીણોમાં થઈને કૂદતી, દોડતી, ભૂસકો મારતી, નાચતી, ગાતી વહે છે. બીજી બાજુએ સદાય હિમાચ્છાદિત રહેતી જગતની સર્વથી ઊંચી શિખરપંક્તિ આકાશને આંબતી ઊભેલી છે. એ બેની વચ્ચે છાતી હચમચાવી નાખે અને નજર કરતાં તમ્મર ખવરાવે તેવી ઊંચાઈની કરાડો ધરાવતા સાંકડા, ઊંચાનીચા, અત્યંત ઢોળાવવાળા ઉચ્ચપ્રદેશો છે. દેવદાર અને ચીડનાં વૃક્ષો જ્યાં ઊગે છે તેવા એ ઉચ્ચપ્રદેશો ઉપર ગરુડના માળા જેવાં અર્ધાં લટકતાં ઝૂંપડાંનાં જૂથ ક્યાંક ક્યાંક દેખાય છે. આભની અટારી જેટલી ઊંચી તેની સાંકડી પગદંડીઓ પ્રવાસીઓનો પ્રાણ ઊંચો ચઢાવી દે તેવી વિકટ છે.

આવા પ્રદેશમાં દેવપ્રયાગ, પૌડી, તિસ્રુ વગેરે સ્થળો આવેલાં છે.

સાંજનો સમય હતો. હું પૌડીથી તિસ્રુ જતો હતો. પહાડી લોકોથી હું જુદી જાતનો માણસ દેખાતો હતો. હિમાચ્છાદિત શિખરોનાં દર્શન માટે જ હું તિસ્રુ જતો હતો તે જાણીને તેમને આશ્ચર્ય થતું હતું. તેમની સાથે ગાળેલી એ સાંજે પેલાં હિમાચ્છાદિત ઉત્તુંગ શિખરોએ તો સંધ્યાના વાદળની અનંત ચાદર ઓઢી લેવી પસંદ કરી; પરંતુ તેમના દર્શનની ખોટ માનવતાનાં શિખરો સમા આ પહાડીઓના દર્શનથી પૂરી થઈ. અસ્તિત્વ ટકાવવા માટેનો પરમ પુરુષાર્થ એ જ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી. એ જ તેમનું તપ હતું. એ જ તેમની સાધના હતી. ચૈતન્યને પડકારતાં પ્રકૃતિનાં પરિબળો વચ્ચે જીવન જીવતાં જીવતાં તેમની માનવતા ઘડાઈ હતી. માનવતાના ભારે નમણા ઘાટ સમા એ પહાડી આત્માઓના જીવનની ત્રણ વિશેષતા-ઓનું અહીં દર્શન થયું: સત્યપ્રિયતા, સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્વાતંત્ર્યપ્રેમ. વેદની ઋચાઓ આ પહાડી ઋષિઓની આંખોમાં વાંચવાની મળી!

## [૩]

ઘેરા આસમાની રંગનો બંગાળી ઉપસાગર એનો ઘેરો ઘૂઘવાટ મહાબલિપુરમ્‌નાં તેરસો વર્ષ પુરાણાં સ્થાપત્યોને સંભળાવી રહ્યો છે. ત્રિકાલની બંસરીના ઘેરા સ્વરો એ ઘૂઘવાટનું સંગીત સરજે છે. એ સંગીતની ભાષા ગૂઢ છે પણ વેધક છે.

સમુદ્રકાંઠે એક બાજુએ આવેલું પેલું તટમંદિર અનંતને આહ્‌વાન કરતું ઊભું છે. લોકવાયકા છે કે એવાં બીજાં છ તટમંદિરોને ઉદધિ ગળી ગયો છે. પણ તેથી શું? આ એક જ તટમંદિર સપ્તમંદિરનું સામટું સૌંદર્ય સવાર, બપોર, સાંજ સૂર્યનાં સહસ્ર સહસ્ર કિરણોની સાક્ષીએ રેલાવી રહ્યું છે. સંધ્યા-ઉષાને ટાણે એના ગ્રેફાઈટ પથ્થરો અતીતની આરતીનું તેજ પ્રકટાવે છે. ઘનઘોર રાત્રિઓએ સાગરનાં ફેનિલ મોજાંઓ તેને વીંટળાય છે ત્યારે વિશ્વનું એ બેનમૂન શિલ્પ બની જાય છે. તારકખચિત રજનીની ઓઢણી ઓઢીને એ સનાતન સ્વપ્નસુંદરી બની જાય છે. ચાંદની વરસાવતી વિભાવરી તટમંદિરની શીતળ મૃદુતાના આવિષ્કાર સમી બની જાય છે.

આખંડ ખડકમાંથી કોતરી કાઢેલા મહાબલિપુરમ્‌ના પાંડવ-રથો વાસ્તવાતીત કલાસૃષ્ટિ ઊભી કરે છે.

અહીંની પાષાણકંદરાઓ માનવીએ કંડારેલ રૂપશિલ્પને સંઘરી રાખે છે અને વિશાળ ખડક-ભીંત ઉપર કોતરેલ 'અર્જુનની તપસ્યા'નાં દૃશ્યો ભૂતકાળની ભવ્યતા સજીવન કરે છે.

ચૌદ વર્ષ પહેલાં હું મહાબલિપુરમ્ ગયો હતો ત્યારે સાગર અને ધરતી પાસેથી શારીરિક અને ભૌતિક આવશ્યકતાઓ સરળતાથી પ્રાપ્ત કરતા સુખી, સંતોષી, નિર્મળ ચિત્તના પર્ણકુટીવાસી માનવીઓનું એક નાનકડું, સમુદ્રકાંઠે ખોવાઈ ગયેલું, શાંત, બ્રહ્મસમાધિમાં લીન હોય તેવું, શાશ્વતતાના જીવન્ત સંદેશ સમું એ ગામડું હતું.

આજે ચૌદ વર્ષે ફરી હું મહાબલિપુરમ ગયો. આજે તો તેના ઉપર પેલા ઊછળતા ઉદધિ કરતાં યે વધારે ઉત્કટ આક્રમણ શહેરી સંસ્કૃતિ કરી રહી છે. જે જમીન ઉપર ઝૂંપડીઓ હતી તે જમીનનું મૂલ્ય શાંતિ, સંતોષ, ખમીર અને અસ્તિત્વના નિર્દોષ આનંદને બદલે રૂપિયા અને પૈસામાં, લોભ અને છળમાં વધતું જાય છે. પલ્લવ રાજાઓના યુગનું આ પ્રાચીન ગામ વિકૃત શહેરી સંસ્કૃતિની નકલ કરતું થઈ જવા માંડયું છે.

જે સુંદર છે, સત્ય છે, શાશ્વત છે તેનું પર્યાવરણ પણ સુંદર, સત્ય અને શાશ્વત રહેવા દેવું જોઈએ.

[૪]

બીજની ભરતી હતી. સાગર હિલોળે ચડયો હતો. વીળનાં પાણી મિયાણીની ખાડીમાં થોકેથોક ઠલવાતાં હતાં. એ પાણીને ચીરતો એક મછવો ગાંધવી ગામ તરફ જતો હતો. વાવડો કહે મારું કામ. ફૂંફાડા મારતા સાપની ફેણ સમાં મોજાં મછવાને હચમચાવી નાખતાં હતાં.

બે ખારવા મછવાને જેમતેમ કાબૂમાં રાખવા મથતા હતા.

ઉતારુઓમાં મોટે ભાગે ફિલસૂફી અને મનોવિજ્ઞાન ભણેલા સ્નાતકો હતા. ખાડીનાં પાણી આટલાં તોફાની થઈ જશે તેવી તેમને કલ્પના ન હતી. આમેય તેમના વ્યાવસાયિક જીવનમાં એ કલ્પનાને બહુ સ્થાન હોતું નથી. કેટલાકને મન તો મિયાણીની ખાડીની એ મુસાફરી જીવનમરણની કસોટી થઈ પડી!

છેક નેપાળથી ચારધામની યાત્રાએ નીકળેલી બે અકિંચન શી યાત્રાળુ સ્ત્રીઓ પણ આ મછવામાં હતી. શાંતિના શિલ્પ શી આ બે સૌમ્ય સાધ્વીઓએ તેમના હૃદયનું સંગીત રેલાવીને તેમના આત્માની આભા મછવામાં જ નહિ પરંતુ મિયાણીની આખીય ખાડી ઉપર વિલસવા દીધી:

રઘુપતિ રાઘવ રાજારામ!
પતિત પાવન સીતારામ!

તેમની આંખોમાં કશી આકુળતા ન હતી. તેમના સ્વરમાં કશો ક્ષોભ ન હતો. તેમની દૃષ્ટિમાં કયાંય ભય નહોતો. સાત્ત્વિક આનંદમાં ઝબોળાયેલી એ બે તપસ્વિનીઓએ સૌ સાંભળનારાંને આનંદમાં તરબોળ કરી દીધાં: आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन । ઊછળતાં મોજાં ઉપર થઈને મછવાને હંકારવાનું કામ ખારવાઓ માટે પણ આનંદપૂર્ણ બની ગયું. સૌ ઉતારુઓ જાણે આનંદ-સાગરમાં ઝૂલતા હોય તેમ વય, જાતિ, અભિમાન, આશંકાઓ—બધું જ ભૂલી જઈને નાનાં બાળક શાં નિર્ભય બની ગયાં. સૌનાં અંતઃકરણમાં ચૈતન્યસિન્ધુ ઘૂઘવવા લાગ્યો! ભક્તિભાવ ઊછળી રહ્યો. આશાની ઉષા ખીલી. શ્રદ્ધાએ સ્મિત વેર્યાં.

સામે કિનારે આવેલી ટેકરીએ આ સમુદ્ર વિસ્તારમાં ફિનિશિયન, ગ્રીક અને બીજા અનેક દેશીવિદેશી ખલાસીઓનાં વહાણોને ડામાડોળ થતાં જોયાં હશે. ઇતિહાસનાં અજવાળાં-અંધારાંની ભરતી-ઓટના ઝપાટા પેલા

પ્રાચીન ગાંધવી ગામના ટીંબાએ—એના પથ્થરોએ અને ભુલાઈ ગયેલા—કાળને આધીન થયેલા એના માનવીઓએ—એ માનવીઓની ભસ્મે ઝીલ્યા હશે.

અતીતને ઓવારે યુગે યુગે આથડનારી પ્રજાઓની ચેતનાનું માત્ર સાત્ત્વિક તત્ત્વ જ શાશ્વત છે.

નેપાળની પેલી બે ગિરિનંદિનીઓએ મચાવેલી એ ધૂન કદી ભૂલાશે નહિ.

[૫]

ગયાથી બુદ્ધગયા છ-સાત માઈલને અંતરે છે.

બુદ્ધગયા જવા માટે વાહનમાં કેમ બેસાય? મને થયું, જે સ્થળે બેસીને સિદ્ધાર્થ બુદ્ધ બન્યા તે સ્થળે તો પગે ચાલીને જ જવું જોઈએ. ગયામાં ગાળેલી આખી રાત દરમિયાન કદાચ માત્ર બુદ્ધના જ વિચારો આવ્યા કર્યા હતા.

પ્રભાતે હું બુદ્ધગયા જવા નીકળ્યો.

કરુણા, આત્મમંથન, ત્યાગ, ચિંતન અને સમ્યક્જ્ઞાન જેના જીવનની અજોડ વિશેષતાઓ હતી એ સિદ્ધાર્થનું મહાભિનિષ્ક્રમણ પણ વિશ્વની કોઈ પણ એક વ્યક્તિની કે સમષ્ટિની મોટામાં મોટી શાંતિયાત્રા હતી. એ શાંતિયાત્રાના પંથના થોડાએક ભાગ ઉપર ચાલતાં સમય અને અંતરનો કશો ખ્યાલ રહ્યો નહિ.

આજે વર્ષો પછી જ્યારે મારો એ પ્રવાસ હું સંભારું છું ત્યારે પ્રતીતિ થાય છે કે ૨૫૦૦ વર્ષથી સમય પોતે જ—સ્વયં कालब्रह्म બુદ્ધગયા ખાતે ચિંતન કરતો પદ્માસનવાળીને બેઠો છે. આ વિસ્તારનાં વૃક્ષોનું પાંદડે પાંદડું બુદ્ધનો કરુણાસંદેશ—શાંતિસંદેશ આપી રહેલ છે, એવું અનુભવતો અનુભવતો, હું બુદ્ધગયાની દિશામાં પગલાં માંડતો હતો. નજીકમાં ડાબે હાથે વેળુના વિશાળ પટવાળી ફલ્ગુ નદી રસ્તાને સમાંતરે શાશ્વતતાની સરિતા બનીને ચાલી આવતી હતી. મોડી સવારના તડકામાં વૃક્ષોને છાંયે બેસીને ઢોર ચિંતન કરતાં હોય તેમ લાગતું હતું.

બુદ્ધગયા પહોંચતાં જ તેના ભવ્ય મંદિરે અને ખાસ કરીને પેલા પીપળાના વૃક્ષે મન ઉપર અપૂર્વ અસર કરી. સમસ્ત વિશ્વના સદાને માટે સ્વજન બનેલા બુદ્ધે અહીં યાતનાઓ સહન કરી, ઉગ્ર તપશ્ચર્યા કરી, ઉચ્ચતમ તત્ત્વસાધના કરી, ઘોર રજનીમાં ઘર છોડીને, પત્ની છોડીને, પુત્ર છોડીને ચાલી નીકળેલ, એ મહામાનવે કરોડો માણસોના અસ્તિત્વના અશ્વત્થને પાંદડે પાંદડે અજવાળું કરી દીધું—એ બધા વિચારોએ મન ઘેરી લીધું. આત્માને ઓવારે વિશ્વાનુભૂતિનું પ્રાકટ્ય થયું!

[૬]

ઘણાં વર્ષો એ વાતને વીતી ગયાં છે.

સૌરાષ્ટ્રની વંકી ભૂમિ ઉપર થઈને રાજકોટથી થાન આડફેટિયા પગપાળા પ્રવાસે જવાનો સંકલ્પ કર્યો. ચાર સહાધ્યાયીઓ એ વસમા પ્રવાસમાં જોડાયા.

શ્રાવણ મહિનાનો કૃષ્ણપક્ષ ચાલતો હતો. આકાશ વાદળઘેર્યું હતું; અને શ્રાવણનાં સરવડાં ક્યારેક ક્યારેક ભારે ઝાપટાના રૂપમાં પલટાઈ જતાં હતાં. પશ્ચિમ પાંચાળની સિંદૂરવર્ણી ભોમકા ઉપર થઈને ઉતાવળે વહેતા વહેળાઓ, કૂદતા કૂદતા, રૂપાવટી ગામને ઘસાઈને વહેતી મસ્તીભરી મચ્છુના કાળમીંઢ ખડકો વચ્ચે વહેતાં પાણીને પાર કરતા, વાદળછાયી ઘેઘૂર રાત્રીએ પાતાળિયો ઉતરી અમે હોલમાતા પહોંચ્યા.

વહેલી સવારે માંડવધાર તરફના ટેકરાળ વીડ-પ્રદેશ તરફ નીકળી પડયા. પહોરેક દિવસ ગયો હશે. તે વખતે દૂરથી પારવગરનાં ઘેટાંબકરાં સાથે ભટકતા ભરવાડ-કબીલાનો પડાવ નજરે પડયો. અમે એ પડાવ તરફ

ચાલ્યાં. પડાવના ચોકિયાત કૂતરાઓએ ભસીને અમને આવકાર્યા. ભરવાડોએ કૂતરાને ટપાર્યા. અમે 'રામરામ' કર્યા. અમારા એક સાથીએ પૂછ્યું : "દૂધ મળી શકશે?" ભરવાડને સાથીની ભાષા વિચિત્ર તો જરૂર લાગી હશે; પણ તેણે પ્રશ્નનો સાર પામી જઈને સામો સવાલ પૂછ્યો : "તમારે દૂધ પીવું સે ને?"

સાથીએ ઉત્તર-દક્ષિણ માથું કરીને હા કહી.

"દૂધ જોઈ અટલું પીવોને, બાપા! . . . એય ગગી, દૂધનું બોઘરું લાવ્ય."

પણ સાથી શહેરમાં રહેતો એટલે એનાથી પૂછી જવાયું : "દૂધનો શો ભાવ?"

આ ગોઝારા સવાલનો પડઘો પીગળીને વરસાદથી ધરાયેલી ધરતીના ધોવાણમાં ક્યાંક અટવાઈ ગયો.

ભરવાડે અમારી સામે તાકીને જોયું. કયા મલકના અમે માનવી હોઈશું એમ એને વિચાર થઈ પડયો હોય એમ લાગ્યું. એની નજરે અમને સોંસરમોંસર વીંધી નાખ્યા; અને એનાં વેણ અમારાં કાળમીંઢ હૈયામાં કોતરાઈ ગયાં : "દૂધ વેકર્યાં તો અમારો જે'વારો નૅાં રે'!"

૧૯૨૯ના ઑગસ્ટ માસની આ વાત છે. સાચેસાચી વાત છે. એને એકતાલીસ વર્ષ થઈ ગયાં; પણ એ ભરવાડના શબ્દો હજુ એક સેકન્ડ પહેલાં જ સાંભળ્યા હોય એવો એનો ગેબી રણકાર આતમની કંદરામાંથી આજેય ગુંજી ઊઠે છે. માનવ-અસ્તિત્વનાં મૂલ્યોનું કેવું પરિનાશક પરિવર્તન! ઓ સૌરાષ્ટ્ર! ઓ ભારત!

## THE LIBERATION OF THE GITA

The liberation of the Gita is not a self-oblivious abolition of the soul's personal being in the absorption of the one, *Sayujya Mukti*; it is all kinds of union at once. There is an entire unification with the Supreme Godhead in essence of being and intimacy of consciousness and identity of bliss *Sayujya*, - for one object of this Yoga is to become Brahman, *brahmabhuta*. There is an eternal ecstatic dwelling in the highest existence of the Supreme, *Salokya*-for it is said, "Thou shalt dwell in Me, "*Nivasisyasi Mayyeva*". There is an eternal love and adoration in a uniting nearness, there is an embrace of the liberated spirit by its divine Lover and the enveloping self of its infinitudes *Samipya*. There is an identity of the soul's liberated nature with the divine nature, *sadrisya mukti*,- for the perfection of the free spirit is to become even as the Divine, *madbhavan agatah*. The Yoga of adoration envisages an eternal habitation or nearness as the greater release, *salokya*, *samipya*. The Yoga of works leads to oneness in power of being and nature, *sadrisya*; but the Gita envelops them all in its catholic integrality and fuses them all into one greatest and richest divine freedom and perfection.

From: "Essays on the Gita."

**— Shri Aurobindo**



પુશ્કિનની પ્રતિમાના સાન્નિધ્યમાં......



△ ઇરાની મજૂરના હાથ ઉપર ચીતરેલું શ્રી કૃષ્ણનું ચિત્ર



△ કીવની વીર બાલાઓ

(શ્રી ચતવાણી અને બાળકો પાયોનિયર ટોળી સાથે)



(શ્રી ચતવાણીજી મોસ્કોમાં એક શિક્ષક સાથે)



## ☆ ☆ ☆ मेरी सोवियत यात्रा

**श्री रमणभाई चतवाणी, आचार्य, भारतीय स्कूल, कुवैत**

### १. ईरानमें श्रीकृष्ण और भीम – आज भी

दिन था १२ जुलाई, १९६९ का।

मुझे ईरानके बन्दर पहलवीसे एक रूसी जहाजमें केस्पीयन सागर पार कर बाकू पहुँचना था। सुबहके ११ बजे थे; जहाज दोपहरको ३ बजे रवाना होनेको था। मैं अपना कैमरा लेकर दो घंटेके लिए बाहर निकल पड़ा। थोड़ा चलने पर देखा एक ईरानी मजदूर आटेकी बोरियाँ एक गोदाममें डाल रहा था। उसकी भुजा पर श्रीकृष्णका चित्र अंकित हुआ देख मुझे आश्चर्य हुआ। जिज्ञासावश मैं उसके पास गया। थोड़ेसे ईरानी शब्दोंके आधार पर वह समझ गया। मैं जानना चाहता था कि उसकी भुजा पर वह चित्र किसका अंकित है। पता लगा उसे पहलवानीका, मल्लविद्या और कुश्तीका शौक है और चित्रकी ओर देखकर वह बोला — "कासन"। मैंने फिर पूछा तो बोला — "कासन – बीम"।

केस्पीयन सागर कश्यप ऋषिके तपका स्थान रहा हो या न रहा हो, ब्लेक-सी (कृष्णसागर) का सम्बन्ध श्रीकृष्णसे हो या न हो, आर्य जहाँ कहींसे भी आये हों, मेरे बाह्य और अन्तःचक्षुको इसमें सन्देह नहीं कि इस ईरानी मजदूरकी भुजाके चित्रका सम्बन्ध श्रीकृष्ण या भीमसे अवश्य है।

नैनूने बड़ी मुश्किलसे अपनी भुजाका यह फोटो मुझे लेने दिया। नैनू उस मजदूरका नाम था। वह सहमत तब हुआ जब उसे पता चला कि मैं 'नाजर अल्-मद्रेस अल्हिन्दीया' हूँ — एक भारतीय शिक्षक हूँ।

जहाजको दूसरे दिन सुबह नौ बजे रूसी बन्दर बाकू पहुँचना था। तब तक जिन विचारोंमें मन खोया रहा, यदि उन्हें यहाँ लिखने बैठूँ तो एक पुस्तक हो जाय। यदि ऐसा हो जाय तो मैं लेखक कहलाऊँ – सो मैं हूँ नहीं और ना ही बनना चाहता, मैं तो एक शिक्षक ही अच्छा।

### २. रूसका कवि : पुष्किन ((Pushkin)

लेनिनग्राडमें जहाँ ठहरा था उसके पास ही एक उद्यान था। वहाँ बीचमें एक बड़ी प्रतिमा थी। पूछने पर पता चला कि वह प्रतिमा रूसके एक कवि पुष्किनकी है। मेरे सहयोगी रूसी शिक्षकने मेरा यह फोटो उस प्रतिमाके पास लिया और बतलाया कि लेनिनग्राडसे लगभग ५० किलोमीटर दूर एक छोटासा नगर पुष्किन है। वह साहित्यका केन्द्र है। दूसरे दिन सुबह मैं वहाँ पहुँच गया।

अलेक्ज़ेंडर पुष्किन १९वीं शताब्दीमें हुए। उनका सम्बन्ध उस समयके राजघरानेसे था। इस स्थान-का पुराना नाम — 'जार स्कोये सेलो' था। पुष्किनके लिए शाही ढंगके विद्याभ्यासकी सुविधायें खड़ी की गईं। किन्तु, वह तो प्रह्लादकी भाँति पढ़ा ही नहीं। उसकी लेखनीसे देशप्रेम और दीन-दुखियोंके दर्दका प्रवाह फूट पड़ा। जारके षड्यंत्रकारियोंने उसे एक द्वन्द्व युद्धमें मरवा दिया। पुष्प मिट्टीमें कुचला दिया गया, किन्तु इस पुष्पने रूसकी मिट्टीको सौरभ प्रदान की।

रूस केवल वैज्ञानिकों या राजनीतिज्ञोंका ही नहीं अपने कवियोंका आदर भी करना जानता है और इस आदरकी गहराइयोंकी अनुभूति करनी हो तो कोई पुष्किन नगर जाये।

### ३. कीवकी वीर बालाएँ

सोवियत पाठशालाओंमें जहाँ छुट्टियाँ हुईं कि विद्यार्थियोंके दलके दल अपने शिक्षकोंके साथ निकल पड़ते हैं। १० वर्षकी पढ़ाईमें देशके चारों कोनोंका भ्रमण पूरा करना, हर विद्यार्थीके लिए आवश्यक-सा

है। इसके बिना अध्ययन अधूरा माना जायगा। इन शैक्षणिक पर्यटनोंकी बड़ी सुन्दर व्यवस्था है। सोवियत राज्यमें यदि कोई विशिष्ट वर्ग (Privileged class) है तो वह है देशका बालक-वृन्द।

साथका चित्र मोस्कोके रेड स्क्वायरमें लिया गया है। कीवकी माध्यमिक पाठशालाकी ये बालिकाएँ अपने स्कूलकी पढ़ाईके १२ वर्ष पूरे करनेके पश्चात् जीवनके विविध क्षेत्रोंमें जानेके पूर्व राष्ट्रपिता लेनिनकी समाधि पर पुष्प चढ़ाने आई हैं। इनमेंसे केवल एक विद्यार्थिनी महाविद्यालय और विश्वविद्यालयमें जायगी। अन्य सब काम करेंगी और 'रात्रिवर्गमें पढ़ेंगी। उन्होंने बड़े गौरवसे मुझे कहा कि सोवियत देशको आज सोवियत नारियाँ ही चला रही हैं। पुरुष वर्ग भारी यन्त्रालयों और संरक्षणके कार्यमें जुटे हैं, बाकी सारे काम देशकी बेटियाँ कर रही हैं। रेलगाड़ीमें, बसमें, हवाईजहाजमें, पाठशालाओंमें, पुस्तकालयोंमें, सिनेमाघरोंमें, होटलोंमें, दुकानोंमें, खेतोंमें, म्यूनिसिपालीटी, पोस्ट ऑफिस, अस्पताल, छापखाने, अजायबघर, संग्रहालय, उद्यानोंकी रखवाली, कूड़ा-करकटकी सफाई, धुलाई, रंगाई, मजदूरी इत्यादि काफी परिश्रमके कार्य ये बहनें कर रही हैं।

इन बालिकाओंके शिक्षक-वृन्दसे कई बातोंका ज्ञान हुआ। 'स्पासीबो' (धन्यवाद) कहनेके साथ मेरा मस्तक सोवियत मातृशक्तिकी इस राष्ट्रभक्तिके सामने अनायास ही झुक गया।

### ४. सोची (Sochi) के वीर बालक और गेला (Gela)

ब्लेक-सी पर स्थित सोची अतिरमणीय उद्यानोंका अति रमणीय नगर है। यह एक स्वास्थ्यकेन्द्र भी है। गंधकयुक्त गरम पानीके स्रोत पर्याप्त मात्रामें हैं। जनताके आरामके लिए यहाँ विश्रामालय बने हुए हैं। मजदूर और शिक्षकके लिए विशेष सुविधायें हैं।

अगस्तका महीना था। सोवियत देशके बच्चे कोने कोनेसे आये थे। ४२ पायोनियर केम्प्स केवल एक सोची नगरके आसपास थे। सोची केंप्समें सोचीका कोई बालक नहीं था—वे सुदूर उत्तर या पूर्व दिशाके वनप्रदेशोंमें या किसी ऐसे ही स्थान पर गये होंगे।

बालकोंकी इस बसके पास चित्रमें जहाँ मैं खड़ा हूँ उसके ऊपर "पायोनियर टोपी" पहने एक बालक झांक रहा है। उसका नाम है गेला। कोहकाफ (Caucasus) पर्वतमालाओंके बीच बसे टीबिलीसी (Tibilisi)—जोर्जिया प्रान्तका निवासी है। दो दिनमें ही वह मुझे अपना "पक्का दोस्त" कहता था। वास्तवमें उसने अपनी इस भावनाको जिस भव्यताके साथ व्यक्त किया, मैं कृतार्थ हो गया। वह मेरा हाथ पकड़कर पासके एक उपवनमें ले गया। वहाँ एक ऐसा स्थान है जहाँ देश-विदेशके महापुरुषोंने अपने हाथसे वृक्षारोपण किये हैं। इस स्थानको Glade of Friendship—मैत्री कुंज नाम दिया गया है। वहाँ 'मेगनोला'के बड़े बड़े पुष्पोंवाला एक ठिगना वृक्ष है। उसकी छायामें बैठ कर उसने मुझे ककड़ी खिलाई और बोला—"यह पेड़ भारतके प्रथम राष्ट्रपति डॉ. राजेन्द्रप्रसादने लगाया है। वहाँ लगी तख्ती मुझे बतलाई और न जाने कब उसने मेरा एक फोटो उस वृक्षके नीचे ले लिया। फोटो बहुत अच्छा तो नहीं आया, किन्तु वह मेरी एकत्रित की हुई निधिका एक बहुमूल्य अंश है, जिसे मैंने अपने आलबमके साथ अपनी स्मृतिमें भी बड़े भावसे सँजोया है।

## ☆ ☆ ☆ कालिदासकी बलाकाएँ

लेखक : डॉ० चंपतस्वरूप गुप्त, संरक्षक, प्रकृति-विद्या-संग्रहालय, गुरुकुल विश्वविद्यालय काँगड़ी

प्रत्येक सभ्य देशमें ज्ञान-विज्ञानका अपना एक इतिहास है। जिस देशकी सभ्यता और संस्कृति जितनी प्राचीन है, उसके साहित्यका इतिहास भी उतना ही पुराना है। खेदका विषय है कि भारतवर्ष जैसे सुसंस्कृत देशका अधिकांश वैज्ञानिक इतिहास पूर्णतया और आधुनिक रूपमें अभी तक विभिन्न देशोंकी जनताके सामने नहीं आया है। जन्तुविज्ञानके इतिहासकी आधुनिक वैज्ञानिक पुस्तकें तो भारतवर्षको इस इतिहाससे वंचित ही रख रही हैं। इसका विशेष कारण यह है कि हमारा विज्ञान प्राचीन संस्कृत-साहित्यमें भरा पड़ा है, जिसकी वैज्ञानिक खोजमें कोई उचित प्रयत्न नहीं किया गया। जन्तुविज्ञानके इतिहासमें इस न्यूनताको पूरा करनेकी दृष्टिसे लेखकने महाकवि कालिदासके ग्रन्थोंका अध्ययन किया है। कालिदास एक प्रकृति-प्रेमी कवि हुआ है। उसके ग्रन्थोंसे उसकी निरीक्षण-शक्तिका आभास होता है।

### बगुलेका नाम तथा वर्गीकरण

बगुला जिसके लिए कालिदासने बलाका शब्द प्रयुक्त किया है अंग्रेजीमें एग्रेट (Egret)के नामसे प्रसिद्ध है। वैज्ञानिक नामावलीके अनुसार भारतीय एग्रेटकी मुख्य जातियाँ निम्नलिखित हैं:—

१. एग्रेटा गारज़ेटा (Egretta Garzetta)
२. एग्रेटा एल्बा (Egretta Alba)
३. एग्रेटा इन्टरमीडिआ (Egretta Intermedia)
४. बुबुलकस आइविस (Bubulcus Ibis)

बगुलोंकी और भी बहुतसी जातियाँ हैं, किन्तु कालिदासने बगुलोंके जिन लक्षणोंकी ओर संकेत किया है उनसे ऐसा प्रतीत होता है कि कालिदासका बगुला ऊपर लिखी हुई किसी जातिका पंखी होगा। वैज्ञानिक वर्गीकरणमें बगुले पक्षी (Aves) श्रेणीके साइकोनिफार्मीज़ (Ciconiformes) वर्ग और आर्डीआइडी (Ardeidae) वंशके प्राणी हैं।

### बगुले पर कालिदासके श्लोक

कालिदासके जिन चार श्लोकोंमें बगुलेके सम्बन्धमें उल्लेख मिलता है, वे भावार्थ सहित निम्नलिखित हैं:—

(१) तासां च पश्चात्कनकप्रमाणां काली-कपालभरणा चकासे।
बलाकिनी नीलपयोदराजी दूरं पुरःक्षिप्तशतह्रदेव ।।

कुमारसम्भव, ७–३९ ।

शिव-पार्वतीके विवाहोपलक्षमें शिवकी बारात हिमालयके घर पर जा रही है। स्वर्णके समान चमकनेवाली उन माताओंके पीछे पीछे सफेद उजले कपालोंसे शरीरको सजाए हुए काली देवीजी चली जा रही थीं। काली देवी ऐसी लग रही थीं कि मानो बगुलियोंसे भरी हुई और दूर तक चमकती हुई बिजलीवाली नीले बादलोंकी घटा चली आ रही हो।

(२) मन्दं मन्दं नुदति पवनश्चानुकूलो यथा त्वां
वामाश्चायं नदति मधुरं चातकस्ते सगन्धः।
गर्भाधानक्षणपरिचयान्नूनमाबद्धमालाः
सेविष्यन्ते नयनसुभगं खे भवन्तं बलाकाः।

पूर्वमेघ, १० ।

रामगिरी पर्वत पर यक्ष मेघसे अपनी बिछड़ी हुई पत्नीके पास सन्देश ले जानेके लिए प्रार्थना करता हुआ कह रहा है कि "देखो सगुन भी सब अच्छे हो रहे हैं। तुम्हारा साथी वायु धीरे धीरे तुम्हें आगे बढ़ा रहा है। इधर अपनी आनका पक्का यह चातक भी बाईं ओर अपनी मीठी बोली बोल रहा है। अभी थोड़ी ही देरमें तुम्हें देखकर बगुलियाँ भी समझ लेंगी कि उनके गर्भ धारण करनेका समय आ गया है और आँखोंको अच्छे लगनेवाले हे मेघ, वे पंक्तियाँ बनाकर तुम्हारी सेवा करेंगी अर्थात् आकाशमें तुम्हारे साथ उड़कर तुम्हें पंखा झलेंगी।"

(३) अम्भोबिन्दुग्रहणचतुराँश्चातकान्वीक्षमाणाः
श्रेणीभूताः परिगणनया निर्दिशन्तो बलाकाः।
त्वामासाद्य स्तनितसमये मानयिष्यन्ति सिद्धाः
सोत्कम्पानि प्रियसहचरीसंभ्रमालिङ्गितानि ।।

पूर्वमेघ, २३ ।

यक्ष मेघको अलकापुरीका मार्ग बतलाते हुए उस स्थानका वर्णन कर रहा है, जो कि नर्मदा नदी और भोपालके बीचमें स्थित है। यक्ष कहता है कि इस स्थान पर "ऊपर ही ऊपर बूँदोंको घूँटमें लेते हुए चातकोंको देखनेवाले, पंक्ति बनाकर उड़ती हुई बगुलियोंको एक एक करके गिननेवाले सिद्धोंकी प्यारी स्त्रियाँ जब तुम्हारा गर्जन सुनकर और यकायक घबराकर उनके गलेसे लग जायेंगी तब वे सिद्ध लोग तुम्हारे प्रति अनुगृहीत होंगे।"

(४) नष्टं धनुर्बलभिदो जलदोदरेषु
सौदामिनी स्फुरति नाद्य वियत्पताका,
धुन्वन्ति पक्षपवनैर्न नभो बलाकाः
पश्यन्ति नोन्नतमुखा गगनं मयूराः ।।

ऋतुसंहार, ३–१२ ।

शरद ऋतुका वर्णन है। "आजकल न तो बादलोंमें इन्द्रधनुष रह गये हैं, न बगुलियाँ ही पंख हिला हिलाकर अपने पंखोंके पवनसे आकाशको हिला रही हैं और न मोरोंके झुंड ही मुँह उठाकर आकाशको देख रहे हैं।"

**बलाकाका शाब्दिक अर्थ तथा लिंग**

इन सब श्लोकोंमें बगुलोंके लिए बलाका शब्द स्त्रीलिंगमें ही प्रयुक्त हुआ है। स्त्रीलिंगका कोई वैज्ञानिक महत्त्व यहाँ पर नहीं प्रतीत होता, क्योंकि संस्कृत भाषामें यह शब्द हमेशा स्त्रीलिंगमें ही प्रयुक्त होता है। भट्ट क्षीरस्वामीने अमरकोशकी टीकामें बलाका शब्दके विषयमें निम्नलिखित टिप्पणी दी है:—

"एताः स्त्रियाम्, बलाहकान् कायति बलेनाकति याति वा बलाका" अर्थात् बलाका शब्द स्त्रीलिंगमें ही प्रयुक्त होता है (एताः स्त्रियाम्) तथा इस शब्दसे ऐसे जन्तुका बोध होता है जो कि बादलोंको पुकारता हो (बलाहकान् कायति) या बलके साथ टेढ़ी चालसे चलता हो (बलेनाकति याति वा)।

**वैज्ञानिक विवेचन**

कालिदासके श्लोकोंमें बगुलोंका मेघोंके साथ सम्बन्ध तो स्पष्ट है ही, इसके अतिरिक्त इन श्लोकोंसे बगुलेके शरीरका सफेद रंग, उसका यूथचारी स्वभाव, पंक्तियोंमें उड़ान, ऋतु-जीवन, गर्भ धारण करनेका समय आदि अनेक महत्त्वपूर्ण वैज्ञानिक तथ्योंका ज्ञान होता है, जिनका विस्तृत विवेचन निम्नलिखित हैं:—

(१) **सफेद रंग**–प्रथम श्लोकमें काली देवीको नीले बादलोंवाली घटासे और उस देवीके हाथमें लटके हुए सफेद चमकीले कपालोंको बगुलोंसे बोधित किया गया है। स्पष्ट है कि कालिदासकी दृष्टिमें बगुलों-का रंग चमकीला सफेद है। बगुलोंकी जितनी जातियाँ ऊपर लिखी गई हैं उन सबका रंग भी आधुनिक वैज्ञानिक वर्णनके अनुसार अधिकांश रूपमें सफेद ही है।

(२) **यूथ-चारिता**–बगुला यूथचारी जन्तु है। श्लोक संख्या दो और तीनसे स्पष्ट है कि बगुले आकाशमें एकाकी नहीं अपितु पंक्तियाँ बनाकर उड़ते हैं। आधुनिक पक्षी-विज्ञानने भी बगुलोंके स्वभावका वर्णन करते हुए उनको यूथचारी बतलाया है। बगुलोंकी कुछ जातियाँ एकाकी भी हैं, किन्तु जनन-ऋतुमें वे भी समूहोंमें इकट्ठे हो जाते है।

(३) **उड़ान**–बगुले पंक्तियाँ बनाकर उड़ते बतलाये गये हैं–श्लोक २ और ३।

(४) **ऋतुजीवन**–श्लोक १, २ और ३ में कालिदासके अनुसार वर्षाऋतु बगुलोंका क्रियाशील और जननकाल है तथा श्लोक ४ के अनुसार शरद ऋतुमें बगुले आकाशमें उड़ते नहीं दिखलाई पड़ते। अर्थात् वे सुस्त पड़ जाते हैं। प्रथम तीन श्लोकोंमें यह स्पष्ट है कि बगुले पंक्तियाँ या समूह बनाकर बादलोंमें उड़नेका आनन्द लेते हैं। श्लोक २ में यह निश्चित संकेत है कि वर्षाऋतुका प्रारम्भ ही बगुलि-योंके गर्भ धारण करनेका समय है। इस श्लोकमें कुछ हद तक विचाराभास इस प्रकारका भी है कि गर्भ धारण करनेके लिए आकाशमें समूह बनाकर उड़ना आवश्यक है। सम्भभवतः आकाशकी उड़ान अनुरंजन (Courtship) में सहायक होती है, क्योंकि अनुरंजनके पश्चात् ही जनन-सम्भोग और गर्भ-धारण हो सकता है।

बगुलेके सम्बन्धमें कालिदासका यह निरीक्षण बहुत ही महत्त्वपूर्ण है और आधुनिक पक्षी-विज्ञानकी दृष्टिसे भी इसकी विस्तृत विवेचना करना यहाँ पर आवश्यक है।

आधुनिक पक्षी-विशेषज्ञोंका यह कहना है कि उत्तरी भारतमें बगुलोंके गर्भ धारण करनेका समय जुलाई और अगस्त अर्थात् वर्षाऋतुका प्रारम्भ, तथा दक्षिण भारतमें वह समय नवम्बरसे मार्च तक होता है। कॅटल एग्रेटके लिए यह समय मानसूनकी विभिन्न अवस्थाओंके अनुसार भिन्न भी हो सकता है। स्पष्ट है कि कालिदासका वर्णन आधुनिक विज्ञानके वर्णनसे कोई भिन्न नहीं है।

बगुलोंके विषयमें कालिदासके ऊपर लिखे निरीक्षण तथा लेखकके इस विषयमें किये नये अवलोकन इस तथ्यके साक्षी हैं कि संस्कृत साहित्य प्रकृतिके सुन्दर तथा महत्वपूर्ण निरीक्षणोंसे भरा पड़ा है। प्राचीन भारतके जन्तु-विज्ञानके इतिहासका अध्ययन करनेके लिए तो यह आवश्यक है ही, साथ ही साथ आधुनिक जन्तु-विज्ञानको भी यह साहित्य बहुत कुछ लाभदायक वैज्ञानिक सामग्री प्रदान कर सकता है।

# અભિનય અને ચિત્રકલા

અભિનયનું જ્ઞાન ચિત્રકળાના અભ્યાસ માટે ખૂબ જ જરૂરી છે. વિષ્ણુધર્મોત્તરપુરાણમાં માર્કણ્ડેય ઋષિ વજ્ર રાજાના પ્રશ્નમાં કહે છે : "ચિત્રકળા હસ્તગત કરવી હોય તો નૃત્યનું જ્ઞાન આવશ્યક છે." પ્રથમ નજરે આ બંધબેસતું નથી લાગતું; પરંતુ પ્રાચીન યુગમાં જ્યારે ચિત્ર-કળાના અભ્યાસ માટે અત્યારે મળે છે તેવી મૉડેલની વ્યવસ્થા ન હતી, શીખવવાની પદ્ધતિ મૌખિક હતી ત્યારે નૃત્યનું જ્ઞાન ખૂબ જ આવશ્યક થઈ પડતું. કારણ કે નૃત્ય દ્વારા ભાવ પ્રમાણે શરીરની થનારી સ્થિતિનો ખ્યાલ આવી શકે, યા તો તેનું ચિત્ર મનમાં ખડું કરી શકાય. વળી નૃત્યશાસ્ત્રજ્ઞોએ શરીરની સર્વ પ્રકારની સ્થિતિઓનું વિશ્લેષણ કરી તેમાંથી કારણો, અંગહારો અને નૃત્ય સ્થિતિઓ રચી હતી. જેથી તેનું પ્રમાણભૂત જ્ઞાન સીધે સીધું કામમાં આવી શકે તેમ જ વિદ્યાર્થીને પણ પોતાને સ્મૃતિમાંથી આલેખવાની સ્થિતિનું તે પોતે જ સ્પષ્ટ દર્શન કરી શકે. અજંતાનાં ચિત્રોમાં વ્યક્ત થયેલી લગભગ બધી જ શરીરસ્થિતિઓને ભરતનાટ્યશાસ્ત્ર-વર્ણિત કરણો, નૃત્યસ્થિતિઓ અંગહારો સાથે સરખાવતાં બંનેમાં ઘણું સામ્ય જોવા મળ્યું છે, જેમ કે પ્રતીક્ષા, સર્વનાશ, ઉપદેશસ્થિતિ, અંગરાગ દૃશ્ય. વળી નૃત્યસ્થિતિ તેમજ મુદ્રાઓના જ્ઞાનથી ચિત્રકારને ભાવાભિવ્યકિતમાં પણ સરળતા પડે છે. તેથી જ બોધિસત્ત્વ પદ્મપાણિનો હસ્ત વાસ્તવિક ન હોતાં નૃત્યમુદ્રા પર આધારિત છે. તેમની ઊભા રહેવાની શરીરસ્થિતિ પણ એ જ રીતે નૃત્યસ્થિતિ છે. યશોધરા, રાહુલ અને બુદ્ધ ત્રણે પાત્રોવાળા ચિત્રોમાં પણ યશો-ધરા રાહુલને પકડીને બુદ્ધની સામે જે રીતે મૂકે છે તે શરીરસ્થિતિમાં કેટલાં બધાં નૃત્યાત્મક લાસ્ય અને ઋજુતા છે; તેમ છતાં તેની હસ્તમુદ્રા દ્વારા તેના દાનનો ખ્યાલ પણ તરત જ આવી જાય છે. અભિનયશાસ્ત્રની મોટા ભાગની શરીરસ્થિતિઓ સાથેની અજંતાનાં ચિત્રોની સમાનતા જરાક બારીકાઈથી જોતાં જણાયા વિના રહેતી નથી.

('અભિનય દર્પણ'ના અનુવાદમાંથી) પનુભાઈ ભટ્ટ



અંજન

શિલ્પ : ઉદેપુર

: આલેખક :

જગન્નાથ અહિવાસી

# વિજ્ઞાન

।। विज्ञानं ब्रह्मेति व्यजानात् ।।

# ☆ ☆ ☆ વૈજ્ઞાનિક દાર્શનિક : શ્રી બર્ટ્રાન્ડ રસેલ

લેખક : પ્રા. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

"જેને જ્ઞાન કહી શકીએ એવું કંઈ આપણી પાસે છે કે કેમ, તે જોવાની મારી ઈચ્છા છે"—આવી શોધકનજરે બર્ટ્રાન્ડ રસેલ જ્ઞાનવિજ્ઞાનની વિવિધ શાખાઓમાં ઘૂમી વળ્યા હતા. બધી જ વસ્તુઓને, એ કોઈ ઘટના હોય, વિચાર હોય કે કોઈ ગૃહીત હોય, પ્રશ્નરૂપે મૂકીને જોવાનો એમનો અભિગમ હતો. આથી, વસ્તુઓ કે વિચારોને ઉલટાવીને જોઈને સત્ય તરફ જવાનો માર્ગ એમણે ગ્રહણ કર્યો હતો. આપણા જમાનાની વિવાદાસ્પદ વ્યક્તિઓમાં બર્ટ્રાન્ડ રસેલનું સ્થાન આગલી હરોળમાં હતું, તે કદાચ આ કારણે. વિચારોનું બંધિયારપણું એમણે ક્યારેય ચલાવી લીધું નથી. વૈચારિક જગતના તેઓ મહાન ક્રાંતિકારી હતા. એમના પિતા તેમ જ પિતામહનો વારસો તેમનામાં ઊતર્યો હતો. એમના પિતામહ પહેલા અર્લ હતા, જેમણે ક્રાંતિકારી "રિફૉર્મ બિલ" રજૂ કર્યું હતું. બર્ટાન્ડ રસેલના પિતાએ મૃત્યુ વખતે જાહેર કર્યું હતું કે, મારા પુત્રનો ઉછેર અજ્ઞેયવાદી તરીકે કરવો. પિતા અને પિતામહના આવા વિચારજીવનની અસરો બર્ટ્રાન્ડ રસેલના માનવ-બંધારણમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવી ગઈ હતી. લગભગ અગિયારેક વર્ષની ઉંમરે તો બર્ટ્રાન્ડ રસેલે યુક્લિડની વ્યાખ્યાઓ પાછળનાં ગૃહીતોની સ્વયંપ્રકાશ્યતાને પડકારી હતી. વિશ્વના જૂનામાં જૂના સ્કૂલ-પાઠ્યપુસ્તક યુક્લિડની ભૂમિતિ વિશે એમણે કહ્યું હતું કે, હવે આ જમાનામાં એને પાઠ્યપુસ્તક તરીકે ચાલુ રાખવું એનાથી બીજો કોઈ મોટો ફજેતો હોઈ શકે નહીં! જૂની ભૂમિતિએ ગણિતશાસ્ત્રની આજુબાજુ જે કિલ્લો વર્ષોથી ઊભો કર્યો હતો તેમાં બાકોરું પાડીને ગણિતશાસ્ત્રની પ્રતિષ્ઠા કરનારાઓમાં રસેલનો ફાળો ઘણો મહત્ત્વનો છે.

## ગણિત અને ફિલસૂફી

ગણિતશાસ્ત્ર રસેલનો પ્રિય વિષય રહ્યો હતો. વીલ ડયૂરાં નોંધે છે કે સ્પષ્ટતા માટેનો આગ્રહ રસેલને ગણિતશાસ્ત્ર તરફ દોરી ગયો હતો. આ શાસ્ત્રની સ્વસ્થતાભરી ચોકસાઈથી રસેલ મુગ્ધ થયા હતા. રસેલે એક જગાએ કહ્યું છે કે, ગણિતશાસ્ત્રમાં શિલ્પના જેવું સૌંદર્ય છે. ગણિતશાસ્ત્રની નૈર્વ્યક્તિતા અને તેની વસ્તુ-લક્ષિતા રસેલને મન મોટાં આકર્ષણો હતાં. ગણિતશાસ્ત્રનાં "a priori" પ્રમેયોના પ્લેટોના "Ideas" અને સ્પીનોઝાનો "eternal order" રસેલને દેખાયો હતો. ફિલસૂફીમાં ગણિતશાસ્ત્રના જેવી પૂર્ણતાનો રસેલનો આગ્રહ હતો. એમણે કહ્યું હતું કે, "philosophical propositions must be a priori". ગણિતશાસ્ત્ર તરફથી વિજ્ઞાનમાં જઈને, ત્યાં સ્થિર થઈને, એકાકી જિંદગી જીવવાની રસેલને ઇચ્છા હતી. ગેલિલિયો અને ડેકાર્ટને બાળપણમાં પ્રેરણા આપનારાં દિવાસ્વપ્નો એમનેય જોવાં હતાં. પણ સમયના વહેવા સાથે ફિલસૂફી એમના મન પર પકડ જમાવતી ગઈ અને પછી તો શોધકનજરથી અનેક પ્રદેશોમાં ઘૂમી વળવાનું જાણે કે એમને આહ્વાન મળી ગયું. ફિલસૂફી તરફ તેઓ વળ્યા તે માત્ર નૈતિક કે ધાર્મિક સંતોષ લેવા માટે નહિ, પણ જ્ઞાનની ખોજ માટે. એ રસ્તે શંકાશીલ બનીને આગળ વધતાં સર્વ-સ્વીકૃત જેવાં ગૃહીતોને પડકારવાનું એમના ભાગ્યમાં આવ્યું. એ કારણે 'અનૈતિક' અને 'રાજ્યશત્રુ' જેવાં વિશેષણોથી તેઓ નવાજાયા પણ ખરા. પણ રસેલ રસેલ હતા. એક સદી જેટલા લાંબા સમયમાં સત્યની શોધના માર્ગેથી એમને કોઈ ચલિત કરી શક્યું નહીં. કેમ્બ્રિજમાંથી એમને રુખસદ મળી તો દુનિયાને એમણે પોતાની યુનિવર્સિટી બનાવી. જે લોકોને રસેલના ડહાપણમાં શંકા હતી તેમણે પણ એમની નિષ્ઠાને તો

સ્વીકારી હતી. એમનાં લખાણોમાં કોઈ કોઈ વાર દેખાતા વિરોધાભાસોને લીધે એવી શંકા જન્મે તેય સમજી શકાય, પણ આખરે એમની શાલીનતાનો પરિચય એમને માટે માનની લાગણી મૂકતો જાય.

## માનવીય મૂલ્યો

જ્યાં આખરી જ્ઞાન હજુ શકય નથી એવી વસ્તુઓ પરત્વેની અવધારણામાં ફિલસૂફીનું કાર્યક્ષેત્ર રહેલું રસેલ જુએ છે. વિજ્ઞાનના ચોકસાઈભર્યા જ્ઞાનનો પ્રદેશ તો હજુ બહુ સાંકડો છે. ફિલસૂફીની અવધારણાઓ વિજ્ઞાનને આહ્વાન આપતી રહે છે. જેને આપણે ઘણી વાર જ્ઞાન માની બેઠા હોઈએ છીએ તે ખરેખર તો જ્ઞાન નથી અને તેથી જ્ઞાનની દિશામાં આગળ વધવું જોઈએ, એવું ફિલસૂફી આપણને શીખવે છે. અને એથીયે આગળ જઈને માનવીય મૂલ્યોનું ભાન કેળવવા આપણે ફિલસૂફી પાસે જવું પડે છે. વૈશ્વિક પરિસ્થિતિની સમજ કેળવવા આપણે બીજે કયાં જઈશું? રસેલની એ માન્યતા હતી કે ફિલસૂફનું કાર્ય જગતને બદલવાનું નથી, પણ જગતને સમજવાનું છે. જગતને બદલવા જનારાઓએ ઘણીવાર જગતને અન્યાય કર્યો છે. પૃથક્કરણને માર્ગે આગળ વધવામાં રસેલ માનતા હતા. પૃથક્કરણની ક્રિયા જ્યાં અટકી જાય ત્યાં જે કંઈ રહે તેને "logical atoms" કહીને રસેલ ઓળખાવે છે. એ એવા વિચારકણો છે જેમનું આગળ પૃથક્કરણ શકય નથી. આથી, પોતાને "logical atomist" કહીને રસેલ ઓળખાવતા. એમનો જ્ઞાનમાર્ગ પૃથક્કરણાત્મક ફિલસૂફીનો હતો.

બર્ટ્રાન્ડ રસેલના યુદ્ધ વિશેના વિચારો વિચારપ્રેરક છે. પહેલા વિશ્વયુદ્ધને એમણે અન્યાયી અને બીજા વિશ્વયુદ્ધને એમણે ન્યાયી ગણાવ્યું હતું. આમ તો એમનો અભિગમ યુદ્ધવિરામનો રહ્યો છે; એટલે કહે છે કે જેનું કાયદાથી પ્રતિપાદન થઈ શકે એવાં કારણો હોય તોપણ યુદ્ધ કરવું જ એવું કાંઈ નથી. યુદ્ધને અટકાવી શકાય; અને અટકાવવું જોઈએ. લોકોને યુદ્ધ ઘણી વાર ગમે છે પણ તે પોતાની ભૂમિ પર અને પડોશમાં ન લડાતું હોય ત્યારે! યુદ્ધના સમાચારો સાંભળીને લોકોની સાહસવૃત્તિ કંઈક અંશે જાગ્રત થઈને સંતોષાય છે; કયારેક એ યુદ્ધનું કારણ પણ બને છે. પણ એવી વૃત્તિને યોગ્ય માર્ગે વાળવી જોઈએ. લોકોની સાહસિકવૃત્તિને માર્ગ મળે એવી અન્ય પ્રવૃત્તિઓ સમાજમાં હોવી જોઈએ. પર્વતારોહણ જેવી પ્રવૃત્તિઓ તો ઓછી ખર્ચાળ પણ છે. યુદ્ધમાં જ સાહસવૃત્તિ સંતોષાય એવું નથી.

## સર્વતોમુખી સ્વાતંત્ર્ય

પહેલું વિશ્વયુદ્ધ જ્યારે ફાટી નીકળ્યું, ત્યારે એ યુદ્ધ બર્ટ્રાન્ડ રસેલની હૃદયભૂમિ પર પણ લડાયું હતું. એમાંથી નવા રસેલનો જન્મ થયો હતો. બીજા વિશ્વયુદ્ધને ન્યાયી ઠેરવ્યા છતાં યુદ્ધનો વિપાદ તો એમના મનહૃદયમાં હતો જ. બીજા વિશ્વયુદ્ધને એમણે ન્યાયી એટલા માટે ગણાવ્યું હતું કે, નાઝીઓનો સામનો કોઈ પણ ભોગે થવો જોઈએ જ. જગતનો કબજો લેવાનો નાઝીઓનો ઇરાદો હતો; અને જો એમ થાત તો નર્કાગાર બનવા સિવાય બીજો કોઈ વિકલ્પ નહોતો. બર્ટ્રાન્ડ રસેલની નજરમાં માનવીનું સર્વતોમુખી સ્વાતંત્ર્ય રહેલું હતું. એના સંદર્ભમાં એઓ પ્રત્યેક ઘટનાને મૂલવી જોતા. એમાં એમને હાથે ય ભૂલો થઈ છે. પણ પોતાનો મત ફેર કસોટીએ ચડાવવામાં તેઓ હમેશાં તૈયાર હતા. એમની નિષ્ઠાનો અવાજ વિશ્વના એક છેડાથી બીજા છેડા સુધી સંભળાતો. આપણા જમાનામાં eliteની ભૂમિકા બર્ટ્રાન્ડ રસેલે એટલી અસરકારક રીતે ભજવી કે અરધા ઉપરાંત સૈકાની ઘટનાઓ પર એમના વ્યક્તિત્વની છાયા વત્તીઓછી પડેલી જોઈ શકાય છે.

આપણા જમાનાની એક મોટી સમસ્યા એ છે કે યંત્ર કે તંત્રથી મુક્ત રહીને વ્યક્તિ પોતે ભાગ ભજવી શકવાને સમર્થ છે કે કેમ? તંત્રની પકડ દિનપ્રતિદિન વધતી રહે છે. કેટલીક વાર તંત્રના આશ્રયે વ્યક્તિએ ઘણો મહત્ત્વનો ફાળો નોંધાવ્યો પણ છે. પરંતુ એક વ્યક્તિના વૈયક્તિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન તો ઊભો રહે જ છે. રસેલ એક સાદોસીધો દાખલો આપે છે. વિજ્ઞાનની શોધોમાં હવે ખૂબ મોંઘાં સાધનો વપરાવા

માંડયાં છે. કોઈ એકાદ વ્યક્તિ એ ભાગ્યે જ વસાવી શકે. કોઈ તંત્ર એ વસાવે અને વ્યક્તિએ એના દ્વારા પોતાનું કામ કરવાનું રહે. વર્ષો પહેલાં ન્યૂટન કે ડાર્વિનને આ સમસ્યા નહોતી નડી. આજે હવે એવી શકયતા રહી નથી અને એમાંથી કોઈ માર્ગ નીકળી શકે કે કેમ તે પ્રશ્નનો ઉત્તર પણ રસેલ પાસે નથી. સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક ક્ષેત્રે સ્વાતંત્ર્ય ઓછું થતું જાય છે એમ રસેલ કહે છે અને તે સાચું છે. એટલે તો, ફરી ફરીને સર્વતોમુખી સ્વાતંત્ર્યની વાત તેઓએ કહ્યા કરી છે. એક મુલાકાતમાં તેઓ કહે છે : "થોડા વખત ઉપર હું એક તારણ ઉપર આવ્યો છું. વર્તનને આગળ ધપાવનાર બે મુખ્ય વૃત્તિઓ હોય છે— સર્જન કરવાની અને ગ્રહણ કરવાની. જ્યારે એવી વસ્તુનું નિર્માણ થાય કે પહેલાં એનું અસ્તિત્વ જ ન હોય અને એ વસ્તુને અન્ય પાસેથી છીનવી લઈ શકાય નહિ, ત્યારે તેવી વૃત્તિને હું સર્જનાત્મક વૃત્તિ કહું. જ્યારે, એનાથી ઊલટું, અસ્તિત્વ ધરાવતી કોઈ વસ્તુને આપણી બનાવી લઈએ, ત્યારે તેમાં ગ્રહણ કરવાની વૃત્તિ કામ કરતી હોય છે. દા.ત. રોટલાનો ટુકડો. બંને વૃત્તિઓને પોતાનાં પ્રયોજનો છે. માણસે જીવતા રહેવા માટે પૂરતા પ્રમાણમાં ગ્રહણ કરનાર બનવું પડે છે. પણ જ્યારે આપણે સ્વાતંત્ર્યના ક્ષેત્રની વાત કરીએ ત્યારે, ખરેખર મહત્ત્વની વૃત્તિઓ તો સર્જનાત્મક વૃત્તિઓ છે. જ્યારે તમે કવિતા લખો છો ત્યારે તમે અન્યને કવિતા લખવામાંથી અટકાવતા નથી. જો તમે ચિત્ર દોરતા હો તો અન્યને તમે ચિત્ર દોરતા અટકાવતા નથી. આ વસ્તુઓ સર્જનાત્મક છે અને કોઈ અન્યના ભોગે તે થતી નથી. હું માનું છું કે આવી વસ્તુઓને સર્વતોમુખી—આખરી—સ્વાતંત્ર્ય હોવું જોઈએ."

### આપણા જમાનાના પ્રશ્નો

રસેલને જ્યારે સાહિત્ય માટેનું નૉબેલ પારિતોષિક અપાયાની જાહેરાત થઈ ત્યારે એમને આશ્ચર્ય થયું હતું. સ્વિડીશ એકેડેમીએ એ જાહેરાત કરતાં કારણરૂપે જણાવ્યું હતું કે, એનાં વિવિધ અને સાર્થક લખાણોની ગણનામાં આ પારિતોષિક અપાય છે. એમનાં લખાણોમાં માનવીય આદર્શો અને વિચારના સ્વાતંત્ર્યની બાબતમાં રસેલ અગ્રણી ઠરે છે. લગભગ ચાલીસેક ગ્રંથો એમણે આપ્યા છે. એમની ચોવીસ વર્ષની ઉંમરે એમનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું હતું. એ જર્મન સામાજિક લોકશાહીનો અભ્યાસગ્રંથ છે. એ પછીથી લીબનીઝની ફિલસૂફી પર અને ભૂમિતિ પર પુસ્તકો પ્રગટ થયાં હતાં. પણ એમને શરૂઆતમાં કીર્તિ અપાવનાર ગ્રંથ તો વિખ્યાત ફિલસૂફ વ્હાઈટહેડની સાથે કામ કરીને તૈયાર કરેલો ગ્રંથ "પ્રિન્સીપિયા મૅથેમેટિકા." ફિલસૂફીમાં એક નવી પદ્ધતિ અને ગણિતશાસ્ત્રમાં એક નવી શાખા તરફનું એમનું પ્રસ્થાન હતું. એના ત્રણ ગ્રંથો થયા. એ પછી તો સમયના થોડા થોડા અંતરે એમના ગ્રંથો પ્રકાશિત થતા રહ્યા. એમના "સ્કેપ્ટીકલ એસેઝ", "મૅરેજ એન્ડ મોરલ્સ" જેવા ગ્રંથોએ, વિવાદનો વંટોળ જગાડયો; તો "ધ કોન્કવેસ્ટ ઑફ હેપીનેસ" જેવા ગ્રંથોએ એમને ખૂબ લોકપ્રિયતા અપાવી. પશ્ચિમી ફિલસૂફીના ઈતિહાસગ્રંથો એ રસેલનું ભગીરથ કાર્ય છે. એમાં એમણે નોંધ્યું છે કે ફિલસૂફી જે પ્રશ્નો પૂછે છે તેની પ્રત્યે દુર્લક્ષ કરવું સારું નથી. નિશ્ચિતતા વિના જીવવું અને ક્ષોભથી નિર્વીર્ય ન થઈ જવું એ ફિલસૂફી આપણને શીખવે છે—ખાસ કરીને આપણા જમાનામાં તો વિશેષ. રસેલે ફિલસૂફીમાં સામાન્ય માણસોને પણ રસ લેતા કર્યા. એમની ભાષામાં પારદર્શકતા છે. આપણા જમાના માટેના પ્રશ્નો સર્વસ્પર્શી રીતે રસેલે ઊભા કરી આપ્યા અને માનવતાના, અંતરાત્માની સ્વાધીનતાના જતનને માટે વિશ્વને જાગતું રાખ્યા કર્યું એ એક વિરલ ગણાય એવો પુરુષાર્થ છે. કોઈ પણ વિચાર કે વ્યવસ્થાને બુદ્ધિની કસોટીએ ચડાવ્યા વિના સ્વીકારી લેનારી વૃત્તિની સામે રસેલની જેહાદ હતી. રહસ્યવાદની, સામે એમણે લૉજિકનું શસ્ત્ર ઉગામ્યું હતું. એમણે કહ્યું છે કે લોકો જૂઠાણાંઓનો સ્વીકાર કરતા થઈ જાય તેના કરતાં તો બહેતર છે કે આ વિશ્વ નાશ પામે. વિચારના અને અભિવ્યક્તિના સ્વાતંત્ર્ય પર, તેથી જ, વારંવાર તેઓ ભાર મૂકે છે. રસેલે વ્યક્તિમાં અને સમાજમાં ચાર ગુણલક્ષણોની અપેક્ષા રાખી

હતી — શક્તિ, હિંમત, ગ્રહણશીલતા (રિસેપ્ટિવિટી) અને બુદ્ધિ. રસેલમાં આ ચારેયનો સમન્વય હતો. માનવીય મર્યાદાઓય રસેલમાં હતી. કોઈ કોઈ વાર ખોટી રીતે અંજાઈ પણ ગયા છે અને કયારેક પરિસ્થિતિના હાર્દમાં જતાં ખોટા તારણ પર ઊતરી પણ પડયા છે. પણ એ બધાંયથી ઉપર એક માનવતાપ્રેમની છબિ ઊભી થાય છે જે ચિરંજીવ રહેશે. એમણે એક જગાએ હસતાં હસતાં કહ્યું છે : "મારી જિંદગીનાં છેલ્લાં વર્ષો ગાંડાઓની ઈસ્પિતાલમાં મારે પસાર કરવાનાં આવશે તો તેનું મને આશ્ચર્ય નહિ થાય. પણ ત્યાં માનવતા માટે લાગણી ધરાવવાની શકિતવાળા માણસોની દોસ્તી હું માણી શકીશ."

* * *

## THE GOAL OF ALL EDUCATION, TRAINING AND CULTURE.

"The transcendence of this ego is the whole purpose of religion, morality and the social process. Vedanta teaches that the universal is a *given* fact of experience. Therein is man's true selfhood. But he in his ignorance cuts it up into executive particulars by erecting narrow domestic walls. He cuts it up into finite loyalties of caste and creed, race and sect. Remove these ego-built limitations and the universal in him shines untarnished, pure and whole. All education, all training, all culture, according to Vedanta, are but the methods by *which* this ever-present universal is liberated from the temporary limitations of the finite and the particular. The more educated a person and the more cultured, the more he sees this oneness of things; this vision finds expression in life, in increase of love, compassion and service. The sign of true culture is comprehension and compassion. Violence and wickedness, exploitation and egoism, are indications of un-culture, indications of truncated vision. Vedanta calls these the fruits of a smallness of mind, littleness of character. One of the oft-quoted Sanskrit verses has this for its theme, the littleness and greatness of man.

("The Message of the Upanishads")

**—Swami Ranganathananda**

# ☆ ☆ ☆ પ્રાચીન ભારતીય જ્યોતિષશાસ્ત્ર

લેખક: **શ્રી છોટુભાઈ સુથાર: નિયામક, વેધશાળા, અમદાવાદ**

જ્યોતિષશાસ્ત્ર એટલે આકાશી જ્યોતિઓનું શાસ્ત્ર. આકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો આવેલા છે. એમની ગતિવિધિ અને સંરચનાનું શાસ્ત્ર જ્યોતિષશાસ્ત્ર છે. ભારતીય પ્રાચીન જ્યોતિષશાસ્ત્રની શાસ્ત્ર યા વિજ્ઞાનના રૂપની શરૂઆત ઈ. સ. પૂ. ૧૪૦૦થી ઈ.સ. પૂ. ૧૧૦૦ના સમયની લેખાય છે. વેદાંગ જ્યોતિષ ભારતીય જ્યોતિષશાસ્ત્રનો પ્રથમ ગ્રંથ છે. પણ એનો અર્થ એ નથી કે વેદાંગ જ્યોતિષ રચાયો તે પહેલાં ભારતમાં જ્યોતિષશાસ્ત્ર અંગે કશું કામ થયું ન હતું. વેદાંગ જ્યોતિષ તો એની પહેલાં થયેલા કામનું વ્યવસ્થિત ફળ છે. અલબત્ત વેદાંગ જ્યોતિષમાં જે વ્યવસ્થિત ઢંગ છે તે તેની પહેલાંના કામમાં ન હતો. વેદાંગ જ્યોતિષની પહેલાંનું કામ નિરીક્ષણના પ્રકારનું જ રહ્યું છે. પણ એના આધારે ખગોળશાસ્ત્રની કેટલીક કડીઓ મેળવી શકાઈ છે. પૃથ્વી પર દિવસ અને રાત હમેશ માટે સરખાં રહેતાં નથી. વર્ષમાં માત્ર બે વાર દિવસ અને રાતની લંબાઈ સરખી થાય છે. આ પ્રસંગોને સંપાત કહેવામાં આવે છે. એ પૈકીનો વસંતઋતુમાં થનારો સંપાત વસંતસંપાત છે અને બીજો છ માસ બાદનો શરદસંપાત છે. પ્રાચીન ભારતીઓએ વસંતસંપાત સમયે —સૂર્ય બરાબર પૂર્વ દિશામાં ઊગી બરાબર પશ્ચિમ દિશામાં આથમે તે દિવસે—સૂર્ય કયા નક્ષત્રમાં હતો તેનાં નિરીક્ષણ કર્યાં છે. વેદોમાં વસંતસંપાત થયાના ઉલ્લેખ છે. વસંતસંપાત પુનર્વસુ નક્ષત્રમાં, મૃગશીર્ષમાં અને તે પછી કૃત્તિકામાં થયેલો વગેરે ઉલ્લેખો પરથી ભારતીય આર્યોના પ્રથમ ધર્મગ્રંથ વેદોનો રચનાકાળ નિશ્ચિત કરી શકાયો છે.

સંપાત એવો બનાવ છે કે આકાશનું નિરીક્ષણ કરનારના ધ્યાનમાં તે સહેલાઈથી આવે. આજકાલ વસંતસંપાત ઉત્તરા ભાદ્રપદા નક્ષત્રમાં થાય છે. આનો અર્થ એ થયો કે જૂના જમાનામાં તે પુનર્વસુ, મૃગશીર્ષ અને કૃત્તિકામાંથી સરકતો રહી આજની સ્થિતિએ પહોંચ્યો છે. વસંતસંપાતનું જુદા કાળે થવાનું કારણ પૃથ્વીની વિષુવાયન ગતિનું છે. આને લઈને લગભગ હજાર વર્ષે વસંતસંપાતનું નક્ષત્ર બદલાય છે. આ હિસાબ ધ્યાનમાં લેતાં જણાયું છે કે વેદોનો રચનાકાળ ઈ. સ. પૂ. ૬૦૦૦થી ઈ. સ. પૂ. ૩૦૦૦ સુધીનો છે.

વેદોમાં માસોનાં નામ મધુ, માધવ વગેરે હતાં. ઈ.સ. પૂ. ૨૦૦૦ના અરસામાં તે ચૈત્રાદિ બન્યાં છે. આનો અર્થ એ થયો કે વેદાંગ જ્યોતિષની રચના પૂર્વે, પ્રાચીન ભારતીઓ દ્વારા, ચંદ્રમાર્ગ પરનાં નક્ષત્રોને નિર્ધારિત કરી તેમને નામ આપી દેવાયાં હતાં. અને તે હિસાબે ચિત્રા નક્ષત્રમાં પૂર્ણિમા થાય તે માસને ચૈત્ર માસ નામ આપવામાં આવ્યું હતું. માસ માસની આ પદ્ધતિ અદ્યાપિપર્યંત ચાલુ રહી છે. ચાંદ્ર અધિક માસની વ્યવસ્થા પણ ઠેઠ ઋગ્વેદ સુધીની પુરાણી છે.

આમ છતાંય ખગોળશાસ્ત્રનો સ્વતંત્ર રૂપનો વૈજ્ઞાનિક વિકાસ વેદાંગજ્યોતિષથી થયેલો ગણાય. જ્યોતિષને વેદનું એક અંગ (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ અને છંદશાસ્ત્ર પૈકીનું એક અંગ) માની એનો વિકાસ કરવામાં આવ્યો હતો. વેદાંગ જ્યોતિષમાં તારાત્મક નક્ષત્ર વિભાગોને બદલે વિભાગાત્મક (ચંદ્રમાર્ગના બરાબર સરખા ૨૭ ભાગ) નક્ષત્ર વિભાગો જોવા મળે છે. એ સિવાય બીજી જે વૈજ્ઞાનિક સામગ્રી ઉપલબ્ધ થાય છે તે નીચે અનુસારની છે:

(૧) પાંચ વર્ષની અવધિને યુગ લેખવામાં આવી હતી.

(૨) એક યુગમાં ૧૮૩૦ સાયન (સૂર્ય) દિવસ થતા હતા અને તિથિઓ ૧૮૬૦ થતી હતી.

(૩) એક યુગમાં સૌરમાસ ૬૦ અને ચાંદ્રમાસ ૬૨ થતા હતા. યુગ (૫ વર્ષ) દરમિયાન ચંદ્રના બે અધિક માસ પડતા હતા.

(૪) યુગ દરમિયાનની ૩૦ ક્ષય તિથિ (૧૮૬૦–૧૮૩૦) હતી.

(૫) મહિના અમાસે પૂરા થતા હતા. યુગનો આરંભ માઘ સુદ ૧થી શરૂ થતો હતો વગેરે...

આમ છતાંય વેદાંગ જ્યોતિષને વૈજ્ઞાનિક ગ્રંથ કહી શકાય તેમ નથી. વેદાંગ જ્યોતિષમાં અપાયેલાં સૂર્યચંદ્રનાં સ્થાન સ્પષ્ટ સ્થાન નથી. એ મધ્યમ સ્થાન છે. સ્પષ્ટ સ્થાન મેળવવા મધ્યમ સ્થાનમાં સંસ્કાર કરવો પડે છે. આ સંસ્કારનો પ્રવેશ વૈજ્ઞાનિક તત્ત્વનું અસ્તિત્વ જાહેર કરે છે. વેદાંગ જ્યોતિષમાં આ વસ્તુ નથી અને તેથી તેને વૈજ્ઞાનિક ગ્રંથ કહી શકાય એમ નથી. અલબત્ત, વિજ્ઞાનના પંથે પડવા માટેનો એ ગ્રંથ છે. વેદાંગ જ્યોતિષમાં ગ્રહગતિના વેધોની વાત આવતી નથી. એ વાત આવી હોત તો વેદાંગ જ્યોતિષનું સ્વરૂપ વૈજ્ઞાનિક ઢંગ પામ્યું હોત.

વેદાંગ જ્યોતિષ પછી લખાયેલા જ્યોતિષ-ગ્રંથોમાં ગર્ગસંહિતા મહત્ત્વનો ગ્રંથ લેખાય છે. પણ આજે તે ઉપલબ્ધ નથી એટલે એ ગ્રંથમાં કઈ બાબતો સમાવિષ્ટ થઈ હતી તેનો ખ્યાલ આવી શકયો નથી. ગર્ગ-સંહિતા પછી રચાયેલા કેટલાક ગ્રંથોમાં ગર્ગસંહિતામાંથી ટાંકવામાં આવેલાં અવતરણો જોવા મળ્યાં છે. એ પરથી એક નવી વાત એ જાણવા મળી છે કે એના કર્તાએ વેદાંગ જ્યોતિષવાળા સમાન વિભાગાત્મક નક્ષત્રોને સ્થાને અસમાન નક્ષત્ર વિભાગ (જે તે નક્ષત્ર વિભાગમાં તે નક્ષત્રનો યોગતારો એવી યોજના) દાખલ કર્યા હતા. (અને એ રીતે નક્ષત્રોની લંબાઈ ૧/૨, ૧ અને ૧ ૧/૨ થતી) જે ત્યાર પછી રચાયેલા જૈનોના 'સૂર્યપ્રજ્ઞપ્તિ' વગેરે પુસ્તકોમાં જોવા મળે છે. ગર્ગસંહિતાનો રચનાકાળ ઈ.સ.પૂ. ૯૦૦થી ઈ.સ.પૂ. ૭૦૦ સુધીનો છે. ત્યાર બાદ અથર્વજ્યોતિષની રચના થઈ હતી. અને તે પછી પણ લાંબા કાળે વૈજ્ઞાનિક સ્વરૂપના સિદ્ધાંતગ્રંથોની રચના થઈ હતી. આ પૈકી પાંચ સિદ્ધાંત ગ્રંથો—પિતામહ, વસિષ્ઠ, પૌલિશ, સૌર અને રોમક—ઈ.સ. ૦ પહેલાંના છે. આ ગ્રંથોમાં પિતામહ સિદ્ધાંત સૌથી વધુ જૂનો છે. હકીકત એ છે કે આ ગ્રંથો પણ ઉપલબ્ધ નથી. એમના અસ્તિત્વની વાત વરાહમિહિરે સંપાદિત કરેલા 'પંચ સિદ્ધાંતિકા' ગ્રંથ પરથી જ માલૂમ પડી છે. આશ્ચર્યની બીજી વાત એ છે કે ખુદ 'પંચ સિદ્ધાંતિકા' ગ્રંથ પણ કેવળ બે હસ્તપ્રતના રૂપમાં મળી આવેલો લગભગ અપ્રાપ્ય ગ્રંથ છે. વરાહમિહિરે ઉકત પાંચે સિદ્ધાંતોની મુખ્ય બાબતોને પોતાની રીતે 'પંચ સિદ્ધાંતિકા'માં આપી છે એટલું જ નહીં, પણ એ સિદ્ધાંતો પૈકી સૌરસિદ્ધાંતને અધિક સ્પષ્ટ યા ઉત્તમ કહ્યો છે, જ્યારે પિતામહ અને વસિષ્ઠ સિદ્ધાંતોને નિકૃષ્ટ યા ભ્રષ્ટ કહ્યા છે.

પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ ન હોવાના કારણે ભારતીય જ્યોતિષશાસ્ત્રનો વેદાંગ જ્યોતિષથી માંડી ઈ.સ. ૫૦૦ સુધીનાં લગભગ ૨૦૦૦ વર્ષ સુધીનો ખગોળશાસ્ત્રનો કડીબદ્ધ ઇતિહાસ મળી શકયો નથી. આપણને જે વ્યવસ્થિત ઇતિહાસ મળ્યો છે તે ઈ.સ. ૪૭૬ પછીનો છે. એ સમયના વિદ્વાનોએ પોતાની ગ્રંથરચનામાં પોતાનાં નામઠામ અને અન્ય વિગતો આપી છે. આવા ગ્રંથોમાં સૌ પ્રથમ ગ્રંથ આર્યભટીય છે, જેના કર્તા આર્યભટ છે. કુસુમપુરનિવાસી એ ગ્રંથકારે તે ગ્રંથ ઈ.સ. ૪૯૯માં લખ્યો છે.

આર્યભટીય ગ્રંથ ગ્રહગણિતનો સિદ્ધાંતગ્રંથ છે અને પૂર્વોક્તિ પંચસિદ્ધાંતિકાવાળા પાંચે સિદ્ધાંતગ્રંથો કરતાં ઘણી ઊંચી કોટિનો છે. આર્યભટ સુધીના સમય દરમિયાન ભારતીયોએ જે ખગોળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે બધું અત્યંત શુદ્ધ સ્વરૂપે વૈજ્ઞાનિક પદ્ધતિએ આર્યભટીયમાં સમાવિષ્ટ થઈ ગયું છે. આટલી ઊંચી સીમા સર કરતાં પહેલાં, બીજા ગ્રંથો આર્યભટીય પહેલાં લખાયા હોવાનું અનુમાન કરી શકાય. પણ એ માટે આપણી પાસે કશો આધાર નથી. ગ્રંથો લખાયા હશે એમ કલ્પવાનાં બે કારણો છે. એક કારણ સામાન્ય વિકાસશ્રેણીનું છે. ઈ.સ.ની બીજી ત્રીજી સદીમાં રચાયેલા બક્ષાલી ગ્રંથની શોધ બહુ મોડેથી થઈ છે અને તે દ્વારા કલ્પી શકાય એમ છે કે એની જ પેઠે બીજા ગ્રંથો રચાયા હશે. પણ એમનાં અસ્તિત્વ ન હોવાને કારણે ખગોળવિજ્ઞાનનો તેમ જ ગણિતશાસ્ત્રનો કડીબદ્ધ ઇતિહાસ મેળવી શકાયો નથી. બીજું કારણ ઊતરતી

કોટિના ગ્રંથો વિસારે પડવાનું છે. ઉત્તરોત્તર સારા ગ્રંથો રચાતા જઈ છેવટે ઉત્તમ ગ્રંથ (આર્યભટીય)ની રચના થતાં એની પહેલાંના બધા ગ્રંથો પ્રત્યે સ્વાભાવિક દુર્લક્ષ્ય સેવાતાં તે અપ્રાપ્ય બની નાશ પામ્યા હોય.

આર્યભટે પૃથ્વીનાં અક્ષભ્રમણ એક મહાયુગમાં (૪૩,૨૦,૦૦૦ વર્ષમાં) ૧,૫૮,૨૨,૩૭,૫૦૦ થાય છે એમ લખ્યું છે અને એ રીતે પૃથ્વી પોતાની ધરીની આજુબાજુ આંટો મારે છે એમ દર્શાવ્યું છે. આર્યભટની આ વાતનો તેની પછીના ખગોળશાસ્ત્રીઓએ વિરોધ કર્યો છે! આર્યભટ પછી ૧૨૫ વર્ષે થયેલા મહાવિદ્વાન ખગોળજ્ઞ બ્રહ્મગુપ્તે 'પૃથ્વી પોતાની ધરી પર ફરતી હોય તો વસ્તુઓ ઊડીને અવકાશમાં જઈ પડે' કહી ઉપહાસ કર્યો છે. અને છતાંય આશ્ચર્યની વાત છે કે આર્યભટ જ સાચો હતો. બ્રહ્મગુપ્તે નિરાંતમને અક્ષભ્રમણનું તથ્ય તારવ્યું હોય તો કદાચ પૃથ્વીના ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત જે એની પછી બહુ મોડેથી શોધાયો તેની શોધનું માન એને જ ફાળે જાત. બ્રહ્મગુપ્તને બીજગણિતનો જનક માનવામાં આવે છે. આર્યભટ ત્રિકોણમિતિનો જનક છે. અર્ધજીવાને બદલે જ્યા (Sine)નો સર્વપ્રથમ ઉપયોગ આર્યભટે કર્યો છે. વધુ ઉલ્લેખયોગ્ય બાબત π (પાય)ની કિંમતની છે. આર્યભટે પરિઘ અને વ્યાસનો સંબંધ અત્યંત સૂક્ષ્મ રીતે આપ્યો છે. એણે લખ્યું છે કે ૨૦,૦૦૦ લંબાઈના વ્યાસની પરિધિ ૬૨,૮૩૨ થાય છે. અને તેથી વ્યાસ ÷ પરિઘ = ૩.૧૪૧૬ને એણે આસન્ન કિંમત કહી છે. આર્યભટની આ કિંમત એની પછીના બધા જ ખગોળશાસ્ત્રીઓએ સ્વીકારી ઉપયોગમાં લીધી છે. ઈ. ૫૦૦ના જમાનામાં π ની આટલી સૂક્ષ્મ કિંમત આપવાની વાત ભારે આશ્ચર્યજનક છે. એ તે સમયના ગણિતજ્ઞાનની ઊંચી શકિતનું પ્રદર્શન કરાવે છે. પશ્ચિમના ઉદ્‌ભટ પ્રાચીન ખગોળશાસ્ત્રી ટોલેમી.(ઈ. સ. ૧૫૦)એ એ કિંમત ૩.૧૪૧૫૫૨ આપી છે. આધુનિક કિંમત ૩.૧૪૧૫૯૩ છે, જેને આર્યભટે આપેલી કિંમત બહુ જ નજદીકથી અનુસરે છે. આર્યભટ આ કિંમત આપી શકયો તેના મૂળમાં એનું ત્રૈકોણમૈતિક જ્ઞાન પડેલું છે એ હવે સૌએ સ્વીકારેલી વાત છે.

જ્યોતિષ ગ્રંથોની ઉત્તમતાનું એક સાધન એમના દ્વારા થતી દૃક્‌પ્રતીતિનું છે. આર્યભટના ભારે ટીકાકાર બ્રહ્મગુપ્તને લખવું પડયું છે કે શ્રીષેણ અને વિષ્ણુચંદ્ર નામના તેની પહેલાંના ખગોળજ્ઞોએ મન્દોચ્ચ, પાત, પરિધિ અને સ્પષ્ટીકરણ વ. આર્યભટીયમાંથી લીધાં છે. આ દર્શાવે છે કે અન્ય ગ્રંથોનું પ્રચલન હોવા છતાંય ઉત્તમ ગ્રંથ તરીકે આર્યભટીયને જ સન્માનવામાં આવ્યો હતો અને કદાચ આ જ કારણે ઉપેક્ષિત થયેલા અન્ય ગ્રંથ કાળક્રમે નષ્ટ થઈ ગયા.

આર્યભટનો સમકાલીન ખગોળશાસ્ત્રી વરાહમિહિર હતો. એ પણ મહાપંડિત હતો. પણ એણે કોઈ ખગોળગ્રંથ લખ્યો નથી. એની મોટી સેવા 'પંચસિદ્ધાંતિકા' આપવાની છે. એ ગ્રંથમાં એણે આર્યભટીયનો ઉલ્લેખ કર્યો છે. આ બાબત પરથી એક અનુમાન એમ કરી શકાય કે આર્યભટીય જેવો ઉત્તમ ગ્રંથ લખાયો હોવાથી વરાહમિહિરે પોતાની શક્તિનો સદુપયોગ પાંચ સિદ્ધાંતોનું સંપાદન કરવામાં કર્યો હશે. તથા અન્ય રીતના 'બૃહદ્‌સંહિતા' વગેરે ગ્રંથો રચી પોતાની વિદ્વત્તા પ્રકટ કરવામાં શ્રેય માન્યું હશે.

બ્રહ્મગુપ્તે (ઈ. સ. ૫૯૮) આપણને બીજગણિત અને ઉત્તમ અંકગણિત આપવા સાથે ઉત્તમ ખગોળગ્રંથ આપ્યા છે. આર્યભટનો એ ઉગ્ર ટીકાકાર ન થયો હોત તો સંભવ છે કે અયનગતિ (Precession of Equinoxes) શોધ્યાનું માન એ ખાટી જાત. આર્યભટના સમયથી પોતાના સમય સુધીમાં ગ્રહસ્થિતિઓમાં પડેલા ફરકને એ સમય પૂરતો લેવાને બદલે એણે આદિયુગથી લેવાની ભૂલ કરી અને અયનગતિ અંગેની એક મહાશોધ કરવાનું એ ચૂકી ગયો. બ્રહ્મગુપ્તે એના સમય સુધીના સંપૂર્ણ ખગોળજ્ઞાનને અદ્યતન રૂપમાં આપ્યું હતું એટલું જ નહીં, પણ અનેક યુક્તિપ્રયુક્તિઓ દ્વારા ગણિતકામને સરળ બનાવ્યું હતું. કુટ્ટક અને ચક્રવાલ (એકઘાત અને દ્વિઘાત સમીકરણો) દ્વારા એ આમ કરી શકયો હતો. એની ખાસ પ્રતિષ્ઠા એ છે કે એના સમયમાં એના ગ્રંથો (બ્રહ્મસ્ફૂટ સિદ્ધાંત અને ખંડખાધિક) અતિ ઉત્તમ ગ્રંથો તરીકે પ્રતિષ્ઠિત

થયા હતા. અરબી ભાષામાં પાછળથી આ ગ્રંથો 'સિન્દહિન્દ' અને 'અલ અરકંદ' નામે અનૂદિત થઈ ખૂબ પ્રસિદ્ધિ પામ્યા હતા.

બ્રહ્મગુપ્ત પછીનો મોટો ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય છે. એના લીલાવતી ગ્રંથને કારણે એ અનેકોને જાણીતો છે. એના 'સિદ્ધાંત શિરોમણિ' અને 'કરણ, કુતૂહલ' નામના બે ગણિત જ્યોતિષગ્રંથ અત્યંત પ્રસિદ્ધ છે. આ પૈકી સિદ્ધાંત શિરોમણિ તેના સમય સુધીમાં રચાયેલા બધા સિદ્ધાંતગ્રંથોમાં ખરેખર શિરોમણિ જ છે. અને એ કારણે ભાસ્કરાચાર્ય ખગોળના સૌ આચાર્યોમાં ભાસ્કર (સૂર્ય) સાબિત થયો છે. ભાસ્કરાચાર્યના ગ્રંથોમાં ગણિત તેમ જ ખગોળવિષયક અનેક વાતો સમાવિષ્ટ થઈ છે. પણ એ વિષે ચર્ચા ન કરતાં આપણે એક બીજી વાતની ચર્ચા કરીશું.

આપણે જોયું કે બ્રહ્મગુપ્ત આર્યભટનો ભારે ટીકાખોર રહ્યો હતો. પણ એ માટે એને દોષ દેવો અન્યાય ગણાશે. ઊલટ પક્ષે એ માટે એની પ્રશંસા કરવી ઠીક રહેશે. અને તે એ અર્થમાં ટીકા કરવા માટેની એણે સામગ્રી પ્રાપ્ત કરી હતી. મતલબ કે તે માત્ર ગણિતશાસ્ત્રી જ બની રહ્યો ન હતો, પણ એણે વેધો લીધા હતા. આકાશી પદાર્થોનું એણે કરેલું નિરીક્ષણ એણે કરેલી ટીકાઓનું સંબલ હતું. બ્રહ્મગુપ્ત મોટો વેધકાર હતો એ આ પરથી પ્રકટ થાય છે.

ભાસ્કરાચાર્યની વાત એથી ઊલટી છે. એનું વેધકાર્ય ખૂબ જ ઓછું છે. પણ એની મેધા ખૂબ તેજસ્વી હતી અને તેને કારણે એણે પોતાના જમાના સુધીમાં વિકસિત ખગોળજ્ઞાનનો પૂર્ણ અભ્યાસ કરી, તેમાં રહેલી બધી વિસંગતતાઓને દૂર કરી, ભારતીય ખગોળશાસ્ત્રને અત્યંત સૂક્ષ્મ રૂપનું (એ જમાનાના હિસાબે) બનાવ્યું હતું. પરિણામે એના ગ્રંથોમાં નવીન વિશેષતાઓ દેખાતી નથી પણ ઉત્પત્તિ વગેરે માટે એણે જે જહેમત લીધી છે તથા ગણિત ગણનાની નવી નવી રીતો આપી છે એ દ્વારા એનું ગાણિતિક ચાતુર્ય પ્રકટ થાય છે. બ્રહ્મગુપ્તની ત્રુટિઓ બતાવતાં પણ એ ખચકાયો નથી.

સિદ્ધાંત શિરોમણિ ખરેખર શિરોમણિ ગ્રંથ હોવા છતાં એક વાતની નોંધ લેવી રહેશે કે ભાસ્કરાચાર્યે વેધકાર્ય ટાળ્યું ન હોત તો એની પછી થયેલા ખગોળજ્ઞો જે કેવળ નવીન અને સરળ કરણગ્રંથો આપવાના કાર્યમાં પડી ગયા હતા તે ન થાત અને ખગોળના સંશોધનનું કેટલુંક કામ કરવા તેઓ પ્રેરાત. આ નોંધ અમે એટલા માટે લખી છે કે ભાસ્કરાચાર્ય પછીનો મહાખગોળજ્ઞ જયસિંહ (ઈ.સ. ૧૭૩૧) થયો ત્યાં સુધીના ગાળામાં વેધકાર્ય બહુ જ ઓછું થયું છે. આ છસો વર્ષના ગાળો આકાશી નિરીક્ષણના કામમાં લેવાયો હોત તો ભારતીય ખગોળશાસ્ત્રની ખૂબ સેવા થઈ ગણાત. પરિણામ જે આવવું જોઈએ તે આવ્યું. વેધકાર્ય છોડી બેઠેલા ખગોળજ્ઞો રાજા જયસિંહ પરથી પાછા મૂળ રૂપમાં જઈ બેઠા અને ભારતીય ખગોળશાસ્ત્રની પ્રગતિ એના સૌથી ઊંચા શિખરે પહોંચી તરત જ અટકી ગઈ! આથી મહાદુઃખની બીજી કઈ વાત હોઈ શકે!! અરે આજે પણ એવી જ સ્થિતિ હજી પ્રવર્તે છે! હજીયે પ્રત્યક્ષ પ્રમાણને બદલે શાસ્ત્રપ્રમાણને પ્રમાણભૂત માનનારાઓ આપણા ખગોળશાસ્ત્રને તેમ જ એના પ્રાણને રૂંધી રહ્યા છે. જયસિંહે 'સિદ્ધાંત સમ્રાટ' ગ્રંથ આપ્યો પણ પછી આપણું એ સમ્રાટપદ આપણે સાચવી કે આગળ વધારી શકયા નથી.

આ સ્થળે એક વાતની નોંધ આપવી યોગ્ય રહેશે. કેટલાક લેખકોએ ભાસ્કરાચાર્યની પુત્રી લીલાવતીના વૈધવ્યયોગની વાત લખી ફળ જ્યોતિષનો ભાસ્કરાચાર્યને પુરસ્કર્તા બતાવ્યો છે એ તદ્દન વાહિયાત વાત છે. એવી વાતો કેવળ ક્ષેપક કથાઓ છે અને તેથી એમને લક્ષમાં લેવાનો અર્થ મહાન ખગોળવેત્તાઓને અન્યાય કરવાનો જ થાય છે. ફળજ્યોતિષ અંગેની એક બીજી માન્યતા એવી છે કે પ્રથમ ફળજ્યોતિષ પ્રકટયું હતું અને તે પછી ગણિતજ્યોતિષ (ખગોળશાસ્ત્ર) વિકસ્યું હતું. આ દલીલ કીમિયાગીરીમાંથી રસાયણશાસ્ત્ર વિકસેલું તેનો આધાર લઈ કરવામાં આવે છે. હકીકત ઊલટી છે. મૂળે ખગોળશાસ્ત્ર વિકસ્યું છે અને તે પરથી જોષીઓએ ફળજ્યોતિષ ઉપજાવ્યું છે. ખગોળશાસ્ત્રને ફળજ્યોતિષ સાથે કશી લેવાદેવા નથી એ વાતને સ્પષ્ટપણે સમજી ભારતીય જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કરીશું તો માલૂમ પડશે કે વેધો લેવાનો પુરુષાર્થ ટાળીને ભારતના ખગોળશાસ્ત્રીઓએ પોતાનું 'નસીબ' પોતે જ હણ્યું છે.

## ☆ ☆ ☆ વિજ્ઞાનીઓની પ્રભુતા

**લેખક : શ્રી મહેશભાઈ વૈષ્ણવ, આચાર્ય, રામબા ગ્રેજ્યૂએટ ટીચર્સ કૉલેજ, પોરબંદર**

એક બાળકે દેવળમાં પ્રભુપ્રાર્થના કરતાં કરતાં હવામાં ડોલતો દીપ જોયો. ફંગોળાતો દીપ લાંબા દોરથી બંધાયો હતો અને તેથી પ્રચલિત માન્યતા પ્રમાણે તેનો આંદોલનકાળ ઓછો થવો જોઈએ. . . પણ આ શું? નાડીના ધબકારે તેનો તાલ માપતાં તે તો બહુ ધીમે ધીમે ઝૂલે છે. . . બાળકે પ્રયોગ કર્યા અને સત્યનિયમ તારવ્યો . . . આ બાળક તે બીજો કોઈ નહિ પણ ગૅલિલિયો. ૧૫૬૪માં તેનો જન્મ; પ્રણાલિકા-ગત શિક્ષણની પકડમાં આવ્યો; સત્યનો આધાર ન હોય તેવી બનાવટી ધર્મની માન્યતામાંથી મુક્તિ મેળવવા મથતો તે એક સાચો દર્શનશાસ્ત્રી બન્યો.

ઍરિસ્ટોટલે વહેતી કરેલી માન્યતાઓને પડકારી ગણિતશાસ્ત્રનાં દ્વાર ખોલ્યાં, યુનિવર્સિટી ઑફ પિસામાં ગણિતશિક્ષણને નવું રૂપ આપ્યું; પ્રયોગપદ્ધતિ અને વૈજ્ઞાનિક તારણો મેળવવાના અભિગમને ઘાટ આપ્યો અને પદાર્થ પડવાની માન્યતાને ખોટી સાબિત કરી પ્રવેગની સંકલ્પનાને જન્મ આપ્યો. આ બધાં કાર્યો અને પરિણામો સામે વિરોધનો વંટોળ ઊઠયો. વેનિસની વિશ્વવિખ્યાત યુનિવર્સિટી ઑવ પૅડુઆમાં ગયો અને વિદ્યાર્થીઆલમ ત્યાં આકર્ષાઈ.

દૂરબીન શોધ્યું અને વિરાટ વિશ્વનાં દર્શન કરાવ્યાં; ગુરુના ચાર ઉપગ્રહોને નીરખ્યા અને અન્યને પ્રભુજગતનાં પારખાં કરાવ્યાં.

કૂપમંડુકિયા દર્શનશાસ્ત્રીઓને, ધર્મગુરુઓને આ બધું પ્રભુની સત્તા ઉવેખવા જેવું લાગ્યું અને ગૅલિલિયો-ને સત્તર વર્ષો સુધી નજરબંધીમાં રાખવાનું પ્રભુના નામે મહાપાપ વહોર્યું...કારણ આ મહાન વિજ્ઞાનીઓ પ્રભુ પ્રત્યેની અવિરત આસ્થાને આ રીતે વ્યક્ત કરી છે.

"God reveals Himself every moment in the majesty of nature's laws. Science is the lens through which we see these laws, and then it can only advance."

આ પ્રભુમયી વિજ્ઞાની ૧૬૪૨માં મૃત્યુ પામ્યો અને તે જ વર્ષે આઈઝેક ન્યૂટનનો જન્મ થયો. કેવો યોગાનુયોગ!!!

એનો જન્મ થયો ત્યારે પરિચારિકાએ તેનું દૌર્બલ્ય જોઈ કહ્યું કે, "આ બાળક આજ સાંજ સુધીમાં નહિ હોય, પણ પ્રભુએ આ મહાન આત્માની મારફત ૮૪ વર્ષો સુધી લીલા રચી.

કેમ્બ્રિજમાં પ્રાધ્યાપક થયા બાદ આ મહાનુભાવે જે નિબંધ વાંચ્યો તેનાથી મહાવંટોળ વીંઝાયો, વિરોધીઓના ઉકળાટ બાદ તેણે ગૌરવપૂર્વક પ્રત્યુત્તર વાળ્યો.

"I see a man must either resolve to put out nothing new or become a slave to defend it."

કૅલક્યુલસ – કલનગણિતના મૌલિક સિદ્ધાંતો જ્યારે ન્યૂટને વહેતા કર્યા, ત્યારે વિદ્વેષના વિષથી ભરેલા પ્રતિસ્પર્ધીઓએ આરોપ મૂક્યો કે તેણે જર્મનીના વિલ્હેમ ફોન લેબેનીટઝના સિદ્ધાંતોને ખૂબીપૂર્વક તફડાવ્યા છે.

એવે સમયે એક પ્રત્યાહ્વાન ફેંકાયું. જૉન બર્નોતિએ બે વણઉકેલ્યા કૂટપ્રશ્નો રજૂ કરી ગણિતજ્ઞોને એક વર્ષમાં ગણી આપવાની અવધિ આપી.

જર્મનીનો વિલ્હેમ ફોન લેબેટ્નીઝ વર્ષને અંતે એમાંનો એક ગણી શક્યો, જ્યારે ન્યૂટને માત્ર વીસ કલાકમાં બંનેનાં અણીશુદ્ધ ગણનને અંકિત કરી દીધાં. બેનોલિએ ન્યૂટનને પ્રશંસાથી પુરસ્કૃત કર્યો : "The lion is known by his claws."

આ ભવ્ય સિંહમાનવની એક બીજી પ્રભુતા પણ ઓળખવા જેવી છે. તે સમયના રાજખગોળવિદ એકમન્ડ હેલીને કેટલાક ગ્રહોની કક્ષા ગણવામાં પરસેવો છૂટી જતો હતો. તે એક સમીક્ષા લઈને ન્યૂટન પાસે ગયો. ન્યૂટને પોતાના કાગળો ઉખેળી કેટલાક પત્રો કાઢ્યા. વીસ વર્ષ પહેલાં તૈયાર થયેલા એ કાગળોમાં એ તમામ ગ્રહોની કક્ષાની ગણતરી અવતરિત થઈ ગઈ હતી. મેધાવી હેમીને કળતર ન વળે તેવું આશ્ચર્ય થયું. આ બધા કાગળો હેમીએ લઈ લીધા અને પોતાના ખર્ચે ન્યૂટન રચિત "પ્રિન્સિપિયા"નું પ્રકાશન કર્યું.

આ મહાન વિજ્ઞાનીએ પણ વૈશ્વિક ગતિવિધિ જગન્નિયતાનાં દર્શન આ રીતે કર્યાં.

Though Tid Sand Ebbs I saw the Supreme Creator."

કોણ કહેશે કે વિજ્ઞાનીઓ નાસ્તિકતાની મૂર્તિ બની રાચે છે?

આવો મહાન પુરુષ કેવું સાદું જીવન આનંદથી માણતો હતો તેનું એક જ્વલંત દર્શન કરીએ. પ્રજ્ઞાશીલ અને શાનદાર જીવન ગાળતા એક મહાનુભાવે આશ્ચર્ય વ્યક્ત કરતાં ધૂમ્રપાન ન કરવાનું કારણ પૂછ્યું... અત્યંત ઉદાત્ત પ્રકારનો સહજ ઉત્તર મળ્યો : "Because I do not want to acquire any new necessity."

એક ત્રીજા સાહિત્યિક વિજ્ઞાનીના જીવનમાં ડોકિયું કરીએ, તે પહેલાં જાતઅનુભવમાંથી એ વિજ્ઞાનીએ કેટલાંક સાહિત્યિક પ્રકારનાં જીવનતથ્યો આપ્યાં છે તે જોઈએ.

"Early to bed and Early to rise makes a man healthy, wealthy and wise".
"Experience keeps a dear school, yet fools will learn in no other."
"He that goes a-borrowing goes a-sorrowing."
"Nothing is inevitable but death and taxes."
"Half a truth is often a great lie."
"Now I have a sheep and a cow, everybody bids me good morrow."
"Approve not of him who commends all you say."
"Having been poor is no shame, but being ashamed of it, is."
"Love your neighbour, yet don't pull down your hedge."
"It is ill manners to silence a fool, and cruelty to let him go on."

વિજ્ઞાની બેન્જામિન ફ્રેન્કલિનના સાહિત્યિક માનસે આકાશી વિદ્યુતને રેશમદોરીએ ધરતી પર ઉતારી અને ઘણાં મૌલિક સંશોધનોનો યશ પોતાને બદલે અન્યને પણ આપ્યો. નાનપણમાં ઉગ્ર વાદવિવાદમાં ઊતરનારો પરિપક્વ વયે સ્વાનુભવી ઉક્તિ મૂકતો ગયો.

"Quarelling is like an insect–bite which can infect you if you scratch it."

બેન્જામિન ફ્રેંકલિનને ભવ્ય અંજલિ કાર્લ ફોન ડોરેને આપી તે સર્વથા સાચી જ હતી :

"In my age, in any place, Franklin would have been great. Mind and Will, Talent and Art, Strength and Ease, Wit and Grace met in him, as if nature had been lavish and happy, when he was shaped."

આ જ રીતે ડાર્વિને પણ અનેક પ્રતિકારો સહન કર્યા છતાં, એના અનેક શિષ્યોએ અને તેમાં એના પટ્ટશિષ્ય તથા પ્રખર વિજ્ઞાની હક્સ્લેએ અંજલિ અર્પી :

"Never by any word of his, was God denied nor the soul of man."

પ્રખર વિજ્ઞાની માર્કોની જન્મ્યો ત્યારે એક નોકરે તેના મોટા કાન પ્રતિ કૌતુક વ્યક્ત કરતાં કહ્યું : "What big ears he has!"

માર્કોનીની માતાએ દેવવાણીનો શો ઉત્તર વાળ્યો,

"With these ears he will be able to hear still small voice of the air'.

આ આશીર્વાદથી માર્કોનીએ વિશ્વને બિનતારી સંદેશની ભેટ વિશ્વચરણે ધરી.

ટોમસ આલ્વા એડિસન આજે અઢાર અઢાર કલાક સુધી કાર્યમાં રત રહેતો. તે માનતો કે :

"Sleep is like a drug. Take too much at a time and it makes you dozy. You lose time, vitalities and opportunities".

પ્રશાંત મહાસાગર શી એની પ્રતિભા એક વાર કસોટીએ ચડી. ૧૯૧૪ના ડિસેમ્બરની રાત્રિએ તેના એક ભવ્ય કાર્યપ્રયોગ – મંદિરમાં આગ લાગી. વયોવૃદ્ધ એડિસન પર તેની માઠી અસર થશે એમ માની તેનો પુત્ર બગીચામાં પિતાની ખોળ કરતો ગયો. ત્યાં એડિસને પુત્રને કહ્યું, "જલદી જા તારી માતાને બોલાવ. આવી મનોરમ્ય આગ ફરી જોવા નહિ મળે."

આખી રાતના જાગરણ બાદ સવારે બધા કાર્યકર્તાઓને એકત્ર કરી કહ્યું :

"We're rebuilding . . . you can always make a capital out of disaster . . . we'll build bigger and better on the ruins."

અને આમ કહી ટેબલ ઉપર જ એક કલાકને માટે કોટનું ઓશિકું કરી સૂતો.

એ કહેતો હતો કે :

"Genius is one percent inspiration and ninety percent perspiration."

અસંખ્ય શોધોની છોળો ઉડાડનાર આ વિજ્ઞાની તો બહેરો હતો. કોઈ મિત્રે પૂછ્યું કે, "તમે બહેરા સાંભળી શકે તેવું યંત્ર બનાવી ઉપયોગ કરો તો કેવું સારું?' તડાક કરતો ઠાવકો ઉત્તર એડિસને વાળ્યો :

"How much have you heard in the last twenty four hours that you couldn't do without. A man has to shout before me and remember that a man who has to shout can never tell a lie."

આવા અનેક વિજ્ઞાનીઓના માનવ્યનાં દર્શન કરાવતી ગાથાઓમાં વિજ્ઞાનીઓ ડોકિયું કરે. વિજ્ઞાનના અભ્યાસીઓ આવી જીવનકથાઓ વાંચે તો અતીતની સાચી સંપત્તિના વાહકો બની શકે તેમાં નવાઈ નથી. વિજ્ઞાનશિક્ષણનો આવો અભિગમ આપણી રોજિંદી અન્ય પદ્ધતિઓમાં વણાતો રહે તો કેવું?

* * *

# ☆ ☆ ☆ विज्ञान : रवीन्द्रनाथकी दृष्टि

**डॉ० शिवनाथ, प्रा. विश्वभारती, शांति-निकेतन, बोलपुर**

अपनेको स्वयं कवि कहनेवाले और जगत्-संसारमें कविकी हैसियतसे ही माने जानेवाले रवीन्द्रनाथने विज्ञान–सम्बन्धी चिंतना भी की है, सुननेमें यह बात अजीब-सी लगेगी; मगर यह उक्ति चौंकानेके लिए नहीं की गई है। बाल्यकालसे लेकर जिन्दगीके आखिरी दिनों तक विज्ञान-विषयक अपनी अभिरुचिकी और इसके बारेमें अपने चिंतनकी एवं जीवन-समाजके चौमुख दायरोंमें इसके प्रवेशके आग्रहकी बात, रवीन्द्र-नाथने आत्म-जीवनी-जैसी अपनी किताबोंमें जगह निकाल-निकाल कर कही है। 'जीवनस्मृति'का 'नाना-विचार आयोजन' देख लें, 'छेलेबेला'के बीचवाले अंश देख लें, 'विश्वपरिचय'का 'समर्पण' भाग देख लें, मेरी बात साफ हो जायगी।

बड़ी छोटी उमरमें ही एक दिन माँ और उनकी सखियोंकी मजलिसमें सुना आए कि "सूर्य पृथिवीसे नौ करोड़ मील दूर है।"[1] तब उनकी उमर शायद बारह सालकी थी। उस समयकी बात वे कहते हैं कि विज्ञानका "स्वाद मिला, इसीलिए लिखा था, जीवनमें वही मेरी प्रथम धारावाहिक रचना थी और वह वैज्ञानिक सामग्रीको लेकर थी।"[2] वस्तुतः यह रचना थी ज्योतिर्विज्ञान विषयक।

यह एक जानकारीकी बात है कि रवीन्द्रनाथ बहुत पढ़ते भी थे और पढ़नेकी उनकी किताबोंमेंसे बहुत-सी विज्ञान-विषयक होती थीं। उनके निकट सम्पर्कमें रहनेवाले तो कहते हैं कि ८० प्रतिशत किताबें विज्ञानकी होती थीं। रवीन्द्रनाथकी ही बात सुनिए न : "क्रमागत पढ़ते-पढ़ते मनका एक वैज्ञानिक मिजाज यों ही बन गया था। आखिरी उमरमें मन अभिभूत है, नव्य प्राकृततत्त्वसे –– वैज्ञानिक मायावादसे।"[3] उनकी यह बात भी जान रखनी जरूरी है कि "ज्योतिर्विज्ञान और प्राणविज्ञान केवल इन्हीं दो विषयोंने मेरे मनको झकझोड़ा है।"[3]

असल बात है कि चिंताके क्षेत्रमें रवीन्द्रनाथ वैज्ञानिक और भावके क्षेत्रमें कवि थे। चिंताक्षेत्रके विज्ञानने अनजाने ही भावक्षेत्रमें प्रवेश कर अपना प्रभाव–विस्तार किया है उनके विशुद्ध साहित्य पर। रवीन्द्रनाथके पूरे जीवन और साहित्य पर आधुनिक युगके विज्ञान-चिंतनका गहरा प्रभाव पड़ा है; इसे बेहिचक कहना चाहें, तो कह लें। अर्थात् हम रवीन्द्रनाथको विज्ञानी चाहे न कहें; मगर उनकी चिंतन-धारा, उनकी जीवनधारामें विज्ञान बूंद-बूंद पड़ा है। इसका प्रमाण उनके साहित्यकी सारी विधाओंमें मिल सकता है न कह, कहें कि मिलता है। उनके काव्यसाहित्य, नाट्यसाहित्य, कथासाहित्य, निबन्ध-साहित्यमें विज्ञान-चिंतनकी बिंदु-श्रृंखला दिखाई पड़ती है। मतलब यह कि उन्होंने जीवन और साहित्यमें वैज्ञानिक दृष्टि अपनायी है।

बिना जीवन-बोधके कोई असल साहित्य-स्रष्टा नहीं हो सकता और जीवन-बोधके लिए यह भी जरूरी है कि वह अपने अगल-बगल, ऊपर-नीचे फैले विश्व-जगत्का भी बोध करे। रवीन्द्रनाथने इस व्यापक बोधके लिए विज्ञानके अपने अध्ययन और चिंतनको सहायक बनाया है। बंगला साहित्यमें जीवन एवं विश्व-जगत्के बोधके लिए विज्ञानको अपनाकर चलने पर जोर दिया था पहली बार बंकिमचन्द्रने। बहुत संभव है कि रवीन्द्रनाथने इस क्षेत्रमें बंकिमचन्द्रसे प्रभावित होकर उनकी दृष्टिका फैलाव पूरे तौरसे अपने जीवन तथा साहित्यमें भी किया हो।

रवीन्द्रनाथका एक वैज्ञानिक मिजाज यों ही बन गया था। नतीजा यह हुआ कि अंधविश्वास तथा अन्धपरम्पराको उन्होंने न अपने जीवनमें अपनाया और न अपने साहित्यमें। विज्ञान-चिंतनका फल उन्हींके मुँहसे सुनिए : "अन्धविश्वासकी मूढ़ता पर अश्रद्धाने मुझे बुद्धिकी उच्छृंखलतासे बहुत अंशोंमें, आशा है,

बचाया है।"[३] इसीका फल यह भी है कि उनके मतसे "विज्ञानसे जो मनका खाद्य संग्रह करते हैं वे तपस्वी हैं।"[३] उनकी ही बात पर नजर रख हम उन्हें भी तपस्वी मानें, तो गलत बात न होगी।

वैज्ञानिक मिजाज बन जानेकी वजहसे ही भारतीय चिंताधारामें आकंठ डूबे रहते हुए भी अपनी तर्कबुद्धिके मुताबिक सही, डार्विनके विकास-वाद पर रवीन्द्रनाथकी पूरी आस्था थी। यह जाना जा चुका है कि वे ज्योतिर्विज्ञान और प्राणतत्त्वसे ज्यादा प्रभावित हैं। विकास-वादको इन तत्त्वोंकी कड़ी मान सकते हैं। डार्विनके अनुसार प्रकृति एवं वनस्पतिके विकासके उच्च स्तरके बीचसे ही मानव विकसित हुआ है। इसीलिए रवीन्द्रनाथकी धारणा है कि प्रकृति एवं वनस्पतिके साथ मानवका सगापन है। इनके साथ सगेपनके बोधकी भावना 'छिन्न पत्रावली,' 'वनवाणी' काव्यसंग्रह; 'सोनार तरी,' 'वसुंधरा' नामकी कविताओंमें विशेष रूपसे पाई जा सकती है। अपने काव्य-साहित्यमें प्रसंगके दौरमें रवीन्द्रनाथने भुवन-रचनाकी वैज्ञानिक दृष्टिका आकलन किया है। जड़-चेतन तक पहुँचनेवाली उनकी कल्पना ज्योतिर्मय विश्वके रहस्य तक पहुँचती है विज्ञानके ही सहारे। उनके कथा-साहित्यमें एक ओर विशुद्ध विज्ञानका प्रभाव है, तो दूसरी ओर मनःशास्त्रीय पद्धति और चिंतनाका।

रवीन्द्रनाथके निबन्ध-साहित्यमें विज्ञानके नाना तत्त्वोंका विवरण-विवेचन मिलेगा। रवीन्द्रनाथके विज्ञान-चिंतनके फलस्वरूप उनके निबन्ध-साहित्यमें विज्ञानके विषयमें लिखे गए लेखोंके सहारे हम उनके विज्ञान-चिंतनके बारेमें बहुत-सी बातें जान पाते हैं। इनमेंसे सबसे बड़ी बात यह है कि वे समाजको वैज्ञानिक चिंतनके रास्ते पर ले जाना चाहते थे। और, इसके लिए सबसे मौजूं माध्यम है शिक्षा। इसीलिए रवीन्द्र-नाथने पाठचकोटिके ग्रन्थोंमें विज्ञानके जटिलसे जटिल, किन्तु उपयोगी अनेक विषयोंको स्वायत्त कर उन्हें सरलसे सरल बना बोधगम्य भाषामें लिखा है। 'विश्व-परिचय' लिखनेका लक्ष्य यही है। इसी पर दृष्टि रख जगदीशचन्द्र वसुके आविष्कारोंको बोधगम्य बनाकर उन्होंने बँगला भाषामें कई लेख लिखे थे। इसी लक्ष्य पर दृष्टि रखकर उन्होंने कहा भी था कि "शिक्षा जिन्होंने शुरू की है आरंभसे ही विज्ञानके भांडारमें नहीं, तो विज्ञानके आँगनमें उनका प्रवेश करना अत्यावश्यक है।"[४]

जीवन और समाजमें फैले अंधविश्वास एवं अंधपरंपराको तोड़नेके लिए रवीन्द्रनाथने कुछ ऐसे विज्ञान-विषयक निबंध लिखे हैं जो अपने विषयके अधिकारी विज्ञानियोंके मतोंकी आलोचना-प्रत्यालोचनाके आधारपर तैयार किये गये हैं। उनका ऐसा ही एक निबंध है 'अभ्यास-जनित परिवर्तन'। यह 'पाठसंचय' नामक पाठचग्रंथमें संगृहीत है। इस निबंधके पूर्वपक्षको रवीन्द्रनाथने इस प्रकार उठाया है: "अभ्यास द्वारा हमारे अंग-प्रत्यंगमें परिवर्तन हो सकते हैं, . . . किंतु ऐसे अभ्यास और कृत्रिम कारणोंसे सारे परिवर्तन वंश-परंपरागत होते हैं या नहीं, इस संबंधमें आजकल वैज्ञानिकोंके बीच आलोचना-प्रत्यालोचना चल रही है"।[५] रवीन्द्रनाथने दिखलाया है कि हर्बर्ट स्पेंसरकी मान्यता ऐसे परिवर्तनके पक्षमें है। मैं इसे स्पष्ट कर कहूँ, तो कहूँगा कि एक आदमी अभ्याससे हाथोंका कारीगर हो गया और उसकी वंश-परंपरामें हाथोंके कारीगर ही पैदा होते रहेंगे। हर्बर्ट स्पेंसर यही स्थापित करना चाहते हैं। मगर, इस मतके खिलाफ हजार-हजार दृष्टांत मिलते हैं और यह बात अंधविश्वाससे भरी है, क्योंकि यह जरूरी नहीं है कि बढ़ईकी वंशपरं-परामें बढ़ईका काम करनेवाले शिल्पी ही पैदा होते रहें। रवीन्द्रनाथने इस अंधविश्वासको तोड़ना चाहा है वाइसमान, वैलेसे—जैसे वैज्ञानिकोंके मतों द्वारा, जो मानते हैं कि "विकासवादमें अभ्यासका कोई स्थान नहीं है,"[६] क्योंकि "बहुतसे आधुनिक विकासवादियोंकी दृष्टिसे सहजात सुविधाएँ प्राणियोंमें स्थायी होती हैं, अभ्यास-जनित सुविधाएँ नहीं।"[६]

कहा गया है कि एक ओर जगदीशचंद्र बसु वैज्ञानिक आविष्कार कर रहे थे और दूसरी ओर वैज्ञा-निक चिंतकके प्रति आस्थाके कारण रवीन्द्रनाथ उनके आविष्कारोंको अपने सरल लेखों द्वारा लोकसामान्य-में प्रचारकी चेष्टा चला रहे थे। इसके भी प्रमाण मिलते हैं कि रवीन्द्रनाथने जगदीशचंद्र बसुको न जाने कितनी तरहसे उनके आविष्कारोंके लिए सहायता की थी।

रवीन्द्रनाथके जीवनमें एक और बड़े विज्ञानी आए थे आइंस्टाईन। इन दोनोंकी मुलाकात और बातचीत दो बार हुई थी। पहली बार ये लोग मिले थे बर्लिनमें। यह सितंबर, सन् १९२६ ई०की बात है। इनकी बातचीतका सारांश 'एशिया' पत्रिकामें छपा था और इसका बँगला अनुवाद छपा 'विचित्रा' के बँ० सं० आश्विन १३३८के अंकमें। दूसरी बार ये लोग मिले १४ जुलाई, सन् १९३० ई०में पूथ नामकी जगह पर। इस बारकी इनकी बातचीत रवीन्द्रनाथके 'दि रिलिजन ऑव् मैन' के परिशिष्ट अंशमें छपी है।

विज्ञानी आइंस्टाईन और कवि रवीन्द्रनाथ जीवन-जगत्के रहस्य, इनके बारेमें अपनी-अपनी जिज्ञासा तक अलग-अलग रास्तेसे चलकर भी पहुँचे हुए, एक ही जगह दिखाई पड़ते हैं। यह बात दूसरी है कि कभी-कभी ये दोनों एक ही जगह नहीं भी पहुँचे हैं; मगर अनेक मुकामों पर ये पहुँचे हैं एक ही जगह। इनके वार्तालापोंकी महीन जानकारीसे यह बात साफ है।

असलियत यह है कि सत्य-संधानी दोनों हैं–विज्ञानी भी और कवि भी। फर्क है दोनोंके प्रस्थानमें। विज्ञानी जीवन-जगत्का सत्य ढूंढ़ता है वैज्ञानिक प्रयोगके माध्यमसे किसी वस्तुके छोटेसे छोटे टुकड़ेके सत्यको जाँचकर। फिर इन सभी सत्योंको मिलाकर पूर्ण वस्तुके पूर्ण सत्यकी उपलब्धि तक वह पहुँचता है। कवि जीवन-जगत्के सत्यको ढूंढ़ता है अनुभूति, बोध तथा भावनाके माध्यमसे। और, इस माध्यम द्वारा वस्तुको टुकड़े-टुकड़े न जाँच उसके सबके सबकी जाँचके सहारे सत्य तक पहुँचता है। इस तरह दोनोंके प्रस्थानमें तो अंतर होता है, मगर दर्शनमें भेद नहीं हो पाता, उपलब्धिमें अंतर नहीं आ पाता। आखिर-में दोनों एक ही जगह पहुँचते हैं।

रवीन्द्रनाथके नाट्य-साहित्यमें विशेष जोर है यंत्र पर, मगर यंत्रवाद पर नहीं; वे यांत्रिकताके विरोधी सर्वत्र रहे हैं। यंत्रको वे मानव-कल्याणके लिए इस्तेमालमें लाना चाहते हैं, उसे आदमीका देवता नहीं मानते। वे विज्ञानको मानवका दास बनाना स्वीकार करते हैं, न कि मानवको विज्ञानका दास। इस संदर्भमें उनकी यह बात ध्यानमें रखनेकी है कि "यूरोपीय सभ्यतामें विज्ञानके अध्ययन-मननके सामने यदि कोई बड़ी नैतिक साधना हो तो वह है बाह्य प्रकृतिके हाथसे सब तरहके भारसे आदमीको बचाना, और है मनुष्यके मनको ही मशीनसे न बाँध प्राकृतिक शक्तिको ही मशीनसे बाँध उससे समाजका काम कराना। यह बात निश्चित है कि विज्ञानको एक ओर हटाकर केवल हाथ चलाकर देशका व्यापक दारिद्र्य किसी भी तरह दूर नहीं हो सकता।"[७]

संसारके कुछ भाग आज विज्ञानके दास हो गए हैं। विज्ञानने इन भागोंकी बुद्धिका नाश शायद कर दिया है और 'बुद्धिनाशात् प्रणश्यति।' इस संदर्भमें रवीन्द्रनाथकी दृष्टि समझी जाय, तो कहेंगे कि वे विज्ञान द्वारा जीवन और समाजमें आत्मरक्षाका मार्ग प्रशस्त कर प्रज्ञान अर्थात् उच्चस्तरीय विद्या द्वारा अमरत्वका मार्ग विस्तृत करना चाहते हैं। इसीको ऋषिकी वाणीमें कह लें कि अविद्या अर्थात् विज्ञान द्वारा मृत्युको जीते और प्रज्ञान अर्थात् उच्चस्तरीय विद्या द्वारा अमृत पान करे : अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते।

नीचेके सभी सन्दर्भित ग्रन्थ 'विश्वभारती ग्रंथालय', कलकत्तासे प्रकाशित हैं और प्रकाशन-तिथि 'बँगला संवत्'की है, इसलिए सर्वत्र प्रकाशका उल्लेख न कर ग्रन्थोंकी पृष्ठसंख्या तथा 'बँ० सं०' विना लिखे प्र० तिथि दी जा रही है:

१. छेले बेला, पृ० ४२; १३५१.
२. विश्वपरिचय, समर्पण, पृ० ४–५; १३४६.
३. वही, पृ० ६.
४. वही, पृ० १.
५. पाठ-संचय, पृ० १३९; १३४९.
६. वही, पृ० १४१.
७. कालांतर, पृ० २६५; १३५५.

## ☆ ☆ ☆ मुद्रण-कलाके प्रवर्तक गुटेनबर्ग

**श्री नरेन्द्रदेव विद्यालंकार, अध्यापक, बनिता विश्राम विद्यालय, बंबई**

मनुष्यने अनेक आविष्कार किये हैं। उनसे मानव-जातिका कल्याण भी हुआ है और उसकी हानि भी हुई है। अगर हम विचार करें कि किस आविष्कारने मनुष्यका अधिकतम कल्याण किया है तो मुद्रण-कलाको प्रथम स्थान मिलेगा।

आज तो ज्ञान-प्रचारके अनेक साधन हैं। बेंजामिन फ्रेंकलिनने आकाशीय विद्युत्का पतंग उड़ाते हुए अनुभव किया और उस बातकी प्रसिद्धि अपने प्रेस द्वारा कर दी, क्योंकि उसका अपना एक प्रेस भी था।

मुद्रण-कलाके साथ जागृतिका युग आया। मुद्रण-कलाके बिना मनुष्य-जाति अन्धकारमें पड़ी रहती। इसीसे मुद्रण-कला मानव-जातिके लिए एक बड़ा वरदान सिद्ध हुई है। अज्ञानके अन्धकारसे अन्धे लोगोंको ज्ञानका अंजन लगाकर इसने उनकी आँखें खोल दी हैं।

इस आविष्कारको अभी पाँच सौ वर्ष ही हुए हैं। इन पाँच सौ वर्षोंकी पिछले हजारों वर्षोंसे तुलना कर देखें तो इसका महत्व हमारी समझमें आ जायगा।

प्राचीन-कालमें ज्ञान हस्तलिखित साधनों द्वारा एक व्यक्तिसे दूसरे व्यक्तिके पास जाता था। वह इनेगिने लोगोंमें ही सीमित था। १४५६ ई० से पहले ब्लॉक प्रिन्टिग नामकी छपाई-पद्धति प्रचलित थी। इस पद्धतिमें लकड़ीके तख्ते पर छापी जानेवाली वस्तुके सिवाय बाकी भाग खुरच डाला जाता था। छापी जानेवाली वस्तु उभरी रहती थी। आज भी यह पद्धति साड़ियाँ छापनेमें इस्तेमाल की जाती है। यह पद्धति बड़ी धीमी थी और लकड़ी पर खुदाईके लिए जानकार लोगोंकी जरूरत पड़ती थी। इस प्रकारकी पद्धतिसे ताशके पत्ते छापे जाते थे। अक्षरोंकी छपाई गुटेनबर्गके पहले भी होती थी, पर उनसे एक ही प्रति छापी जा सकती थी।

मध्ययुगमें ढाले गये अक्षर भी पाये जाते हैं। जहाँ जहाँ सिक्के या तमगे ढाले जाते थे, वहाँ पर धातु पर स्थिर रूपसे अक्षरकी छपाई ज्ञात थी। गुटेनबर्गसे पूर्व चीनियोंको भी छपाईकी कला मालूम थी। १००० ई० के लगभग चीनमें मिट्टीके टाइप तैयार किये जाते थे। कोरियामें भी गुटेनबर्गके पूर्व धातुके टाइप मिलते हैं। मगर चीनी लिपि इस आविष्कारके अनुकूल न थी। गुटेनबर्गको भी इसके बारेमें कोई जानकारी न थीं।

**गुटेनबर्गके पूर्वकी पुस्तकें**—यूरोपमें मठोंमें लिखाईका काम होता था। एक पुस्तक सामने रखकर उसकी नकल लिख कर की जाती थी। इसमें बड़ा समय लगता था। हमारे देशमें चीनसे आये विद्वानों-को पुस्तकोंकी नकल करनेमें बड़ा समय लगता था। हमारे देशमें मध्ययुगके बादशाह कुरानकी नकल करते थे। यूरोपमें अधिकतर बाइबलकी नकलें की जाती थी।

आजकल हम जो पुस्तकें देखते हैं वे कागज पर छपी होती हैं, उनकी जिल्द बँधी होती है, उनके पन्ने पलटकर हम पढ़ सकते हैं और पढ़नेके बाद अलमारीमें रख सकते हैं। मगर हमेशा ऐसा न था। पुराने वेबिलोनमें लोग अपनी पुस्तकें नरम मिट्टीकी पाटों पर लकड़ीसे कुरेद कर लिखते थे और बादमें उन्हें ईंटकी तरह भट्टीमें पका लेते थे। ऐसी प्राप्त पाटोंसे हमें पाँच हजार वर्ष पूर्वकी सभ्यताकी जानकारी मिलती है। मगर ये बड़ी संख्यामें छापी नहीं जा सकती थीं, जैसा कि इसके चार हजार वर्ष बाद गुटेनबर्गके किया। मिसरके लोग अपनी किताबें लंबे भोजपत्र पर लिखते थे और बादमें उन्हें लपेट कर

रख लेते थे। पढ़ते समय आदमी जो भाग पढ़ना चाहता था उतना ही खोला जाता था। इस प्रकारकी पुस्तकोंके पुस्तकालय भी थे। इन किताबोंको नली जैसे गोल डिब्बोंमें रखा जाता था और नामकी छोटी-सी पट्टी लगा दी जाती थी।

ईसाके जन्मके बाद पुस्तकें पृष्ठोंके रूपमें आईं। मठोंमें भिक्षु पार्चमेन्ट पर लिखते थे और फिर उनको सी लेते थे। ऐसी पुस्तकें बहुत कीमती होती थीं। उनकी जिल्दें धातुके पतरेकी होती थीं और हाथीदाँत एवं जवाहिरोंसे सजाई हुई होती थीं। पुस्तकोंकी माँग बढ़ने पर इनके कारखाने खुले। एक आदमी लिखाता था और कई लोग एक साथ लिखते थे। इस प्रकारकी पुस्तकोंमें श्रुतलेखनकी भूलें रह जाती थीं। चित्रोंके समावेशसे इनकी कीमत बढ़ जाती थी।

बादमें लकड़ीके तख्ते पर सारा पृष्ठ कुरेद लिया जाता था। इस पर स्याही लगाकर कागज रखके छाप लिया जाता था। इस तरहकी पुस्तकें 'ब्लॉकबुक्स' कहाती थीं। इनके लिए अनेक तख्तोंकी जरूरत पड़ती थी। इनमेंसे बहुत कम पुस्तकें आज बची हैं।

**सुनहरा माइन्त्स शहर**—जिस सदीमें गुटेनबर्गका जन्म हुआ वह सदी अशान्ति और परिवर्तनोंसे भरी थी। पुरानी राजसत्ताएँ नष्ट हो रही थीं और नई सत्ताएँ जोर पकड़ रहीं थीं। गुटेनबर्ग माइन्त्स शहरके एक सामन्तका पुत्र था। माइन्त्स शहर पश्चिम जर्मनीमें माइन और राइन नदीके संगम पर बसा है। उत्तरकी ओर जानेवाले मार्ग और पूर्वी-पश्चिमी जनमार्ग पर स्थित होनेसे इसका विशेष व्यापारिक और राजनीतिक महत्व रहा है। उन दिनों यह 'सुनहरा माइन्त्स'के नामसे प्रसिद्ध था। यहाँ अनेक मठ थे। जितनी हस्तलिखित पुस्तकें यहाँ थीं उतनी और किसी शहरमें न थीं। १३९७ ई० में इस शहरमें योहानेस गुटेनबर्गका जन्म हुआ। उसका पारिवारिक नाम गेन्जेफ्लाइश था, पर वह अपनेको गुटेनबर्ग कहता था।

सिक्कोंकी कटाई और मुहरें बनानेमें माइन्त्सके कारीगर प्रसिद्ध थे। संभव है कि उस समयके पोप और जर्मनीके राजाओंके स्वर्ण-मुकुट यहीं बनते रहे हों। अपनी युवावस्थामें गुटेनबर्गने स्वर्णकारकी कला सीखी। गहने गढ़नेकी कुशलता और धातु पर अक्षर खोदनेकी कलाने ही आगे चलकर सीसेमें ढाले जानेवाले अक्षरोंको जन्म दिया। गुटेनबर्गने सीसेके जादूसे जो अक्षर गढ़े, उन्हें दुनियाने सोने, हीरे, और जवाहरातसे भी अधिक कीमती माना।

यह क्रांतिका युग था। न केवल व्यापारके क्षेत्रमें नई चीजें दाखिल हो रही थीं, बल्कि नये नये विचार भी पैदा हो रहे थे। ज्ञान-पिपासा बढ़ती जा रही थी। पेरिस, प्राग, बोलोना, वियेना, हाइडलबर्ग और एरफुर्टके विश्वविद्यालयोंमें विद्यार्थियोंकी संख्या बढ़ती जा रही थी। विद्वान् और सुधारक ईसाई धर्ममें सुधारकी आवाज उठाने लगे थे। उधर इस्लामकी ताकत बढ़ रही थी। कुस्तुनतुनियाका पतन हो चुका था। हागिया-सोफियाका गिरजा मसजिद बन चुका था और यूरोपकी पूर्वी सीमाओं पर तुर्कोंका भय बढ़ता जा रहा था। नये प्रदेशोंकी खोजमें जहाजी बेड़े निकल पड़े थे। मार्टिन बेहाइमने पृथ्वीका प्रथम भौगोलिक ग्लोब तैयार किया था। ईसाई धर्म-सुधारने चिंतनमें क्रांति मचा दी थी।

प्राचीन समयसे मनुष्य सादी चीजसे सोना बनानेका प्रयत्न करता आया है। पारस-मणिकी खोजके लिए इस समय भी प्रयत्न हो रहे थे।

**स्ट्रासबर्गमें निवास**—शहरमें रहनेवाले सामन्तों और कारीगरोंके झगड़ोंके कारण गुटेनबर्ग माइन्त्स शहर छोड़कर स्ट्रासबुर्ग चला आया। यह शहर भी राइन नदीके किनारे बसा है। दोनों शहर कला और व्यापारके केन्द्र थे।

स्ट्रासबुर्ग शहरका नाम हमेशा मुद्रण-कलासे सम्बद्ध रहेगा। यहीं गुटेनबर्गने अपने प्रारंभिक परीक्षण किये, जिनका परिणाम माइन्त्स शहरमें छपी बाइबलके रूपमें आया। किशोरावस्थासे ही गुटेनबर्गको



मुद्रणकला के प्रवर्तक : श्री. गुटेनबर्ग
(वुडकट चित्र)

## मुद्रण-कला के आद्य-प्रवर्तक गुटेनबर्ग

जिनके अथक पुरुषार्थ से अर्वाचीन युग का प्रवर्तन हुआ और विद्या-प्रसार एवं ग्रंथ-प्रकाशन का क्षेत्र पल्लवित और पुष्पित हुआ । मुद्रण और ग्रंथ-प्रकाशन की दिशामें एक नई मुस्करा-हटका संचार हो गया तथा यूरोप एवं समस्त विश्व की संस्कृतिमें एक नया ही उल्लास प्रकट हुआ । जर्मन-प्रजा की सत्व-शीलता, प्रयोग-वीरता और नव-नवोन्मेष–शालिता के इस उत्साही वारस-दार ने विश्व को जो दाय प्रदान किया है, वैसा दाय अन्य किसीने शायद ही दिया होगा ।



भोजपत्र, ताड़-पत्र, शिला-छपाई और प्रतिलिपि-कारों की कला के बीच में जिस समय ग्रंथ-प्रकाशन और मुद्रण-व्यवसाय अवरुद्ध होकर प्रमाद में पड़ गया था, ऐसे समय में उसकी संशोधन-शील प्रज्ञा आलस्य तोड़कर खड़ी हो गई । उसने स्वयं मुद्रण-कला की खोज करके, प्रथम मुद्रणालय स्थापित करके, विश्व को संस्कृति-प्रचार और प्रसार का एक अमूल्य साधन प्रदान किया । पीछे के पृष्ठ पर श्री. गुटेनबर्ग ने जो प्रथम छापाखाना खड़ा किया था, उसकी व्यावसायिक प्रवृत्ति को वुडकटकार ने तादृशरूप में प्रस्तुत किया है । इस प्रकार हमारे सांस्कृतिक इतिहास के एक उज्ज्वल प्रकरण को इस कलाकार ने अमर बना दिया है ।

